# प्रकाशकनुं निवेदन

"विविध ग्रंथमाळा"ना एकत्रीसमा वर्षना सळंग ग्रंथांक ३४९ थी ३५०रूपे अने संवत १९९८ ना प्रथम पुस्तक तरीके आ ग्रंथ प्रसिद्ध थाय छे.

पूज्यपाद स्वामीश्री अखंडानंदजीना अवसानना दुःखद समाचार छापांओ द्वारा वाचक बंधुओना जाणवामां आव्या हशे. सने १९४१ना जुलाई मासमां कार्यालयनुं जाहेर ट्रस्ट थयुं अने ते पछी आम टूंकी मुदतमां ज ईश्वरे तेमने आपणी वच्चेथी उपाडी लीधा होवाथी कार्यालयनो समस्त भार हवे ट्रस्टीओ उपर आवी पड्यो छे. शारीरिक प्रकृति जोतां कंई नहि तो बीजां बे-चार वर्ष तो ए खेंची काढशे एम लागतुं, परंतु ईश्वरे कंई बीजुं ज धार्युं हशे. तारीख ५-१२-४१ नी रात्रिए नडियादमां खुरसी उपरथी पडी जवाथी तेमना जमणा पगे गंभीर इजा पहोंची अने जमणा पगना थापा नीचेनुं हाडकुं तूटी गयुं. ते पहेलां तेमने केटलांक वर्षथी पक्षाघात तो लागु पडेलो हतो ज. तेथी आ पगनी इजाने आंचको तेमने ज्वरमेगु नीवड्यो अने लगभग बे मासनी मांदगी भोगवी तेमणे तारीख ३-१-४२ ना रोज देहत्याग कर्यो.

तेमनी ईश्वर उपरनी अविचळ श्रद्धा आवी गंभीर मांदगीमां पण आश्चर्यमां गरकाव करी देती. कार्यालयना काममां पोताने ईश्वरे साधनरूप बनावेल होई, कार्यमां जे अने जेवी श्रद्धा तथा खबरदारी राखवी जोईए, ते राखवा तेओ जीवनना छेल्ली पळ सुधी चूक्या नथी. आवा एकनिष्ठ कर्मयोगीनी जग्या पुरावी अशक्य छे. आम छतां तेमणे करेला ट्रस्टडीडनी रूए आ संस्थानुं कार्य पूर्ववत् चालु रहेशे अने ए संबंधमां ट्रस्टीमंडळना प्रमुख श्रीयुत मनु सूबेदारनुं जाहेर निवेदन आ पछीनां पृष्ठोमां छपायुं छे, ते तरफ वाचक बंधुओनुं ध्यान खेंचवामां आवे छे.

"विविध ग्रंथमाळा"ना ग्राहकोने विविध प्रकारनुं उ
वाचन मळे, ए माटे सद्गत स्वामीजी घणी आमळथी ...

એ કરી રાખતા. એ મુજબ તેમની પસંદગીનાં ઉત્તમ પુસ્તકો હજી પણ ચાર-પાંચ વર્ષ સુધી ગ્રાહકોને આપી શકાય એટલું હસ્તલિખિત લખાણ(મેટર) તૈયાર પડ્યું છે. આ વર્ષમાં આ ઉપરાંત બીજાં બે પુસ્તકો પણ તેમની હયાતીમાં જ પ્રેસમાં અપાઈ ગયેલા, તે હવે પછી તૈયાર થતાં ગ્રાહકબંધુઓને મોકલી અપાશે.

આ ગ્રંથમાં (૧) સ્વામી બ્રહ્માનંદજી, (૨) મહાપુરુષજીની કથા અને (૩) મહાપુરુષજીની પત્રાવલિ એ નામથી પ્રસિદ્ધ થયેલાં ત્રણ બંગાળી પુસ્તકોનો અનુવાદ અપાયો છે. તે પૈકી પ્રથમ અપાયલા **સ્વામીશ્રી બ્રહ્માનંદજી**ના ચરિત્ર સંબંધમાં જણાવવાનું કેઃ—

સ્વામીશ્રી બ્રહ્માનંદજી મહારાજ શ્રીરામકૃષ્ણ પરમહંસ દેવના શિષ્ય હોઇ કેટલી ઉચ્ચ કોટિએ પહોંચેલા હતા, એ આ પુસ્તકમાં શરૂમાં આપેલા તેમના સંક્ષિપ્ત પરિચય ઉપરથી સહેજે જણાશે.

શ્રીરામકૃષ્ણ મઠના સાધુઓ અને ભક્તો તેમના સ્વમુખેથી શંકાસમાધાનભરી અપૂર્વ વાણી સાંભળવાને જિજ્ઞાસુભાવે અનેક વાર વિવિધ વાર્તાલાપ કરતા હતા. પ્રસંગોપાત્ત વાર્તાલાપરૂપે મહારાજશ્રીએ જે અમૂલ્ય ઉપદેશો આપ્યા છે, તે સાધુ અને ભક્તોમાંના કોઇ કોઇએ લખી રાખ્યા હતા. આ પુસ્તકમાં તેનો કેટલોક ભાગ એકત્ર કરીને પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. પુસ્તકના છેવટના ભાગમાં પરિશિષ્ટરૂપે મહારાજશ્રીના કેટલાક ઉપદેશપૂર્ણ પત્રો પણ પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે.

એ પછી પરમહંસ રામકૃષ્ણ દેવના બીજા પરમ શિષ્ય **સ્વામી શ્રી શિવાનંદજી**ની જીવનકથા તેમજ કથાપ્રસંગો અપાયા છે.

આ વાતો જુદે જુદે સમયે જુદા જુદા માણસોને વ્યક્તિગત ઉપદેશરૂપે કહેવામાં આવેલી છે, છતાં તેમાં એક પ્રકારનો સાર્વજનિક ભાવ રહેલો હોઇ, તેનાથી અનેકોને અવશ્ય લાભ થાય તેમ છે. કેમકે મહાપુરુષોનાં જીવન અને કથાપ્રસંગો સર્વ કોઇને ખાસ મનન-ચિંતન કરવા યોગ્ય હોય છે.

પોતાના જીવનના જે બનાવોનો ભક્તો આગળ કથાપ્રસંગે તેઓ ઉલ્લેખ કરી ગયા છે, એ બધા એકઠા કરીને પુસ્તકના પ્રથમ ભાગમાં "સંક્ષિપ્ત જીવનચરિત્ર"રૂપે પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે.

તેનાથી તેમના પવિત્ર જીવનનો કંઇક આભાસ પ્રાપ્ત થશે. તેમના લખેલા ત્રણ બંગાળી નિબંધો પણ પરિશિષ્ટરૂપે આપવામાં આવેલા છે. તે ઉપરાંત તેમના પત્રો જુદા પુસ્તકરૂપે બંગાળીમાં પ્રસિદ્ધ થયેલા, તેનો અનુવાદ કરાવી લઇને પણ આમાં અપાયો છે.

શુદ્ધિપત્ર પાન ૧૫ ઉપર છપાયું છે, તે મુજબ ગ્રંથ સુધારી લઇને જ વાંચવા વિનંતિ છે.

આ પછીનાં પૃષ્ઠોમાં અનુવાદકના બે બોલ અને તે પછી મૂળ પુસ્તકમાં છપાયલી સ્વામીશ્રી વિજ્ઞાનાનંદજીની અને સ્વામીશ્રી શુદ્ધાનંદજીની ભૂમિકાઓ છપાઇ છે, તે તરફ વાચકબંધુઓનું ધ્યાન ખેંચવામાં આવે છે.

છેલ્લાં લગભગ અઢી વર્ષથી ચાલી રહેલી લડાઇને લીધે મોંઘવારી દિવસે દિવસે વધ્યે જ જાય છે. એ મોંઘવારી છતાં એ સમય દરમિયાન આ સંસ્થાદ્વારા અગાઉના ઓછા મૂલ્યના ધોરણે જ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે અને એજ રીતે બની શકશે ત્યાંસુધી એ રીતે જ પ્રસિદ્ધ થયા કરશે. પરંતુ મોંઘવારીનો ઓછો-વધતો બોજો વેઠી લેવો પડે છે; આથી વધુ કમીશન આપવું હવે પરવડી શકે નહિ એ સ્વાભાવિક છે. એટલે હવે કમીશનનું આગલું ધોરણ રદ કરીને તા. ૧૫-૩-૪૨થી આ સાથે વહેંચાયલા છૂટા સૂચીપત્રમાં જણાવેલા ધોરણ પ્રમાણે રૂપિયા ૨૫) કે તે ઉપરાંતનાં સંસ્થાનાં પુસ્તકો ખરીદનારને ૧૦ ટકા, રૂા. ૫૦) કે તે ઉપરાંતનાં ખરીદનારને ૧૨॥ ટકા અને રૂા. ૧૦૦) કે તે ઉપરાંતનાં ખરીદનારને ૧૮॥ ટકા-કમીશન અપાશે.

અંતે એટલું જ જણાવવાનું કે જે મહાત્માઓએ અસંખ્ય નરનારીઓના જીવનપ્રવાહને પલટાવીને તેને ભગવાનનાં શાંતિમય ચરણો તરફ વાળી દીધો હતો, તેમનો આમાં અપાયલો અમૂલ્ય ઉપદેશ વાચકબંધુઓને ઉન્નતિ પ્રાપ્ત કરવામાં કોઇ ને કોઇ રીતે હિતકારી નીવડશે એવી આશા છે.

ફાગણ વદિ ૭, સંવત ૧૯૯૮ — સસ્તુ સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ તરફથી
ત્રિભુવનદાસ કહાનજી ઠક્કર

# સારામાંઠા પ્રસંગે જ્ઞાનલ્હાણી

પોતેજ પૂર્ણ જ્ઞાની થઇને બીજાઓને જ્ઞાન આપવું, એ તો કોઇકથીજ બને; પરંતુ મહાન જ્ઞાનીઓના ઉપદેશ અને ચરિત્રને લગતાં ઉમદા પુસ્તકો તો સર્વ કોઇ બીજાઓને આપી શકે તેમ છે.

સારામાઠા પ્રસંગો ઉપર માત્ર થોડાક વધુ ખર્ચથી (કે ઘી વગેરેમાં થોડી કસર કરીને પણ) શારીરિક ખાનપાન ઉપરાંત એવા માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પણ પ્રત્યેક મહેમાન, સગાં, કુટુંબી, મિત્ર, પાડોશી, જ્ઞાતિબંધુ, બ્રાહ્મણ, વિદ્યાર્થી વગેરેને ભેટ અપાય, તો તે ગમે તેવાં મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતાં તેમને માટે વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

હકીકત આવી હોવાથી આ સંસ્થાનાં અને બીજાં પુસ્તકોમાંથી પસંદ પડે તે તે લોકોપકારક પુસ્તકો પોતાને ત્યાં આવતા નાનામોટા પ્રસંગે વહેંચીને, ધનના સદુપયોગની સાથે જ્ઞાનચારિત્ર જેવી ઉત્તમ વસ્તુના પ્રચારનું શ્રેય સમજુ મનુષ્યે અવશ્ય મેળવવું જોઇએ.

છૂટથી ખર્ચ કરવા ઇચ્છનાર સજ્જન ધારે તો કોઇએક ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને વહેંચી-વહેંચાવી શકે અને મધ્યમ કે ઓછો ખર્ચ કરનારો હોય, તો કોઇએક ઉત્તમ પુસ્તકની યથાશક્ય પ્રતોની લહાણી કરી શકે. જો એકથી વધુ જાતનાં સારાં સારાં પુસ્તકો લીધાં હોય, તો ભેટ લેનારને તેમાંથી પોતાને મનગમતું પુસ્તક ઉપાડી લેવાની સગવડ મળી શકે; અથવા તો બીજી કોઈ સારી હજાર-પાંચસો પુસ્તિકાઓની લહાણી કરી શકાય. છેવટે એકાદ રૂપિયો ખર્ચવો હોય તો તેટલા વડે પણ ધર્મગ્રંથોમાંની અસરકારક શિખામણો સુખેથી વહેંચી શકાય.

# जाहेर निवेदन



પૂજ્ય સ્વામીજીના અણધાર્યા થયેલા દુઃખદ અવસાનને લીધે આ સંસ્થાના કાર્યવહનની સઘળી જવાબદારીઓ ટ્રસ્ટીમંડળ ઉપર આવી છે. ટ્રસ્ટીમંડળના બે સભ્યો સક્રિય રીતે સંસ્થાની સંભાળ રાખે છે અને બાકીના સભ્યો સંસ્થાને પોતાથી બનતી તમામ સલાહ તથા સહાય આપે છે. ટ્રસ્ટીમંડળ સંસ્થાના કાર્યને ચાલતું રાખવાને તેમજ તેને વ્યાપક કરવાને ઇચ્છે છે; પરંતુ ચાલુ યુદ્ધને કારણે અનેક અંતરાયો આવી નડે છે. કાગળો મળવા મુશ્કેલ થયા છે અને તેના ભાવ પણ બેહદ વધી ગયા છે. વળી પૂંઠાં, છીંટ, શાહી ઇત્યાદિ સર્વ વસ્તુઓ પણ હદ બહારની મોંઘી થઇ ગઈ છે.

આ વિષમ સંજોગોમાં ટ્રસ્ટીમંડળ જાહેર જનતાને વિનંતિ કરે છે કે, તેઓ આ સંસ્થાને સહાય કરે. જ્યાં જ્યાં ગુજરાતીઓની વસ્તી હોય, ત્યાં ત્યાં અગત્યના દરેક શહેરમાં **સહાયકારી માનદ ટ્રસ્ટીઓ** નીમવાની ટ્રસ્ટીમંડળ ઇચ્છા રાખે છે. આ સહાયકારી ટ્રસ્ટીઓ પોતાના સ્થાનિકવિસ્તારો વિષે માહિતી આપે અને તે તે વિસ્તારોમાં સંસ્થા સંબંધી હકીકતોનો ફેલાવો કરે, એવી ટ્રસ્ટીમંડળ અપેક્ષા રાખે છે. કયારેક આ મિત્રો સંસ્થાનાં પુસ્તકો જે તે ધણીને પહોંચતાં કરવામાં તેમજ પુસ્તકોનાં નાણાં વસૂલ કરવામાં અને એ રીતે ટપાલ તથા મનિઑર્ડર વગેરે ખરચોનો બચાવ કરવામાં મદદરૂપ થઈ શકે. એ ઉપરાંત સામાન્ય રીતે આ સહાયક ટ્રસ્ટીઓ આ સંસ્થાની 'વિવિધ ગ્રંથમાળા' તેમજ તેનાં હાલ મળતાં બીજાં પુસ્તકોની ઉત્તમતા વિષે જનતાને પરિચિત રાખે; અને એ રીતે એ 'વિવિધ ગ્રંથમાળા'ના ગ્રાહકો વધારવામાં

તેમજ સંસ્થાનાં બીજાં પુસ્તકોનું વેચાણ વિકસાવવામાં તેઓ સહાયક થાય.

આ સંસ્થા સસ્તા મૂલ્યે ઉત્તમ સાહિત્ય ફેલાવવાનું જે કાર્ય કરી રહી છે, તેમાં મદદરૂપ થઇ પડે એવી હરકોઇ સૂચના કરવાને ટ્રસ્ટીમંડળ ગુજરાતી જનતાને વિનતિ કરે છે. બીજી સહાયોનો પણ સહર્ષ સ્વીકાર કરવામાં આવશે. ખાસ કરીને લગ્ન અને એવા બીજા માંગલિક પ્રસંગો ઉપર ભેટ કે બક્ષિસરૂપે અપાતી બીજી વસ્તુઓને બદલે પુસ્તકોની લહાણી કરવાની પ્રથા પાડવામાં આવે, એ ઇચ્છવા યોગ્ય છે. કોઇ પ્રિયસ્વજનના અવસાન જેવા દુઃખદ પ્રસંગોએ તો, આ સંસ્થાએ પ્રકટ કરેલાં લગભગ સો જેટલાં ધાર્મિક પુસ્તકોમાંથી અમુક કે બધાંની લહાણી કરવામાં આવે એ એક પુણ્યકાર્ય છે. ઉપર કહ્યા તેવા કે તેના જેવા બીજા કોઈ પણ પ્રસંગોએ આવી લહાણીઓ કે ઇનામો દ્વારા જ્ઞાનપ્રચાર કરી પુણ્ય હાંસલ કરી શકાય. આ અને એવી બીજી જે કોઇ રીતે જાહેર જનતા આ સંસ્થાને સહાય આપશે, તે હર્ષપૂર્વક સ્વીકારવામાં આવશે.

આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયેલાં વિવિધ વિષયો ઉપરનાં હાલ મળતાં સો જેટલાં પુસ્તકો એક સારા પુસ્તકાલયના પાયારૂપ થઇ શકે એમ છે. આત્મસ્વરૂપસ્થિત **સ્વામીશ્રી અખંડાનંદજી** જેવા કર્મયોગી મહાત્માએ તે પુસ્તકોની ઝીણવટથી ચૂંટણી કરી પ્રસિદ્ધ કરેલાં છે. એ પુસ્તકો આપણા ભારતવર્ષની આર્યસંસ્કૃતિનો અમૂલ્ય વારસો છે. પોતાના વતનને સ્થળે આ ગ્રંથોની ભેટ આપવાથી અમુક કોઇનું ચિરંજીવ સ્મારક થાય છે, એટલુંજ નહિ પરંતુ એ પાયા ઉપર નાનું પુસ્તકાલય શરૂ કરાવીને ગ્રામજનોને સંસ્કારી વાચન પૂરું પાડી તેમની આત્મિક ઉન્નતિ કરવાનું પુણ્ય હાંસલ કરી શકાય.

એવા નાના પુસ્તકાલય માટે વધુ દાન તેમજ વધુ પુસ્તકો મેળવીને, તેને વિશાળ અને કાયમી પુસ્તકાલયનું સ્વરૂપ પણ આપી શકાય. ગુજરાતનાં તમામ ગામોમાં આ પાયા ઉપર પુસ્તકાલયો સ્થાપવાની એક યોજના વગદાર મંડળોમાં અત્યારે ચર્ચાઇ રહી છે. આથી ઈશ્વરે જેમને સારી સાધનસંપત્તિ અને સદ્બુદ્ધિ આપી છે, તેઓ ગામડાંઓમાં રહેતા પોતાના દેશબાંધવોને આ રીતે પુસ્તકો લઈ આપીને સહાય કરે, તો પુસ્તકાલયની ઉપલી યોજનાને સારો એવો વેગ મળે એમ છે.

આ સંસ્થાનાં પ્રકાશનો સારા કાગળ ઉપર છાપવામાં આવ્યાં છે. તેમાં અક્ષરો પણ મોટા અને સુવાચ્ય હોય છે. આ સંસ્થાએ જનતાને કદી પણ ઊતરતું વાચન પીરસ્યું નથી અને તેની સાથે કદી પણ નફાની દૃષ્ટિ પણ રાખી નથી. તેણે હંમેશાં ખરચેલાં નાણાંનું પૂરેપૂરું વળતર આપે એવું ઉત્તમોત્તમ વાચન જ આપ્યું છે. એટલે અત્યારના સંજોગોમાં **જેમનામાં સાહિત્યની ભક્તિ છે, ગુજરાતની ભક્તિ છે અને દેશની ભક્તિ છે, તેમના તરફથી સહાય તથા સહકાર મેળવવાને આ સંસ્થા હક્કદાર છે.** આશા છે કે, તેઓ આ સંસ્થાને ઉપર કહ્યા પ્રમાણે પોતાથી બનતી બધી પ્રકારની સહાય અને સહકાર આપશે.

પૂજ્ય સ્વામીશ્રી અખંડાનંદજીએ પોતાના સાધુજીવનનો મોટો ભાગ ધાર્મિક અને સામાજિક સાહિત્યના ફેલાવામાં આપ્યો છે. તેમના માટેના સ્મારકગ્રંથનું પ્રકાશન ટ્રસ્ટી મંડળ કરવાનો ઇરાદો રાખે છે. આ સ્મારકગ્રંથમાં 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય' તરફથી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોમાંથી થોડા નમૂનાના ચૂંટાયેલા લેખો આપવામાં આવશે. વાચકવર્ગમાંથી જે કોઇ સજ્જન પોતાને જે લેખથી ઘણો ફાયદો થયો હોય, તેવા લેખોનું સૂચન ટ્રસ્ટી મંડળને લખી મોકલશે, તો બને

તેટલા એવા લેખોનો સમાવેશ આ સ્મારક ગ્રંથમાં અત્યંત આભાર સહિત કરવામાં આવશે આ ઉપરાંત સ્વામી શ્રીઅખંડાનંદજી જે અત્યંત શ્રદ્ધાળુ અને તપસ્વી જીવન ગાળતા હતા, તેમની સાથે ગુજરાતના ઘણા સજ્જનોને પ્રસંગો પડ્યા હશે. એ પ્રસંગોમા તેમણે અનેક બોધવાક્યો અને શુભ સૂચનાઓ કરી હશે એવા પ્રસંગોનુ વર્ણન કોઈ સજ્જન લખી મોકલી આપશે, તો ટ્રસ્ટીમંડળ અત્યંત આભારી થશે સ્વામીજીમાં નમ્રતાનો અને દુખીઓ તરફ દિલસોજીનો ભાવ ઘણો ગાઢો હતો ભગવાનની ઇચ્છા ઉપર તેમને તીવ્ર શ્રદ્ધા હતી જે સંતોએ ભારતનુ આત્મીય ગૌરવ જાળવ્યુ છે અને વધાર્યું છે, તેમા સ્વામીજીનુ સ્થાન અદ્વિતીય રહેશે, પોતાની જાતને (ખરાબ અને અવગુણસાગર ભિક્ષુ કહીને) તેમણે પોતાના મોટાપણાનો-પ્રાઢ સાધુત્વનો દાખલો બેસાડ્યો છે ધાર્મિક સાહિત્યના પ્રકાશનમા તેમની મોટી કામગીરી ગુજરાતના જીવનમાં અમૂલ્ય થઈ પડી છે. તેમના સ્મારક વખતે તેમના થોડાક બોધવાક્યો અને પ્રસંગો જાહેર કરવાની ટ્રસ્ટીમંડળ અભિલાષા રાખે છે તે કામમા જે ભાઈઓ કોઈ પણ જાતની મદદ કરી શકતા હોય, તેમને ટ્રસ્ટીમંડળને લખવા માટે આગ્રહભરી નમ્ર વિનતિ છે

આ સ્મારકગ્રંથ વિષે વધુ હકીકતો હવે પછી જાહેર કરવામા આવશે. પણ કોઈ સારા કાર્યને માટે કોઇ ભાઈને આ સ્મારકગ્રંથની ૫૦૦ કે ૧૦૦૦ કે એથી વધુ નકલ લઇ વિદ્યાર્થીઓમા કે લગ્નપ્રસંગે કે ગમે તે કારણે લહાણી કરવા ખરીદવી હોય, તો તેમણે ટ્રસ્ટીમંડળ સાથે પત્રવ્યવહાર કરવો.

તારીખ
૧૧-૨-૪૨

સસ્તુ સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ તરફથી
મનુ સૂબેદાર
પ્રમુખ

# અનુવાદકના બે બોલ

## (સ્વામીશ્રી બ્રહ્માનંદજી વિષે)

"આધ્યાત્મિકતામાં રાખાલ અમારા સૌથી મહાન છે." વિવેકાનંદ

"રાખાલ નિત્ય સિદ્ધ છે...... જન્મ્યા ત્યારથી ઈશ્વરપ્રેમી છે. સાક્ષાત્ શંકર છે." —પરમહંસદેવ રામકૃષ્ણ

સ્વામી વિવેકાનંદજી અને પરમહંસદેવજીનાં આ વચનોના સાચા અધિકારી, બેલુર મઠની પહેલી પચ્ચીશીના પ્રમુખ રાખાલ મહારાજ ઉર્ફે સ્વામી બ્રહ્માનંદજીની જીવનકથા, કથાપ્રસંગો, ઉપદેશો તથા પત્રોના આ પુસ્તકનો અનુવાદ કરવાનું સદ્ભાગ્ય આ લખનારને મળ્યું, તે પૂજ્ય સ્વામીજી અને પરમ મંગલમયની કૃપા જ છે.

સંન્યાસી થવા નીકળેલા યુવાન સુભાષચંદ્રને 'ચાલ્યો જા, ચાલ્યો જા, સંન્યાસ તારે માટે નથી, તું તો સંસારમાં પાછો જા અને દેશની સેવા કર' આ વાણી સંભળાવનાર આ જ રાખાલ મહારાજ. તેઓ પરમહંસદેવના વિવેકાનંદજી જેવા જ સમોવડિયા અને પ્રિય શિષ્ય હતા. તેમનું આ પુસ્તક સૌને વાચન–મનન લાયક અને આધ્યાત્મિક માર્ગે આગળ વધારનાર લાગશે જ. મને તો માંદગીને બિછાનેથી ભિક્ષુજી જાણે અનેક બાબતો સમજાવી ગયા ન હોય, એમ જ લાગ્યા કર્યું છે. જીવનમાં ઊતરે તેટલું અહોભાગ્ય જ.

કલકત્તાથી થોડે દૂર ગંગાકિનારે આવેલા બેલુર મઠનાં દશ્યો ઘણાં સુંદર, અવર્ણનીય અને હૃદયસ્પર્શી છે. ત્યાં બ્રહ્માનંદજીનું સમાધિમંદિર છે. ત્યાંની શ્વેત આરસની મૂર્તિનાં દર્શન તો અનેક વાર કર્યાં છે. પણ આ પુસ્તકના અનુવાદ દ્વારા તેમના આંતરિક સમાગમનો અલભ્ય લાભ જ મળ્યો છે, તેવો જ લાભ વાચકોને પ્રાપ્ત થાઓ.

નહિ સમજાતા થોડા શબ્દો વગેરેના સ્પષ્ટીકરણ માટે સ્વામીશ્રી અઘોરાનંદજીની મદદ મેં લીધેલી, તે બદલ હું તેમનો ઋણી છું. મૂળનો ભાવાર્થ સાચવીને જ આ ભાષાંતર કર્યું છે. છતાં ક્યાંય દૃષ્ટિદોષ રહ્યો હોય, તો તેનો દોષ મારે માથે જ છે.

દેવશયની એકાદશી,
કલકત્તા–૧૯૯૫

સંતચરણરજોરેણુ
ત્ર્યંબકલાલ મા. શુક્લ

# મૂળ પુસ્તકની ભૂમિકા

શ્રી. રાખાલ મહારાજની કૃપા અનેક વાર અમારા ઉપર થયેલી છે. પરમહંસદેવની ઉપદેશવાણી તેમણે અમારી આગળ કેટલીયે વાર તેમની મધુર વાણીમા સંભળાવેલી ને કહેલું કે, "દેવદેવીઓ હોવાની વાત સત્ય છે, એ કલ્પના નથી." તેઓ તેમનાં સાક્ષાત્ દર્શન કરતા અને તેમની સાથે વાતો કરતા તેમજ તેમના પ્રત્યુત્તરો સાંભળતા. એક તરફ સ્વામીજીનો નિરાકાર અનુભવ અને એક બાજુ રાખાલ મહારાજના દેવદેવીઓનાં દર્શન એ બન્ને વચ્ચેથી ઈશ્વરનું સમ્યક્ દર્શન થઇ શકે છે. શ્રી. રાખાલ મહારાજને હું અનેકાનેક પ્રણામ કરું છું. આશા છે કે, તેમના આ ઉપદેશ સૌનું મહાકલ્યાણ કરશે અને મનની શંકાઓ દૂર કરશે.

બેલુર મઠ,
આસો–૯ ૧૯૪૩.

—સ્વામી વિજ્ઞાનાનંદ

# અનુવાદકના બે બોલ

**( સ્વામીશ્રી શિવાનંદજી વિષે )**

**अज्ञानतिमिरांधस्य ज्ञानांजन शलाकया ।**
**चक्षुरुन्मिलितं येन तस्मै श्री गुरवे नमः ॥**

વર્ષો પહેલાં આ લખનારના જીવનને સેવા, સત્સંગ અને સહવાસનો લાભ આપી જેમણે અજવાળ્યું હતું, તે સ્વામી શ્રીઅખંડાનંદજી અને જેમનાં દર્શન, ચરણસ્પર્શથી ચિત્ત પ્રસન્ન થઇ અવર્ણનીય આનંદ પ્રાપ્ત થયો હતો, તે શ્રી માતાજી, શ્રી અરવિંદ અને મહર્ષિ રમણનાં ચરણોમાં પ્રણામ કરીને આ ચિત્તપાવન અને સત્સંગપ્રદ પુસ્તક વિષે બે બોલ લખવા શરૂ કરું છું.

મહાપુરુષજી મહારાજનાં દર્શનનો લાભ મને ૧૯૩૨-૩૩માં સ્વ. જમનાલાલજી બજાજનાં બાળકો સાથે મળ્યો હતો. અને તેમના ખોળામાં મસ્તક મૂકીને આશિષ પણ લીધી હતી.

શ્રીરામકૃષ્ણ મિશન અને મઠના તેઓ સને ૧૯૨૨ થી ૧૯૩૮ સુધીના પ્રમુખ હતા. નિરભિમાની, ભક્તહૃદય, પરમહંસદેવને ખોળે ખેલતા બાળક સમા ને તેમને ચરણે અર્પણ થઈ ગયેલા શિવાનંદજી મહારાજ ખરેખર દિવ્ય વિભૂતિ હતા. ભગવાનને ખોળે ખેલતા બાળક જ જોઈ લો ને! તેમનાં આ પુસ્તકોનો અનુવાદ કરવાનું સદ્‌ભાગ્ય આ લખનારને મળ્યું, તે ભગવાનની કૃપા જ છે અને પરમ પૂજ્ય ભિક્ષુ અખંડાનંદજીનો સ્નેહપ્રસાદ જ છે.

આ ગ્રંથ એક સત્સંગની ગરજ સારે તેવો છે અને પત્રો તો પુણ્ય જીવનના યાત્રીને માર્ગદર્શક નીવડે તેવા છે. મને ઊઠેલી કેટલીક શંકાઓ અને પ્રશ્નોનું તો એમાંથી સમાધાન મળી ગયું છે.

**મહાપુરુષોનાં જીવનચરિત્રોનું વાચન જીવનને ઉન્નત બનાવે છે, તે દૃષ્ટિએ આપણા ગુજરાતી સાહિત્યમાં જીવન-ચરિત્રોનું સાહિત્ય જેટલું વધે ને ફેલાય તેટલું ઉપકારક** છે જ. આ પુસ્તકમાં મહાપુરુષજી મહારાજની બધી વાનીઓ પીરસેલી છે. તે વાચકોને ઉચ્ચ પ્રકારનો રસાસ્વાદ આપનાર અને આનંદદાયક નીવડો, એવી પ્રાર્થનાપૂર્વક **हरिः ॐ तत्सत्** ।

ચૈત્ર વદિ ૫, ૧૯૯૭ — અખંડ-ચરણરજોષુ
**કલકત્તા** — **ત્ર્યંબકલાલ મા. શુક્લ**

# भूमिका

દેહાભિમાની જીવ સર્વ પ્રકારનાં દોષ, દુર્બળતા ઓળંગીને **शुद्धमपापविद्धं अवाङ्‌मनसागोचरं** । બ્રહ્મસ્વરૂપ થવાનો ઉચ્ચ આદર્શ રાખે છે અને તેને માટે કર્મ, ભક્તિ, યોગ, જ્ઞાન વગેરે સર્વ સાધનો વડે આગળ વધવાનો પ્રયત્ન કરે છે. પરંતુ તે

જેટલો આગળ વધે છે, તેટલો જ જાણે કે તેનો અંતિમ આદર્શ દુર્લભ–વિશેષ દુર્લભ લાગે છે. કેટલીક વાર તે ઊંડી નિરાશાના સમુદ્રમાં ડૂબકીઓ ખાય છે ને ક્યારેક ક્યારેક એ નિર્ગુણ સચ્ચિદાનંદ, સગુણ સાકારરૂપ ધારણ કરીને જીવનાં સુખદુઃખ પોતે સ્વીકારીને તેના પ્રત્યે અતિશય સહાનુભૂતિસંપન્ન કરુણાધનરૂપે આવિર્ભાવ પામે છે. ત્યારે જીવો એ અવતારની અવતારલીલાનું નિરીક્ષણ કરીને સહજ સ્વભાવે એ અવતારના અવતારી પરબ્રહ્મ તરફ આગળ વધે છે. આ અવતારોની સાથે તેમના ઘનિષ્ઠ અંતરંગ પુરુષોનું પણ આગમન થાય છે. તેઓ પણ સામાન્ય જીવો અને અવતારો વચ્ચે સેતુરૂપ બનીને તે જીવોને તેમના આખરી લક્ષ્ય–પરબ્રહ્મની પ્રાપ્તિમાં મદદ કરતા રહે છે. તેથી તેમનાં જીવન અને કથા પ્રસંગોનું મનન પરિશીલન પણ જિજ્ઞાસુઓને વિશેષ કલ્યાણકારી છે. આ નાનકડા પુસ્તકમાં **સ્વામી શિવાનંદજીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર** અને તેમના વાર્તાલાપો પ્રસિદ્ધ કરીને પ્રકાશકે શ્રીભગવાન રામકૃષ્ણ દેવના અનન્ય લીલાસહચારનો તાદૃશ ચિતાર સામાન્ય જનો આગળ રજૂ કરીને તેમનું મહાકલ્યાણ કર્યું છે. અમે ઇ. સ. ૧૮૯૦ થી ૧૯૩૪ સુધીનાં લગભગ ૪૪ વર્ષો વિવિધ અવસ્થામા તેમના સમાગમ અને ઉપદેશશ્રવણનું સદ્ભાગ્ય પ્રાપ્ત કર્યું હતું. તેમના અવસાન પછી નવું પ્રસિદ્ધ થયેલું આ પુસ્તક તેમના એ સર્વ પવિત્ર સંસ્મરણો જાગૃત કરે છે. જેમણે ક્યારેય પણ તેમનો પ્રત્યક્ષ સમાગમ પ્રાપ્ત કર્યો છે, તેમના સદ્ભાગ્યની તો વાત જ નથી; પરંતુ જેમણે તેઓને ક્યારેય જોયા નથી, તેઓ પણ તેમના આ પુસ્તકને વાંચીને તેમની એક પ્રકારની જીવતી જાગતી છબી જોઇ શકશે અને તે તેમના આધ્યાત્મિક જીવન માર્ગની ઉન્નતિ કરવામાં વિશેષ મદદ આપશે એવી મને ખાતરી છે.

શ્રીરામકૃષ્ણ મઠ–બેલુર.
૧ લી ઓગસ્ટ, ૧૯૩૪

—શુદ્ધાનંદ

# अनुक्रमणिका

## સ્વામીશ્રી બ્રહ્માનંદજી



## સ્વામીશ્રી શિવાનંદજી



# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૨ | તેઓ અમાપ | અમાપ |
| ૭ | ૨૪ | પાનસપુત્રને | માનસપુત્રને |
| ૧૧ | ૮ | જગનના | જગતના |
| ૪૯ | ૮ | જડતી | ઝડતી |
| ૫૦ | ૧૬ | તુર્યાવસ્થામાં | તુરીયાવસ્થામાં |
| ૫૫ | ૧૯ | પત્રમુર્વા | પત્રમૂર્વા |
| ૬૭ | ૨૨ | બવાટવીં ગોથમાં | બવાટવીમાં ગોથાં |
| ૬૮ | ૭ | સેવાકર્યો | સેવાકાર્યો |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૪ | ૨૪ | गुरुवे | गुरवे |
| ૧૪૬ | ૫ | જણુશો | જણુશે |
| ૧૬૧ | ૨૧ | યોગાવાશિષ્ઠ | યોગવાસિષ્ઠ |
| ૧૭૧ | ૨૯ | संसारस्वनं | संसारस्वप्नं |
| ૧૭૧ | ૨૯ | मोहिनिद्रा | मोहनिद्राम् |
| ૨૧૩ | ૧૪ | ફૂળ- | ફુળ |
| ૨૧૬ | ૧૭ | ઉચ્ચરાના | ઉચ્ચારાતા |
| ૨૨૧ | ૧૩ | वहु जनहिताय | वहुजनहिताय |
| ૨૨૩ | ૨૨ | એમે. | એમ |
| ૨૩૨ | ૫ | રાખ્યો | રાખ્યા |
| ૨૪૩ | ૧૪ | બોલવતા | બોલાવતા |
| ૨૪૩ | ૨૧ | વેસ્ટર | વેબ્સ્ટર |
| ૨૪૮ | ૨ | ભગવાનનું | ભગવાનનું |
| ૨૫૭ | ૨૬ | ચતુર્દશીને | ચતુર્દશી ને |
| ૨૫૮ | ૧૮ | એલ. | એક. |
| ૨૬૨ | ૨૧ | ક્રારિદ્ર | દારિદ્ર |
| ૨૫૫ | ૪ | હરિમહાજ- | હરિમહારાજ- |
| ૨૬૬ | ૧૬ | पुरुपः | पूरुपः |
| ૨૭૫ | ૧૭ | सउ | स उ |
| ૨૭૯ | ૭ | °सौरव्यं | °सौख्यं |
| ૨૭૯ | ૮ | भूवि | भुवि |
| ૨૮૬ | ૧ | વ્યોમાસૂર | વ્યોમાસુર |
| ૨૯૪ | ૧૫ | ગણું જ | ઘણું જ |
| ૩૦૨ | ૧૦ | नियमाना | नीयमाना |
| ૩૦૬ | ૫ | तारयनीः | तारयन्ति |
| ૩૪૪ | ૯ | બ્બાલ | બાલ |
| ૪૦૭ | ૨૨ | વાર્તાએ | વાર્તાઓ |




શ્રીરામકૃષ્ણદેવ કહેતા કે, "રાખાલ મારો પુત્ર છે—માનસ-પુત્ર છે." આ કથનનો અર્થ સમજવાની અમારામાં શક્તિ નથી. આ કથનનું તાત્પર્ય "ગુરુ તેવાજ ચેલા" જેવું હોય, તો તો પિતા–પુત્ર બન્નેને જોવાનું અસીમ સદ્ભાગ્ય જેમને પ્રાપ્ત થયું છે, તેઓજ કંઈક સમજી શકે કે, શ્રીરામકૃષ્ણદેવ "રાખાલ મારો પુત્ર છે" એમ કેમ બોલતા હતા.

જેઓ શ્રીરામકૃષ્ણદેવના આ માનસપુત્રના ગાઢ સંબંધમાં આવ્યા છે, તેઓ કહે છે કે, મહારાજ (શ્રીરામકૃષ્ણદેવના સંઘમાં "સ્વામીજી" કહેતાં જેમ વિવેકાનંદજી, તેજ પ્રમાણે "મહારાજ" કહેતાં શ્રીબ્રહ્માનંદજી સમજાય છે.) તેઓ અમાપ બ્રહ્મતેજ-સંપન્ન હતા, તેમની બહુમુખી શક્તિ વૃષ્ટિની જળધારાઓની પેઠે સેંકડો મુખે વહેતી હતી. પરંતુ આટલું તેજ, આટલી શક્તિ, એ માટીના ખોળિયામાં એટલી બધી શાંત શી રીતે રહેતી હતી, કે તે કોઇજ જાણતું નહોતું. વિદ્યુતવાહક તાર જોતાં તો નિર્જીવ–જડ જણાય છે, પરંતુ સ્પર્શ કરતાં તેનામાં કેવી અમોઘ શક્તિ

છુપાયેલી છે તે જાણી શકાય છે સાભળ્યુ છે કે બ્રહ્મજ્ઞ વ્યક્તિનું શરીર માટીનુ નથી હોતું પણ ચિન્મય હોય છે પરતુ આ ચિન્મય પુરુષના સમાગમમા આવવાથી એ સત્ય સહેજે સમજાતું નહોતું તેઓ કેટલા અલૌકિક પ્રેમથી સૌને ભુલાવામાં પાડી દેતા હતા! જે સાધુ, ભક્ત, બ્રહ્મચારી, નિર્મળચિત્ત વ્યક્તિ અથવા કોઇપણ દુ ખી, પતિત, કલ કિત જીવનવાળો આ મહાપુરુષના ચરણોમા હાજર થયો છે, તેજ અ તરમા આ સત્ય સમજી શક્યો છે–તેજ જોઈ શક્યો છે કે જેની સાથે વાતચીત કરતા મન સ કોચ પામે એવા ત્યજાયલા અને નિ દાપાત્ર મનુષ્યોને પણ મહારાજ કેવા આદરપૂર્વક સમજાવતા હતા અને શાતિ આપતા હતા ! સ્વજનો જેનુ નામ લેતા શરમાતા હતા, તેવાઓને મહારાજશ્રી કેવા પ્રેમવિહ્વળ ક ઠે ઉપદેશ આપતા હતા જે ભાગ્યહીન અને સર્વ જનોથી ત્યજાયેલા હતા, તેવાઓને પણ મહારાજશ્રીએ કેવી મમતામાં બાધી લીધા હતા જેમને ક્યાયે સ્થાન નહોતુ તેવાઓને માટે મહારાજશ્રીના બારણાં સદાયે ખુલ્લા રહેતા આ ઉદાર વિશ્વપ્રેમનો અમૃત આસ્વાદ પ્રાપ્ત કરીને કોઇ ધારી શકતુ નહોતુ કે આ નિશ્ચિત, શાત, કલ્યાણમય પુરુષને મહાન ત્યાગ, કઠોર વૈરાગ્ય, અમાપ તિતિક્ષા, જ્ઞાન, ભક્તિ, નિષ્કામ કર્મપ્રેમ ને સ સારનો મોહ દૂર કરનારી એક મહાશક્તિને જાગૃત કરવા કેટકેટલી તપસ્યા કરવી પડી હતી અને રાહ જોવી પડી હતી તેમની પાસે ગયેલો ભિક્ષુ–યાચક તેમની અમાપ કરુણાથી કૃતાર્થ થઇને પાછો ફરતો, જ્ઞાની જ્ઞાનચર્ચામાં તેમને પહોચી શકતો નહિ ભક્ત એ ભક્તિસાગરને તરીને પાર ઊતરી શકતો નહિ કામ કરનાર તેમની કાર્યકુશળતાથી હારી જતો, સ શયી વિશ્વાસનુ બળ પ્રાપ્ત કરતો. સ સારી સ સાર-ધર્મનુ ગૂઢ રહસ્ય સમજતો રસિક તેમની રસમય હાસ્યધારામા ડૂબી જતો, સાધક તેમની પાસે સાધવાનું ઉચ્ચ

તત્ત્વ પ્રાપ્ત કરીને કૃતાર્થ થતો. તેમના સમાગમમાં આવીને હતાશ ચિત્ત ઉત્સાહથી અને ભાંગેલું હૃદય આશાના ઉન્માદમાં મસ્ત થતું હતું, તેમજ મહારાજશ્રી બાળકની સાથે બાળક થઈને રમતા હતા!

મહારાજ જે મહારાજ્યના એકછત્ર સમ્રાટ હતા, ત્યાં દુઃખ, દારિદ્રય અને શોકને પ્રવેશ કરવાનો અધિકાર નહોતો; શત્રુઓ તેમનું જોર બતાવી શકતા નહોતા. એ રાજ્યની જેઓ પ્રજા હતા તેઓ મહારાજના અલૌકિક વહેવારથી વિચારતા કે, હું તેમનો સૌથી વિશેષ પ્રિય છું તેથી પોતપોતાના અધિકારની હદ ઓળંગીને આગળ જવા માટે કોઈ કદી સાહસ કરતું નહિ. આ રાજ્યમાં પ્રવેશ કરતાં મનમાં લાગતું કે સંસારથી ઘણે ઊંચે કોઇ એવા એક અતિ આશ્ચર્યજનક આનંદમય લોકમાં આવેલા છીએ કે જ્યાં રાગદ્વેષાદિ દ્વંદ્વરહિત અનંત આનંદ વ્યાપેલો છે. સ્વામીશ્રી વિવેકાનંદજીએ એમના વિષે કહ્યું છે કે, "આધ્યાત્મિકતામાં રાખાલ અમારા સૌના કરતાં મહાન છે." તેમનું માહાત્મ્ય જેઓ સમજી શક્યા છે તેઓ ધન્ય છે! આ આધ્યાત્મિકતામાં માનવી દેવતા બને છે, પરંતુ ચિરંજીવી બનતો નથી! શરીર નાશ પામવા છતાંયે તેનાં સ્મરણ અવિનાશી રહે છે. દુર્લભ રત્ન જ્યારે સુદુર્લભ થાય છે, ત્યારે અનન્ય પૂજા લેવા માટે તેનાં સ્મૃતિ–સ્મરણો આપણાં હૃદયમાં જોડાઈ જાય છે.

શ્રીમદ્ સ્વામી બ્રહ્માનંદજીનો જન્મ ઈ. સ. ૧૮૬૨ માં થયો હતો. તેમનું જન્મસ્થાન બસિરહાટ પાસેના શિકા ગામ અને પૂર્વાશ્રમનું નામ રાખાલચંદ્ર હતું. પિતા આનંદમોહન ઘોષ સત્સંગી હતા. રાખાલ તેમના સૌથી મોટા પુત્ર હતા. આનંદમોહનનાં પત્ની ગુજરી જવાથી તેમણે ફરીથી લગ્ન કર્યાં હતાં.

શ્રીરામકૃષ્ણદેવ કહેતા કે, "રાખાલ નિત્ય સિદ્ધ છે, જન્મોજન્મ ઈશ્વરભક્ત છે. અનેક લોકોને યથાશક્ય સાધના કર્યા પછી થોડીઘણી ભક્તિ પ્રાપ્ત થાય છે. એ તો જન્મ્યા ત્યારથી ઈશ્વરપ્રેમી છે. જાણે કે પાતાળમાંથી નીકળેલા શંકર, પધરાવેલા શંકર નહિ." આ પાતાળમાંથી નીકળેલા શિવને સંસારી કરવા માટે આનંદમોહને કિશોરાવસ્થા વીત્યા પહેલાંજ પરણાવી દીધા. કોન્નગરના સુવિખ્યાત મિત્ર–ગોષ્ઠીને ત્યાં રાખાલચંદ્રનાં લગ્ન થયાં. પિતા ભૂલેચૂકે પણ વિચારતા નહિ કે, જે બંધનસૂત્રથી મનુષ્યનું માયાબંધન વધારે દૃઢ થાય છે, તેજ સૂત્ર પકડીને પુત્ર તેના જીવનનો મહાન આદર્શ પ્રાપ્ત કરીને સંસારબંધન છેદી નાખશે.

જે કુટુંબમાં રાખાલચંદ્રનાં લગ્ન થયાં હતાં, તે ભક્ત હતું. તેમનાં સાસુ પહેલેથીજ શ્રીરામકૃષ્ણદેવનાં સેવિકા હતાં ને વારંવાર પુત્ર–કન્યાને સાથે લઇને દક્ષિણેશ્વર આવીને દેવદર્શન કરતાં હતાં. રાખાલચંદ્રના સૌથી મોટા સાળા પોતાના બનેવીની ભગવદ્‌ભક્તિ જોઇને અત્યંત રાજી થઇને એક દિવસ તેમને શ્રીરામકૃષ્ણદેવ પાસે લઇ ગયા. ઈ. સ. ૧૮૮૧ માં શ્રીરામકૃષ્ણદેવ સાથે રાખાલચંદ્રનો આમ પ્રથમ મેળાપ થયો.

શ્રીરામકૃષ્ણ કહેતા, "માને ઇચ્છા થઈ કે એક શુદ્ધ, સાત્ત્વિક ત્યાગી, ભક્ત, પુત્ર મારી પાસે બધો વખત રહે તો સારું. એક દિવસે જોયું તો માએ એક છોકરાને આણીને મારા ખોળામાં બેસાડ્યો અને બોલવા લાગ્યાં કે, 'આ તમારો પુત્ર.' હું તો ધ્રૂજી ઊઠ્યો. મા મારો ભાવ સમજી જઇને બોલી ઊઠ્યાં: 'આ સામાન્ય સંસારી પુત્ર નથી. ત્યાગી માનસપુત્ર છે.' રાખાલ આવતાંજ હું જાણી શક્યો કે એ એજ છે."

રાખાલચંદ્રને જોઇને શ્રીરામકૃષ્ણ 'ગોવિંદ' 'ગોવિંદ' કહેતા

કહેતા ભાવસમાધિમાં મગ્ન થઈ જતા હતા; અત્યંત સ્નેહાળ માતાની પેઠે તેમને પોતાને હાથે જમાડતા હતા. રાખાલચંદ્ર ત્યારે યુવાવસ્થામાં આવતા હતા છતાં સ્વભાવે બાળકજ હતા. શ્રીરામકૃષ્ણ તેમની સાથે બાળકની પેઠે ગમ્મત કરતા હતા. પરંતુ આ અપૂર્વ વાત્સલ્યભરી રમતને આનંદમોહન પ્રેમદૃષ્ટિથી જોઈ શકતા નહોતા. પુત્ર સાસરે જાય અને બેત્રણ દિવસ દક્ષિણેશ્વર ગાળી આવે. શરૂઆતમાં અડચણ અને તિરસ્કાર કરવા લાગ્યા, પરંતુ તેનું કંઈ પરિણામ આવ્યું નહિ. સુયોગ મળતાંજ પુત્ર સાધુની પાસે નાસી જતો. આનંદમોહન વ્યવસાયી હતા, તેઓને વિવિધ કામને અંગે બહાર ફરવાનું થતું, પુત્રને હંમેશાં પોતાની દૃષ્ટિ આગળ રાખી શકતા નહોતા. બાળકને અટકાવવા માટે પિતાએ આખરે દરવાનને સૂચના આપી દીધી. આમ અટકાયત થતાં બાળકનું મન રોકાઇ રહેલા ઝરણાની પેઠે વિશેષ વેગવાન બન્યું.

આ તરફ સર્વત્યાગી શ્રીરામકૃષ્ણ માનસપુત્રને માટે માની આગળ રુદન કરતા કહેતાઃ "મા, મારા રાખાલરાજને લાવી દે." દૈવયોગે આનંદમોહન એક ભારે મુકદ્દમામાં રોકાઇ ગયા હતા. બધા કાગળો જોઇને કલકત્તાના શ્રેષ્ઠ વકીલબૅરિસ્ટરોએ અભિપ્રાય આપ્યો કે, "જિતાવાનો કંઇજ સંભવ નથી." તેમ છતાં આનંદમોહન પોતાની હઠ છોડી શકયા નહિ. પરાજય થવાનોજ છે, એમ જાણવા છતાં મુકદ્દમો ચલાવવા લાગ્યા. શત્રુઓ તો વ્યગ્ર થયાજ! કાયદાબાજોનાં બધાં અનુમાનો ખોટાં પડયાં અને આનંદમોહન પણ જેની કલ્પના કરી શકતા નહોતા, તેજ બન્યું. હારને બદલે જીત થઇ! મુકદ્દમાઓ સમજવામાં ચતુર આનંદમોહન સમજ્યા કે આ ન બની શકે તેવું બન્યું છે, તે અવશ્ય દૈવકૃપાજ છે; પુત્રના સાધુસમાગમનુંજ ફળ છે. આ પછી રાખાલ-

ચંદ્રની બધી અગવડો દૂર થઇ. પિતાએ તેને માટે મૂકેલી અટકાયતો દૂર કરી દીધી. પિંજરમાં પુરાયેલું પંખી અત્યંત આનંદમાં વિહરવા લાગ્યું. આનંદમોહન વિચારવા લાગ્યા કે, આ સાધુ કયા હશે? તે જોવા માટે એક દિવસ પોતેજ દક્ષિણેશ્વર આવ્યા! હંમેશાં રાખલને પાસે રાખવા માટે શ્રીરામકૃષ્ણે આનંદમોહનને ખાસ કહ્યું. પુત્ર પ્રત્યે તેમનો સ્નેહ બતાવતાં બોલ્યાઃ "અહો! જુઓ, જુઓ, આજકાલ રાખાલ કેવા આશ્ચર્યજનક ભાવોમાં લીન થાય છે. તેના મુખ તરફ જુઓ, તરત જોઈ શકશો. હંમેશાં અંતરથી ઈશ્વરનું નામ જપ્યા કરે છે! કહો તો ખરા કે વિષયીને ઘેર જન્મ, જન્મથીજ વિષયી લોકોનો સમાગમ, ત્યારે આમ કેમ થતું હશે? એનો અર્થ એ છે કે, ચણાને ફોતરાં સાથે વાવવામાં આવે છે તો પણ તેમાંથી ચણાનોજ છોડ ઊગે છે. એ ચણાથી કેટલાં બધાં કામ થાય છે. તો રાખાલ અહીં આવે છે તેનાથી તમે વિરુદ્ધ છો શું?"

આનંદમોહને જોયું કે, અહીં અનેક વકીલ-બૅરિસ્ટરો અને અમલદારોનો સમાગમ થાય તેમ છે, વ્યવહારના સંબંધ-સમાગમ માટે પણ અહીં વિશેષ સુયોગ છે, અને પોતાના પુત્ર દ્વારાજ એ બધો સુયોગ પ્રાપ્ત થવો સંભવિત છે. તેઓ બોલ્યાઃ "ઓહો, એમાં તે શું? રાખાલ તો આપનોજ પુત્ર છે. આપનીજ પાસે રહે છે. વચ્ચે વચ્ચે બે એક દિવસ મારે ત્યાં પણ મોકલ્યા કરજો." આ સાંભળીને શ્રીરામકૃષ્ણદેવ અપાર આનંદસાગરમાં લયલીન થયા.

પિતાની રજા મળતાં રાખાલચંદ્ર હવે શ્રીરામકૃષ્ણદેવનું સાંનિધ્ય-સમાગમ છોડવા ઇચ્છતા નહોતા. શ્રીરામકૃષ્ણ અનેકવાર સમજાવી પટાવીને વચ્ચે વચ્ચે ઘેર મોકલી આપતા; પરંતુ રાખાલની દૃષ્ટિ આંતરિક થઇ હતી અને ઘવાયેલા પક્ષીની પેઠે તે તરફડાટ કરતા હતા. રાખાલ પણ ઘેર જઇને રહી શકતો નહિ.

એવામાં રાખાલનાં સાસુ એક દિવસ દક્ષિણેશ્વર આવ્યાં. સાથે રાખાલનાં પત્ની હતાં. કન્યાના સમાગમથી રાખાલની ભગવદ્‌ભક્તિમાં કંઈપણ વિક્ષેપ–અડચણ પડશે કે કેમ તે જાણવા માટે શ્રીરામકૃષ્ણ તેમની પત્નીનાં બધાં લક્ષણ ખાસ જોવા લાગ્યા. તેમને જણાયું કે કન્યા સુલક્ષણી છે અને ઈશ્વરની પ્રાપ્તિમાં સ્વામીને મદદનીશ થશે. શ્રીરામકૃષ્ણના ભક્તોનાં મા (શ્રીશારદામણિ દેવી) તે વખતે દક્ષિણેશ્વર હતાં. બાલિકાને તેમની પાસે મોકલીને કહાવ્યું કે, "રૂપિયો આપીને પુત્રવધૂનું મોં જોજો."

આ તરફ પિતાપુત્રના અપૂર્વ પ્રેમની રમત ચાલવા લાગી. સાક્ષાત્ વ્રજના રાખાલ કોઈ કોઈવાર 'ગોપાળ' 'ગોપાળ' બોલીને તેમના મોંમાં કોળિયા ભરાવતા, કોઈવાર વ્રજના ભાવમાં લયલીન થઈને તેમને ખભે ઉપાડી લેતા. બીજા કોઈની વાત નહિ સાંભળતાં શ્રીરામકૃષ્ણનું જ કહ્યું માનતા. રાખાલને જોઈને પરમહંસદેવને પણ અપાર આનંદ થતો. જમ્યા પછી એક દિવસ શ્રીરામકૃષ્ણદેવ બોલ્યાઃ "અરે રાખાલ, પાન બનાવ તો, પાન નથી કે શું?"

રાખાલરાજે સ્પષ્ટ જવાબ આપ્યોઃ "મને પાન બનાવતાં નથી આવડતું."

"એ શું? પાન બનાવવામાં આવડવું શું હતું? જા, પાન બનાવી લાવ."

"મારાથી એ નહિ બને, મહારાજજી."

શ્રીરામકૃષ્ણ તો હસતા હતા, પરંતુ બીજું કોઈ તેમના એ પાનસપુત્રને કંઈક સામાન્ય હુકમ કરતું તો તેઓ તરતજ તેને રોકતા હતા. "અહો, એ તો મારો દૂધમલ દીકરો છે, એને તમે કંઈ પણ કામ કરવાનું કહેશો નહિ, તેનો સ્વભાવ અત્યંત કોમળ છે."

વળી એના કલ્યાણુને માટે આ કોમળ સ્વભાવને આઘાત કરતાં ક્યારે પણ અચકાતા નહિ. એક દિવસ રાખાલને ખૂબ ભૂખ લાગી હતી. એટલામાં કાલીને મંદિરથી પ્રસાદી માખણ આવ્યું. બાળક-સ્વભાવવાળા ભૂખ્યા રાખાલે કોઈને કંઈ પૂછ્યાગાછ્યા વિના મોંમાં મૂકવા માંડ્યું. પુત્રનું આવું વર્તન જોઈને પિતા તિરસ્કાર-પૂર્વક બોલ્યા: "તું તો ભારે લોભી લાગે છે, અહીં આવીને તો લોભનો ત્યાગ કરવાનો હોય કે પોતાની મેળેજ લઈને ખાવા મંડવાનું હોય!" શ્રીરામકૃષ્ણુના તિરસ્કારથી માખણુનો કોળિયો રાખાલના ગળામા અટકી ગયો. તેમનાં નેત્રોમાંથી અશ્રુધારાઓ વહેવા લાગી. દોષ જણાતાં શ્રીરામકૃષ્ણુ રાખાલરાજને પોતે શિક્ષા કરતા, પરંતુ બીજું કોઇ તેમનો દોષ કાઢવા જાય તો તેને તેઓ કહેતા: "રાખાલનો દોષ કાઢશો નહિ. એનું ગળું પકડશો નહિ."

શ્રીરામકૃષ્ણુ પ્રત્યે અપાર આદરપૂર્વક રાખાલરાજ વિચારતા કે તેઓ તો મારાજ છે. તેમના પ્રેમધનને પાછળથી કોઇ ન ચોરી જાય એ વિષે રાખાલરાજ ખૂબ કાળજી રાખતા અને ભક્તોની સાથે મળતી વખતે કોઇ કોઇવાર તેઓ અભિમાન અને ઇર્ષાનું પાત્ર બનતા. શ્રીરામકૃષ્ણુ પ્રત્યે કોઇ પણ સહેજ અનાદર કે ઉપેક્ષા દર્શાવે તો રાખાલરાજ ઘણાજ ઊકળી ઊઠતા. એક બ્રાહ્મણુને ત્યાં એક દિવસ શ્રીરામકૃષ્ણુને નિમંત્રણુ હતું. રાખાલરાજ સાથે હતા. ભજન પછી ભોજનની વ્યવસ્થા હતી. નિમંત્રણુ આપનાર પોતાનાં સ્વજનો–સગાંસંબંધીઓની વ્યવસ્થામાં પડ્યા હતા. શ્રીરામ-કૃષ્ણુ હસતાં હસતાં બોલ્યા: "અરે, આપણુને તો કોઇજ બોલા-વતું નથી!"

રાખાલ અત્યાર સુધીમાં ગરમ થઈ ગયા હતા. યથાશક્તિ ક્રોધ અને ગળાને કાબૂમાં રાખીને તેઓ બોલ્યા: "ચાલો, આપણે દક્ષિણેશ્વર ચાલ્યા જઇએ."

શ્રીરામકૃષ્ણ થોડુંક હસીને બોલ્યાઃ "બેસ, બેસ હવે, કેટલો બધો ક્રોધ રાખે છે! પાસે પૈસા તો છે નહિ ને ખાલી રોફ મારે છે! આટલી રાત્રે ક્યાં જમીશું? વળી ગાડીભાડું પણ કોણ આપશે? ગુસ્સો કરવાથી કંઇ નહિ વળે."

તેમ છતાં રાખાલે કહ્યું: "ચાલો, ચાલો, ત્યાં જઇને સૌ કંઇ થઇ રહેશે."

શ્રીરામકૃષ્ણ બોલ્યાઃ "હું તો પુરીને રસગુલ્લાં ખાવા આવ્યો છું. તે ખાધા વિના જવાનો નથી."

નકામો ક્રોધ કરીને રાખાલ બેઠા બેઠા અસ્વસ્થ થવા લાગ્યા. થોડી વાર પછી તેમને બોલાવવામાં આવ્યા. જમ્યા પછી ગાડીમાં આવતાં આવતાં શ્રીરામકૃષ્ણદેવે કહ્યું: "તમને ખબર નથી કે તમે-સાધુ–ભક્ત, કંઇ ખાધા વિના પાછા ફરો તો ગૃહસ્થનું અકલ્યાણ થાય; ગૃહસ્થને ઘેર જઇને, કંઈ નહિ તો એકાદ પ્યાલો પાણી કે એકાદ પાન તો ખાવુંજ જોઈએ."

આમ કરતાં કરતાં દિવસો પસાર થવા લાગ્યા. દિવસે દિવસે રાખાલરાજમાં અદ્‌ભુત પરિવર્તન જોવામાં આવ્યું. અંતરમાં ભક્તિનો પૂર્ણ જુવાળ ચઢેલો છે, પ્રેમનો એક અદ્ભુત પ્રવાહ વહી રહ્યો છે. પ્રત્યેક ક્ષણ જાણે કોઇ ઘેનમાંજ છે! જપ કરતાં કરતાં બાળકની જેમ બોલ્યા કરે છે! ગુરુસેવા તરફ ખાસ લક્ષ્ય નથી. શ્રીરામકૃષ્ણ કહેતાઃ "રાખાલનો સ્વભાવ હવે એવો થઇ ગયો છે કે મારે હવે તેને પાણી પાવું પડશે."

શ્રીરામકૃષ્ણ સમજી ગયા હતા કે, રાખાલ હવે સંસારમાં આસક્ત થશે નહિ. તેમ છતાં તેઓ કહેતાઃ "એના ભોગોનો હજી સંપૂર્ણ નાશ થયો નથી, થોડાક હજી બાકી છે." વચ્ચે વચ્ચે ઘેર જવા માટે તેઓ તેમને કહ્યા કરતા હતા. રાખાલ કહેતાઃ "સંસાર

મને નીરસ લાગે છે; કોઈ કોઈ વાર તમે પણ મને ગમતા નથી." આ રીતે ત્રણ વરસ વીતી ગયાં. સાસરેથી કહેણ આવ્યું પણ જમાઈરાજ તેની પરવા કરતા નથી. સ્વજનો અને પાડોશીઓ તેમનાં સાસુને કહેવા લાગ્યાં કે, "તમારો જમાઈ સંન્યાસીજ થવા બેઠો છે કે શું ? ભક્તિભાવવાળાં સાસુ બોલ્યાં: "શું મને એવું સદ્ભાગ્ય ખરેખર પ્રાપ્ત થશે ?"

આ તરફ રાખાલનું શરીર અસ્વસ્થ થયું હતું. તેઓ હવાફેર માટે ઈ. સ. ૧૮૮૪ માં વૃંદાવન ગયા. પહેલાં શરીરે સારું જણાવા લાગ્યું, મસ્ત થઈને તેઓ વૃંદાવનનાં દ્રશ્યો જોવા લાગ્યા. વ્રજના મધુર સૌંદર્યમાં વ્રજના રાખાલ-રખવાળ આજે જાણે પૂર્વસ્મરણોથી તદ્રૂપ બની ગયા છે. એજ યમુના-કાલિંદી કૃષ્ણના ધ્યાનમાં-શ્યામનાં ગુણગાન કરવામાં મસ્ત છે ! ભ્રમરોના ગુંજારવથી ગુંજતી કુંજોમાંથી સુગંધી વાયુ વહી રહ્યો છે. પ્રેમના આનંદથી મગ્ન થઈને પંખીઓ ગાય છે, મયૂરો નૃત્ય કરે છે ! રાખાલરાજે તેમના એક ગુરુભાઈને પત્ર લખ્યો કે, "આ ઘણું ઉત્તમ સ્થાન છે, તમે આવજો-મયૂર-ઢેલ બધાં નૃત્ય કરે છે-વળી નૃત્યગીતોનો લહાવો પણ મળે છે, અહીં આનંદ-આનંદ છે." પરંતુ વળી પાછી તેમની તબિયત બગડી-તેમને વૃંદાવનનો તાવ લાગ્યો હતો. શ્રીરામકૃષ્ણદેવને ચિંતા થતી અને કહેતા કે, "રાખાલ સાચેજ વ્રજના રાખાલ-રખેવાળ છે. જે જ્યાંથી આવીને શરીર ધારણ કરે છે, ત્યાં જવાથી ઘણેભાગે તેનું શરીર સારું રહેતું નથી." અશ્રુમગ્ન થઈને શ્રીરામકૃષ્ણ શ્રીચંડીમાને પ્રાર્થના કરતા હતા: "મા, શું થશે ? એને સાજો કરી દો. એણે તો ઘરબાર તજીને મારા ઉપરજ બધો આધાર રાખ્યો છે." બીજા ભક્તો આગળ રાખાલની તબિયત વિષે વાત કરતાં તેઓ બોલ્યા: "મયૂર-ઢેલ હવે કેવો નાચ બતાવે છે ?"

કેટલાક મહિના પછી રાખાલરાજ વૃંદાવનથી પાછા ફરીને ઘેર રહેવા લાગ્યા. શ્રીરામકૃષ્ણ કહેતાઃ "રાખાલ હમણાં પેન્શન ઉપર છે." ભાગ્યવશાત્ રાખાલને એક પુત્ર થયો, ત્યારે શ્રીરામકૃષ્ણને કાળરોગ લાગુ પડ્યો હતો. ભક્તો અનન્યભાવે ગુરુસેવા કરતા હતા. રાખાલરાજ આવીને તેમને મળ્યા. બીજા બધા શ્રીરામકૃષ્ણની સેવા કરે છે, એ જોઈને તેમને હવે મનમાં ઈર્ષા કે અભિમાન જાગતું નથી. તેઓ બોલ્યાઃ "मद्‌गुरू श्रीजगद्‌गुरू અર્થાત્ મારા ગુરુ એ તો સમસ્ત જગતના ગુરુ છે. તેઓ શું માત્ર મારે માટેજ આવ્યા છે?"

આ તરફ ભક્તોની સેવાને નહિ ગણકારતાં શ્રીરામકૃષ્ણનો રોગ દિવસે દિવસે વધતો ચાલ્યો. રાખાલરાજ ચિંતાતુર થઈને બોલ્યાઃ "આપની દેહરક્ષાનો ઉપાય આપજ બતાવો."

શ્રીરામકૃષ્ણે જવાબ આપ્યોઃ "એ તો જેવી ઈશ્વરેચ્છા."

જેઓ ગૃહત્યાગ કરીને ગુરુસેવામાં જોડાયેલા હતા તેઓમાં રાખાલરાજ સિવાયના બાકીના બધા બ્રહ્મચારી કુમારો હતા. પરંતુ રાખાલરાજને સ્ત્રીપુત્ર હયાત હોવા છતાં શ્રીરામકૃષ્ણ કહેતાઃ "રાખાલ હવે સમજ્યા છે કે શું સારું ને શું ખરાબ છે. પરિવાર છે, બાળક પણ થયું છે, પરંતુ તેઓ જાણે છે કે એ બધું મિથ્યા છે, અનિત્ય છે. એ હવે સંસારમાં પાછા પડશે નહિ."

એજ પ્રમાણે થયું. પિતાની સંપત્તિ, રૂપયાવનવતી પત્ની, સુકુમાર પુત્ર–સંસારમાં જે કંઈ મોહક–આકર્ષક હતાં તે સૌને તૃણવત્ સમજીને તેનો ત્યાગ કરી વ્રજપ્રેમી રાખાલે વિશ્વપ્રેમને ચરણે આત્મસમર્પણ કર્યું. શ્રીરામકૃષ્ણના, સર્વત્યાગી માનસપુત્રની વાત મનમાં આવતાં આપોઆપ જગત્પૂજ્ય શાક્યસિંહનું સ્મરણ થાય છે. શ્રીરામકૃષ્ણના અવસાન પછી પુત્રને ઘેર લઈ

જવા માટે આનંદમોહન ફરીથી પ્રયત્ન કરવા લાગ્યા ત્યારે રાખાલરાજે કહ્યું: "આપ આટલી બધી તકલીફ શા માટે ઉઠાવો છો? હું ખુશીઆનંદમાં છું; હવે આશીર્વાદ આપો કે જેથી આપ મને ભૂલી જાઓ અને હું આપને ભૂલી જાઉં."

ઇ. સ. ૧૮૮૬ માં જીવનના આરાધ્ય પૂજ્ય દેવતાનું અવસાન થવાથી રાખાલરાજનું હૃદય અતિશય વ્યાકુળ થઇ ઊઠ્યું. શૂન્ય હૃદયે તેઓ પાછા વૃંદાવન ચાલ્યા ગયા. ત્યાં કેટલાક મહિના ગાળ્યા પછી જ્યારે પાછા ફર્યા, ત્યારે બરાહનગરનો રામકૃષ્ણ મઠ સ્થપાયો હતો. પરંતુ મઠે અવરજવર કરતાં કરતાં તેમનું મન એકાંત નર્મદા કિનારે જઇને તપશ્ચર્યા કરવા વ્યાકુળ થઇ ઊઠ્યું. રાખાલરાજ ફરી પાછા બહાર નીકળી પડ્યા. આ સમયથીજ તેમની કઠોર તપસ્યાની શરૂઆત થાય છે. એકાંતમાં સમય ચાલ્યો જાય છે અને એકનિષ્ઠ તપસ્વી ધ્યાનમગ્ન રહે છે. રાત્રિ ને દિવસ આવે છે ને ચાલ્યાં જાય છે. ઋતુના ફેરફારથી પૃથ્વી કયારેક કયારેક પુષ્પોથી ભરપૂર બની હાસ્ય કરે છે, કોઇ વાર અશ્રુધારાઓથી ભીંજાય છે, કોઇવાર હિમાચ્છાદિત વૈધવ્ય વેશ ધારણ કરે છે. પરંતુ આપણા તરુણ સંન્યાસી તેના તરફ નજર પણ કરતા નથી. હમેશાં જપ–ધ્યાન ને તપસ્યામાં જીવન ગાળે છે. કોઇ વાર માધુકરી તો કોઈ વાર આકાશવૃત્તિનું અવલંબન કરે છે. કંઇક આવી મળ્યું તો આહાર કરે છે, નહિ તો ઉપવાસ કરે છે. કોઇવાર વૃંદાવન, કોઇવાર હરિદ્વાર, કોઇ વાર જ્વાલામુખી, આ પ્રમાણે અદ્ભુત તપસ્યામાં વર્ષ પછી વર્ષ ગાળવા લાગ્યા. એ સમયમાં અકસ્માત્ સ્વામીજી (વિવેકાનંદજી) સાથે મહારાજ (રાખાલરાજ) નો મેળાપ થયો. હરિમહારાજ તે વખતે સ્વામીજી સાથે રહેતા હતા. મહારાજ સાથે મેળાપ થયા પછી થોડાજ સમયમાં ઇ. સ. ૧૮૯૩ માં સ્વામીજી શ્રીરામ-

કૃષ્ણદેવના સમન્વય ધર્મની પતાકા લઈને ચિકાગોની ધર્મપરિષદમાં જાય છે. મહારાજ તપશ્ચર્યામાં મગ્ન રહે છે.

ત્યાર પછી ઇ. સ. ૧૮૯૭માં અમેરિકાથી પાછા આવ્યા પછી શ્રીરામકૃષ્ણ મિશનની સ્થાપના કરે છે. તેનું કામકાજ મહારાજ –સ્વામી બ્રહ્માનંદજી ચલાવતા. ક્રમશઃ ઈ. સ. ૧૮૯૯ માં સ્વામીજીએ–વિવેકાનંદજીએ બેલુર મઠની સ્થાપના કરી. મહારાજ કાર્યવાહક સમિતિના સભાપતિ–પ્રમુખ થયા. શ્રીરામકૃષ્ણ કહેતાઃ “ રાખાલ એક રાજ્ય ચલાવી શકે તેમ છે. ” સ્વામીજી મઠનો બધો ભાર મહારાજને સોંપીને બોલ્યાઃ “ રાખાલ, આજથી આ બધું તમારું છે, મારું કંઇજ નથી. ” મહારાજ ઉપર સ્વામીજીને દૃઢ વિશ્વાસ હતો. મહારાજ પણ સ્વામીજીને અત્યંત ચાહતા હતા. સ્વામીજી કહેતાઃ “મારા બધા ગુરુભાઈઓ મારો ત્યાગ કરે તો પણ રાખાલ અને હરિભાઇ મને કદી પણ તજી જશે નહિ.” બીજા બધા ગુરુભાઇઓ પણ મહારાજ ઉપર કેવો સદ્ભાવ અને શ્રદ્ધાભક્તિ રાખતા હતા, તે તો જેમણે જાતે જોયું છે, તેમણેજ અનુભવ્યું છે.

એક બાજુ સ્વામીજી શ્રીરામકૃષ્ણ દેવની ધર્મસમન્વયની વાણીનો જગતમાં પ્રચાર કરવા લાગ્યા. તેમની એ આશાભરી વાણી સાંભળીને ભગવન્નિષ્ઠ ભક્તો શ્રીરામકૃષ્ણ મઠમાં જોડાવા અને સહાય કરવા ઉત્સાહિત થવા લાગ્યા. બીજી બાજુએ મહારાજે એ સૌને એકત્ર કરીને શાંતિથી શ્રીરામકૃષ્ણ સંઘની યોજનાનો અમલ કરવા માંડ્યો. તેમનો અનહદ પ્રેમ, અપૂર્વ કાર્યકુશળતા અને આધ્યાત્મિક શક્તિના પ્રભાવથી શ્રીરામકૃષ્ણ સંઘ ચંદ્રકળાની પેઠે દિવસે દિવસે વૃદ્ધિ પામીને ભારતવર્ષ અને ભારતવર્ષની બહારના પ્રદેશોમાં ફેલાવા લાગ્યો.

શ્રીરામકૃષ્ણ કહેતાઃ “ફૂલ ખીલ્યા પછી ભ્રમરો આપોઆપ

આવી પહોંચે છે.” સ્વામી બ્રહ્માનંદજીના જીવનમાં અપૂર્વ ગુરુભાવનો વિકાસ જોવામાં આવ્યો. એ મહાભાવથી વિકાસ પામેલા શતદલ કમળની પાવન સુગંધથી સેંકડો સાધુભક્તો તેમની ચોતરફ આવીને એકત્ર થવા લાગ્યા. જ્યારે જ્યાં જતા, ત્યાં લોકોની ભીડ જામ્યેજ જતી દૃષ્ટિમાત્રમાંજ મહારાજ અધિકારીને ઓળખી લેતા હતા અને કોઈને પણ બુદ્ધિભેદ નહિ ઉત્પન્ન કરતાં ભાવવાહી શિક્ષણ અને ઉપદેશ આપતા હતા. જેમને કર્મમાં અતિશય પ્રેમ હતો તેમને નિષ્કામકર્મમાં, જેમને શાસ્ત્રપ્રેમ હતો, તેમને શાસ્ત્રાધ્યયનમાં નેજેમને ધ્યાનજપમાં અથવા પૂજાઅર્ચનામાં પ્રેમ હતો, તેમને તેમાંજ ઉત્સાહ આપીને લક્ષ્ય તરફ આગળ વધારતા હતા.

શ્રીરામકૃષ્ણ કહેતા હતા કે, “નરેન અને રાખાલ લોકશિક્ષણ માટે જન્મેલા છે.” શ્રીગુરુના પ્રતાપે રાખાલચંદ્રનું હૃદય “લોકકલ્યાણ માટે” ઊછળી રહ્યું હતું. તેઓ ક્યારેક હરદ્વાર, ક્યારેક કાશી, ક્યારેક વૃંદાવન, ક્યારેક મદ્રાસ, અલ્લાહાબાદ, ઢાકા વગેરે શ્રીરામકૃષ્ણ સંઘનાં મુખ્ય મુખ્ય કેન્દ્રોમાં પરિભ્રમણ કરીને લોકકલ્યાણ કરવા લાગ્યા. આનંદઘન મૂર્તિ બ્રહ્માનંદજીના આગમનથી અંધકાર અને જડતા દૂર થઈને સર્વત્ર આનંદ આનંદ અને ચૈતન્ય પ્રસરી રહેતાં. તેઓ જ્યાં રહેતા ત્યાં સૌને આનંદપ્રવાહમાં લયલીન કરીને સૌનાં મનપ્રાણને ઉન્મત્ત કરી દેતા. જેમણે મહારાજને બેલુર, હરિદ્વાર, મદ્રાસ વગેરે સ્થળોએ મહાસમારોહપૂર્વક શ્રીદુર્ગાપૂજાનાં અનુષ્ઠાન કરતા અથવા રામનામ અને કાલીકીર્તન મંડપ જમાવતા અને શોભાવતા જોયા છે, તેઓએ તે પુણ્યસ્મરણને ઘણા સમય સુધી અંતરના ઊંડા પ્રદેશમાં સંઘરી રાખ્યું છે. સાધુ–ભક્ત, પાપી-તાપી બધાજ આ આનંદમય પુરુષનો સમાગમ પ્રાપ્ત કરીને.નૂતન ભાવે, નવીન ઉત્સાહે નવજીવન પ્રાપ્ત કરતા હતા. જેઓ એકવાર આવતા, તેઓ રાખાલરાજના

પવિત્ર પ્રેમ અને નિઃસ્વાર્થ પ્રેમને કદી ભૂલી જતા નહિ. જે વિશ્વપ્રેમ રાખાલરાજે શ્રીરામકૃષ્ણદેવ પાસેથી વારસામાં મેળવ્યો હતો, જે પ્રેમવ્રજનું ખરું ધન હતો, તે પ્રેમ વ્રજના રાખાલે–રખેવાળે ચંડાળથી તે બ્રાહ્મણ સુધી સૌ કોઈને નિર્ભયપણે પીરસ્યો છે!

ઇ. સ. ૧૯૧૮માં બ્રહ્માનંદ મહારાજે ભુવનેશ્વર મઠની સ્થાપના કરી. શિવક્ષેત્ર ગુપ્ત વારાણસીમાં મઠ સ્થાપવાનો ઉદ્દેશ સંન્યાસી બ્રહ્મચારીઓ સાધનભજન કરે એજ હતો. તેઓ કહેતા: "બધા છોકરાઓ સાધન–ભજન કરશે, તે જોઈને હું આનંદ પામીશ." જેથી બધા સાધનામાં મગ્ન થઈને આધ્યાત્મિક તત્ત્વોની મધુરતાનો ઉપયોગ કરવા શક્તિવાન થાય, તે માટે તેઓ અત્યંત આતુર રહેતા. મહારાજને જોઈને મનમાં થતું કે તેઓ સર્વદા ભાવાવેશમાંજ મગ્ન રહે છે–હસે છે, રમે છે, વાત કરે છે, કામકાજ કરે છે; પરંતુ મન હંમેશાં અંતર્મુખ, નિર્વિકાર અને આસક્તિરહિત છે; દૃષ્ટિ વિશાળ અને પવિત્ર છે. શ્રીરામકૃષ્ણદેવ કહેતા: "અદ્વૈત જ્ઞાનને પ્રાપ્ત કરીને પછી જે ઇચ્છા થાય તે કરો." આ વાતનું રહસ્ય મહારાજને જોવાથી સ્પષ્ટપણે અનુભવાતું હતું. મઠ–મિશનના કામમાં સતત રોકાયેલા રહેવા છતાં પણ સ્વામી બ્રહ્માનંદજી અહોનિશ બ્રહ્માનંદમાં મસ્ત રહેતા હતા.

લગભગ ૨૫ વર્ષ સુધી મઠ અને મિશનનું સંચાલન કરતા કરતા ઇ. સ. ૧૯૨૨ ની ૨૪મી માર્ચ ને શુક્રવારે સ્વામી બ્રહ્માનંદજી અકસ્માત્ કૉલેરામાં સપડાયા. ધીરજ અને શાંતિથી રોગની વેદના આઠ દિવસ સુધી ભોગવ્યા પછી બહુમૂત્ર રોગ જણાયો. આ વખતે તેઓ કલકત્તામાં 'બલરામ મંદિર'માં રહેતા હતા. ડૉક્ટરો અને વૈદ્યોએ તેમના જીવવાની આશા છોડી. ૮મી *એપ્રિલ શનિવારે રાત્રે સાધુ–બ્રહ્મચારી અને ભક્તોને પ્રેમપૂર્વક* નજીક બોલાવીને એકે એકે આશીર્વાદ આપ્યા. સૌના મુખ ઉપર

નિરાશાનો ભાવ જોઈને તેઓ બોલ્યાઃ "ડરશો નહિ, બ્રહ્મ સત્ય છે, જગત મિથ્યા છે." ત્યારપછી ગુરુભાઈઓની વિદાય લેતાં લેતાં તેમનું મન એકદમ કોઈ અજાણ્યા રાજ્યમાં ચાલ્યું ગયું. તેઓ બોલ્યાઃ "શ્રીરામકૃષ્ણના કૃષ્ણને હું ઇચ્છું છું! ૐ વિષ્ણુ. ૐ વિષ્ણુ, ૐ વિષ્ણુ! કૃષ્ણ આવ્યા છે? અમારા આ કૃષ્ણ–કષ્ટસાધ્યના કૃષ્ણ નથી. એ તો ગોપના કૃષ્ણ છે. કમળમાં વિરાજેલા કૃષ્ણ છે!"

શ્રીરામકૃષ્ણે કોઈ વખત કહ્યું હતુંઃ "ગંગા ઉપર એક ખીલેલું કમળ મેં જોયું છે. તેના ઉપર બાલગોપાલ પરમમિત્ર શ્રીકૃષ્ણ રાખાલનો હાથ પકડીને નૃત્ય કરે છે."

શ્રીરામકૃષ્ણે ભવિષ્યવાણી ભાખી હતી કે, "વ્રજના સ્વપ્નમાં વ્રજના રાખાલ–રખવાળનું જીવન સંકેલાશે." બ્રહ્માનંદજીના ગુરુભાઈઓ જાણી ગયા કે હવે અંતિમ સમય નજીક આવ્યો છે,

થોડીવાર પછી રાખાલરાજ પાછા બોલવા લાગ્યાઃ "હું વ્રજનો રખેવાળ છું, મને નૂપુર પહેરાવી દો, હું કૃષ્ણનો હાથ પકડીને નાચીશ." દર્શન થવા લાગ્યાં–ફરીથી બોલ્યાઃ "આ વખતની રમત પૂરી થઈ! કૃષ્ણ! કૃષ્ણ! અહો, તમારે આંખો નથી, જોઈ શકતા નથી. મારા હૃદયકમળમાં શ્રીકૃષ્ણ છે. પીતામ્બર ધારણ કરેલ છે. બ્રહ્મસમુદ્રમાં વિશ્વાસરૂપી વટપત્રને આધારે લયલીન થઈ જાઉં છું. ભગવાનના બે ચરણો કેવા સુંદર છે! જુઓ જુઓ, એક નાનો છોકરો મારે શરીરે હાથ ફેરવીને કહે છે, 'ચાલ, ચાલ!'"

બીજીજ ક્ષણે બ્રહ્માનંદ મહાધ્યાનમાં નિમગ્ન થઈ ગયા. એક રાતદિવસ ધ્યાનમાંજ ગાળ્યો. ત્યાર પછીના દિવસે સોમવારે ૧૦મી એપ્રિલે રાત્રે ૮–૪૫ મિનિટે એ મહાધ્યાની મહાસમા-

ધિમાં લીન થઇ ગયા. બીજે દિવસે પારિજાત, ચંદન વગેરે સુગંધી પદાર્થોનું અર્ચન કરીને બેલુર મઠમાં ગંગાકિનારે અગ્નિદાહ દેવામાં આવ્યો !*

સાધુ અથવા સાધકોનાં જીવનની ચિત્તપાવન વાતો સદાકાળ લોકહૃદયમાં જાગૃત રહે છે. તેથી એ ઇતિહાસ સર્વાંગ સુંદરરૂપે સંગ્રહ કરવો અસંભવિત છે. પરંતુ રસદાર ફળ કેવી રીતે પાકે છે તે અજાણ્યું હોવા છતાં, તેના રસાસ્વાદમાં કશી અડચણ આવતી નથી. શ્રીરામકૃષ્ણદેવ કહેતા કે, "ભાઇ, હિસાબ ગણવાનું કંઇ કામ નથી, તમે કેરી ખાઓ."

—શ્રીદેવેન્દ્રનાથ બસુ

---

## પ્રશ્નોત્તરી

### સ્થાન—આલમબજાર મઠ

તા. ૧-૬-૧૮૯૭

પ્રશ્નઃ—મહારાજ! ઠાકુર (પરમહંસદેવ રામકૃષ્ણ)ની કંઇક વાતચીત કરો, પરમહંસદેવ સૌને કેવા ભાવે જોતા હતા?

ઉત્તરઃ—તેઓ સૌને ભગવાનરૂપે જોતા હતા. જ્યારે સ્વામીજીએ એક દિવસ તેમને કહ્યું કે, "આપ અમને આટલા બધા

---

* કલકત્તાથી પાંચ-છ માઇલ દૂર બેલુર મઠ આવેલો છે. ત્યાં ગંગાકિનારે સ્વામી બ્રહ્માનંદજીનું મંદિર સ્વામી વિવેકાનંદજી અને માતા શારદામણિ દેવીનાં મંદિરોની હારોહાર ઊભું કરેલું છે. અને હમણાં તો પરમહંસદેવના અમેરિકન ભક્તો ને શિષ્યોની ઉદારતા ને દાનવૃત્તિના પ્રતીક સમું એક મહામંદિર તૈયાર થયું છે. એ ખાસ દર્શનીય છે અને આખુયે સ્થાન કોઇ પવિત્ર હવા ફેલાવતું યાત્રાસ્થાન છે, સંસ્કૃતિકેન્દ્ર છે, ચિત્તને શાંતિ આપનાર છે. —અનુવાદક

ચાહો છો તો છેવટે શું આપની જડભરત જેવી દશા થશે કે શું?" તેમણે આના જવાબમાં કહ્યું કે, "જડનો વિચાર કરવાથી જડ ભરત થઈ જવાય ખરું, પણ હું તો ચૈતન્યનોજ વિચાર કરું છું! જે દિવસે એ તરફ મન જશે, તે દિવસે બધાને દૂર કરીને ભગાડી દઈશ."

પરમહંસદેવ એક દિવસ કોઈ કારણથી સ્વામીજી સાથે વાત કરતા નહોતા, તેની સ્વામીજીએ કંઈ પણ પરવા કરી નહિ અને મોં ઉપર કંઈપણ દિલગીરી જણાવા દીધી નહિ, એટલે તેઓ બોલ્યા: "આ તો ભારે મસ્ત લાગે છે." ફરીથી કેશવસેને એક દિવસ સ્વામીજીની ખૂબ પ્રશંસા કરતાં તેઓ બોલ્યા કે, "આટલી બધી પ્રશંસા ના કરો, હજી 'રસગુલ્લાં' ખાવાને ઘણી વાર છે."

તેઓ કહેતા: "ભગવાનને માટે કેવો પ્રેમ જોઈએ? જેમ કૂતરાના માથામાં ઘા થવાથી તે ગાંડાની પેઠે તરફડતું તરફડતું ફર્યો કરે છે, તેવીજ અવસ્થા ભગવાનને માટે થવી જોઈએ."

પરમહંસદેવ કોઈને પણ બેત્રણ દિવસથી વધારે પોતાની પાસે રહેવા દેતા નહિ. કોઈપણ યુવક તેમની પાસે બહુ દિવસ રહી શકતો નહિ, અનેક કંટાળી જતા અને તેઓ તો ત્યાગધર્મ શીખવે છે એમ કહેતા. તેમને તેઓ કહેતા: "અરે ભાઈ, સંસારમાં જાઓને, હું ક્યાં ના પાડું છું? પરંતુ પહેલાં જ્ઞાન પ્રાપ્ત કરી લો, ત્યાર પછી સંસારમાં પડજો. હું શું સૌને કામિની-કાંચનનો ત્યાગ કરવાનો ઉપદેશ આપું છું? જેને જોઈને મને લાગે છે કે આ કંઈક કરી શકશે, તેનેજ હું તો કહું છું." તેઓ બીજા બધાને કહેતા: "તમે આમળાં ખાધે રાખો, પછી અમ્લશૂળ થાય ત્યારે દવા લેવા આવજો."

પરમહંસદેવ ક્યારેક ક્યારેક બધાને પૂછતા હતા કે, "આ

મારો કેવો સ્વભાવ છે કહો તો ખરા? જે મને એક પૈસાનાં પતાસાં પણ આપી શકતો નથી. જેની પાસે એકથી વધારે બેસવા આપવા માટે આસન કે સાદડી પણ નથી તેની પાસે આટલો બધો શું કરવા જાઉં છું?" પછી પોતેજ ફરીથી સમજણ પાડતાં બોલતાઃ "આને જોઇને લાગે છે કે, એને સહેજે ભગવાનની પ્રાપ્તિ થશે, બીજાઓ માટે ઘણું મુશ્કેલ છે. દહીંની હાંડીની પેઠે માત્ર દૂધ રાખવાથીજ ચાલતું નથી." તેમને તેઓ કહેતાઃ "તમને જલદી જલદી ભગવાનની પ્રાપ્તિ થાય એવી હું પ્રાર્થના કરું છું."

એક દિવસ કર્તાભજા× સંબંધી વાત નીકળતાં ગિરીશબાબુ કટાક્ષ કરીને બોલ્યાઃ "હું એમના સંબંધી એક નાટક લખીશ." ગિરીશબાબુની આ વાત સાંભળીને પરમહંસદેવ ગંભીર ભાવે બોલ્યાઃ "જો જો એમની અંદર પણ અનેક સિદ્ધ પુરુષો થઇ ગયા છે. એ પણ એક માર્ગ છે."

પરમહંસદેવ સંબંધી વાર્તાલાપ કરતાં બ્રહ્માનંદજી કહેતાઃ "પરમહંસદેવ (ઠાકુર) વિવાહ વગેરે સંસારિક કાર્યોમાં જમણ વગેરે કરવાની ના પાડતા. ધ્યાન કરતાં પહેલાં હરિનામ બોલવાનું કહેતા."

પરમહંસદેવને સ્વામી તુરીયાનંદજીએ એક વાર પૂછયુંઃ "કામનો નાશ શી રીતે થાય? ત્યારે તેમણે કહ્યુંઃ "એ જશે કે નાશ પામશે તો નહિ, પણ એને બીજી તરફ વાળી દો." આજ પ્રમાણે રાગ, લોભ, મોહ વગેરે સંબંધી પણ એજ વાત કહેતા. આ વાત સાંભળીને તેમના પ્રાણમાં ખૂબ ઉત્સાહ આવ્યો હતો.

તેઓ કહેતાઃ "જ્યાં અત્યંત વ્યાકુળતા છે, ત્યાંજ તેનો—ભગવાનનો પરમ પ્રકાશ છે."

તેઓ કોઇ કોઇને કહેતાઃ (પોતાને બતાવીને) "આના

× એક સંપ્રદાયનું નામ છે.

ઉપર પ્રેમ રાખો, એમ થતાં બધું થઇ રહેશે." આ એક આશ્ચર્યની વાત હતી.

## સ્થાન–આલમબજાર મઠ

તા. ૨૩-૭-૧૮૯૭

પરમહંસદેવ સંબંધી વાર્તાલાપ કરતાં મહારાજ બ્રહ્માનંદજી કહેતાઃ "પરમહંસદેવની કથાવાર્તા, ખાસ કરીને તેમનાં સાધન–ભજન, આધ્યાત્મિક વિકાસ અને અનુભવ વગેરે બાબતો બરાબર શુદ્ધ ભાવે અર્થાત્ તેમના મુખેથી સાંભળીને સાથે સાથેજ લખી રખાઇ હોત તો સારું થાત. તેઓ જ્યારે જ્ઞાનવાર્તા કરતા ત્યારે જ્ઞાનની વાત સિવાય બીજું કંઇ કહેતા નહિ. વળી ભક્તિ વિષે બોલવાનું શરૂ કરતાં માત્ર ભક્તિનીજ વાત કરતા બીજું કંઈ બોલતા નહિ. તેમણે વારંવાર મારા મનમાં ખાસ ઠસાવ્યું છે કે, વિષયોનું જ્ઞાન અતિશય તુચ્છ–હલકા પ્રકારનું અને નકામું છે. માત્ર આધ્યાત્મિક જ્ઞાન, ભક્તિ અને પ્રેમને ખાતરજ સાધન કરવું જોઇશે."

પ્રશ્નઃ–પરમહંસદેવ સમાધિમાં કેવી રીતે રહેતા?

ઉત્તરઃ–ભિન્ન ભિન્ન સમયે તેઓ ભિન્ન ભિન્ન સમાધિમાં મગ્ન થતા. કોઇવાર તેમનું આખું શરીર લાકડાની પેઠે સખ્ત થઇ જતું. આ અવસ્થામાંથી પાછા ફરતાં સામાન્ય સ્થિતિ ઘણી સહેલાઇથી આવતી. ફરીથી જ્યારે તેઓ સમાધિમાં ઘણાજ તલ્લીન થતા, ત્યારે સમાધિમાંથી ઊઠયા પછી જળમાં ડૂબેલો માણસ જેમ ડૂબકી ઊઠીને શ્વાસ લેવા માંડે છે, તેમ તેઓ ધ્રૂજીને જોરથી એક નિસાસો નાખતા અને તે પછી ધીમે ધીમે તેમને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થતું. ભાવસંવરણ પછી થોડીવાર તેઓ બાળકની પેઠે વાર્તાલાપ કરતા અને બધું સમજાતું નહોતું. આ વખતે ક્યારેક ક્યારેક

તેઓ નાના નાના સંકલ્પો કરતા, "શાક ખાઈશ" "તમાકુ પીશ" વગેરે. વળી ક્યારેક ક્યારેક માથા ઉપર હાથ મૂકીને હાથને નીચે તાણતા હતા.

મહારાજ પોતેજ પ્રશ્ન ઉઠાવીને કહેતાઃ બહારની ખાસ મદદ નહિ મળવા છતાં પણ પરમહંસદેવની ત્વરિત આધ્યાત્મિક ઉન્નતિનું કારણ તમે શું ધારો છો? થોડાક આજન્મ સંસ્કારો સિવાય બીજું કંઈજ જોવામાં આવતું નથી. એ શું અલૌકિક વાત નથી? બીજીયે અનેક અલૌકિક બાબતો છે. એક સાધુએ તેમને રામલાલા નામની એક ધાતુની મૂર્તિ આપી. તેઓ એ મૂર્તિને જ્યારે ગંગાસ્નાને લઈ જતા હતા, ત્યારે તે મૂર્તિ ગંગાજળમાં તરવા લાગતી! આ વાત તેમણે પોતે કહી છે. આ સ્થિતિમાં તમે જડ અને ચૈતન્યના ભાગ કેવી રીતે પાડશો?

તેઓ કહેતા હતા કે, પહેલાં તેમને સાધુ થવાની ખાસ ઇચ્છા નહોતી, પરંતુ એક એવું વાવાઝોડું આવ્યું કે જેથી બધું ઊંધુંચત્તું થઈ ગયું.

પ્રશ્નઃ–તેમને શું કોઈ યોગસિદ્ધિ હતી?

ઉત્તરઃ–અવશ્ય, અણિમા વગેરે સિદ્ધિઓ કદી પણ આપણી નજરે પડતી નથી, પરંતુ તેઓ લોકોને ખૂબ સમજી શકતા હતા. બીજી પણ અનેક અદ્ભુત બાબતો મેં પોતે જોઈ છે.

પ્રશ્નઃ–કાળી, કૃષ્ણ વગેરે રૂપો શું બરાબર છે?

ઉત્તરઃ–હા, છે.

## સ્થાન—બેલુર મઠ

તા. ૨૭–૫–૧૮૯૯

મહારાજ—તમે વ્યાખ્યાન આપો ત્યારે બની શકે ત્યાં સુધી પરમહંસદેવના ઉપદેશોમાંથી કહેજો. કારણ કે તેમના ઉપદેશો દ્વારા શાસ્ત્રનો યથાર્થ મર્મ ઘણી સહેલાઇથી સમજી શકાય છે.

પરમહંસદેવ ભાવો ગુપ્ત રાખવાની ના પાડતા તેઓ લોકોને સરળતાથી ખૂબ ચાહતા. તેઓ કહેતાઃ "હું ખુશામત ચાહતો નથી. જેઓ ભગવાનને સાચી રીતે પોકારે છે, તેમને હું ચાહું છું." વળી તેઓ કહેતાઃ "સરળ ભાવે ભગવાનને બોલાવતાં બોલાવતાં મનના બધા દોષો દૂર થઈ જાય છે."

અનેક માણસો પરમહંસદેવને કહેતા કે, તેમની વિવિધ પ્રકારની આધ્યાત્મિક સ્થિતિ અને ભાવનું દર્શન થાય છે. આ વાત સાંભળીને કોઇ એક બાળક એવું કંઇક પોતાને થાય, તે માટે પરમહંસદેવને આગ્રહ કરવા લાગ્યો. તે ઉપરથી તેમણે કહ્યુંઃ "જો, હંમેશાં નિયમિત રીતે ધ્યાનભજન કરતાં કરતાં એવી સ્થિતિ પ્રાપ્ત થાય છે, પછી ક્રમેક્રમે બધું થઈ રહેશે." આ બનાવને બે દિવસ થયા પછી ઠાકુર એક દિવસ સંધ્યાકાળે ભવતારિણીના મંદિર તરફ જતા હતા; એ જોઇને એજ બાળક તેમની પાછળ પાછળ ગયો. પરમહંસદેવ ભવતારિણીના મંદિરમાં અંદરના ભાગમાં ગયા. બાળક મંદિર પાસે ગયો, પણ અંદર જવાનું સાહસ કરી શક્યો નહિ, તેથી તે આગલા ભાગના ભજન-મંડપમાં બેસી ધ્યાન કરવા લાગ્યો. થોડી વાર પછી તે એકદમ જોવા લાગ્યો કે કરોડો સૂર્યના જેવી એક ઉજ્જવળ જ્યોતિ ગર્ભમંદિરમાંથી નીકળીને તેના તરફ આવે છે. આથી તે ભયભીત થઇને ભજનમંડપમાંથી નાસતો નાસતો પરમહંસદેવને ઘેર

આવ્યો. થોડી વાર પછી પરમહંસદેવ ભવતારિણીના મંદિરેથી પાછા આવતાં પોતાને ઘેર બાળકને જોઇને પૂછ્યું: "કેમ, સંધ્યાકાળે ધ્યાન કરવા બેઠો હતો ને?" "હા" અને ધ્યાન કરતાં મંદિરમાં થયેલાં જ્યોતિદર્શન અને ભયથી નાસી આવવાની વાત તેણે પરમહંસદેવને કહી આ બધી વાત સાંભળીને પરમહંસદેવે કહ્યું: "ત્યારે તુંજ કહે, કંઈ જોઇ શકતો નથી, તો ધ્યાન કરવાથી શું થશે? વળી પાછું કંઇક જોશે તો તું તો નાસી આવશે ને!"

પરમહંસદેવ રાત્રે એકાદ કલાકથી વધારે ઊંઘતા નહોતા. કોઈ વાર સમાધિમા, કોઈ વાર સંકીર્તનમા અને વળી કેટલીક વાર હરિનામ કરતા કરતા રાત વિતાવી દેતા. કોઇ કોઇ વખત એકદોઢ કલાક સમાધિસ્થ રહેતા હતા. તે સ્થિતિમાં વાત કહેવાનો પ્રયત્ન કરવા છતા પણ વાત કરી શકતા નહોતા. સમાધિમાંથી જાગૃત થયા પછી કહેતાઃ "જુઓ, આ સ્થિતિમાં મનમાં થાય છે કે જાણે અનેક વાતો એને કહી દઉં, પરંતુ તે વખતે કોણ જાણે કેમ મારું મોં બંધજ થઇ જાય છે." સમાધિ પછી તેઓ કહેતાઃ "મનમાં થતું કે જાણે કોઈની સાથે વાત કરું છું. સાંભળ્યું છે કે પહેલાં ઘણેભાગે સમાધિદશામાંજ રહેતા હતા"

તેઓ કહેતાઃ "ભગવાનને પ્રાપ્ત કરવાને ખૂબ પ્રેમ-અનુરાગ જોઇએ." ઇસુ ખ્રિસ્તની આ વાત તેઓ વચ્ચે વચ્ચે કહેતા. કોઇ એક વૃદ્ધે ઈસુ ખ્રિસ્તને એક દિવસ પૂછ્યું કે, ભગવાન કેમ કરીને પ્રાપ્ત થાય? ઇસુ ખ્રિસ્તે આ પ્રશ્નનો કંઇ પણ જવાબ નહિ આપતાં તે વૃદ્ધને નજીકના એક તળાવમાં લઈ જઇને પાણીમાં ડુબાડી રાખ્યો. થોડીજ વાર પછી તે વૃદ્ધ દુઃખનો માર્યો તરફડવા લાગ્યો. ત્યારે ઈસુ ખ્રિસ્તે તેને જળમાંથી બહાર કાઢીને પૂછ્યું:

'પાણીમાં તને કેવું લાગતું હતું?' જવાબમાં તે વૃદ્ધે કહ્યું: 'શ્વાસ બંધ થવાથી જાણે પ્રાણ ચાલ્યા જશે એમ લાગતું હતું.' ત્યારે ઇસુ ખ્રિસ્તે કહ્યું: 'ભગવાનને માટે જ્યારે મનની એવી અવસ્થા થશે ત્યારેજ તેમને પ્રાપ્ત કરી શકશો.'"

સ્વામીજી શરૂઆતમાં ભારે શુષ્ક તર્કો કરતા. તેઓ નિરાકારવાદી હતા. તે એવા કે પરમહંસદેવને પણ કહેતા: "આ જે દર્શન કરો છો તે બધું મનની ભૂલનું પરિણામ છે." કોઇ દેવદેવીના મંદિરે પ્રણામ કરવા જતાં તેનો નિરસ્કાર કરતા તેથી અનેકની તેના ઉપરથી શ્રદ્ધા ઊઠી જતી. પરમહંસદેવ અને બીજા મોટાઓજ ચલિત થતા નહિ. તેઓ કહેતા: "નરેનના મત પ્રમાણે આજકાલ ભગવાન જોઇ શકાતા નથી." પછી પરમહંસદેવે જ્યારે સ્વામીજીને દેવદેવીનું રૂપ બનાવ્યું, ત્યારે સ્વામીજીએ માનવાનું શરૂ કર્યું. તે પછી તેઓ કહેતા: "સાકાર કે નિરાકાર જે કંઇ હશે તે નિશ્ચા થતાં સર્વ કંઇ બરાબર જણાઈ જશે."

---

## સ્થાન—બેલુર મઠ

તા. ૨૫-૪-૧૯૨૩

પ્રશ્ન:—મન કેમે કર્યું સ્થિર થતું નથી, તેનો શો ઉપાય?

ઉત્તર:—દરરોજ થોડું થોડું ધ્યાન અને જપ કરજો. કોઈ પણ દિવસ પડવા દેશો નહિ. મન બાળકના જેવું ચંચળ છે, લાગ મળતાં દોડાદોડી કરે છે. તેને ફરી ફરીથી ખેંચી લાવીને ઇષ્ટના ધ્યાનમાં મગ્ન કરજો. આ પ્રમાણે બેત્રણ વરસ કરવાથી જોઇ શકશો કે, પ્રાણમાં અનિર્વચનીય આનંદ આવે છે અને મન પણ સ્થિર થાય છે. શરૂઆતમાં જપ-ધ્યાન નીરસજ લાગે છે; પરંતુ દવા પીવાની પેઠે જોર કરીને મનને ઇષ્ટના ચિંતનમાં મગ્ન રાખવાથી ધીમે ધીમે આનંદ આવે છે. લોકો પરીક્ષામાં પાસ થવા માટે

કેટલી બધી મહેનત કરે છે, પરંતુ તેના કરતાં ભગવદ્પ્રાપ્તિ ઘણીજ સહેલ છે. વિનમ્ર અંતઃકરણ વડે સરળતાથી તેમને બોલાવવા પડે છે.

પ્રશ્નઃ–આ તો ઘણીજ આશાજનક વાત છે. પરીક્ષામાં પાસ થયો છું, તો પ્રયત્ન કરવાથી ભગવાનને પણ અવશ્ય મેળવી શકીશ. કોઈ કોઈ વાર અત્યંત નિરાશા ઊપજે છે અને મનમાં થાય છે કે, આટઆટલા જપ કરવા છતાં જ્યારે કંઇ પણ અનુભવ કરી શકતો નથી, ત્યારે તો આ બધું કંઈજ નથી.

ઉત્તરઃ–ના, ના, નિરાશ થવાનું કંઈજ કારણ નથી, કર્મનું ફળ અનિવાર્ય છે. ખૂબ પ્રેમથી અને ભક્તિભાવપૂર્વક એ કરો, નામ-જપનું પરિણામ અવશ્ય પ્રાપ્ત થશેજ. થોડા સમય નિયમિતરૂપે સાધન કરો. ધ્યાન વગેરેથી માત્ર મનની શાંતિ થાય છે એમજ નથી, પરંતુ એનાથી શરીરની ઉન્નતિ પણ થાય છે. શરીરની ઉન્નતિને માટે પણ ધ્યાન વગેરે કરવું ઉચિત છે.

શરૂઆતનું ધ્યાન તો મન સાથે યુદ્ધ કરીને કરવાનું હોય છે. ચલિત મનને ક્રમે ક્રમે ખેંચી લાવીને ઇશ્વરનાં ચરણકમળોમાં જોડવાનું હોય છે. એનાથી થોડા સમય પછી માથું થોડુંક ગરમ થાય છે. તેથી શરૂઆતમાં વધારે ધ્યાન-ધારણા કરીને મગજને વધારે થકવી નાખવાનું નથી, ખૂબ ધીમે ધીમે વધારતા જવાનું છે. થોડા દિવસ આ પ્રમાણેના અભ્યાસના પરિણામે જ્યારે ઠીક ઠીક ધ્યાન થશે, ત્યારે એક આસને બેસીને બેચાર કલાક ધ્યાન-ધારણા કરવા છતાંયે કોઇ પ્રકારનું દુઃખ થશે નહિ; પરંતુ થોડીક વારની નિદ્રા પછી જેમ શરીર અને મન તાજગી અનુભવે છે, તેવી તાજગી અનુભવાશે અને ઘણો ઘણો આંતરિક આનંદ આવવા માંડશે.

સાધનાની પ્રથમ અવસ્થામાં ખાવાપીવા સંબંધી પણ

ખાસ દૃષ્ટિ રાખવી ઉચિત છે. શરીરની સાથે મનને ઘણોજ નિકટ સંબંધ છે. ખાવાપીવાના દોષોથી શરીર અસ્વસ્થ થતાં, ધ્યાન–ધારણા પણ અસંભવિત થાય છે. તેથી ખાવાપીવા સંબંધી કેટલીક વિધિ પાળવાની હોય છે. ખોરાક સહેજે પચી જાય તેવો લેવો જોઇએ અને ઘણો પુષ્ટિકારક અને ઉત્તેજક ન હોવો જોઇએ. વળી વધારે ખાવું સારું નથી, એનાથી તમોગુણ વધે છે. ખોરાકથી અર્ધું પેટ ભરવું, ચોથા ભાગ જેટલું જળ પીવું અને બાકીનો ચોથો ભાગ હવાને ફરવાહરવા માટે ખાલી રાખજો.

ધ્યાન કરવું એ શું સહેલી વાત છે? થોડુંક વધારે ખવાઈ જાય છે, તો તે દિવસે મન સ્થિર રહેતુંજ નથી. આજ પ્રમાણે કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે શત્રુઓને કાબૂમાં રાખવાથી ધ્યાન સંભવિત બને છે. એમાંનો કોઇ પણ જોરાવર હશે તો ધ્યાન થશે નહિ. આમાં ખૂબ તપસ્યાની જરૂર છે. બે પૈસાનાં છાણાં લાવી તેનો ચોતરફ અગ્નિ કરીને વચ્ચે બેસવું એ તો ખૂબ સહેલું છે. કામ, ક્રોધ વગેરે શત્રુઓનું દમન કરવું અને તેમને ફાવવા નહિ દેવામાંજ તપસ્યા છે. એ કંઇ નપુંસકનું કામ નથી. કામક્રોધાદિ શત્રુઓનું દમન કરવું એજ શ્રેષ્ઠ તપ છે.

ધ્યાન ન કરવાથી મન સ્થિર થતું નથી. વળી મન સ્થિર ન હોય તો ધ્યાન થતું નથી. મન સ્થિર થતાં ધ્યાન કરીશું એમ વિચારવાથી પછી ક્યારેય ધ્યાન થશે નહિ. બન્ને એક સાથે કરવું પડશે. ધ્યાન વખતે મનની વાસના વગેરે કંઇજ નથી, બધું અસત્ય છે એમ વિચારજો. આ પ્રમાણે વિચારતાં વિચારતાં ક્રમે ક્રમે મનમાં સારા ભાવોના સંસ્કાર જાગશે. ખરાબ ભાવો જેમ જેમ દૂર થતા જશે, તેમ તેમ સદ્ભાવ–સારા ભાવો આવવા લાગશે. ધ્યાન કરતાં કરતાં અનેક વાર જ્યોતિદર્શન થાય અને કોઇ કોઇ વાર પ્રણવધ્વનિ અથવા ઘંટનો અવાજ અથવા બીજો કોઇ દૂરનો

અવાજ સંભળાય છે. પરંતુ એ બધું કંઈજ નથી. વળી વિશેષ આગળ જવું જોઇશે. તો પણ આ બધાં લક્ષણ સારાં છે. આ પ્રમાણે થતાં લાગશે કે બરાબર રસ્તે જવાઇ રહ્યું છે.

એક માણસ ખૂબ દુષ્ટ હતો. મૃત્યુના પંદર દિવસ પહેલાં બોલવા લાગ્યોઃ "ચાલો, ચાલો મને ગંગાજી લઈ જાઓ. તમે એમ ધારો છો કે શું હું અહીં મરીશ?" ગંગાજી જઇને જરા હસીને બોલ્યોઃ "મા, તું છે એમ ધારીને મેં આટલાં પાપ કર્યાં છે. મને ખબર છે કે, તું એ બધાંને ધોઇ નાખશે." ભક્તિ ને વિશ્વાસ પૂરેપૂરાં હોય તોજ ભગવાનની પ્રાપ્તિ થઈ શકે છે.

સ્વામીજી (સ્વામી વિવેકાનંદ) કહેતાઃ "કુલકુંડલિની થોડી જાગ્રત થાય એ ખૂબ ભયાનક છે. જો એનાથી આગળ ન વધાય તો કામક્રોધાદિ નીચ વૃત્તિઓ અત્યંત પ્રબળ થઇ જાય છે. તેથી વૈષ્ણવોના મધુર ભાવ અને સખીભાવની સાધના ઉચ્ચ અધિકારી સિવાય અત્યંત આપત્તિકારક છે. **શરૂઆતમાં તો રાસલીલા વિષેની ચોપડીઓ પણ વાંચવી જોઈએ નહિ.**"

પ્રશ્નઃ-મહારાજ, મંત્ર લેવાની શી જરૂર છે? પોતાની જાતેજ બધી શક્તિઓનો ઉપયોગ કરવાથીજ બધું થાય છે ને?

ઉત્તરઃ-મંત્ર ન લેવાથી એકાગ્રતા આવતી નથી. આજ તમને કાલીનું રૂપ સારું લાગશે, વળી કાલે હરિનું રૂપ સારું લાગશે, પરમ દિવસે નિરાકારમાં મન દોડશે, પરિણામે કોઇમાંયે એકાગ્રતા થશે નહિ. મન સ્થિર નહિ થવાથી ભગવાનની પ્રાપ્તિ તો દૂર રહી, પણ સામાન્ય સાંસારિક કાર્યોમાં પણ અત્યંત ગરબડ થાય છે. ભગવાનની પ્રાપ્તિ કરવાને માટે ગુરુની ખાસ જરૂર છે. ગુરુ-શિષ્યની ભાવનાનુસારનો મંત્ર અને તેને માટે ઇચ્છનીય શું છે તે બધું નક્કી કરી દે છે. એજ ગુરુવાકયમાં વિશ્વાસ રાખીને નિષ્ઠાપૂર્વક

સાધન-ભજનં નહિ કરવાથી કંઈ પણ થઈ શકશે નહિ. ધર્મમાર્ગ અતિ દુર્ગમ-અગમ્ય છે. સિદ્ધ ગુરુની મદદ ન મળે, તો ફાવે તેટલા બુદ્ધિમાન અને શક્તિશાળીને પણ ઠોકર ખાઈને પછડાવું જ પડે છે. ચોરી કરવામાં પણ એકાદ ગુરુની જરૂર પડે છે, તો આટલી મોટી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવામાં શું ગુરુની જરૂર નથી?

જો ભગવાનને પ્રાપ્ત કરવા ઇચ્છતા હો તો ધૈર્ય ધારણ કરીને સાધન કરતા જાઓ. સમયસર બધું ઠીક થઈ જશે. તે ક્યારે દર્શન દેશે, તે તો તેજ જાણે છે. આલાંબાલાં મારવાથી કશું થતું નથી. વખત થયા વિના ફોગટનાં ફાંફાં મારવાથી કશું પરિણામ આવવાનું નથી. પરમહંસદેવ કહેતાઃ "સમય થયા વિના પક્ષી ઇંડાં સેવતું નથી." એ સમયની અવસ્થા અત્યંત કષ્ટદાયક છે. એક વાર આશા, વળી નિરાશા. ક્યારેક હાસ્ય ને ક્યારેક રૂદન-વસ્તુની પ્રાપ્તિ ન થતાં સુધી દિનપ્રતિદિન એજ પ્રમાણે ચાલે છે; ત્યારે સાચા ગુરુ હોય છે, તે આવી સ્થિતિમાં મનને તરતજ 'સાચે માર્ગે' વાળી શકે છે. પરંતુ આ રીતે અસમયે મનને ખેંચી લેવાથી તેનો વેગ ધારણ કરી શકાતો નથી; પરંતુ શરીર અને મનનું અનિષ્ટ થાય છે. આ અવસ્થામાં ખૂબ સાવધાનતાથી ચાલવાનું હોય છે. સદ્‌ગુરુને આશ્રયે રહીને તેમના ઉપદેશ પ્રમાણે સાત્ત્વિક આહાર, પૂર્ણ બ્રહ્મચર્યપાલન વગેરેનું બરાબર પાલન નહિ કરી શકાવાથી માથું ગરમ થવું, માથું દુઃખવું વગેરે વિવિધ પ્રકારના રોગો થાય છે.

---

## સ્થાન-બેલુર મઠ

તા. ૩૦-૪-૧૯૧૩

પ્રશ્નઃ-મહારાજ, મને ધ્યાન-જપ એક સાથે કરવાની આજ્ઞા થયેલી છે. પરંતુ ધ્યાન તો જરાય થતું નથી, તેથી વચ્ચે વચ્ચે મન ખૂબ ખરાબ થઈ જાય છે.

મહારાજઃ—મનમાં આવી નિરાશા આવી જાય એ સ્વાભાવિક છે. મને દક્ષિણેશ્વરમાં એક વખત એ પ્રમાણે થયું હતું. તે વખતે મારી ઉંમર થોડી હતી અને પરમહંસદેવની ઉંમર લગભગ પચાસ વર્ષની હતી. મનની બધી વાત તેમને કહેતાં શરમ આવતી. એક દિવસ કાલીમંદિરમાં હું ધ્યાન કરતો હતો, પણ ચિત્ત સ્થિર થાયજ નહિ—મન ઘણુંજ ખરાબ થઇ ગયું હતું. મેં વિચાર કર્યો, આટલા દિવસથી અહીં છું પણ કંઈ પત્તો ખાધો નહિ, હવે કેમ કરવું? તેમને પણ કંઇ કહ્યું નહિ. મનમાં વિચાર્યું કે, બેત્રણ દિવસ આ પ્રમાણે ચાલશે તો ઘેર ચાલ્યો જઇશ. ત્યાં મન કોઇ ને કોઈ કામમાં લાગી જશે. આ પ્રમાણે વિચાર કરી કાલીમંદિરમાંથી બહાર નીકળી આવ્યો—તે સમયે પરમહંસદેવ વરંડામાં આંટા મારતા હતા—મને જોઈને ઘરમાં ચાલ્યા ગયા. તે વખતે કાલીમંદિરમાંથી બહાર નીકળી તેમને પ્રણામ કરીને નાસ્તો કરવાનો મારો નિયમ હતો. જઇને તેમને પ્રણામ કર્યા, ત્યારે તેઓ બોલ્યાઃ "જો, તું જ્યારે કાલીમંદિરમાંથી આવ્યો ત્યારે મને લાગ્યું કે તારું મન જાણે કોઇ એક જાળમાં ફસાઈ ગયું છે." મેં વિચાર્યું કે સાચેજ એમજ છે, તેઓ તો બધુંજ જાણે છે. મેં કહ્યું: 'મારું મન કેટલું ખરાબ થઇ ગયું છે, તે બધું તો તમે જાણો છો.' તેમણે તે વખતે મારી જીભ ઉપર કંઇક લખી દીધું કે તરતજ હું આગળનાં બધાં કષ્ટ ભૂલી જઈને એક અપૂર્વ આનંદમાં મસ્ત થઇ ગયો. જ્યારે તેમની પાસે હતો, ત્યારે હંમેશાં અપૂર્વ આનંદમાં રહેતો, આટલા માટે તો સિદ્ધ અને શક્તિશાળી ગુરુની જરૂર છે.

મંત્ર લેવા—આપવા પહેલાં ગુરુ અને શિષ્યે પરસ્પરની અનેક વાર પરીક્ષા કરી લેવી જરૂરની છે, નહિ તો પાછળથી ઠગાવું પડે છે. આ કંઈ બેએક દહાડાનો સમાગમ નથી. મારી પાસે કોઇ મંત્ર લેવા ઇચ્છે છે, ત્યારે પહેલાં તો હું તેને હાંકી કાઢું છું. જ્યારે

મને લાગે કે, આ તો મને છોડે તેમ નથી ત્યારે તેને કહું છું કે આ 'નામ' ના એક વરસ સુધી દરરોજ લગભગ હજાર જપ કર પછી જોયું જશે. અનેક માણસો આટલાથીજ ભાગી જતા.

અનેક માણસોને મંત્ર આપતાં પહેલાં ઘણું ઘણું વિચારવાનું હોય છે. તેને કયા દેવતા પસંદ છે, તે પોતે સ્થિર મનનો છે કે અસ્થિર મનનો. એક માણસને મંત્ર આપતાં પહેલાં મને વિચાર આવ્યો કે, જો ધ્યાનમાં તેના ઇષ્ટદેવને જોઇ શકીશ તો મંત્ર આપીશ, નહિ તો નહિ આપું. લગભગ એક કલાકના ધ્યાન પછી એક મૂર્તિ જોઇ શકયો; પછી તેને પૂછવાથી જણાયું કે એજ મૂર્તિ તેને ખૂબ સારી લાગે છે. આજકાલ મંત્ર લઇને અનેક માણસો કંઇ કામ કરતા નથી. ગમે તેને મંત્ર આપવો ઠીક નથી.

ખૂબ ધીરજ જોઇએ. ધીરજ-ધારણા કરીને સાધન કરતા જાઓ, સત્ય વસ્તુની પ્રાપ્તિ થાય ત્યારેજ અટકો, ખૂબ કામ કરો. શરૂઆતમાં ખાલી વેઠ જેવુંજ લાગશે. પણ ક, ખ, ગ શીખવાનો સમય પણ નકામો ગયેલો ગણાય નહિ તેમજ આનું છે. આ પ્રમાણે કરતાં કરતાં શાંતિ પ્રાપ્ત થશે. મારી પાસે જેઓ મંત્ર લઇને ખાલી આક્ષેપ કરે છે અને કહે છે કે, 'મહારાજ, કંઇજ થતું નથી.' તેમને હું બેત્રણ વર્ષ સુધી તો મુદ્દલ સાંભળતોજ નથી. ત્યાર પછી તેઓ પોતેજ આવીને કહે છે કે, 'હા, મહારાજ હવે કંઇ કંઇ અનુભવ થાય છે.' આ થાકી જવાની વાત નથી. બે-ત્રણ વર્ષ સુધી ખૂબ સાધન-ભજન કર્યે જાઓ, ત્યાર પછી આનંદ આવશે. તમારી વાત સાંભળીને હું ખૂબ ખુશી થયો છું. આજકાલ તો અનેક માણસો દિલ ચોરીને કામમાંથી છટકી જવા માગે છે.

---

## સ્થાન–બેલુર

તા. ૧૦–૫–૧૯૧૩

પ્રશ્નઃ–મહારાજ, ભગવાનમાં બુદ્ધિ કેવી રીતે થાય?

ઉત્તરઃ–સાધુસમાગમ કરતાં કરતાં ભગવાન તરફ મતિગતિ થશે. સાધુઓની પાસે માત્ર આવવાજવાથી ચાલશે નહિ. તેમનું જીવન જોઇને તેમનો ઉપદેશ સાંભળીને, તેમને અનુસરતું જીવન ગાળવું જોઇએ. બ્રહ્મચર્ય અને સાધનભજન નહિ હોય તો સાધુની ભાવના, તેમનો ઉપદેશ, કશુંયે ધારણ કરી શકાશે નહિ. શાસ્ત્ર વગેરેનો પાઠ કરવાથી પણ તેનો બરાબર અર્થ સમજાતો નથી. કથામૃત વગેરે પુસ્તકો ખૂબ વાંચજો અને તેને સમજવાનો–ધારણ કરવાનો પ્રયત્ન કરજો. જેમ જેમ વાંચશો તેમ તેમ તેનો નવો નવો અર્થ સમજાશે. સાધક ભગવાન સંબંધી સાંભળીને એકરૂપે સમજે છે, સાધના કરીને બીજે રૂપે સમજે છે, વળી સિદ્ધ થઇને એક અન્યરૂપે જુએ છે.

**તેને પ્રાપ્ત કરવાને, તેનાં દર્શન પામવાને ખૂબ સાધન-ભજન કરવાં જોઇએ. સરળતાથી અને આકુળવ્યાકુળ થઈને તેમને બોલાવવા પડશે, તેમને ખાતર સર્વ કંઈ છોડવું જોઇશે. કામિની, કાંચન અને માનઆબરૂની ઇચ્છા થોડીઘણી પણ હશે તો ચાલશે નહિ.** નાગમહાશય કહેતા કે, "લંગર નાખીને હલેસાં મારવાથી શું થાય?" તેમની એક બીજી વાત છે. "પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવી સહેલી છે, પણ તેનો ત્યાગ કરવો કઠણ છે. જે ત્યાગ કરી શકે છે, તેજ સાચો સાધુ છે."

આવો દુર્લભ માનવજન્મ પ્રાપ્ત કરીને ભગવાનને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન ન થાય તો જન્મારો ફોગટજ ગયો સમજવો. શ્રીમદ્ શંકરાચાર્યે કહ્યું છે કેઃ—

मनुष्यत्वं मुमुक्षुत्वं महापुरुषसंश्रयः ।

મહાપુરુષનો સમાગમ મહાભાગ્યશાળીનેજ પ્રાપ્ત થાય છે.

પ્રશ્નઃ—મહારાજ, ઘણા માને છે કે, સાધુઓની પાસે જવું એજ પૂરતું છે. બીજું કંઈ સાંભળવાની કે કરવાની આવશ્યકતા નથી.

ઉત્તરઃ—એ વાત સાંભળો છોજ શું કામ? સાધુઓની પાસે માત્ર જવાથીજ કંઇ પતી જતું નથી. સરળતાથી તેમને પ્રશ્નો પૂછી પૂછીને મનનાં સંદેહ–શંકાઓ દૂર કરવાં પડશે, તેમના કામ-કાજનું નિરીક્ષણ કરવું પડશે અને તેમના ઉપદેશ સાંભળીને તેમને અનુસરતું જીવન ઘડવું જોઇશે. પોતે કશું નહિ કરતાં ખાલી સાધુઓ પાસે જવાથીજ બધું પ્રાપ્ત થઇ જશે, એ બધી ફોગટ વાતો છે. સાધુસમાગમની ખાસ જરૂર એથી છે કે, તેમને જોઇને, તેમની વાતો સાંભળીને મનમાં ધર્મભાવ અને સદ્ભાવ જાગી ઊઠે અને બધા સંશયો દૂર થઇ જાય. તેમનું પવિત્ર જીવન–ભાવ-મય જીવન જોઇને મન જેટલું પ્રભાવવાળું બને છે, તેટલું સેંકડો ચોપડીઓ વાંચવાથી બનતું નથી. શ્રી. અધરસેન ઘણે ભાગે એક સ્કૂલના સબ ઇન્સ્પેક્ટરને સાથે લઇને પરમહંસદેવ પાસે આવતા. એ સાથીને આવવામાં ખૂબ આનંદ આવતો અને તેઓ ભાવમગ્ન થતા. એક દિવસ પરમહંસદેવની પાસે આવ્યા પછી થોડી વારેજ પરમહંસદેવ સમાધિસ્થ થયા. તેમના મુખ ઉપર આવું હાસ્ય અને આવો આનંદ કદી જોવામાં આવ્યાં ન હતાં. તે વખતે અધર-બાબુએ એ સાથીને કહ્યું હતું કે, "તમારો ભાવ જોઇને એ ભાવ ઉપર મને કાંઈક ઘૃણા થઈ હતી. કેમકે તમારો ભાવ જોઇને મને લાગે છે કે, જાણે અંદર કેટલીયે વેદના ભરેલી છે. ભગવાનનું નામ લેતાં શું વેદના રહી શકે? તેમનો આંતરિક આનંદ જોઇને મારી આંખ ઊઘડી ગઈ. એમનો ભાવ પણ તમારા જેવોજ હોત તો અહીં આવવું પડત નહિ." પરમહંસદેવની પાસે આવીને

તેમનામાં આ ભાવ ન જોયો હોત તો અધરબાબુના મનનો સંશય કદી પણ ટળત નહિ. આ સાધુસમાગમનું પરિણામ છે. પરંતુ વસ્તુની પ્રાપ્તિ કરવી હશે તો ખૂબ મહેનત કરવી પડશે, ખૂબ સાધન-ભજન કરવું પડશે. સમજ્યા?

પ્રશ્ન:—મહારાજ, સંસારમાં કેવી રીતે રહેવું જોઈએ? નિષ્કામભાવેજ રહેવું ઉચિત છે ને?

ઉત્તર:—તમે જાણો છો કે નિષ્કામ-નિષ્કામ એ તો બહુ ઊંચી વાતો છે. સંસારમાં રહીને એ બધું થતું નથી. લોકો ભલેને કહે કે હું નિષ્કામ ભાવે કામ કરું છું, પરંતુ વાસ્તવિક રીતે જોવા જઈએ તો કોઈ ને કોઈ કામનાને લીધેજ કામ કરવામાં આવે છે. તેથી તો કહું છું કે નિષ્કામ કર્મ થતું નથી. ત્યારે સંસારનાં કામ કરતાં કરતાં ભગવાનને પ્રાર્થના કરવી જોઈએ કે, "પ્રભો! મારાં સંસારી કામકાજ ઓછાં કરાવી દો!"

---

## સ્થાન-બેલુર મઠ
### તા. ૧૯-૫-૧૯૧૩

પ્રશ્ન:—તમે પેલે દિવસે કહ્યું હતું કે ઉતાવળથી કે વ્યાકુળતાથી કંઈ બનશે નહિ. વખત નહિ હોય તો કંઈ પણ બનશે નહિ. ત્યારે શું ભગવાનની પ્રાપ્તિ માટેની વ્યાકુળતા તજી દેવી જોઈશે?

ઉત્તર:—એ તો હું કદાચ પહેલાં કોઈ પ્રસંગે કહી ગયો છું. વ્યાકુળતા એટલે બેએક દિવસ ભાવની અધિકતાને લીધે તરફડવું, રડવુંકકળવું અને અંતરના ભાવોનો બાહ્ય વિકાસ થવો. એ તો બેએક દિવસ પછી અદૃશ્ય થઈ જાય છે અને પછી તે નિરાશા અને હતાશામાં એ માર્ગ તદ્દન છોડી દે છે.

અંદરના ભાવો પ્રગટ કરવા એ ઘણુંજ ખરાબ છે. તેથી અનુરાગની તીવ્રતા ઓછી થઈ જાય છે. શ્રીરૂપગોસ્વામીના

શિષ્ય રાધાવલ્લભ ગોસ્વામી એક દિવસ પૂજા કરતાં કરતાં ભાવમાં અધીરા થઇને નૃત્ય કરતા હતા. એટલે શ્રીરૂપગોસ્વામી તેમનો ત્યાગ કરીને બોલ્યા કે, "તમે પોતાના સ્વાર્થને માટે પ્રભુની સેવામાં ઊણપ રાખી છે." શ્રીરાધાએ શ્રીરૂપગોસ્વામીને સ્વપ્નમાં દર્શન દઇને શિષ્યને ફરીથી ગ્રહણ કરવા કહેતાં શ્રીરૂપગોસ્વામીએ જવાબ આપ્યો હતોઃ "તમે તો ગોવાળનાં પુત્રી છો. તમે એને નહિ સમજી શકો. શ્રીગુરુની કૃપાથી શિષ્યને કેવી રીતે સજા કરવી તે હું બરાબર જાણું છું. શ્રીરાધાની વાત પણ સાંભળી નહિ. આ બાબતમાં ચૈતન્યદેવને આગળ કરીને આનંદમાં ઉન્મત્ત થવાથી ચાલશે નહિ, તેઓ બરાબર બાર વર્ષ સુધી પૂરેપૂરા ઉન્મત્ત હતા. તેમનો આનંદ અથવા વિરહવેદનાના કણને પણ જીવ સહન કરી શકે તેમ નથી.

× × × ×

પ્રશ્નઃ—પરમહંસદેવ કહેતા કે, એક વાર અહીં ને એક વાર પણે એમ જુદી જુદી જગાએ કૂવો ખોદવા જવાથી ક્યાંયે પાણી નીકળી શકતું નથી, એક જગાએજ ઊંડું ખોદવું જોઇએ. સાધનમાર્ગમાં પણ શું એમજ છે?

ઉત્તરઃ—હા, બરાબર એજ પ્રમાણે મંડવું જોઇશે. બરાબર અનુરાગ થયા પછી જો ભગવાનની પ્રાપ્તિને માટે વ્યાકુળતા થાય, ત્યારે તો તે ભગવાન ન મળે તો પણ તે તેમને ભૂલી શકતો નથી. એ ન મળે ત્યાં સુધી તો કરોડો જન્મો સુધી અવિચળ ભાવે તે તેમને બોલાવતોજ રહે છે. મનુષ્યમાં આપલેનો ભાવ હોય છે એટલે તે બરાબર ભગવાનને પોકારી શકતો નથી. તેથી થોડુંક બોલાવીને તેને નહિ પામતાં હતાશ થઇ જાય છે.

## સ્થાન-બેલુર મઠ

તા. ૨૮-૫-૧૯૧૩

પ્રશ્નઃ—મહારાજ, અનેક ભક્તોને વિશ્વાસ છે કે, પરમહંસદેવનાં દર્શન કર્યાં પછી બીજી ભાવનાજ નથી રહેતી; રામબાબુ (રામચંદ્ર દત્ત) નો પણ એજ અભિપ્રાય હતો.

ઉત્તરઃ—તેમની વાત તો જુદીજ છે. તેમને તો બરાબર એવો વિશ્વાસ પણ હતોજ. આખર સુધી તેમણે એજ ભાવ રાખીને તેમણે બધુંજ છોડી દીધું હતું. બીજાઓ તો ખાલી મોઢે વાતો કરે છે પરંતુ બરાબર વિશ્વાસ હોતો નથી.

પ્રશ્નઃ—મહારાજ, અનેકને વિશ્વાસ છે કે માને જોયાં છે, સાધુસેવા કરી છે, પછી અમારે બીજું માગવાનું-ઇચ્છવાનુંજ શું છે?

ઉત્તરઃ—માને જોવાથી અને સાધુસેવા કર્યાથી સર્વ કંઇ થઈ જતું નથી. ધ્યાન, ધારણા અને વિવેક-વૈરાગ્ય પણ જોઇએજ.

× × × ×

રામલાલ દાદા (પરમહંસદેવના ભત્રીજા) આજે મઠમાં આવ્યા છે. તેમણે પાછા ફરવી વખતે મહારાજને બેએક વાત પૂછી.

રામલાલ દાદાઃ-મહારાજ, તો તો હું કામારપુકુર જઇને શિવુને ભણાવું ને?

ઉત્તરઃ—મને શી ખબર? બીજા કોઇને પૂછો. એવીતેવી સલાહસૂચના માટે મારી પાસે ફરીથી આવવું નહિ. અમે તો સાધુ રહ્યા. અમારે માટે તો 'બ્રહ્મજ સત્ય છે, જગત મિથ્યા છે.' ઘણા ઘણા સમયથી જગતને મિથ્યા વિચારી વિચારીને અત્યારે એ વિષે સલાહ આપવા જેવો હું રહ્યો નથી. બધું ચાલ્યું ગયું છે.

રામલાલ દાદાઃ-મહારાજ, જો આપજ આવી વાત કરો છો, તો અમારે ક્યાં જવું?

ઉત્તરઃ—ભાઇ! મન ઘણું ખરાબ થઇ ગયું છે. હમણાં તો એકલા રહેવામાંજ મસ્ત છે. લોકોનો પરિચય હવે સારો લાગતો નથી. ઇચ્છા થાય છે કે હવે તો કાશી જઇને રહું. જેમની સાથે મનનો ખૂબ ખૂબ મેળાપ હતો, તેઓ બધા એકે એક ચાલ્યા જાય છે. શિશિર પાસે પહેલાં છ માસ રહ્યો હતો, ત્યારે ખૂબ સુખમાં દિવસો ગયા હતા. શિશિરની પેઠે પરમહંસદેવને કોઇ રાખી શકતું નહિ. દક્ષિણની મુસાફરીમાં એક હજાર રૂપિયા ખર્ચ કર્યું. પ્રથમ વર્ગમાં મુસાફરી કરતાં કરતાં સુખેથી તો ના પાડી, પરંતુ મનમાં ખૂબ ખુશી થયો. શિશિર રૂપિયાને પૈસા જેવા ગણતા. સાધુએ આ પ્રમાણેજ રહેવું જોઇએ. રૂપિયાને રૂપિયા સમજવા ન જોઇએ. અહીં હરિ મહારાજની સાથે હતો તેના કરતાં સુખી છું. તેઓ પણ હવે બચશે નહિ, રોગ થયો છે. બાળપણથી નૈષ્ઠિક બ્રહ્મચારી હતા અને તંદુરસ્તી પણ સારી હતી, ત્યારે તો અત્યાર સુધી ટકી રહ્યા છે.

× × × ×

પરમહંસદેવ પાસે કેવા આનંદમાં હતો! અત્યારે ધ્યાન-ધારણા કરવાથી જે નથી બનતું, તે તે વખતે આપોઆપજ થતું હતું. જો મન કયારેય ખરાબ થઇ જતું, તો તેઓ મોં જોઇને અને છાતીએ હાથ મૂકીને બધું ઠીક કરી દેતા. તેમની આગળ મનનું કંઇજ ચાલતું નહિ. એક દિવસ તેલ ચોળાવતાં ચોળાવતાં કંઇક બોલી ઊઠ્યા અને હું ગુસ્સામાં આવીને શીશી પડતી મૂકી ધૂંવાંપૂંવાં થતો ચાલવા લાગ્યો. પરંતુ યદુનાથ મલ્લિકના બાગ આગળ ગયા પછી આગળ જઇ શકયો નહિ, બેસી પડ્યો. આ તરફ પરમહંસદેવે રામલાલ દાદાને મને બોલાવવા મોકલ્યા હતા. પાછો ફરીને આવતાં તેઓ બોલ્યા કે, "જોયું, જઇ શકયો? તને તો નાથી રાખ્યો છે."

-એક દિવસ એક અન્યાયી કામ થઇ ગયું હતું, તેને માટે

પશ્ચાત્તાપ પણ થતો હતો. હવે શું કરવું? ગમે તેમ કરીને તેમને કહેવા તો ગયો. જતાવેંત તેઓ બોલ્યાઃ "પાણીનું ટંબલર લઈને ચાલ, જાજરૂ જવું છે." પાયખાનેથી પાછા આવતાં પોતેજ બોલ્યા કે, "તેં કાલે અમુક અન્યાયી કામ કર્યું છે, હવે એ પ્રમાણે કરતો નહિ." હું તો સાંભળીનેજ અવાક થઈ ગયો અને વિચારવા લાગ્યો કે તેઓ શી રીતે જાણી ગયા?

બીજે એક દિવસે કલકત્તાથી પાછા ફરીને બોલ્યાઃ "કેમ રે તારા તરફ જોવાનું આજે મન કેમ થતું નથી? કંઇ ખોટું કામ કર્યું છે કે શું?" હું તે વખતે ચોરી, લૂંટ, પરસ્ત્રીહરણનેજ ખોટું કામ ધારતો હતો. એટલે મેં કહ્યુંઃ 'ના,' ત્યારે તેઓ બોલ્યાઃ "શું તું કોઇ ખોટી વાત બોલ્યો છે?" ત્યારે મનમાં આવ્યું કે–કાલે હસતાં હસતાં ઠઠ્ઠામશ્કરીમાં એક ખોટી વાત બોલ્યો હતો.

---

### સ્થાન–બેલુર મઠ
### તા. ૧–૬–૧૯૧૩

પ્રશ્નઃ–મહારાજ, વ્યાકુળતા કેમ કરીને પ્રાપ્ત થાય?

ઉત્તરઃ–સત્સંગ અને ગુરુએ આપેલ ઉપદેશને અનુસરીને સાધનભજન કરતાં કરતાં મન જ્યારે શુદ્ધ થશે ત્યારે ખરેખરી વ્યાકુળતા પ્રાપ્ત થશે.

કેટલાક ભક્તોને અનુલક્ષીને મહારાજ બોલ્યાઃ "સાધુની પાસે આવીને કંઈક જિજ્ઞાસા હોવી જોઇએ, તમે કંઈક પૂછો."

પ્રશ્નઃ–મહારાજ, શાંતિ કેમ કરીને પ્રાપ્ત થાય?

ઉત્તરઃ–ભગવાનમાં પ્રેમ થવાથી શાંતિ પ્રાપ્ત થાય છે. બરાબર શાંતિ શું શરૂઆતમાંજ મળી જાય? તેને માટે તો વ્યાકુળ થઈને રડવું પડશે, તેને પ્રાપ્ત કરવાને માટે વેદનાભર્યો તરફડાટ

થવો જોઈશે, ત્યારપછી શાંતિ પ્રાપ્ત થશે. સંસારના ભોગોમાં લોકો જ્યારે શાંતિ પામતા નથી અને વધુ ને વધુ તૃષ્ણાનોજ અનુભવ કરે છે, ત્યારે ભગવાન તરફ ખેંચાણુ થાય છે. જેટલી વિશેષ અશાંતિ અનુભવાશે તેટલીજ શાંતિ જલદી આવશે. જેટલી તરસ વધારે લાગી હોય છે, તેટલું પાણી વધારે મધુર લાગે છે. તેથી મહાપુરુષો કહે છે કે, શાંતિ પ્રાપ્ત કરવી હશે તો અશાંતિને ખેંચી કાઢવી પડશે.

પ્રશ્નઃ–પ્રેમ કેમ કરીને પ્રાપ્ત થાય?

ઉત્તરઃ–ભગવાનમાં સાધન, ભજન અને પ્રાર્થના વડે પ્રેમ પ્રાપ્ત થાય છે.

પ્રશ્નઃ–સંસારમાં રહીને થાય કે નહિ?

ઉત્તરઃ–શું સંસારની બહાર કોઈ છે ખરું?

પ્રશ્નઃ–ના, હું કહું છું કે કુટુંબની સાથે રહીને પ્રાપ્ત થાય કે નહિ?

ઉત્તરઃ–થાય, પણુ મહાકષ્ટે.

પ્રશ્નઃ–સંસાર પ્રત્યે વૈરાગ્ય થતાં તેનો ત્યાગ ન કરી શકાય?

ઉત્તરઃ–ત્યારે તો તે યોગ્ય ગણાય. એનુંજ નામ વૈરાગ્ય. એક વાર બરાબર વૈરાગ્ય થયા પછી તે ભભૂકતા અગ્નિની પેઠે ઉત્તરોત્તર વધ્યા કરે છે. પરમહંસદેવ એક ઉપમા આપતા, તળાવમાંથી બહાર નીકળી ગયા પછી જેમ માછલી તળાવમાં પાછી જઈ શકતી નથી, તેમ સંસારમાંથી બહાર નીકળી ગયેલા લોકો શું પાછા ફરવા ઇચ્છે ખરા?

પ્રશ્નઃ–ગુરુ સિવાય કંઈ ન બને?

ઉત્તરઃ–મને લાગે છે કે ના, કંઈજ ન બને. ગુરુ એટલે જે

ઇષ્ટને માર્ગે લઇ જાય તે; પછી તે કોઇ પણ નામ મારફત લઇ જાય. ગુરુ એકજ હોય છે, ઉપગુરુ અનેક હોઇ શકે છે. સદ્‌ગુરુ કહીજ દે છે કે, આ પ્રમાણે સાધનભજન કરો અને સત્સંગ કરો. પહેલાં ગુરુને ઘેર રહેવાનો નિયમ હતો. ગુરુ શિષ્ય ઉપર નજર રાખતા, શિષ્ય પણ ગુરુસેવા કરતા. શિષ્ય અવળે માર્ગે જતાં ગુરુ તેને સન્માર્ગે લાવતા. તેથીજ બ્રહ્મને જાણનારા સિદ્ધ મહાપુરુષને ગુરુ કર્યા સિવાય ચાલતું નથી.

પ્રશ્નઃ–સિદ્ધ ગુરુને કેમ કરીને ઓળખવા?

ઉત્તરઃ–થોડાક દિવસ તેમની સાથે રહેવાથીજ ઓળખી શકાય છે. ગુરુ પણ શિષ્યને જોશે. તેમને લાગશે કે શિષ્યમાં પ્રબળ વિષયપ્રેમ રહેલો છે. તેને સહેજે એમાંથી પાછો વાળી શકાય તેમ નથી, ત્યારે તેને મંત્ર નહિ આપતાં પાછો મોકલી દેશે. અને જો તેમને લાગશે કે તેનામાં વિવેક-વૈરાગ્ય છે, તો તેને પાસે રાખશે અને સાધનાને માર્ગે ધીરે ધીરે આગળ વધારશે. કુલગુરુની એક સગવડ છે ખરી કે તેઓ તેના વંશની બધી માહિતી જાણતા હોય છે.

× × × ×

પ્રશ્નઃ–મહારાજ, મન કેમ કરીને એકાગ્ર થાય?

ઉત્તરઃ–મનને એકાગ્ર કરવાના ઉપાયો સાધન, ભજન, ધ્યાન–ધારણા વગેરે છે. પ્રાણાયમ પણ એક ઉપાય છે. ત્યારે સંસારીઓ સહીસલામત છે. આ વખતે બરાબર બ્રહ્મચર્ય ન પાળી શકાવાથી નુકસાન થાય છે. પ્રાણાયામ વખતે સાત્ત્વિક આહાર, ઉત્તમ સ્થાન, વિશુદ્ધ વાયુ વગેરે જોઇએ. ધ્યાનધારણા માટે કંઇ બંધન નથી. નિર્જન સ્થાને ધ્યાન–અભ્યાસ કરવાથી પતી જાય છે. રોજ બે કલાક ધ્યાનધારણા કરવાથી બસ નથી, જેટલું વધારે કરી શકશો,

તેટલું મન એકાગ્ર થઇને ભગવાન તરફ આગળ વધશે. નિત્ય નિયમિતપણે કરવું જોઇશે. જ્યાં જાઓ ને સુંદર સુંદર સ્થાન અને સુંદર સુંદર કુદરતી દશ્યો જુઓ ત્યાં ધ્યાનમાં બેસી જાઓ, ભગવાનને શોધો. કામિની-કાંચનનો ત્યાગ કરી એક માત્ર તેનોજ આધાર રાખો. અને એ પછી આંતરિક ત્યાગ ખીલવતા ચાલો. આ બધી અનિત્ય વસ્તુઓમાંથી મનને આગળ લઈ જવાથી બાહ્ય ત્યાગ આપોઆપ થઈ જશે.

પ્રશ્નઃ-મહારાજ, વેદાન્તના 'બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા' એ કથનનો અર્થ શો છે?

ઉત્તરઃ-તેનો અર્થ એજ છે કે જગતને આપણે જેવું જોઇએ છીએ તે બધું મિથ્યા છે. સમાધિમાં જગત રહેતું નથી, સુષુપ્તિ પછી મનમાં જે જાતનો આનંદ રહે છે, તેજ જાતનો આનંદ હંમેશાં અનુભવાય છે.

ઋષિઓ જ્યારે સમાધિમાંથી ઊઠે છે, ત્યારે તેમને પૂછતાં તેઓ બોલે છે કે, આનંદ! આનંદ! એ સિવાય તેઓ કંઇ બોલી શકતા નથી. ત્યારે 'હું' 'તું' કંઇજ રહેતું નથી, માત્ર સચ્ચિદાનંદજ રહે છે. તે તો સાકાર-નિરાકાર અને તેનાથીયે પર છે.

પ્રશ્નઃ-મહારાજ! ઈશ્વર છે તેનું પ્રમાણ શું?

ઉત્તરઃ-સાધુઓ કહે છે કે, અમે તેને પ્રાપ્ત કર્યો છે, તમે પણ આ પ્રમાણે વર્તવાથી પામશો. પરમહંસદેવ કહેતાઃ "ભાંગ, ભાંગ, એમ બોલવાથી નશો ચડતો નથી, ભાંગ આણો, તેને ઘૂંટો ને પીઓ, પછી થોડી વાર રાહ જુઓ, ત્યારે નશો ચડશે." માત્ર ભગવાન, ભગવાન કહેવાથી ચાલશે નહિ; સાધન કરો, ત્યાર પછી તેની કૃપાની રાહ જુઓ, સમય આવતાં તેનાં દર્શન પામશો.

પ્રશ્નઃ-મહારાજ! જપ કરતાં કરતાં ઘણી વાર બધુંજ ભુલાઈ જાય છે એ શું?

ઉત્તરઃ–પતંજલિએ કહ્યું છે કે, "એ તો વિધિ છે," ધ્યાન એટલે તેને નિરંતર વિચારવો–તેનું સતત ચિંતન કરવું. તે પ્રત્યક્ષ થાય એનુંજ નામ સમાધિ. સમાધિ પછી ઘણી વાર સુધી આનંદની ભરતી રહે છે. કોઇ કોઇ કહે છે–જીવનપર્યંત રહે છે.

× × × ચૈતન્યદેવે એક શિષ્યને રાયરામાનંદ પાસે મોકલ્યો હતો. તેણે પ્રથમ દર્શને તેમને વિલાસી ધાર્યા હતા. પરંતુ ભગવાનનું નામ લેતાંજ તેમનામાં જાણે પ્રેમનો ફુવારો છૂટ્યો. સાધુ થવાથીજ સાધુને ઓળખી શકાય છે. સાધન કરીને ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત ન કરવાથી તે સ્થિતિના લોકોને ઓળખી શકાતા નથી. એક વાતમાં કહ્યું છે કે, હીરાનું મૂલ્ય વંતાક વેચનાર કાછિયો જાણતો નથી.

પ્રશ્નઃ–મહારાજ, પરમહંસદેવ ભક્તોને કહેતા કે, "નિર્જન એકાંતમાં રડતાં રડતાં ભગવાનને પોકારો, તે એક વરસ, ત્રણ માસ કે ત્રણ દિવસ પણ કરો." સાધુસમાગમ અને એકાંતસાધના એમાંથી શાના ઉપર અમારે વિશેષ જોર દેવું યોગ્ય છે?

ઉત્તરઃ– બન્ને કરવું પડશે. એકાંતમાં ધ્યાનમાં બેસવાથી મન સ્વાભાવિકપણે અંતર્મુખ થાય છે અને નકામા વિચારો ઓછા આવે છે. તદ્દન નિર્જનવાસ ના હોય તો એ વાત બની શકતી નથી. અનેક માણસો તદ્દન નિઃસંગ થવા જતાં ગાંડા થઇ ગયા છે. મન સમાધિસ્થ નહિ થવાથી અને ભગવાનમાં લીન નહિ થવાથી બરાબર નિઃસંગ થતું નથી.

સાધુસમાગમની પણ સર્વત્ર જરૂર છે. એક માણસ તૈલંગ સ્વામી પાસે ગયો હતો. તેમને જોઇને વિચાર્યું કે, આ તો કંઇજ બોલતા નથી, એમની પાસે જવામાં શો ફાયદો થવાનો છે? એમ વિચારીને તે પાછો ફર્યો. બીજે એક દિવસે આવીને તેમની

પાસે થોડી વાર બેસી રહ્યો. તે દિવસે જોયું કે સ્વામીજી અત્યંત વ્યાકુળ થઇને રડે છે. થોડી વાર પછી પાછા ખૂબ હસ્યા. તેમનો આ ભાવ જોઇને એ માણસ તે વખતે બોલ્યો હતોઃ "આજે જે શીખ્યો તે હજારો પુસ્તકો વાંચવાથી પણ શીખત નહિ. ભગવાનને માટે જ્યારે આવી વ્યાકુળતા આવશે, ત્યારેજ તેનાં દર્શન પામીશ–આવો આનંદ પ્રાપ્ત કરીશ."

## સ્થાન–બેલુર મઠ

૧૯૧૪

પરમહંસદેવ કહેતાઃ "ત્રણે પ્રકારનાં આકર્ષણ એક થવાથી ભગવાનને પ્રાપ્ત કરી શકાય છે. વિષયી ને વિષય ઉપર, માતાને સંતાન ઉપર, સતીને પતિ ઉપર, આ ત્રણે જાતનાં આકર્ષણ અથવા પ્રેમ જ્યારે ભગવાન ઉપર થશે, ત્યારે તેમને પામી શકાશે." આ વાતનો ભાવાર્થ શો છે? જ્યારે મનમાંથી બધી વાસનાઓ નીકળી જઇને ભગવાનને પ્રાપ્ત કરવાની પ્રબળ આકાંક્ષા જાગશે, ત્યારેજ તેને પ્રાપ્ત કરી શકાશે, ત્યારેજ તેમનાં દર્શન–સ્પર્શન પ્રાપ્ત કરીને આપણે ધન્ય થઇશું. ગીતામાં ભગવાને કહ્યું છે કે, "सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज" જે કંઇ છે, તે બધાનો ત્યાગ કરીને મારે (ભગવાનને) શરણે આવ, શરણે જવા સિવાય બીજો કંઇ ઉપાયજ નથી. કલિયુગના જીવો અન્નને આધારે જીવનારા અને ઓછી ઉંમરના છે. થોડા સમયમાં ઘણાં કામ કરવાં પડશે. એજ શક્તિ, સામર્થ્ય, ત્યાગ તપસ્યા અને સાહસ કે હિંમત નથી, મન દુર્બળ છે, કામકાજમાં પણ ભોગાસક્તિ વધારે છે. તેમ હોવા છતાં ભગવાનને પ્રાપ્ત કરવાજ જોઇશે. એમ નહિ થાય તો જીવન નકામુંજ ગયું, આવવુંજવું અવરથાજ ગયું. તેમને શરણે ગયા સિવાય આ યુગમાં બીજો કોઇ સહેલો માર્ગ નથી.

× × × ×

શરણે જવું એટલે અમારે શું સમજવું? અમારે કંઇપણ કરવુંજ પડશે ને કે અમે હાથપગ જોડીને બેસી રહીએ? ના, એમ નથી. તેમની આગળ સરળતાપૂર્વક સર્વદા પ્રાર્થના કરવી પડશે કે, "હે પ્રભુ! હું સારું'ખોટું, લાભકારક કે નુકસાનકારક કશુંયે જાણુતો નથી, હું તમારો આશ્રિત છું, મારામાં જે કંઇ ન હોય તે પૂર્ણ કરો, જે રસ્તે ચાલવાથી મારું કલ્યાણ થાય એ રસ્તે લઈ જાઓ. તમારું સ્મરણમનન કરવાની શક્તિ આપો."

શરણે જવા સિવાય બીજું કંઈ ઉત્તમ છે? અનેક માણસો મોઢેથી તો બોલે છે કે હું તેમને શરણે ગયેલો છું, તેઓ જેમ કરાવે છે તેજ પ્રમાણે કરું છું. પરંતુ તેમના જીવનને ધ્યાનપૂર્વક જોવાથી જોઈ શકાય છે કે, મુખે જે બોલે છે, તેનાથી બરાબર ઊલટુંજ કરે છે. કંઈપણ સારું કામ કરતાં ભગવાનને ભૂલી જઇને 'હું કરું છું', 'હું કરું છું' એમ બોલીને ધાંધલ કરે છે. અને કંઈક વિપત્તિ આવી કે તરતજ ભગવાનને દોષ દે છે અને બોલે છે કે, તેઓ મને કષ્ટ આપે છે, દુઃખ દે છે વગેરે. મોટા ભાગના લોકો આજ ભાવે જીવન ગાળે છે.

આપણે માણસનું બાહ્ય વર્તન જોઇને તે સારો છે કે ખોટો તેનો વિચાર કરીએ છીએ, પરંતુ ભગવાન અંતર્યામી છે. તેઓ તો મન જોઇને વિચાર કરે છે. સરળ હૃદયે એકવાર બોલાવવાથી પણ તેઓ તો દોડી આવે છે. સરળ થાઓ, મન ને મુખ એક કરો, તેમના રાજ્યમાં બીજો કશો વિચારજ નથી.

પરમહંસદેવ કહેતાઃ "મેં સોળ વાર કર્યું છે, તમે એક વાર કરો." કેટલું સહેલું કરી દીધું છે. આટલું સમજીને ધારણા કરતા જાઓ. × × × આપણે એટલા બધા ખરાબ, ગપ્પીદાસ ને

પોતાને ઠગવામાં એટલા બધા હોશિયાર છીએ કે તૈયાર કરેલી રસોઇ મોંમાં મૂકવાનું પણ આપણાથી બનતું નથી. મને અનેક માણસો કહે છે કે, આશીર્વાદ આપો, કૃપા કરો. એ સાંભળીને મને હસવું આવે છે. જે કરવાનું કહું છું તે કરવું નથી, ગમે તેમ બહાનાં કાઢીને પોતાના મન પ્રમાણે જે ઇચ્છા છે તે કરે છે અને પોતાનાં મનમાં પોતાને મોટા સમજદાર માને છે. જો પૂછવામાં આવે છે કે જેમ કહ્યું છે તેમ કરવાનો પ્રયત્ન તો કરો છો ને ? ત્યારે કહે છે કે સમય મળતો નથી. અથવા તો કહે છે કે, મારા જેવા દુર્બળ, પાપીથી શું થાય ? જો વિશ્વાસજ નથી, જો કહેલી વાત માનવીજ નથી તો બાપલા જે ઇચ્છા હોય તે કરો ને ! શા માટે ખાલી છટકી જવાનોજ પ્રયત્ન કરો છો ? આ જાતના જે લોકો મારી પાસે આવે છે તેમની સાથે ખાલી હાસ્યવિનોદ અને સાદી સાદી વાતો કરીને વખત ગુમાવી દઉં છું. ખાલી ફોગટનો શું કરવા બકવાદ કરવો ? અને જે બેચાર જણ કંઇક લાભ લેશે એમ મનમાં લાગે છે, તેમને માટે સાધન-ભજનની વાતો કહી દઉં છું, તેઓ તો ઠીક ઠીક ભાવપૂર્વક કરવાનો પ્રયત્ન કરે છે. જેને બાળપણથીજ છટકી જવાનો સ્વભાવ પડી ગયો છે, તે બધીજ બાબતોમાંથી છટકી જવા ઇચ્છે છે.

ભગવાનના આશીર્વાદ, કૃપા શું ઓછાં છે ? મનુષ્ય મસ્તક નમાવીને લેતો નથી, આંખો હોવા છતાંયે જોતો નથી. ખાલી ફોગટનો બકવાદ કર્યા કરે છે. ખરી વસ્તુને ઇચ્છે છેજ કોણ ? મોટી મોટી વાતો કરવી અને ખાલી બકવાદ કરવો એજ મનુષ્યનો સ્વભાવ થઇ ગયો છે. આમ કરીનેજ જીવન ગાળે છે અને ફળ પણ તેવાંજ પામે છે. "ગુરુ મળે લાખ લાખ, ચેલા ના મળે એક." ઉપદેશ કરનારા માણસો અનેક મળે છે, પણ ઉપદેશ સાંભળનારા લોકો કેટલા છે ? ગુરુવાક્યમાં વિશ્વાસ રાખીને જો મનુષ્ય

ચાલ્યો જાય, તો તો બધાં દ્વંદ્વ છૂટી જાય. તેને શું આમ ને તેમ દોડયા કરવાનું હોય? ભગવાનજ તેનો અભાવ દૂર કરી દે છે, તેનો હાથ પકડીને બરાબર રસ્તે લાવી દે છે. તેઓ જેના ઉપર કૃપા કરે છે, તેને પછી વિચારવાનું શું છે? તેને માટે તો અખૂટ ભંડારની સાથે સંબંધ બંધાઇ ગયો છે.

લાખ્ખો મનુષ્યોમાંથી ભાગ્યેજ એકાદ માણસને સાચી ઇચ્છા, સાચી ભાવના અને સાચો ભાવ હોય છે. એવા લાખ્ખો-માંથી ઘણાયે છેવટ સુધી ટકતા નથી. જેમનાં મનમાં સાચો ભાવ જાગ્યો છે, તેઓ તો ખરે માર્ગે છે, તેમણે તો પ્રયત્નપૂર્વક આગળ ને આગળજ ચાલ્યા જવાનું છે. જમતાં, સાંભળતાં, બેસતાં, પ્રાર્થના કરવાની છે કે, "હે પ્રભો! તમારી કૃપા સમજ-વાનું અને તેને ધારણ કરી રાખવાનું બળ મને આપો."

પરમહંસદેવ એક ઘણી સરસ વાત કહેતાઃ "મોટા લોકોને ઘેર એક દાસી હોય છે. તે હંમેશાં પોતાના શેઠની બધી વસ્તુઓને "મારી" "મારી" કરે છે, પરંતુ મનમાં બરાબર સમજે છે કે, આમાંથી કંઇજ મારું નથી. એજ રીતે આપણે આ પૃથ્વીમાં જેટલા દિવસ રહેવાનું છે, તેટલા સમયમાં થોડું કે ઘણું કંઇક ને કંઇક કામ તો કરવાનુજ છે. પરંતુ મનમાં બરાબર સમજી રાખવું જોઇશે કે આ મારું સાચું ઘર નથી; ખાલી વીશી અથવા ધર્મશાળાજ છે. શ્રીભગવાનનાં ચરણકમળોમાંજ મારું સાચું ઘર છે. ત્યાં કોઈ પણ પ્રકારે મારે જવુંજ જોઇશે.

સત્યનો આશ્રય લેવાને, ભગવાનનો આશ્રય લેવાને કેટલા લોકો ઇચ્છે છે? બધાય મનમાં સમજે છે કે જે હું સમજું છું તેજ સાચું છે, અને એજ બધાને માટે એક માત્ર રસ્તો છે. અહંકારમાં ભૂલી જઇને માણસ પોતાને એટલે મોટે આસને

બેસાડી દે છે કે. અનેક વાર ભગવાનના અસ્તિત્વનો પણ સ્વીકાર કરતો નથી. જાણો છો એ શું કહે છે? જે સમજી શકતો નથી, તેને હું માનીશ નહિ. તે એક વાર પણ વિચારતો નથી કે એની બુદ્ધિ તે કેટલે સુધી પહોંચી શકે છે. આજે જેને તે સારું સારું કહીને સ્વીકારે છે, તેને કાલે તે ભૂલ થઇ એમ કહીને છોડી દે છે; આજ પ્રમાણે રોજ ને રોજ પોતાનો મત ફેરવ્યા કરે છે. આવી બુદ્ધિને લીધે માણસ કંઇનું કંઈ–ગોળ ને બદલે ખોળ સમજે છે.

મહામાયા મનુષ્યને કેટલી રીતે ભુલાવામાં નાખી રાખે છે, તે તો તેજ જાણે છે. પરંતુ આપણને ખબર તો છેજ; ભગવાનના ભાવો અનંત છે, તેનો અંત નથી. તેઓ અનંત ભાવમય છે. તેઓ મન અને બુદ્ધિથી અગોચર છે. તેઓ જેને દર્શન દે છે, સમજાવે છે, જ્ઞાન આપે છે, તેજ તેમને જોઇ, સમજીને જાણી શકે છે. તેમને જાણવાથી જ્ઞાનનાં દ્વાર ખુલ્લાં થઈ જાય છે, બધી ગ્રંથિઓ–મડાગાંઠો છૂટી જાય છે. માણસ જ્યારે આવી સ્થિતિ પ્રાપ્ત કરે છે, ત્યારે તેને પાકો વિશ્વાસ બેસે છે કે હું તેમનો છું–તેઓ મારા છે.

માની કૃપા વિના જ્ઞાન ક્યાંથી પામશો? આ જગતના અથવા અન્ય જગતના રહસ્યને ત્યારેજ જાણી શકાશે કે જ્યારે મા કૃપા કરીને બધા દરવાજા ખોલી દેશે. આપણે જેને બુદ્ધિ કહીએ છીએ, એ બુદ્ધિ બુદ્ધિજ નથી; તેની સીમા ઘણીજ ટૂંકી છે. જેને આ જીવનમા ખરો આનંદ પ્રાપ્ત કરવાની ઇચ્છા છે અને હું કોણ છું, અહીં શા માટે આવ્યો છું, હું આટલું બધું દુઃખ શા માટે ભોગવું છું, માણસ દેવત્વ અથવા પશુત્વ શા માટે પ્રાપ્ત કરે છે વગેરે જટિલ સમસ્યાઓ ઉકેલવા ઉત્સુક છે, તેનું કોઇ પણ પ્રકારે ભગવાનને જાણવાનું કર્તવ્ય છે. તેને જાણવાથી બધા પ્રશ્નોના ઉકેલ આવી જશે–બધા પ્રશ્નોનો અંત આવી જશે.

છોકરાઓ મલખંભની આજુબાજુ પોતાના શરીરને ખૂબ ફેરવે છે; અને તેમાંજ ખૂબ આનંદ માને છે. પરંતુ એમનું મન કયાં હોય છે તે જાણો છો ? તેમનું મન તો તેની ટોચ તરફજ હોય છે. તેઓ બરાબર જાણે છે કે મલખંભ છોડી દેવાથી અને એ લક્ષ્યબિંદુ ચૂકવાથી પડી જવાશે અને વાગી બેસશે. અને જ્યાં-સુધી બરાબર પકડી રાખવામાં આવશે ત્યાં સુધી ગમે તેટલી ગુલાંટો ખાવા છતાં કંઇ પણ ભય નથી. એજ પ્રમાણે પ્રથમ ભગવાનને જાણવા જોઇશે, તેમને જાણીને ખૂબ કાળજીપૂર્વક પકડી લાવવા પડશે. અને એ પછી જે કંઈ કરશો તે બધું ઠીક ઠીક થશે, કયારેય પણ આડેઅવળે માર્ગે જવાશે નહિ. પછી જ્ઞાન, ભક્તિ અને કર્મ વગેરે કોઇ પણ માર્ગે ભલેને ચાલો, તે પોતાના અને દેશના કલ્યાણનુંજ કાર્ય થશે અને મનુષ્યજન્મ સાર્થક થશે.

## સ્થાન–બેલુર મઠ

### ડિસેમ્બર, ૧૯૧૫

મઠમાં હાલ મહારાજશ્રી, બાબુરામ મહારાજ, મહાપુરુષ મહારાજ, ખોકા મહારાજ વગેરે રહે છે. થોડા દિવસથી મહારાજે નિયમ કર્યો છે કે, રાત્રે ચાર વાગે ઊઠીને પ્રાતઃકર્મ કરી લઇને સાડાચાર વાગે બધા સાધુબ્રહ્મચારીઓએ ધ્યાન–જપ કરવા બેસી જવું જોઇશે. બે કલાક ધ્યાન–જપ કર્યા પછી એકાદ કલાક મહા-રાજશ્રીના ઘરમાં બેસીને ભજન–ગાયન ચાલતું. છોકરાઓને વખતસર જગાડવા માટે મહારાજ પોતેજ ચાર વાગ્યા પહેલાં ઊઠતા અને ચાર ને દશ મિનિટે એક સેવકને જગાડીને ઘંટ વગા-ડવાની વ્યવસ્થા કરતા. કોઈ કોઇ દિવસ ભજન પછી સાધનભજન વગેરે વિવિધ વિષય સંબંધી ઉપદેશ આપતા.

મહારાજઃ—ઇન્દ્રિયોના કરતાં મનનું દમન કરવું જોઇએ. વળી

મન અને બુદ્ધિ બંનેને આત્મામાં લય કરવાં પડશે. મનને એકદમ મારી પાડયા સિવાય ચાલશે નહિ. સાધુસમાગમથી ઇન્દ્રિયો ચૂપ થઈ જાય છે. મનમાં રખે ધારતા કે એનું જોર હવે નથી ચાલવાનું. સમાધિ થયા સિવાય એ બધી જતી નથી. જરાક છૂટી મૂકશો તો ખબર પડશે કે કેવા બેવડા જોરથી એ ધમપછાડા કરે છે. તેથી ખૂબ સાવધાન રહેવાની જરૂર છે.

ભગવાન છે, ધર્મ છે–એ બધી વાતો ખાલી વાતો અથવા નીતિરક્ષા માટે નથી. સાચેજ તે છે; તેઓ પ્રત્યક્ષ થઇ શકે તેવા અને પ્રાપ્ત કરવા યોગ્ય છે. તેના સિવાય બીજું કંઈ સત્ય નથી. તરંગીપણું ઠીક નથી. ધીર, સ્થિર અને સંયમી થવું જોઇએ.

ચાર વાર ધ્યાન કરજો–સવારે, સ્નાન પછી, સંધ્યાકાળે અને મધ્યરાતે. જે ભગવાનને પ્રાપ્ત કરવા માટે ઘરબાર છોડીને આવ્યા છો, તેમને પ્રાપ્ત કરવા માટે એકનિષ્ઠ થઇને પ્રાણપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ. હડકાયા કૂતરાની પેઠે ભગવાનને માટે મરવા તૈયાર થવું જોઇશે. દાળભાત ખાઇને મઠમાં ખાલી પડ્યા રહેવું એ તો અત્યંત હલકું જીવન છે. ના રહ્યા આ તરફના કે ના રહ્યા પેલી તરફના. આ ને તે બેઉ બગાડ્યાં! ધ્યાન નહિ રાખો તો અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ થશો. જો મન કાબૂમાં રહેતું ન હોય તો તેનો અભ્યાસ કરવો પડશે. રોજ ગીતાજીના એક અધ્યાયનો પાઠ ખાસ કરો. હું પોતે જોઉં છું કે મન જ્યારે નીચે પડે છે, ત્યારે ગીતાપાઠ કરવાથી તે ઝાટકી ઝપટીને સાફ થઈ જાય છે. દાળભાત ખાઇને પડ્યા રહેવું એ તો "બાવાનાં બેઉ બગડ્યાં" જેવી વાત છે.

દરરોજ મનને સાફ રાખવું જોઇશે. શું કરવા આવ્યો છું? કેમ કરીને દિવસ ગયો? શું સાચેજ હું ભગવાનને ચાહું છું? જો ચાહું છું તો હું શું કરું છું? છાતીએ હાથ રાખીને તપાસી

જુઓ કે એના પ્રેમને અનુકૂળ કાર્ય કરો છો કે નહિ? મન દગો દેવા પ્રયાસ કરશે. તેનું ગળું એવું પકડવું જોઇશે કે જેથી તે દગો દઇ શકે નહિ. સત્યને વળગી રહેવું જોઇશે. પવિત્ર થવું જોઇશે. જેટલા પવિત્ર થશો, તેટલી મનની એકાગ્રતા વધશે અને મનની સૂક્ષ્મ વાસનાઓ પકડાતી જશે અને તેનો સંપૂર્ણ નાશ થશે. के शत्रवः सन्ति निर्जेन्द्रियाणि । तान्येव मित्राणि जितानि यानि । આ મનજ આપણું શત્રુ અને આ જિતાયલું મનજ આપણું મિત્ર છે. જે જેટલી મનની વિશેષ જડતી લઇને તેનો બરાબર નાશ કરી શકશે, તે એટલીજ ત્વરાથી સાધનમાર્ગે આગળ વધશે.-

ધ્યાન-જપ ખૂબ કરજો. પહેલવહેલું મન સ્થૂળ વિષયોમાં રહે છે. ધ્યાન-જપ કરવાથી સૂક્ષ્મ વિષયોમાં જતાં શીખે છે. શિયાળો એજ ધ્યાન-જપનો વખત છે અને આજ ઉંમરે "इहासने शुष्यतु मे शरीरम्" બોલીને બેસી જાઓ. સાચેજ ભગવાન છે કે નહિ તે એક વાર જાણી લો. થોડી થોડી તિતિક્ષા-જેમકે અમાસ અને એકાદશીએ એકલુક્તા રહેવું એ સારું છે. નકામી વાતોચીતો નહિ કરતાં આખો દિવસ તેમનું સ્મરણ-મનન કરજો. જમતાં, બેસતાં-સૂતાં પ્રત્યેક ક્ષણે. આ પ્રમાણે કરવાથી તમે જોશો કે ક્રમે ક્રમે કુલકુંડલિની શક્તિ જાગશે. સ્મરણ-મનન સિવાય બીજી કઈ વસ્તુ છે? માયાના પડદા એક પછી એક ખૂલી જશે. પોતાની અંદર કેવી અદ્ભુત વસ્તુ છે, તે જોઈ શકશો અને સ્વપ્રકાશ થશો.

એક એક દિવસ વહી જાય છે, શું કરો છો? આ દિવસ પાછો આવવાનો નથી. (પરમહંસદેવ) ભગવાન પાસે પ્રાર્થના કરો. તેઓ હજુ પણ હયાત છે ખરા અંતરથી બોલાવવાથી તેઓ માર્ગદર્શન કરાવી જાય છે. તેમને છોડશો નહિ. છોડ્યા તો મૂઆજ જાણજો. "તમે મારા છો" "હું તમારો છું" એજ ભાવ રાખજો.

આ માર્ગે ચાલીને જો ધ્યાનભજન કરવાનો પ્રયત્ન નહિ કરો, ભગવાનમાં મનને તદ્રૂપ કરવાનો પ્રયત્ન નહિ કરો, તો ભારે દુઃખ પામશો. મન કેવળ કામિનીકાંચનને માટે વલખાં માર્યા કરશે અને સત્ત્વગુણની જગાએ તમોગુણ વધી જશે. હજી મને ભગવાન મળ્યા નહિ, આ પાપી જીવનનું કામજ શું છે? હમણાંજ આત્મહત્યા કરીશ એ જાતનો ભાવ રહે એ સારું છે.

હૃષીકેશના સાધુઓનું વર્તન મુક્ત પુરુષો જેવું હોય છે, પરંતુ ખરી રીતે તેઓ એ અવસ્થાએ પહોંચેલા હોતા નથી. તેઓ વિચારાનંદી અને મનમોજી હોય છે.

## સ્થાન–બેલુર મઠ
### ડિસેમ્બર, ૧૯૧૫

મહારાજઃ—સામાન્ય માણસનું મન નદીના પ્રવાહની પેઠે હંમેશાં નીચેની બાજુએજ–કામિનીકાંચન તરફજ માનમોટાઇ તરફજ જાય છે; તેને વાળીને પાછું ફેરવવું જોઇશે. મનના પ્રવાહને હંમેશાં ભગવાન તરફ વાળવો જોઇશે. પરમહંસદેવનું મન હંમેશાં તુર્યાવસ્થામાં રહેતું હતું, જગત તરફ મનને જોર કરીને લાવવું પડતું. પંચવટીમાં જ્યારે સાધના કરતા, ત્યારે હંમેશાં તેમનું મન એજ અવસ્થામાં રહેતું હતું. જ્યારે કંઇક નીચે ઊતરતા, ત્યારે જે કોઇ તેમની પાસે રહેતું તે થોડાક ભાત તેમના મુખમાં મૂકતું. આ રીતે આખા દિવસમાં સાતઆઠ વાર થોડા થોડા ભાત મહામહેનતે તેમને ખવડાવવામાં આવતો.

હંમેશાં તેમનું સ્મરણ–મનન કરજો. સ્મરણ–મનનનો સર્વક્ષણે અભ્યાસ થશે, ત્યારે ધ્યાન કરવા બેસતાંજ તન્મયતા પ્રાપ્ત થશે. ધ્યાનમાં જેટલી તન્મયતા, તેટલો આંતરિક આનંદ અનુભવાશે ને કામિની–કાંચન નકામાં જણાશે. તેથી નકામી ચિંતાઓ

અને વાતચીતોનો તદ્દન ત્યાગ કરવો જોઇશે. નકામી ચિંતાઓથી શક્તિનો નાશ થાય છે. ઉપનિષદમાં કહ્યુ છે કે, अन्या वाचो विमुञ्चथ। માત્ર આત્મધ્યાન કરો–એજ મોક્ષનો ઉપાય છે. રામપ્રસાદે કહ્યું છે કે—

"શયને પ્રણામ જ્ઞાન, નિદ્રાય કરો માકે ધ્યાન;
નગરફેર મને કર, પ્રદક્ષિણા શ્યામા મારે."

ગીતાજીમાં પણ કહ્યુ છે કે, 'मन्मनाभव मद्भक्तो मद्याजी मां नमस्कुरु' આ ભગવત્‌પ્રાપ્તિનો ઉપાય છે. પરમહંસદેવ કહેતાઃ "મનની ઇચ્છા પ્રમાણે ગમે તેમ ભટકો નહિ." અર્થાત્ ભગવાનનું સ્મરણ–મનન કરો. સંસારી લોકો પૈસાટકાનું નકામું ખર્ચ ના થાય, તે માટે કેટકેટલો હિસાબ રાખે છે, પરંતુ મન વડે તેઓ કેટકેટલું નકામું ખર્ચ કરે છે, તે તરફ તેઓ બિલકુલ ધ્યાનજ રાખતા નથી.

---

## સ્થાન–બેલુર મઠ
### ડિસેમ્બર, ૧૯૧૫

પ્રશ્નઃ–ધ્યાન–જપ કરવા માંડવાથી દિનપ્રતિદિન મન વધારે સ્થિર થાય છે, વળી કોઇ કોઇ દિવસ તે ઘણોયે પ્રયત્ન કરવા છતાં સ્થિર કરી શકાતું નથી, માત્ર આમતેમ ભટકયા કરે છે.

ઉત્તરઃ–અરે, ગંગામાં ભરતીનો જુઆળ આવે છે, તે તો જાણો છો ને? એ રીતે બધીજ બાબતોનો ભરતીકાળ હોય છે એમ જાણજો. સાધન-ભજનમાં પણ ભરતીઓટ હોય છે, એટલે એવું તો શરૂઆતમાં થયા કરવાનું; તેને માટે બહુ ચિંતા કરવી નહિ. સતતપણે મંડી પડો. કેટલોક સમય નિયમિતરૂપે સાધન–ભજન કરી શકવાથી ભરતીઓટ રહેશે નહિ, પછી તો ગંગાનો એકજ પ્રવાહ થઇ જશે.

આસને બેસીને તરતજ ધ્યાન-ભજન શરૂ કરવાનું નથી. પ્રથમ વિચાર કરીને મનને બહારથી ખેંચી લાવો, પછી ધ્યાનજપ શરૂ કરો. કેટલાક દિવસ આ પ્રમાણે કરવાથી મન ક્રમેક્રમે સ્થિર થઇ જશે.

જે વખતે મન કંઇક સ્થિર થયેલું જણાય, ત્યારે બધાં કામ છોડી દઇને ધ્યાન-જપ કરજો. અને જ્યારે સારું લાગે નહિ-મન સ્થિર થાય નહિ, ત્યારે નિયમિત સમયે આસને બેસીને વિચાર વગેરેની મદદથી મનને સ્થિર કરવાનો પ્રયત્ન કરજો. શું મન એકદમજ સ્થિર થઈ જાય ખરું કે? પ્રયત્ન, પ્રયત્ન ને પ્રયત્ન-પ્રત્યેક ક્ષણે કરવોજ જોઇશે. મન, બુદ્ધિ અને ઇન્દ્રિયોનું બળ આવતાં બધું કાબૂમાં આવી જશે.

પ્રશ્નઃ-મહારાજ, પરમહંસદેવ શું હજી પણ છે?

ઉત્તરઃ—મને લાગે છે કે તારું માથું ખરાબ થઈગયું છે. અમે ઘરબાર છોડીને આજીવન આ દશામાં શું કરવા પડ્યા રહ્યા હોઇશું? તેઓ સર્વ સમયે છેજ. તેમને જાણવા માટે રાત્રિદિવસ તેમની પાસે પ્રાર્થના કરો. તેઓ બધા સંશયો દૂર કરી દેશે, તેમનું સ્વરૂપ સમજાવી દેશે.

પ્રશ્નઃ--તમે હમણાં પરમહંસદેવને જોઇ શકો છો?

ઉત્તરઃ--તેઓ જ્યારે કૃપા કરીને દર્શન દે છે, ત્યારે જોઈ શકું છું. તેમની કૃપા થતાં સૌ કોઈ તેમને જોઇ શકશે. પરંતુ તેમનાં દર્શન કરવાનો એ પ્રેમ, એ આકાંક્ષા કેટલા માણસોમાં છે?

## સ્થાન-બેલુર મઠ

તા. ૭-૧-૧૯૧૬

પ્રશ્નઃ—એકજ કુટુંબમાં એકજ રીતે શિક્ષણ લઇને એક માણસ

સાધુ અને એક માણસ દુષ્ટ કેમ થાય છે? એ શું સંસ્કાર નથી?

મહારાજઃ—બધાય સ્વતંત્ર ઇચ્છા પ્રમાણે ચાલે છે. હું સાધુ થઇશ, એવી ઇચ્છા અને ભાવનાને દૃઢ કરતાં કરતાં હું સાધુ થયો. એજ પ્રમાણે કોઇ બીજો માણસ મનને ગમે તેમ દોડવા દેવાથી તે અસ્થિર મનનો અને ખરાબ થઇ જાય.

પ્રશ્નઃ-ઠીક, કૂકડીનું બચ્ચું પાણીમાં ઊતરતું નથી, બાજને જોતાંજ ડરી જાય છે અને હંસનું બચ્ચું પાણીમાં જતાંજ તરવા માંડે છે; એ શું પૂર્વજન્મના સંસ્કારથીજ કરે છે ને?

મહારાજઃ—એ કેમ કરીને કહેવાય? જ્યારે ઇંડામાં હતું ત્યારે શું તે પાણીમાં નહિ પડયું હોય? નાનાં નાનાં બચ્ચાં પહેલવહેલાં બાજપક્ષીથી ડરતાં નથી. જ્યારે તેમની ઇચ્છાશક્તિનો વિકાસ થાય છે, ત્યારે ડરવા લાગે છે. નાનાં નાનાં બાળકો આગમાં હાથ મૂકવા જાય છે, પછી ઇચ્છાશક્તિનો વિકાસ થતાં જ્યારે સારાસાર સમજવાની શક્તિ આવે છે, ત્યારે એ પ્રમાણે કરતાં નથી. રોજના જીવનમાંજ જુઓને, પોતાની જાતેજ બેદરકાર રહેવાથી શરીર મૃત્યુ તરફ જાય છે; ત્યારે અંદરથી કોઇક કહે છેજ કે દવા ખાઇને તેનું રક્ષણ કરો. પરિણામે કેટલીક વખત શરીર ટકી રહે છે. આજ પ્રમાણે સ્વતંત્ર ઇચ્છાશક્તિ દ્વારાજ ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ ચાલે છે, સમજ્યાને? સાધનભજન બીજું શું છે? આ ઇચ્છાશક્તિને સન્માર્ગે વાળવી એજ સાધનભજન છે. જેની જેટલી ઇચ્છાશક્તિ પ્રબળ બનશે તેટલો તે ભગવાન તરફ વિશેષ આગળ વધશે. પરમહંસદેવ કહેતાઃ "પોતાની અંદરની શક્તિને જગાડો." સાચો વૈરાગ્ય જોઇએ, વાનર વૈરાગ્યનું કામ નથી. જેમનું મન જેટલું શુદ્ધ થશે, તેટલી તેની ઇચ્છાશક્તિ વધશે. જુઓને, બુદ્ધદેવ એક વૃક્ષ નીચે બેસીને ઇચ્છા કરવા લાગ્યા કે, ગમે તો

અહીં મારું શરીર સુકાઇ જાઓ કે ભગવાન પ્રાપ્ત થાઓ; તેમની ઇચ્છાશક્તિ ખૂબ પ્રબળ થતાં ભગવાન પ્રાપ્ત થયા. એજ પ્રમાણે બધે છે. બ્રહ્મચારી વગેરે બધાએ પોતાની ઇચ્છાશક્તિ વધારવાનો પ્રયત્ન કરવોજ જોઇએ. આપણને આ જન્મમાંજ ભગવાન મળશે. વાર લાગે એમ નથી. તમારી ઇચ્છાશક્તિજ તમને ચલાવે છે. તમે ઇચ્છો છો કે શરીર અહીંથી ઊઠીને પણે જઇને બેસે, ત્યારે તો તમે એમ કરી શકો છો. જે કંઇ કરો છો તેની પહેલાંજ ઇચ્છા કહે છે કે અમુક કર, અમુક કર. એક શબ પડી રહ્યું છે, તેની ઇન્દ્રિયો વગેરે બધું છે. છતાં તે ઊઠી કેમ શકતું નથી? આ વખતે શું કહેશો, કહો જોઇએ?

ઉત્તરઃ—તેનામાં ચૈતન્ય નથી તેથી એમ થતું નથી.

મહારાજઃ—આ તો એક ગપ્પુંજ માર્યું. ચૈતન્ય એટલે શું? કહો તો ખરા, વ્યાખ્યા આપજો હો!

ઉત્તરઃ—વિદ્યુત ચાલી ગઇ છે.

મહારાજઃ—વિદ્યુત લાગુ કરીને કોઇ શબને બચાવો તો ખરા.

ઉત્તરઃ—એવા રોગી જોયા છે કે જેમના હાથપગ રહી ગયા છે, મરણનાં ચિહ્ન દેખાય છે, પરંતુ વીજળીના પ્રયોગથી કેટલાક કલાક જિવાડી શકાયા છે.

મહારાજઃ—ત્યારે તો તે પૂરેપૂરા મરેલાજ નહોતા. ખાલી કેટલાંક મૃત્યુનાં ચિહ્નો જોવામાં આવ્યાં હશે. એટલેજ તમે તેને વીજળી આપીને કંઇક ચેતના આપી શકયા. પણ જે તદ્દન મૃત્યુ પામીને લાકડા જેવા થઇ ગયા છે, તેમને શું કરશો?

ઉત્તરઃ—ના, એ તો બનેજ નહિ.

પ્રશ્નઃ—ઠીક, ઇચ્છાશક્તિ કયાંથી આવે છે?

ઉત્તરઃ—એ જુદો સવાલ છે અને એને માટે અનેક વાતો જરૂરી છે. શણમાં સ્વતંત્ર ઇચ્છા નથી, ઇચ્છા કરી શકતું નથી, તેથીજ હાલીચાલી શકતું નથી. આજે આટલેથી અટકો. કાલે વળી હું તમારો પ્રશ્ન લઈશ અને સમજાવીશ કે સંસ્કાર અને ઇચ્છાશક્તિ કશુંજ નથી.

તમને એક વાત ખૂબ આંતરિક ભાવે કહી રાખું છું. હમણાં નહિ સમજી શકો તો વખત આવશે ત્યારે સમજશો, પરંતુ મનમાં રાખજો. દરેક માણુસનું મન અને બુદ્ધિ તેને સન્માર્ગેજ લઈ જાય છે, ખરાબ થવા દેતાં નથી. કોઇને કાંટાળા વનમાંથી, કોઇને સહેલાઈથી અને કોઇને વળી કોઇ બીજે પ્રકારે સારે માર્ગેજ લઈ જાય છે. આજ પ્રમાણે એક સાધન છે–મનને છોડી મૂકો, જ્યાં જવું હોય ત્યાં ભલે જાય. જે ઇચ્છા હોય તે કરવા દો. આ પ્રમાણે છોડી દેવાથી જોઇ શકશો કે, શરૂઆતમાં ખરાબમાં થઇને જવા છતાં આખરે સારે માર્ગેજ જશે. આ વાત ભૂલશો નહિ, મનમાં રાખજો. (થોડુંક અટકીને) ભગવાનની વાત કહેવા બેસવું એજ એક ધૃષ્ટતા છે. વાણી અને મનથી કહેતાં તેમને અલ્પ બતાવાય છે. મહિમ્ન સ્તોત્રમાં એક જગાએ લખ્યું છે કેઃ—

असित गिरिसमं स्यात् कज्जलं सिंधुपात्रे ।
सुरतरुवर शाखा लेखिनी पत्रमुर्वी ॥
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं ।
तदपि तव गुणानामीश पारं न याति ॥

અર્થાત્ સાગરરૂપી ખડિયો હોય, નીલગિરિ જેટલી શાહી હોય, કલ્પતરુની ડાળીરૂપી લેખણી હોય, પૃથ્વીરૂપી કાગળ હોય અને શારદા જો એ સર્વ સાધનોથી સર્વ કાલ સુધી તમારા ગુણ લખ્યાં જ કરે, તો પણ હે ઈશ! તેનો પાર આવે એમ નથી.

કાશીપુરના બાગમાં લીલા-સંવરણ પહેલાં પરમહંસદેવ કેટલા બધા સદ્વિચારો અને ધારણશક્તિ આપતા! એક દિવસ હું, ગિરીશબાબુ, સ્વામીજી, શશી અને નિરંજન હાજર છીએ. અમે તે વખતે છોકરા હતા. તે વખતે ગિરીશબાબુ અમારી અંદર હોશિયાર હતા અને એટલાજ મેધાવી, બુદ્ધિશાળી હતા. પરમહંસદેવને સુખેથી અનંત સંબંધી બેચાર વાતો સાંભળીને બોલ્યાઃ "વધારે નહિ, વધારે ધારણ કરી શકાશે નહિ." અહો! આ કેવી બધી વાત તેઓ કહેતા! શુકદેવજી થોડુંક સાંભળતામાંજ તદ્રૂપ બની ગયા હતા. રામકૃષ્ણ વગેરે અવતારો સચ્ચિદાનંદ-રૂપી વૃક્ષનાં મોટાં મોટાં ફળ છે. આ બધી આંતરિક ભાવના છે. અમે તે વખતે છોકરા હતા. પછી બહુ ધારણશક્તિ ક્યાંથી હોય? બસ, આજે તો આટલું.

---

## સ્થાન-બેલુર મઠ

### ૧૯૧૬

સાધનભજન નિયમપૂર્વક કરવું જોઈએ. નિષ્ઠા એ એક સરસ વસ્તુ છે. નિષ્ઠા ના હોય તો કોઈ પણ કાર્યમાં સફળતા મળતી નથી. નિષ્ઠા એવી જોઈએ કે, કોઈ પણ સ્થિતિમાં ભલે ને હોઈએ, પણ નિયમનું પાલન તો કરવુંજ જોઈશે. બધીજ બાબતમાં એક નિયમ કરી લો. આટલો વખત ધ્યાન કરીશ, આટલા જપ કરીશ, આટલો વખત વાંચીશ—લખીશ, આટલો વખત ફરીશ વગેરે. જીવન અનિયમિત થવાથી કોઈ પણ કામમાં સફળતા મળતી નથી. નિયમનવાળું જીવન એજ શારીરિક અને માનસિક વિકાસનો એક માત્ર ઉપાય છે. ઘડિયાળ જ્યારે નિયમિત ચાલતી નથી, ત્યારે તેને નિયમિત કરવી પડે છે. નિયમિત કરાવ્યા પછી બરાબર ચાલે છે. મનુષ્યનું મન પણ એવુંજ છે; વિવિધ કારણે અનિયમિત બની

જાય છે. તેને સાધુસમાગમ વડે પાછું નિયમિત કરવું જોઇએ, તોજ તે બરાબર કામ આપશે. સાધુ–મહાપુરુષોના ઉપદેશ પ્રમાણે જીવન ચલાવવાનો પ્રયત્ન કરવાથી અનેક અડચણો દૂર થઇ જાય છે, તેમના ઉપદેશ પ્રમાણે ચાલવાથી તેઓ જે વસ્તુના અધિકારી થયા છે, તેજ વસ્તુના અધિકારી થઇને જીવન ધન્ય થઈ જાય છે.

ભગવાનમાં મનને સ્થિર નહિ કરી શકાય, તો આ જગતમાં પોતાની જાતની રક્ષા કરવી અતિ કઠણ છે. મહામાયા કેટલી બધી રમત રમે છે. તેના ધક્કા સહન કરતાં કરતાં મરવા જેવા થઈ જવાય છે. કામ, ક્રોધ, મોહ વગેરે દુર્જય શત્રુઓની સાથે હંમેશાં લડાઈ કરીને પોતાની જાતની રક્ષા કરવી એ મોંની વાતો કે હસવાની વાતો નથી. ભગવાનમાંથી બળ મળ્યા સિવાય માયાની આ મહાજાળમાંથી છૂટવું કોઇને માટે શક્ય નથી; તેથી તો તમને કહું છું કે, પહેલાં એમના બળ વડે બળવાન થાઓ.

જ્યાં સુધી મન વશ નથી, ત્યાં સુધી નિયમની ખાસ જરૂર છે. નિયમ નહિ હોય તો મન કંઈ પણ કરવા દેશે નહિ. હંમેશાં દગોજ દેશે. એક નિયમ કરીને જોરથી મનને કહેવું કે, "રે મન, તું આ નિયમને અધીન છે, તને સારું લાગે કે ખોટું, તારે આ નિયમ માનવોજ પડશે. આ પ્રમાણે મનને બળપૂર્વક વશ કરવું જોઇશે. મન વશ થયા પછી બધા નિયમો આપોઆપ દૂર થઇ જશે.

નદીના પ્રવાહ પેઠે જીવન વહી જાય છે. જે દિવસ ગયો તે પાછો આવતો નથી. સમયનો સદુપયોગ કરો, પાછળથી હાય હાય કરવાથી કંઇ પણ વળશે નહિ. ઊઠો, કામે લાગી જાઓ. "મંત્રની સાધના કરો અથવા શરીરને પડવા દો." બે દિવસ આગળ કે પાછળ મરવાનું તો છેજ. જો ભગવાનને માટે જીવન જાય તો તો લાભ, લાભ ને લાભજ છે–કંઇજ નુકસાન નથી.

નિશ્ચયપૂર્વક મનને કહો કે, 'હું સદ્‌વસ્તુની પ્રાપ્તિ કરીશ, કરીશ ને કરીશજ.' આ દુનિયાને તુચ્છ સમજો, એમાં શું સુખ બળ્યું છે? માત્ર દુઃખ, દુઃખ ને દુઃખજ છે. એ દુઃખ–દરિયાની પાર જવું જોઇશે. તેનો આભાસ પ્રાપ્ત થવાથી પણ દેહસુખ તુચ્છ થઇ જાય છે. એ સુખ અનંત છે. જ્યારે પરમહંસદેવનાં ચરણોમાં આવી પડ્યા છો, ત્યારે બીજો શો વિચાર કરવાનો છે? દુનિયાની બધી વસ્તુઓનો ત્યાગ કરી, તેમનેજ બરાબર વળગી રહો!

---

## સ્થાન–બેલુર મઠ
### ૧૯૧૬

એક વાર મન સાધન–ભજનમાં બરાબર લાગી જશે, ત્યારે એમાં કેટલો બધો આનંદ છે, તે જોઈ શકશો. રાત્રિ અને દિવસ ક્યાંનાં ક્યાં ચાલ્યાં જાય છે, તે પણ ખબર પડશે નહિ.

પોતાના ભાવો બહુ માણસો આગળ ખોલી બતાવવા એ ઠીક નથી. ખાસ કરીને જેઓ વિરોધી ભાવવાળા છે તેમને તો નજ કહેવા જોઈએ. તેથી ભાવની ક્ષતિ થાય છે. જેમની સાથે ભાવમાં મળતાપણું છે, તેમની સાથે સાધન–ભજન સંબંધી કથાવાર્તા કરવાથી ઘણોજ લાભ થાય છે. બધા એક માર્ગના પ્રવાસી છે, પરસ્પર મદદ કરી શકે. એક માણસ જે રસ્તેથી ચાલ્યો છે, તે તે રસ્તે શી શી અગવડો ને મુશ્કેલીઓ આવે છે, એ તે જાણે છે. તેની પાસેથી એ બધી બાબતો જાણી લીધા પછી વિશેષ તકલીફ રહેતી નથી. સારો ભોમિયો હોવાથી જે કંઈ જોવા–જાણવાનું હોય છે, તે બધું જાણી તેમજ જોઇ શકાય છે અને કોઈ પણ તકલીફ કે મુશ્કેલી રહેતી નથી. થોડા સમયમાં બધાં કામ પરવારી શકાય છે અને જલદી જલદી જ્યાં જવાનું હોય છે, ત્યાં પણ પહોંચી શકાય છે. મનુષ્યની બુદ્ધિ તે કેટલી?

તેથી એક સારા ભોમિયાની જરૂર છે. જીવન ટૂંકું છે, તેમાં અનેક કાર્યો કરવાનાં છે. આ થોડા સમયમાં કેમ કરીને લક્ષ્યસ્થાને પહોંચી શકાય તેનોજ ખાસ પ્રયત્ન કરવો જોઈશે.

આ જીવનનું કંઈજ ઠેકાણું નથી. દસવીસ વરસ પછી પણ પૂરું થાય કે આજે પણ પૂરું થઈ જાય. ક્યારે પૂરું થશે તે જ્યારે ખબર નથી, ત્યારે તો એ મહાયાત્રાનું ભાથું જેટલું વહેલું તૈયાર કરી લેવાય તેટલું સારું. કોણ જાણે છે કે ક્યારે તેડું આવશે? છેવટે શું ખાલી હાથે એ અજ્ઞાત પ્રદેશમાં જઈશું? ખાલી હાથે અજાણ્યા પ્રદેશમાં જવાથી તો ઘણીજ તકલીફ વેઠવી પડે છે. જ્યારે જન્મ્યા છીએ, ત્યારે મૃત્યુ તો અવશ્ય આવશેજ. મૃત્યુ પછી બીજા એક દેશમાં જવું પડશે, એ પણ નક્કીજ છે. ત્યારે તો જલદી જલદી માર્ગનું ભાથું તૈયાર કરીને બેસી જાઓ; પછી તેડું આવે ત્યારે હસતા હસતા ચાલ્યા જજો. કામકાજ પરવારી લીધા પછી કંઈ પણ ભય રહેશે નહિ. મનમાં ખાતરી રહેશે કે મારી પાસે તો માર્ગનું ભાથું છે.

જ્યારે મનમાં સદ્‌ભાવના જાગૃત થઈ છે, સદ્‌ભાવનામાં જીવન ગાળવાની, તેમને જાણવાનો અને સમજવાનો સુયોગ પ્રાપ્ત થયો છે, ત્યારે એ પરમ વસ્તુને ખૂબ મહેનત કરીને પ્રાપ્ત કરીજ લો. સ્થિર થઈને બસ બેસી જાઓ, મંડી પડો. શરીર પડે કે રહે પણ એ પરમ વસ્તુને પ્રાપ્ત કરીજ લો. પોતાની જાતમાં શ્રદ્ધા રાખો. હું મનુષ્ય છું, હું સર્વ કંઈ કરી શકું છું, આ પ્રમાણે વિશ્વાસ રાખી આગળ ચાલશો તો વસ્તુને પ્રાપ્ત કરશો, મનુષ્યજીવનનો યથાર્થ સદુપયોગ થશે. આવવું ને જવું, જન્મવું ને મરવું એ અત્યંત દુ:ખકારક છે. આવાગમનનો ફેરો ટાળી દો. તેમના સદાના સાથી બની જાઓ.

ભય અને દુર્બળતા મનમાંથી દૂર કરી નાખો. પાપ, પાપ ને

પાપનો વિચાર કરી મનને કદી પણ ખરાબ કરશો નહિ. ગમે તેટલું મહાપાપ ભલે ને હોય તે લોકદૃષ્ટિએજ મોટું છે, ભગવાનની નજરમાં તે કંઇજ ગણતરીમાં નથી. તેના એકજ કૃપાકટાક્ષ વડે કરોડ કરોડ જન્મોનાં પાપ ક્ષણવારમાં નાશ પામી જાય છે. લોકોને પાપના માર્ગમાંથી નિવૃત્ત કરવા માટે પાપના આટલા બધા દંડની વાતો કરેલી છે, છતાં કર્મનું ફળ તો છેજ. અઘટિત ને અનીતિનાં કામ કરવાથી મનમાં અશાંતિ થાય છે.

---

## સ્થાન-બેલુર મઠ
### ૧૯૧૬

સાધન-ભજન સંબંધી બધાને માટે એક નિયમ નથી. કોની કઇ બાબતમાં મતિગતિ છે, તે જોઇને આગળ ઠીક કરી લેવાનું હોય છે. કોઈને પણ તેના ભાવથી ઊલટો ઉપદેશ આપવાથી ઉપકાર ને બદલે અપકારજ થાય છે, તેથી કોની કઇ બાજુએ મતિગતિ છે તે બરાબર જાણી લઇને, કેવી રીતે કહેવાથી સહેજે સમજી શકશે, એ ખાસ જાણી લઇનેજ કોઇને કંઈ કહેવું યોગ્ય છે.

સાધન-ભજન સંબંધી એકેક સામાન્ય બાબતો સિવાય બધાને માટે ખાસ કહેવાનું નથી. કેટલીક બાબતો વ્યક્તિગત હોવાથી દરેકને જુદી જુદીજ કહેવાની હોય છે. પરમહંસદેવને પણ એજ પ્રમાણે કરતા જોયા છે. તેઓ દરેકને અલગ અલગ બોલાવીને ખાસ અધિકારીને ખાસ ઉપદેશ આપતા. સાધન-ભજન સંબંધી કંઈ પ્રશ્ન પૂછવાનો હોય તો એકાંતમાં પૂછવો યોગ્ય છે. સામાન્ય રીતે આ કેટલીક બાબતો બધાએ જાણવા જેવી છે.

પ્રથમ-ભગવાનમાં વિશ્વાસ જોઇએ. મનમાં નિશ્ચય કરી રાખવો જોઇએ કે એમને પ્રાપ્ત કરવાથી, એમની કૃપા થવાથી, મારા જીવનના બધા સવાલોનો ઉકેલ આવી જશે. હું જેને માટે આ

પૃથ્વી ઉપર આવ્યો છું તે સાર્થક થઇ જશે. હું અમૃતનો સ્વાદ પામી ને અમર થઇ જઈશ.

બીજું–બ્રહ્મચર્ય. બ્રહ્મચર્ય વિના કોઈ પણ મહાભાવને ધારણ કરી શકાતો નથી. શરીર, મન અને મગજને પુષ્ટ કરવા અને તેમનો પૂરેપૂરો વિકાસ કરવા માટે બ્રહ્મચર્ય જોઇએજ. બ્રહ્મચારીમાં એક ખાસ નાડી હોય છે અને તેને લીધે તેની સ્મરણશક્તિ, ધારણાશક્તિ, અદ્‌ભુત પ્રકારે વધી જાય છે. આપણા આચાર્યોએ બ્રહ્મચર્ય ઉપર આટલું બધું જોર શા માટે આપ્યું છે? તેઓ જાણતા હતા કે આ બાબતમાં ઠેકાણું નહિ હોય તો બધું નકામું છે. બ્રહ્મચારીના શરીરનો નકામો વ્યય થતો નથી. કામ કરવાથી પણ તેની શક્તિ ઘટતી નથી, પરંતુ દિનપ્રતિદિન એના મગજની શક્તિ એટલી બધી વધી જાય છે કે, તેનામાં સ્વાભાવિકપણેજ અતીન્દ્રિય રાજ્યનાં તત્ત્વોને સમજવાની અને ધારણ કરવાની શક્તિ આવી જાય છે.

ત્રીજું–જીભ ઉપર સંયમ. જીભ અનેક અનર્થ કરે છે. પરમહંસદેવ કહેતા કે, "પેટ અને માથું ઠંડું રાખો." એટલે કે પેટ અને માથાને ઠંડું રાખવાથી અનેક કાર્યો કરી શકાય છે. વધારે બોલબોલ કરવાથી માથું ગરમ થાય છે. માથું ગરમ થવાથી ધ્યાનધારણા કરી શકાતાં નથી, ચિત્ત ચંચળ થાય છે, ઊંઘ આવતી નથી અને અનેક ઉપાધિઓ ઊભી થાય છે. એજ પ્રમાણે જે લોભી છે, ખાવાપીવામાં જે સંયમ રાખતો નથી, તે પણ પોતાનું શારીરિક અને માનસિક નુકસાન કરે છે. ઘણા સારું સારું ખાવાનું મળે ત્યારે ખૂબ ખાઇને પછી તરફડ્યા કરે છે. એ ખાધેલું પચાવવાની જે શક્તિ જોઇએ તે ન હોવાથી દુઃખ ઊભું થાય છે. અર્થાત્ ડુંગળી–લસણ વગેરે કેટલીયે ઉત્તેજક વસ્તુઓ ખાઇને શરીર અને મનને એટલુ બધું ઉગ્ર બનાવી દે છે કે, એના ઝેરથી અનેક વિકારો

ઉત્પન્ન થાય છે. મને તો લાગે છે કે જેઓ સાધન–ભજન કરવા ઇચ્છે છે, તેમણે ખવાપીવા સંબંધી ખાસ ધ્યાન રાખવું જોઇએ. ભારે ખોરાક કદી પણ ખાવો નહિ. પુષ્ટિકારક અને સહેલાઇથી પચી જાય અને ઉત્તેજક ના હોય એવી વસ્તુઓ ખાવી જોઇએ. જેમ ઉત્તેજક ચીજો ખાવી એ ખરાબ છે, તેજ પ્રમાણે બીજી કેટલીક વસ્તુઓ તમોગુણ વધારનારી હોય છે. એ બધી વસ્તુઓનો ત્યાગ કરવો જોઇએ. ખાવાની જરૂર તો શરીરને સારું રાખવા માટે છે. શ્રીભગવાનના સ્મરણ–મનન માટે શરીર સારું રાખવું જોઇએ. " शरीरमाद्यं खलु धर्मसाधनम् " શરીર સારું રાખવુંજ જોઇશે એનો અર્થ એવો નથી કે, રાતદહાડો શરીરમાંજ–દેહનાં પાર્થિવ સુખો તરફજ મનને પરોવી રાખો.

પરમહંસદેવ કહેતા કે, " દિવસે દારૂગોળાની પેઠે ખાઓ અને રાત્રે થોડું ખાઓ." દિવસે પેટ ભરીને ખાઓ તે પચી જશે; રાત્રે થોડું ખાવાથી શરીર ઠીકઠીક હલકું રહેશે અને ધ્યાનભજન કરવામાં વધારે સગવડ થશે. રાત્રે પેટ ભરીને ખાવાથી આળસ વધે છે અને માત્ર ઊંઘવાનીજ ઇચ્છા થાય છે. રાત્રિ ઊંઘવામાં ગાળશો કે ભજન કરવામાં ? દિવસે અનેક પ્રકારની ગરબડ ઘોંઘાટ હોય છે, મનને થોડુંક સ્થિર કરવા જતાં વિવિધ પ્રકારની ગરબડ આવીને તેને ચંચળ કરી નાખે છે, રાત્રે કુદરત પણ શાંત હોય છે, જીવજંતુઓ નિદ્રામાં હોય છે–સાધનાને માટે એજ યોગ્ય સમય છે. શાંત રાત્રિમાં ધ્યાન–જપમાં સહેજે એકાગ્રતા આવી જાય છે.

સાધન–ભજન ઉતાવળે કરવાની વસ્તુ નથી, એનાથી તો નુકસાન થાય છે. જુદા જુદા માણસો જુદી જુદી વાતો કરીને મશ્કરી કરે છે અને આ ઠીક નથી, પલું ઠીક નથી, એવી તેવી વાતો કરીને વિવિધ પ્રકારના ઉપદેશ આપીને મનને શંકાશીલ અને ચંચળ કરી મૂકે છે અને સાધનામાં વિઘ્ન નાખે છે. સાચા સાધકને શી રીતે

ઓળખશો ? તે મચ્છરદાનીની અંદર સૂઈ જાય છે, બધા ધારે છે કે તે ઊંઘે છે, પરંતુ તે તો આખી રાત ધ્યાનજપમાં ગાળે છે. સવારે જ્યારે ઊઠે છે, ત્યારે બધા જાણે છે કે ઊંઘીને ઊઠયો.

પ્રથમ અવસ્થામાં તેનો ખૂબ સ્વાદ લેવો જોઇએ. જેણે એક વાર સ્વાદ ચાખ્યો છે, તે ફરી જાય કયાં ? તેનું તો ધડથી માથું જુદું કરો તો પણ તે તેને છોડી શકશે નહિ. મને ઘણી વાર લાગે છે કે, જેઓને ખૂબ ઊંઘ આવે છે, તેઓ જો દિવસે ઊંઘી લે અને રાત્રે જાગે તો તે પણ સારું છે. સાધન-ભજનનો સુંદર સમય સંધ્યાકાળ અને મધ્યરાત્રિનો છે. મનુષ્ય સામાન્ય રીતે એજ વખત નકામો ગુમાવી દે છે.

પરમહંસદેવ રાત્રે ઊંઘી શકતા નહિ. તેમની પાસે જે છોકરાઓ રહેતા તેમને પણ રાત્રે ઊંઘવા દેતા નહિ. બધા ઊંઘી જતા ત્યારે તેમને મધ્યરાત્રિએ જગાડી દેતા. અને શું કહેતા તે જાણો છો ? "અલ્યા, તમે ઊંઘો છો શા માટે ? શું ઊંઘવા માટે અહીં આવ્યા છો ?" બધાને ઉઠાડીને વિવિધ ઉપદેશ આપીને ધ્યાન-ધારણા કરવા માટે કોઇને પંચવટીમાં, કોઇને માના મંદિરમાં અને કોઇને શિવમંદિરમાં મોકલી દેતા. તેઓ પણ આજ્ઞાપ્રમાણે ધ્યાન-જપ કરીને પાછા આવીને સૂઈ જતા. આ પ્રમાણે બધાને આગળ વધારતા હતા. તેઓ એક બીજી વાત પણ ઘણી વાર કહેતા કે, "રાત્રે ત્રણ જણ જાગે છે-યોગી, ભોગી અને રોગી. તમે બધા યોગી છો, રાત્રિની નિદ્રા તમારે માટે નથી."

## સ્થાન-બેલુર મઠ

તા. ૨-૨-૧૯૧૬

આજે મઠમાં મહારાજ, બાબુરામ મહારાજ અને શરદ મહારાજ હાજર છે. જમતી વખતે એક સાધુએ સૌને ખબર આપી કે આજે ચાર વાગે મહારાજની ઓસરીમાં સભા થશે;

સાધુ-બ્રહ્મચારી બધાને તે સમયે હાજર રહેવાનું મહારાજે કહ્યું છે. ચાર વાગે બધા સભામાં હાજર થયા. એક સાધુએ મહારાજશ્રીને પૂછ્યું.

પ્રશ્નઃ—મહારાજ, દુષ્કાળનિવારણ વગેરેનું કામ છોકરાઓ કરવા ઇચ્છતા નથી, તો એ બધું શી રીતે ચાલશે ?

મહારાજઃ—કોણ એ કામ કરવા નથી ઇચ્છતું ?

જેમણે પ્રશ્ન પૂછ્યો હતો, તેમણે એક માણસનું નામ દીધું.

મહારાજઃ—અરે ભાઈ, તું શા માટે આ કામ કરવા ઇચ્છતો નથી ?

જવાબઃ—સંકટનિવારણનું કામ કરવામાં આખો દિવસ ગાળવો પડે છે, તેથી સાધન-ભજન કરવાની સગવડ રહેતી નથી, સમય પણ મળતો નથી.

મહારાજઃ—શું બરાબર આખો દિવસ એજ કામમાં ચાલ્યો જાય છે ?

ઉત્તરઃ-ના મહારાજ, શરૂઆતમાં ખૂબ સમય આપવો પડે છે.

મહારાજઃ—ત્યારે વખત મળતો નથી એમજ કહે છે ને ? જો ભાઈ, આ બધી વાત તારા મોંમાં શોભતી નથી. તમે સાધુ-બ્રહ્મચારી છો. તમારી અંદર બ્રહ્મચર્યની શક્તિ છે. તમારે ધ્યાન-ભજન અને કામકાજ એક સાથે કરવું પડશે. આ કરીને આ થઈ શકતું નથી, એ તો ગૃહસ્થાશ્રમીઓના જેવી વાત કરી કહેવાય. મને લાગે છે કે તમને ભજનની ખરી ઇચ્છાજ નથી. ખાલી કામકાજ અને હોહા કરીને વખત ગુમાવો છો અને કહો છો કે ધ્યાન-ભજનનો સમય મળતો નથી. સંકટનિવારણના કામમાં એ શરૂઆતમાં ન બને, કંઇક અગવડ આવે, પરંતુ બધોજ સમય કંઈ એ પ્રમાણે રહેતું નથી. જ્યારે સમય મળે ત્યારે

સાધન-ભજન કેમ કરતા નથી? આ બધી વાતો કરતાં તમને શરમ નથી આવતી?

પરમહંસદેવની ઇચ્છાથી આપણે કેટલાંક કામ કરવાનાં છે. સાધુ હોવા છતાં વકીલ અને બૅરિસ્ટરોને ઘેર પણ પરમહંસદેવ પ્રસંગોપાત્ત ગયા છે અને તેથી આપણું અકલ્યાણ થયું છે, એમ તો મનમાં થતું નથી. આપણે જાણીએ છીએ કે બધાંજ કામ ભગવાનનાં છે.

મહારાજની વાત સાંભળી બધા ચૂપ થઇ ગયા. પૂજ્ય શરદ મહારાજે હાજર રહેલાઓને બીજી કંઇ અગવડ કે મુશ્કેલીઓ હોય તો તે કહેવા જણાવ્યું. કોઇ બોલતું જણાયું નહિ, એટલે મહારાજે એક સાધુને પૂછયું કે, "તમને શું અગવડ પડે છે?"

ઉત્તરઃ–પહેલાં મને વાંચવાલખવાના અભ્યાસની અગવડ લાગતી હતી. હવે ભજનમાં વધારે મન લાગે છે. એટલે બીજી કંઇ અગવડ નથી. બીજા એક સાધુએ કહ્યું: "મઠમાં ભણવાગણવાનો બહુ અભાવ છે, એકાદ પંડિતની વ્યવસ્થા થાય તો સારું."

મહારાજઃ–શા માટે? તમે તો શુકલજી (સ્વામી આત્માનંદ) ની પાસે ભણ્યા છો. શુકલજી તો પંડિત છે, વળી સારા સાધુ પણ છે.

મહારાજ પોતાને આસનેથી ઊભા થઇ વળી બોલવા લાગ્યાઃ– સ્વામીજીએ અમેરિકા જતાં પહેલાં મને અને હરિમહારાજને આબુ પહાડે જે પત્ર લખ્યો હતો, તેમાંની આ વાત મારા મનમાં ખાસ રહી ગઇ છે; હરિમહારાજ પણ એ વાત ઘણીવાર યાદ કરે છે. એ વાત આ રહીઃ "જગતના કલ્યાણને માટે, અનેક માણસોના કલ્યાણ માટે, જે થાય છે તે ધર્મ અને પોતાને માટે જે કરવામાં આવે તે બધુંજ અધર્મ." અહો! કહો તો કેટલી બધી ભયંકર વાત છે! આ વાત કેટલી બધી કીમતી છે!

તમારામાંના કોઈ કોઈને કહેતા સાંભળું છું કે મિશનનું બધું કામકાજ સાધનામાં અંતરાયરૂપે છે; સંકટનિવારણ વગેરે કામ કરવાથી આધ્યાત્મિક ઉન્નતિ થતી નથી. બાબુરામ મહારાજ અને હું પણ આ વાત પસંદ કરતા નથી. તમારી આ બધી ધારણાઓ ભૂલભરેલી છે. અમારા ભાવને તમે સમજી શકતા નથી. તમને યોગ્ય લાગે તે સ્વીકારજો. હું ફરીને ફરીને તમને કહું છું કે દુષ્કાળનિવારણ વગેરે જે જે કાર્યો કરવા જાઓ, ત્યારે સવારે ને સાંજે તેમજ કામકાજને અંતે એક એકવાર ભગવાનનું સ્મરણ કરજો અને જપધ્યાન કરજો. સ્વામીજીને મુખે ઘણીવાર હું સાંભળતો કે, સત્કાર્ય એજ પ્રભુપૂજા છે. કામ પણ કરો ને ધ્યાનજપ પણ કરો. કોઈ ખાસ કામના દબાણને લીધે કોઈવાર કંઈ ના બને તો એની વાત જુદી છે; રાત્રિદિવસ બધોજ વખત શું કોઈ જપધ્યાન કરી શકે છે? કામ કરતાં કરતાં તે નિષ્કામ કર્મ થાય એ જોતા રહેવાનું છે એમ નહિ કરો તો વિવિધ પ્રકારના ખરાબ વિચારો અને નકામી ચિંતાઓ મનને ઘેરી લેશે. તેના કરતાં સત્કાર્ય કરવું એ શું સારું નથી? ગીતા અને બીજાં બધાં શાસ્ત્રોમાં આ વાત ઉપરજ ભાર મૂકેલો છે, એ તમે જોઈ શકશો. હું પણ મારા પોતાના અનુભવથી કહું છું.

× × × ×

તમારી આંખો આગળજ કેવી ભયાનક લડાઈ થાય છે, તે જોઈ શકતા નથી? તેઓ સ્વદેશને ખાતર સ્ત્રી, પુત્ર, ભોગવિલાસ બધુંયે છોડીને પોતાનાં લીલાં માથાં અર્પણ કરે છે અને તમે તેમના કરતાં પણ એક અતિમહાન ઉદ્દેશને ખાતર–ભગવાનની પ્રાપ્તિને ખાતર, જગતના કલ્યાણને ખાતર ઘરબાર, સર્વ કંઈ તજીને પરમહંસદેવને ચરણે મન, પ્રાણ અર્પણ કર્યાં છે, છતાં સત્કાર્ય પ્રત્યે અણગમો દર્શાવો છો! સ્વામીજી મને કહેતા: "ભાઈ, અનેક

જનોના કલ્યાણને ખાતર જો આ એક જન્મ ચાલ્યો ગયો તોય શો વાંધો છે? કેટલાયે જન્મો આળસમાં નકામા ચાલ્યા ગયા છે, તો આ એક જન્મ જગતના કલ્યાણ માટે ગયો તો એમાં ડરવાનું શું છે? વળી ભયનું કંઇ કારણ પણ નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે, નિષ્કામ કર્મ કરવાથી ભગવાનની પ્રાપ્તિ થાય છે. ગીતામાં કહ્યું છે કેઃ—

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
असक्तो ह्याचरत् कर्म परमाप्नोति पुरुषः ॥

અર્થાત્ જનક વગેરે કર્મ વડેજ સંસિદ્ધિને પામેલા છે. અનાસક્તપણે કર્મ કરનાર પુરુષ તે પરમતત્ત્વને પામે છે.

એકાદ ભગવું કપડું પહેરી લીધું, હૃષીકેશ ગયા, બેચાર રોટલી માગી ખાધી, બેચાર શ્લોક મોઢે કરી લીધા એટલે શું સાધુ થઈ ગયા? તમારામાંના જેઓ હૃષીકેશ ગયા હતા, તેઓ શું આધ્યાત્મિક ઉન્નતિ કરી આવ્યા છે? કોઇ તો રોગી થઇને પાછા એજ મિશનને આશ્રયે આવેલા છે. કેમ, એવો વૈરાગ્ય નથી કે ઝાડની નીચે પડી રહેવાય? મિશનનું કામકાજ નહિ થાય એમ કહીને બસી ગયા અને પાછા શું એજ મિશનની સેવા લેવા આવશું? બે મહિના હૃષીકેશમાં, બે માસ લક્ષ્મણઝૂલા, બે મહિના કનખલ, બે માસ ઉત્તર કાશી, બે માસ રામેશ્વર એ પ્રમાણે અહીં ઠીક ન લાગ્યું તો ત્યાં અને ત્યાં ઠીક ન લાગ્યું તો વળી ત્યાંથી કયાંક બીજે. આ પ્રમાણે યુવાવસ્થામાં જો ફરતા ફરશો તો આખરે આ ભવાટવીનાં ગોથમાં ખાયા કરશો અને જીવન અતિશય દુઃખમાં જશે. આ દેશમાં સત્સંગ કરવા યોગ્ય બેચાર સાધુઓજ જોવામાં આવે છે, બાકીના બધા આ વર્ગનાજ છે. બેચાર શ્લોક ગોખી રાખે છે અને તેનુંજ રટણ કર્યા કરે છે. બસ, સ્વામીજીનો આ મઠ વગેરેની સ્થાપનાનો ઉદ્દેશ સમજ્યા પછીજ

જેઓ સાધુ બનશે તેઓ આ પ્રવાહમાં નહિ તણાતાં જેનાથી આદર્શને માર્ગે આગળ વધાય તેવાંજ કાર્યો કરશે. આ પ્રમાણે ન હોત તો તેઓ તો ઘણાજ સુખમાં પોતાનું જીવન ગાળી શકત. આટલી બધી તકલીફ ઉઠાવીને મઠબઠ કરવાનું કામજ શું? સ્વામીજીએ એક દિવસ કહ્યું: "જુઓ, આજકાલના જે છોકરાઓ આવશે તેઓ તો રાતદહાડો ધ્યાનભજન કરી શકશે નહિ, એટલા માટેજ આ બધાં સેવાકર્યો ખોલવામાં આવ્યાં છે. જો કોઈ રાતદિવસ બધોજ સમય ધ્યાન, ભજન, પાઠ વગેરેમાં ગાળી શકે તો તો ઉત્તમ વાત, પરંતુ એ આચારમાં ઊતરી શકે તેમ નથી અને છેવટે ગોટાળામાંજ પડી જવાય છે. સત્કાર્યનું કંઇ ને કંઈ ફળ હોયજ છે. એ ક્યાં જવાનું છે? એ ફળજ તમારો મુક્તિનો માર્ગ સાફ કરી દેશે. મેં જોયું છે કે, જેઓ બેચાર વરસ હૃષીકેશ ગાળી આવ્યા છે, તેઓના કરતાં જેઓ એક જગાએ સ્થિર ચિત્તે બેસીને ધ્યાન, ભજન અને સત્કાર્યો કરતા રહ્યા છે, તેઓએ વિશેષ ઉન્નતિ કરી છે. તમે એ તો સારી રીતે જાણો છો કે જેઓ કામકાજમાં દિલ ચોરે છે, તેઓ પોતેજ ગુમાવે છે. પોતની જાતનેજ છેતરે છે અને દગો દે છે.

---

## સ્થાન--બેલુર મઠ

### સન-૧૯૧૮

ભગવાનનું નામ યાદ કરવાથી દેહ અને મન શુદ્ધ થાય છે. ભગવાનના નામસ્મરણમાં આટલો વિશ્વાસ જોઇએ. મને બીજો શો ભય છે? મને બીજું શું બંધન છે? તેમનું નામસ્મરણ કરીને હું અમર થઇ ગયો છું. આ પ્રમાણે શ્રદ્ધા અને પૂર્ણ વિશ્વાસ રાખીને સાધનભજન કરવું જોઇશે.

સાધન-ભજન કરવાનો ઉદ્દેશ શો છે? ભગવાનને જાણવા,

તેમની કૃપા પ્રાપ્ત કરવી. કામિની-કાંચનના સંસર્ગથી મન મેલું થઇ ગયેલું છે. મનમાં કચરો જામ્યો છે, તેને ધોઇ નાખીને સાફ કરો. કેટલાયે જન્મોનો કચરો ભેગો થવાથી મન ખૂબ મેલું થઇ ગયેલું છે, તેને ધોઇને સાફ નહિ કરવાથી હજારો પ્રયત્ન કરશો, તો પણ કંઈજ બની શકશે નહિ. ચિત્ત શુદ્ધ થયા વિના તેમની કૃપા પામી શકાશે નહિ. પરમહંસદેવ એક સરસ ઉપમા આપતાઃ "કટાયેલા ને કાદવથી ખરડાયેલા લોઢાને ચુંબક ખેંચી શકતું નથી, પણ તેના ઉપરનો કાદવકચરો સાફ કર્યા પછી ખેંચી શકે છે." એજ પ્રમાણે ભગવાનનું સ્મરણ-મનન કરવાથી, સરળ પ્રેમભાવે તેમની પાસે પ્રાર્થના કરવાથી, 'હે ઈશ્વર, આવું કામ ફરી નહિ કરું' એમ કહીને પશ્ચાત્તાપ કરવાથી અને ખૂબ વ્યાકુળ થઇને રુદન કરવાથી મનનો બધો મેલ સાફ થઈ જાય છે. ત્યારે ઈશ્વરરૂપી ચુંબક મનરૂપી લોઢાને ખેંચી લે છે. મન શુદ્ધ થવાથી તેમની કૃપા થશે-કૃપા થતાંજ દર્શન થશે.

પરમહંસદેવ સાર્જન્ટ સાહેબની વાત ઘણી વાર કહેતાઃ— "સાર્જન્ટ સાહેબ રાત્રે અંધારામાં હાથમાં વીજળીની બત્તી, ટૉર્ચ લાઈટ અથવા ફાનસ લઇને ફરે છે, તેમનું મોં કોઈ જોઈ શકતું નથી; પરંતુ આ બત્તીથી તેઓ બધાનાં મોં જોઈ શકે છે. જો કોઇ સાર્જન્ટ સાહેબને જોવા ઇચ્છે, તો તેણે તેમને પ્રાર્થના કરવી પડે છે અને કહેવું પડે છે કે, 'સાહેબ, કૃપા કરીને બત્તીનો તમારા મુખ ઉપર પ્રકાશ પાડો કે જેથી એક વાર તમારાં દર્શન કરી શકું.'" ઈશ્વરની કૃપા પ્રાપ્ત કરવી કરવી હશે, તેમનાં દર્શન પ્રાપ્ત કરવાં હશે, તો વ્યાકુળ થઇને તેમને પ્રાર્થના કરવી પડશે. તેઓ જ્ઞાનસૂર્ય છે. તેમનો દીવો જો તેઓ કૃપા કરીને એક વાર પોતેજ તેમના મુખ ઉપર ધરે, તોજ તેમનાં દર્શન થાય.

જ્યાં સુધી ભોગવાસના રહે છે, ત્યાં સુધી ભગવાનને જાણવા

તથા તેમનાં દર્શન કરવાને પ્રાણુ આકુળવ્યાકુળ થતા નથી. નાનાં બાળકો રમકડાં અને સંદેશ (મીઠાઈનું નામ છે) માંજ રચ્યાંપચ્યાં રહે છે. જ્યારે રમકડાં અને સંદેશ સારાં લાગતાં નથી, ત્યારે માની પાસે જવા માગે છે અને રડે છે. મનુષ્યને પણ એજ પ્રમાણે ભોગવાસના પૂરી થતાં ભગવાનને માટે પ્રાણુ આકુળવ્યાકુળ થાય છે, ત્યારે કેવી રીતે ભગવાનની પ્રાપ્તિ થશે, એજ પ્રકારના વિચારો બધો વખત મનમાં ઉદય પામે છે.

શું સદ્‌વાસના સહેજમાં મનમાં ઉત્પન્ન થતી હશે કે ? જેમનામાં સારી ઇચ્છાઓ જાગૃત થઈ છે, તેમના ઉપર ભગવાનની ખાસ કૃપા થઇ છે એમ જાણજો. આ મહામાયાના રાજ્યમાં માણસ કેટલા બધા ધક્કા ખાય છે–કેટકેટલાં દુઃખ ભોગવે છે, છતાં શું તે રસ્તો બદલવા ઇચ્છે છે ? જો કોઇ સદ્‌બુદ્ધિ આપે તો ગુસ્સે થઈ જાય છે. અહીંજ મોજમજા છે, એમ જાણીને અગ્નિમાં હાથ મૂકવાથી હાથ બળી જશે, તો શું તે વારંવાર એજ પ્રમાણે કરવા જશે ? ના, એમ નથી; બીજા દશ માણસોને બોલાવી જશે. જ્યારે કોઈ પણ તેના મત પ્રમાણે નહિ ચાલે ત્યારે તેમને પાગલ કહેશે અને કદાચ મારપીટ કરવાનું પણ બાકી રાખશે નહિ.

તમે જુઓ છો ને કે જ્યારે છોકરાઓ સાધુ થાય છે, સારી ભાવનાથી જીવન ગાળવા ઇચ્છે છે, ત્યારે વડીલો તેમને બને તેટલી અડચણો નાખીને અટકાવવાનો પ્રયત્ન કરે છે; પરંતુ છોકરાઓ જો ઉચ્છૃંખલ થઇને પોતાના અને દેશના અકલ્યાણના કારણરૂપ બને છે, ત્યારે પણ તેઓ તેમને સુધારવાનો પૂરતો પ્રયત્ન કરતા નથી. સન્માર્ગે ચાલવા જાય છે ત્યારેજ આટલી બધી તકલીફ આપે છે. કોઇ પણ પ્રકારે તેમને પોતાના જેવાજ રાખવાનો પ્રયત્ન કરે છે. એક સાધુનો બાપ મઠમાં આવીને કહેતો હતો કે, "એ જો સાધુ નહિ થતાં, મરી જાત તો હું ખૂબ ખુશી થાત.

યમ લઇ જાય તો કશો ઉપાય નથી. એના ઉપર મને કેટલો બધો વિશ્વાસ હતો. એનું કદી પણ કલ્યાણ થશે નહિ. આગળથી જો ખબર હોત કે આ આવો નીકળશે, તો પહેલેથીજ ઝેર પાઇ દેવાની વ્યવસ્થા કરત અને બધુંયે પતી જાત." આનુંજ નામ સંસાર ! આ લોકો સમજતા નથી કે જો પુત્ર સારો સાધુ બનશે તો છોકરાનું કલ્યાણ તો થશેજ, પણ સાથે તેમનુંયે કલ્યાણ થશે.

સામાન્ય કારણે મનુષ્ય એટલો બધો અસ્થિર બની જાય છે કે તેનામાં થોડો પણ વિચાર કરીને કામ કરવાની ધીરજ રહેતી નથી. એક મિનિટ પણ તે વિચારતો નથી કે આ કામ કરવાથી મારું સારું થશે કે ખરાબ થશે. માત્ર એમજ નથી પણ છોકરા-છોકરીઓને પણ એવીજ રીતે ઉછેરે છે કે તેઓ પણ તેની પેઠે ધક્કા ખાધા કરે છે. જન્મજન્માન્તરોના કેટલાયે સંસ્કારો તો છેજ, તે ઉપરાંત બાલ્યકાળથી તેમની મતિગતિ ભોગવિલાસ તરફજ વળી જાય એવી રીતેજ ઉછેરે છે. આ બધી વિપત્તિઓ અને મુશ્કેલીઓને દૂર કરી શક્યા છે અથવા એનાથી દૂર રહેવાનો પ્રયત્ન કરે છે, તેઓ શું ઓછા ભાગ્યશાળી છે?

ભગવાનની કૃપાથી જ્યારે સાંસારિક વાસનાઓથી દૂર થઇ શકશો, ત્યારે તમને લાગશે કે આવો સુયોગ હવે હાથથી જવા દેવો નજ જોઇએ. ઊઠો, જાગૃત થાઓ અને એ પરમ મંગલમય ભગવાનનેજ પકડો અને બીજી કોઈ બાજુ જોશો નહિ, માત્ર તેમના તરફજ તાકી રહો. તેઓ તમારો બધો બોજો ઉપાડી લેશે, ત્યારે બધીજ વાસનાઓ દૂર થઇ જશે.

આ શક્તિ વડે શું એ ભગવાનને સમજી શકાય? મનુષ્યમાં *શક્તિજ શી છે? તે પરમ મંગલમયને શરણે જાઓ. તેમની ઇચ્છા* પ્રમાણેજ થવા દો. તેઓ જેમ ઇચ્છે તેમ કરી શકે છે. તેમને

ચાહવા જોઇશે–તેમને માટે વ્યાકુળ થવું જોઇશે. જો ગાંડાજ થવું છે, તો સંસારી વસ્તુઓની પાછળ શું કરવા ગાંડા થવું ? તે ભગવાનને ખાતરજ ગાંડા થાઓને.

જીવનનો ઉદ્દેશ ભગવાનને પ્રાપ્ત કરવાનો છે, સંસારી કાર્યો એ જીવનનો ઉદ્દેશ નથી. નિષ્કામ કર્મ એ એક ઉપાય છે. સાધન કરવા તત્પર થાઓ. સાધન કરતાં કરતાં આગળ વધીને જાણી શકશો કે ઈશ્વર એજ પ્રાપ્તવ્ય વસ્તુ છે, બીજું બધું અવસ્તુ–અસાર છે. થોડાંક જપતપ કરવાથી થોડીક પ્રગતિ થાય, તેથી એમ નહિ ધારતા કે જે કંઇ થવાનુ છે તે થઈ ગયું. વળી વિશેષ આગળ વધવું જોઇશે. ત્યારેજ તેમને પ્રાપ્ત કરી શકાશે, તેમનાં દર્શન પામીને ધન્ય થઇ જશો. ક્રમે ક્રમે તેમની સાથે કથાવાર્તા અને વાતોચીતો થશે.

તર્કવિતર્ક અને વાદવિવાદો તો અનેક કર્યા, હવે શું બાકી છે ? હવે તો મનને પરમ મંગલમય તરફ વાળી દો. મનને કહો કે ઈશ્વરરૂપી સમુદ્રમાં કૂદી પડ. પૂરેપૂરા ભાવથી જો મન તેમને અર્પણ નહિ કરો અને આડીઅવળી બાબતોમાં પરોવી રાખશો, તો તો આ લોક ને પરલોક બન્ને ગયાજ જાણજો. તેમણે કૃપા કરીને સદ્‌બુદ્ધિ આપી છે, તો તેની કૃપાનો સદુપયોગ કરો. ક્ષણિક સુખને ખાતર અનંત અપાર સુખનું બલિદાન દેશો નહિ. તેમને પ્રાર્થના કરો કે, “ હે પ્રભો ! તમારી પાસે આવવાને માર્ગે જે બધી આપત્તિવિપત્તિઓ–અગવડઅડચણો છે, તેને દૂર કરવાની શક્તિ મને આપો.” (આપો, આપો, ઓ પરમપિતા ! હવે નહિ આપો તો ક્યારે આપશો ? ॐ तन्मे मनः शिव संकल्पमस्तु ।) એક વાર એ મંગલમયનો સ્વાદ ચાખ્યા પછી આ સંસારની બધી વસ્તુઓ તુચ્છ થઇ જશે–મોળી લાગશે. સંસારમાં છે શું ? અર્થબળ, માનયશનું બળ, પરિવારનું બળ, છોકરાંછૈયાં,

એ કશુંયે માણસને શાંતિ આપી શકતું નથી, પરંતુ દુઃખ, દુઃખ ને દુઃખજ વધારે છે.

આંખોની આગળ જેટલા ભોગવિલાસ અને સુખનાં સાધનો જુઓ છો, તે બધાં આંખો મીંચાયા પછી અંધકારમય બની જાય છે. આ જે બધી ભોગવિલાસની વસ્તુઓ છે, તે અંધકારમાંથી વિશેષ ગાઢ અંધકારમાં તમને લઇ જવાનો પ્રયત્ન કરે છે. અંધારામાં ઠોકરો ખાતા ખાતા ચાલશો કે દીવો લઇને રસ્તે રસ્તે ચાલશો ? દીવાનો આભાસ પ્રાપ્ત થયો છે, તો હવેથી એજ માર્ગે ચાલોને! બીજી બાજુએ જવાથી તો ડૂબી જશો. ભોગવાસનાઓનું જોર એટલું બધું છે કે કોઈ પણ પ્રકારે મન ઉપર એકાદ વાર પણ કબજો જમાવી જશે તો પછી એ તો સડસડાટ નીચે ને નીચે તાણી જશે અને તમને જાણવા પણ દેશે નહિ કે તમે અધોગતિ કરી રહ્યા છો, નીચે પડી રહ્યા છો, તમારું પતન થઇ રહ્યું છે. **આ બધી વિપત્તિમાંથી બચી જવાનો એકમાત્ર ઉપાય પોતાની જાતને સર્વભાવે તેમને ચરણે વેચી દેવાનો છે.** તેમના બળ વડે બળવાન થયા સિવાય આ મહામાયાના નાગપાશમાંથી પોતાની જાતને બચાવી લેવાનો બીજો કોઇ પણ ઉપાય નથી. મનુષ્યનું તે શું જોર કે તેમની ધારણા કરી શકે ? તેઓજ કૃપા કરીને જેમને સાચી સમજણ–બુદ્ધિયોગનું બળ આપે છે, તેઓજ સમજી શકે છે. જેમણે એમની કૃપા પ્રાપ્ત કરી છે, તેઓજ સંસારની આ પ્રપંચજાળને છિન્નભિન્ન કરી નાખીને ભક્તિમુક્તિના અધિકારી થાય છે.



## સ્થાન–બેલુર મઠ

### સન–૧૯૧૮

એ ભગવાનને શરણે જવું, તેમને ચરણે પોતાની જાતને વેચી દેવી, એ સહેલી વાત નથી. જેમને જાણતો નથી, ઓળખતો નથી, તેમને કેમ કરીને ચાહું? કેમ કરીને તેમની આગળ હું અર્પણ થઇ જાઉં? આ પ્રશ્ન આપોઆપજ મનમાં ઊઠે છે. એક માણસ એક દિવસ પરમહંસદેવને કહેતો હતો કે, "મને ભગવાનને બોલાવવાનું મનજ થતું નથી." તેમણે પૂછ્યું કે, "તું કોને ચાહે છે?" તેણે જવાબ આપ્યો કે, "મારું એક ઘેટું છે તેને હું ચાહું છું." પરમહંસદેવ એ વાત સાંભળીને બોલ્યાઃ "ઠીક, તો, જ્યારે તું એ ઘેટાને ખવરાવે, જ્યારે તેની સેવા કરે, ત્યારે ત્યારે મનમાં મનમાં વિચારજે કે ભગવાનને ખવરાવું છું, ભગવાનની સેવા કરું છું. આ પ્રમાણે મન ને પ્રાણ બરાબર કરી લે, પછી એની મેળે બધું ઠીક થઇ જશે."

જેમણે ગુરુ કર્યા છે, તેમને ગુરુ રસ્તો બતાવે છે અને રસ્તાની જે કંઇ અડચણ–અગવડો હોય છે, તે બધું દૂર કરી દે છે. ગુરુવાક્યમાં વિશ્વાસ કરીને તેઓ જેમ બોલે છે, તેમ કર્યે જાઓ. જો જો, મનનો મેલ દૂર થઇ ગયા પછી ધીરે ધીરે જ્ઞાનનો પ્રકાશ પ્રાપ્ત થશે. ગુરુ પ્રત્યે પૂરેપૂરો વિશ્વાસ થતાંજ બધું કામ થઈ જશે. ગુરુમાં મનુષ્યબુદ્ધિ રાખવી ન જોઇએ. શિષ્યની આગળ ગુરુ પ્રત્યક્ષ ભગવાનજ છે. ગુરુને પ્રણામ કરતાં બોલાય છે કેઃ—

गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गुरुर्देवो महेश्वरः।
गुरुरेव परंब्रह्म तस्मै श्रीगुरवे नमः॥

ભગવદ્બુદ્ધિથી ગુરુની પૂજા, ગુરુનું ધ્યાન અને ગુરુનું ચિંતન

કરતાં કરતાં દેહ, મન જ્યારે શુદ્ધ થઇ જાય છે, ત્યારે ગુરુ શિષ્યને ઈષ્ટદર્શન કરાવીને ખસી જાય છે. શુદ્ધ આધાર, શુદ્ધ મન ન થાય ત્યાં સુધી ભગવાનનાં દર્શન થતાં નથી.

પરમહંસદેવ કહેતાઃ "સદ્‌ગુરુ પ્રાપ્ત થતાં જીવનો અહંકાર ઝપાટાબંધ ચાલ્યો જાય છે." ગુરુ કાચા હોય તો તો ગુરુને પણ દુઃખ અને શિષ્યને પણ દુઃખ, દુઃખ ને દુઃખજ છે. શિષ્ય કાચા ગુરુના હાથમાં પડ્યો હોય તો શિષ્યનો અહંકાર જતો નથી, સંસારબંધન છૂટતું નથી. જેમણે ઈશ્વરને પ્રાપ્ત કર્યા હોતા નથી, તેમનો આદેશ પામ્યા હોતા નથી અને ભગવાનની શક્તિથી શક્તિવાન થયેલા હોતા નથી, તેમનું શું જોર કે તેઓ બીજાઓનાં સંસારનાં બંધન છોડાવી શકે? કાણો કાણાને રસ્તો બતાવવા જાય તો બન્ને અટવાઇ જાય છે. પોતે મુક્ત થયા પછીજ બીજાને મુક્ત કરી શકાય છે અને એ બાબતનો ઉપદેશ આપી શકાય છે.

જો કોઇને બરાબર પ્રેમ હશે, સાધન-ભજન કરવાની ઇચ્છા હશે, તો તો અવશ્ય ભગવાન તેને સદ્‌ગુરુનો ભેટો કરાવી દેશે. ગુરુને સાધકની ચિંતા કરવાની કશી જરૂર નથી. જેમને સદ્‌ગુરુ પ્રાપ્ત થયા છે, તેમણે બીજું વિચારવાનું શું છે? રસ્તો તો હાથ લાગી ગયો છે. એજ રસ્તે રસ્તે તેઓએ ચાલ્યા જવાનું છે. "સંસાર કેવો છે તે જાણો છો? આમળા જેવો છે. આમળાં બહુ ખવાય તો અમ્લશૂળ થાય છે." તમે તો હજી બાળક છો. તમારાં મન હજી તમારીજ પાસે છે, અત્યારથી જો પ્રયત્ન કરશો, તો સહેલાઇથી ભગવાનને પ્રાપ્ત કરી શકશો. બાલ્યાવસ્થામાં મન નજીવી બાબતોમાં સ્થિર થાય છે. કંઇક ઉંમર થતાં કંઇ પણ કરી શકાય છે. વૈષ્ણવોની એક સુંદર વાત છે કે—

ગુરુ, કૃષ્ણ વૈષ્ણવેર તિનેર દયા હોલો,
એકેર દયા બિને જીવ છારખારે ગેલ."

ગુરુજીએ તો ખૂબ કૃપા કરી છે. ભગવાનની કૃપાથી સારી ઇચ્છા પણ જાગી છે, સાધુસમાગમ પણ પ્રાપ્ત થયો છે. હવે એકની દયા બાકી છે તે મનની દયા થતાં પ્રાપ્ત થાય છે. મનને વશ કરી શકાશે ત્યારેજ તેમની દયા સમજી શકાશે અને ધ્યાન–ધારણા કરી શકાશે. કોઇ પણ ઉપાયે મનને વશ કરવું પડશે જો મન વશ ના થયું, તો બધુંજ ગયું. મનનો સ્વભાવજ એવો છે કે તે માણસને ભગવદ્ભાવમાંથી નીચે પાડીને વિષયોમાં ફસાવી દે છે.

એટલે તો તમને કહું છું કે, સાવધાન, તમારું મન હજી દોડતાં શીખ્યું નથી. દોડતાં શીખે તે પહેલાં તેને રાશ બાંધીને ખેંચી રાખો. માવત જેમ પ્રચંડ હાથીને કેળવીને પોતાની ઇચ્છા પ્રમાણે ચલાવે છે, તેજ પ્રમાણે મનને એવી રીતે કેળવવું પડશે કે જેથી તે તમારા હુકમ પ્રમાણેજ ચાલે અને તમને તે વશ કરી જાય નહિ. મનને કેળવવાનો એકમાત્ર ઉપાય તેને ભોગવાસનાનો ત્યાગ કરાવવાનો છે. મનમાંથી ભોગવાસના નીકળી જવાથી તે તમારું દાસ બનીને રહેશે. તેથીજ ગીતા વગેરે શાસ્ત્રોમાં ત્યાગનો આટલો બધો મહિમા ગાવામાં આવ્યો છે.

ત્યાગ, ત્યાગ, બસ ત્યાગ વિના બીજો રસ્તોજ નથી. જેમનું મન હજી સંસારથી ખરડાયેલું નથી, તેઓનેજ ત્યાગનો મહિમા સમજાશે. પરમહંસદેવ કહેતા કે, "ટિટોડીનો કંઠ ઊઘડ્યા પહેલાં જે કંઇ શીખવશો તે શીખશે. કંઠ ખૂલ્યા પછી તો તે માત્ર 'ટીટી ટીટી'જ કર્યા કરશે." નાની ઉંમરમાંજ ભગવાનની વાતો સાંભળવાથી મન ઉપર એક પ્રકારની સુંદર છાપ પડે છે. થોડોક પ્રયત્ન કરવાથી સહેજમાં સમજી શકાય છે અને ધ્યાન–ધારણા સાધન–ભજન વગેરે બધુંજ થઈ શકે છે.

નાનાં બાળકોમાં સરળતા અને શ્રદ્ધા હોય છે. તેઓ જે કંઇ સાંભળશે, તેમાં વિશ્વાસ રાખશે અને એ બધું જીવનમાં ઉતાર-

વાનો પ્રયત્ન કરશે. તેમનું કોમળ મન જે તરફ વાળશો તે તરફ વળી જશે. ઉંમર વધવાની સાથે સાથે મન સંશયગ્રસ્ત–શંકાશીલ બની જાય છે. બધી બાબતોમાં શંકા કરતાં શીખે છે. આખરે મનની એવી સ્થિતિ થાય છે કે કોઇ પણ બાબતમાં શ્રદ્ધા રાખવી એ તેને માટે મહામુશ્કેલ બની જાય છે. આ ઉંમરમાંજ જે કંઇ કરવા જેવું છે, તે કરી લો. પરમહંસદેવને નાના છોકરાઓને ત્યાગની વાતો શીખવતાં જોયા છે. ભગવાનને પ્રાપ્ત કરવા એજ જીવનનો એકમાત્ર ઉદ્દેશ છે–એ ભાવ તેમના મનમાં ઠસાવી દેવાનો તેઓ પ્રયત્ન કરતા. તેઓ જાણતા હતા કે તેઓજ તેમનો ભાવ બરાબર સમજી શકશે. તમારી ઉંમર હજી નાની છે, મન પણ સરળ છે–બધી વાસનાઓ છોડી દઇને ભગવાનને ચરણે તમારી જાતને વેચી દો–અર્પણ કરી દો.

રામ અને કામ (મોજશોખ, ભોગવિલાસ, કામિની ને કાંચન)-ની સોબત એક સાથે બનતી નથી. એકને છોડ્યા સિવાય બીજાને પકડાતું નથી. મહા વસ્તુનો સ્વાદ પામ્યા સિવાય અલ્પ વસ્તુ છોડી શકાતી નથી. આ વખતે ભગવાન સંબંધી ભાવનાઓ–વિચારોને સોળે આના મનમાં ઠસાવી લો, તેમને પોતાના કરી લો. તેઓજ મારું સર્વ કંઈ છે, એ ભાવ પાકો થઇને મનમાં જડાઈ જશે તો કંઇ પણ ગરબડગોટાળો રહેશે નહિ અને કોઈ-પણ કાળે કોઇ તમારું અહિત–અકલ્યાણ કરી શકશે નહિ. એ પરમ મંગલમય ભગવાનનો સ્વાદ ચાખ્યા પછી શું દુન્યવી ભોગો સારા લાગે? બધા ભોગવિલાસ તુચ્છ બની જાય છે–અલૂણા અને ફિક્કા લાગે છે ખાંડ-સાકરના લાડુ ખાધા પછી શું કોઇ ગોળના લાડુ ખાવા ઇચ્છે ખરું કે? આ જીવન ભગવાનને અર્પણ કરી દો, ભગવાનની જે ઇચ્છા હોય તેજ પ્રમાણે થવા દો. એ મંગલમયને શરણે આવો! શરણે આવો! શરણે આવો!

## સ્થાન–બેલુર મઠ

તા. ૧૭-૩-૧૯૨૨

સંધ્યાકાળ થયો છે. મઠમાં આરતી થાય છે. ગંગાજીને બન્ને કિનારે આવેલાં અનેક દેવદેવીઓનાં મંદિરોમાંથી પણ આરતીના ઘંટાનાદ સંભળાય છે. મહારાજ ઓસરીમાં સ્થિર ચિત્તે બેઠેલા છે. સામે કેટલાક ભક્તો બેઠેલા છે. કલાકેક પછી મઠના સાધુ–બ્રહ્મચારીઓ એકે એકે આવીને મહારાજજીને પ્રણામ કરીને ત્યાં બેઠા. એક ભક્તે આવીને પ્રણામ કરીને બેએક પ્રશ્નો પૂછ્યા.

પ્રશ્નઃ–મહારાજજી, તપશ્ચર્યા કોને કહેવાય?

મહારાજઃ–તપશ્ચર્યા વિવિધ પ્રકારની છે. અનેક જણ વ્રત લે છે કે વધારે વખત બેસી રહેવું નહિ. મેં એક સાધુને જોયા છે કે જેમણે બાર વરસ સુધી નહિ બેસવાનું વ્રત લીધું હતું. મેં તેમને જે વખતે જોયા હતા, તે વખતે તેમનું વ્રત લગભગ પૂર્ણ થવા આવ્યું હતું. માત્ર પાંચ–છ મહિનાજ બાકી હતા. ઊભા રહી રહીને તેમના પગ ફૂલીને દડા જેવા થઇ ગયા હતા. તેઓ ઊંઘવા માટે એક દોરડાનો આધાર લેતા હતા. એક લાકડાની બે બાજુએ એ બાંધેલું હતું, તે પકડીને તેઓ રાત્રે ઊંઘતા હતા. બીજી એક પ્રકારની તપસ્યા છે–શિયાળામાં આખી રાત પાણીમાં ગળા સુધી ડૂબીને જપ કરવા. એક બીજા પ્રકારની તપસ્યા એવી છે કે, ઉનાળામાં બપોરે સૂર્ય માથે હોય ત્યારે ચોતરફ અગ્નિ સળગાવી તેની વચ્ચે બેસીને જપ કરવા. એ સિવાય પગ ઉપર રાખીને–શીર્ષાસન કરતાં કરતાં જપ કરવાની તપસ્યા પણ છે.

પ્રશ્નઃ–શું આ સાચી તપશ્ચર્યા છે?

મહારાજઃ–ભગવાન જાણે! કયો હેતુ પાર પાડવા માટે તેઓ આ પ્રમાણે કરે છે. તેઓ આશા રાખે છે કે, બીજા જન્મે રાજા થઇશું અને આ જગતને ખૂબ સારી રીતે ભોગવીશું.

પ્રશ્નઃ—તેઓ આ જાતનું ફળ મેળવે છે?

મહારાજઃ—ભગવાન જાણે!

પ્રશ્નઃ—ત્યારે સાચી તપશ્ચર્યા શું છે?

આ બધી સાચી તપશ્ચર્યા નથી—એ તો કોઈ પણ અભ્યાસ કરીને કરી શકે છે. શરીર ઉપર જય મેળવવો એ સહેલી વાત છે; મન ઉપર જય મેળવવો, કામિની–કાંચન, માનમોટાઈ અને કીર્તિની વાસના ઉપર જય મેળવવો એજ ઘણું અઘરું છે.

સાચી તપશ્ચર્યાનો આધાર ત્રણ બાબતો ઉપર છે. એક તો સત્યનો આશ્રય લેવો જોઈએ—પ્રત્યેક કાર્યમાં સાચાખોટાને સમજી લઈને સત્યનીજ પ્રતિષ્ઠા કરવી જોઈશે. બીજું કામવાસના ઉપર વિજય મેળવવો જોઈશે. ત્રીજું સંસારી વાસનાઓ ઉપર જય મેળવવો જોઈશે. આ ત્રણે કરવાંજ જોઈશે. આ બાબતોને જીવનમાં ઉતારવી અને સાધ્ય કરવી તેજ ખરી તપશ્ચર્યા છે. આમાં બધા કરતાં બીજી બાબતની એટલે કે બ્રહ્મચારી થવાની ખાસ જરૂર છે. આપણાં શાસ્ત્રો કહે છે કે, જેઓ બાર વરસ સુધી મન, વચન અને કર્મથી બ્રહ્મચર્ય પાળે છે, તેમને માટે ભગવાનને પ્રાપ્ત કરવાનું સહેલું બની જાય છે. આ પ્રમાણે બનવું અતિશય કઠણ છે. હું તમને મારા પોતાના અનુભવ ઉપરથી કહું છું કે, ખરેખરા બ્રહ્મચારી બન્યા સિવાય બરાબર ધ્યાન થવું અશક્ય છે. સૂક્ષ્મ વાસનાઓને જીતવી ઘણીજ કઠણ છે. તેથી સંન્યાસીઓએ આટલા કઠોર નિયમો પાળવાના હોય છે. સંન્યાસી કોઈ પણ સ્ત્રી તરફ જોશે નહિ. ચિત્ર અથવા છબિ જોવાથી પણ મન ઉપર અસર થાય છે. મનનો સ્વભાવજ એવો છે કે તે કોઇ પણ સુંદર વસ્તુ જુએ છે કે તેનો ઉપભોગ કરવા ઇચ્છે છે. આ રીતે અનિચ્છાએ પણ તે અનેક વસ્તુઓનો ઉપભોગ કરે છે. આ ઘણુંજ નુકસાનકારક છે. બ્રહ્મચર્યમાં સ્થિરતા આવ્યા પછી પ્રત્યેક વસ્તુમાં ભગવાન-

ની વિભૂતિનાં દર્શન થશે. બ્રહ્મચર્યપાલનથી ઓજઃશક્તિ વધશે.

પ્રશ્નઃ-ઘણાજ દુઃખની વાત છે કે, આપણા યુવકોને આ બાબત કોઇ પણ ભારપૂર્વક કેમ કહેતું નથી. ?

મહારાજઃ-પહેલાં યુવકો ગુરુને ઘેર રહેતા. તે સમયમા તેઓ બ્રહ્મચારી રહેતા. ત્યારપછી તેઓ ઘેર પાછા ફરીને લગ્ન કરતા. નક્કી કરેલી મુદતના બ્રહ્મચર્યને લીધે લગ્ન પછી જ્યારે તેમને બાળકો થતાં, ત્યારે તેઓ પણ ખૂબ બળવાન અને આરોગ્યવાન થતા અને જેઓ સંન્યાસી થતા, તેઓ જંગલમા જઇને ભગવાનની ઉપાસનામાં જીવન ગાળતા.

પ્રશ્નઃ—બ્રાહ્મણો બ્રહ્મચર્યની આ ભાવનાને સમજે છે. બાળકને તેઓ બ્રહ્મચારી કહે છે. પરંતુ આ વાત અત્યારે માત્ર બોલવામાંજ રહેલી છે. મહારાજ, શું બધી જાતિઓમાં આ ભાવનો પ્રચાર કરી શકાય નહિ ?

મહારાજઃ—હા, બ્રહ્મચર્યની સાથે સાથે મનનચિંતન પણ જોઇએજ, એમ ન થાય તો બ્રહ્મચર્ય સાચવી શકાશે નહિ.

---

## સ્થાન-શ્રીરામકૃષ્ણ સેવાશ્રમ
### કનખલ, હરિદ્વાર
### સન-૧૯૧૨

આ સ્થાન ઘણુંજ પવિત્ર છે. અહીં ધ્યાનજપમાં સ્થિર થતાં બહુ અગવડ આવતી નથી. વાતાવરણુજ સુંદર છે. ગંગામૈયા વહી રહ્યાં છે અને હિમાલય ગંભીર ભાવે દર્શન દે છે. આવા સુંદર વાતાવરણમાં મન આપોઆપજ શાંત અને ગંભીર બની જાય છે. હવામાંજ સતત ૐકારનો ધ્વનિ સંભળાઇ રહ્યો છે. આવા સ્થાનમાં આવીને તેનો લાભ નહિ લેતાં ખાલી ફર્યા કરવાથી શું થાય ? અહીં

સાધનભજન કરતાં કરતાં શરીર જો પડી જાય તો પણ સરસ છે.

માનવજન્મજ જ્ઞાનભક્તિની પ્રાપ્તિ માટે છે, એ જો ના બન્યું તો ખાલી જીવવાનો શો અર્થ ? પશુની પેઠે ખાવું, પીવું, ફરવું અને કેટલાંક છૈયાંછોકરાં લઇને રહેવા માટે આ જીવન નથી. માનવીના શરીરમાં ભગવાનનો વિશેષ પ્રકાશ છે. તેને સમજવાનો અને ધારણ કરવાનો પ્રયત્ન કરો. સાંભળ્યું છે કે, પરમહંસદેવના માનસપુત્રોએ સત્યને પ્રાપ્ત કરવા માટે કેટલી કઠોર તપસ્યા કરી છે ? તેમણે તો જ્વલંત જ્યોતિનાં દર્શન કર્યાં હતાં. તેઓ જેટલાં કામ કરી શકયા છે, તેટલાં તમે કરી શકશો નહિ.

તમને સાધન–ભજનની સગવડ થશે, એમ સમજીને સ્વામીજીએ પોતાના દેહની પણ પરવા કર્યા સિવાય આટલી વ્યવસ્થા કરી છે. અહો ! તમારે માટે સગવડ કરવાને વધારે પડતો શ્રમ કરી કરીને તેમનું જીવન આટલું વહેલું પૂરું થયું. તેઓ કેટલો બધો પ્રેમ રાખતા ! તમે નિમકહરામ ન થશો. બંગાળ ઉપર તેમને ખૂબ આશા ને વિશ્વાસ હતાં. તમે બંગાળી નવજુવાનો છો. તેમના કાર્યનો ભાર તમને સોંપીને તેઓ ચાલ્યા ગયા છે–તમે વિશ્વાસ ઘાતી થશો નહિ. પરમહંસદેવ જેમની દ્વારા જગતમાં પ્રગટ થયા છે, તેમની વાતને પરમહંસદેવની વાત સમજીને માનજો. પરમહંસદેવ એટલા મોટા હતા કે સામાન્ય માણસ તેમને સહેજે સમજી શકે તેમ નથી. સ્વામીજી સામાન્ય માણસને ઉપયોગી કરીને સામાન્ય જનતા આગળ તેમને રજૂ કરી ગયા છે. જે કોઇ ભાગ્યશાળી હશે, તેમણે આ પતાકાની નીચે આવવુંજ જોઇશે.

સ્વામીજીનાં પુસ્તકો સારી રીતે વાંચજો. જ્યાં સમજી શકો નહિ ત્યાં શુદ્ધાનંદ અથવા એવા કોઈ બીજાની પાસેથી સમજી લેજો. તેમણે પરમહંસદેવના ભાવોને સાધારણ માણસોને ઉપયોગી

થાય તેવી રીતે રામકૃષ્ણવેલા છે. તેમના ભાવો સમજ્યા વિના પરમહંસદેવના ભાવો સમજવા જવું એ તો ગાંડપણુ કહેવાય. સ્વામીજીનાં પુસ્તકો અને પરમહંસદેવના ઉપદેશો ખૂબખૂબ વાંચજો, ખૂબ જપધ્યાન કરજો. મનને હમણાં ઘડી લેશો નહિ તો પાછળથી પસ્તાશો. જીવનનો સર્વોત્તમ સમય આજ છે. એનો સદુપયોગ કરી લો. મનને એકવાર ઘડી લેશો પછી બીજો ભય નહિ રહે. પછી એને જે દિશાએ વાળશો તે દિશાએ વળશે. કેળવાયેલા ઘોડાની પેઠે મનને વશ કરવું જોઇશે. જો મન કાબૂમાં આવી ગયું તો તો ઘણું'યે કામ થઈ ગયું. મનને હંમેશાં ફટકારજો, જરાક આડું-અવળું ચાલે તો જોરથી ચાબુક મારજો, હમેશાં એને તો ધમકાવતાજ રહેજો. સહેજ પણ આમતેમ ભટકવા દેશો નહિ.

સાધનભજનની પ્રથમ અવસ્થામાં કેટલાક નિયમો કરવા સારા છે. આટલો વખત જપ કરીશ, આટલો સમય ધ્યાન કરીશ, આટલો વખત પાઠ કરીશ વગેરે. સારું લાગે કે ન લાગે મારે મારા નિયમ પ્રમાણે તો ચાલવુંજ જોઇએ એ જાતની ટેક રાખવી જોઇશે. થોડા દિવસ આ પ્રમાણે કરવાથી એક જાતનો અભ્યાસ થઇ જશે. અત્યારે ધ્યાન–જપ કરવાનું સારું લાગતું નથી, પરંતુ તે વખતે આથી તદ્દન ઊલટુંજ બનશે: ધ્યાન–જપ નહિ થાય ત્યારે મનને દુઃખ લાગશે. મનની અવસ્થા જ્યારે આ પ્રમાણે થઇ જશે, ત્યારે ધીરે ધીરે લક્ષ્ય તરફ આગળ વધી રહ્યા છો એમ જાણજો. ખાવાનું નહિ મળવાથી અને ઊંઘવાનું નહિ મળવાથી જેમ દુઃખ થાય છે અને મન તરફડાટ કરે છે, તેવીજ મનની સ્થિતિ ભગવાનને માટે થાય ત્યારે જાણજો કે તેઓ તમારી તદ્દન નજીકમાં છે.

પ્રથમ અમૃતની પ્રાપ્તિ કરી લો, અમર થઇ જાઓ–પછી જે થવાનું હશે તે થશે. તે અમે તો નર્કમાં રાખે કે સિંહાસને બેસાડે તેમાં કશુંજ નુકસાન નથી. લોઢું પારસમણિના સંગથી

એક વાર સોનું થઇ જાય પછી તેને કશી ચિંતા નથી. તેને પછી તો માટીમાં નાખી રાખો કે પેટીમાં પૂરી રાખો, સોનું તો સોનુંજ રહેશે. પરમહંસદેવ કહેતા કે, "અદ્વૈત જ્ઞાનને છેડે બાંધીને જે પ્રમાણે ઇચ્છા થાય તે પ્રમાણે કરો." અર્થાત્ જ્ઞાનભક્તિ પ્રાપ્ત કરીને, ભગવાનને જાણી લઇને, કોઇ પણ કામ ભલે ને કરો, તેનાથી કંઇ પણ નુકસાન નહિ થાય, પછી આડેઅવળે માર્ગે પગ પડશે નહિ.

સન્માર્ગે ચાલવામાં અનેક અડચણો છે–મહામાયા સહેજે છોડી દેતી નથી. તેમની કૃપા મેળવવા માટે અનેક વાર રુદન કરવું પડે છે, અનેક પ્રાર્થનાઓ કરવી પડે છે. પૂર્વજન્મના કેટલાયે સંસ્કારો રહેલા છે, વળી આ જન્મમાં પણ થોડાઘણા સંસ્કારો મળેલા હોય છે. સમસ્ત જીવનમાં આ સંસ્કારોની સાથે સાથે લડાઈ કરતાં કરતાં ચાલવું પડશે. સંસ્કારો સાથે જેટલું વધારે લડશો, સંસ્કાર પણ તમારી સાથે એટલાજ પ્રમાણમાં વધારે જોર કરીને ધક્કાધક્કી કરશે; ત્યારે ઉદ્દેશને ભૂલ્યા વિના જેઓ પોતાના લક્ષ્યસ્થાને ચાલ્યા જાય છે, તેઓજ વિજયી થશે.

મનુષ્યની અંદર બે વૃત્તિઓ રહેલી છે "કુ" અને "સુ". એ બન્નેની વચ્ચે ખૂબ લડાઇ ચાલે છે. એક ભોગ તરફ ખેંચવા ઇચ્છે છે, બીજી ત્યાગ તરફ લઇ જવા ઇચ્છે છે. એમની હારજીત ઉપર મનુષ્યના મનુષ્યત્વનો અને પશુત્વનો આધાર છે.

ભોગવાસનાઓથી ભરપૂર જગતમાં મનુષ્ય દૃષ્ટિ સમક્ષ વિવિધ સાધનો જોઇને એટલો બધો મુગ્ધ થઈ જાય છે કે, બીજી બાજુએ જે છે, તેનો વિચાર કરવાની કંઇ દરકાર કરતો નથી–મનમાં વિચારે છે કે, ક્યારે શું થશે કે નહિ થાય તે કશું નક્કી નથી. જે અન્ન હાજર છે, તેનો ત્યાગ શું કરવા કરું? અર્થાત્ ભગવાન મળશે કે નહિ મળે, સાચો આનંદ પ્રાપ્ત થશે કે નહિ થાય તે કંઇ નક્કી

નથી; પરંતુ સંસારને ભોગવવો એ તો મારા હાથની વાત છે–એને શું કામ છોડું? આમ વિચારીને આગમાં કૂદકો મારે છે. આખરે જ્યારે દાઝે છે અને બળતરા શરૂ થાય છે, ત્યારે વિચારે છે કે, તો પછી આ પ્રમાણે કર્યું જ શું કામ? પછી શાંતિ ઇચ્છે છે. અસંયમથી ચાલીને પોતાને એવા સ્વભાવના દાસ કરી દીધા છે કે ઇચ્છા હોવા છતાં પણ કંઇ કરી શકવાનું જોર નથી રહેતું.

## સ્થાન–શ્રીરામકૃષ્ણ મિશન સેવાશ્રમ
### કનખલ, હરિદ્વાર
### સન–૧૯૧૨

બધાજ સુખ ઇચ્છે છે, દુઃખ અને તકલીફ કોણ ઇચ્છે છે? સુખ ક્યાંથી મળશે? બધાં સુખોના મૂળ ભગવાનને દૂર રાખીને કેટલીયે નકામી બાબતોની પાછળ દોડવાથી શું સુખ પામી શકાય? તેમણે કેટલાયે પ્રકારનાં રમકડાં આપીને ભુલાવી દીધા છે; એ બધાંને દૂર કરી તેને પોકારો, તેઓ દોડી આવીને ખોળામાં બેસાડી દેશે. રમકડાં માગશો તો રમકડાં મળશે, તેને ઇચ્છશો તો તે મળશે–બેમાંથી એકનો ત્યાગ કરવો પડશે.

રમતગમત તો અનેક વાર કરી છે–આ વખતે રમત છોડી દઇને માને બોલાવો. તમે જોતા નથી કે જે છોકરાંઓ રમકડાં ઉપર પ્રેમ કરે છે, તેમને મા રમકડાં આપીને રાજી રાખે છે અને જે છોકરાં રમકડાંને ચાહતાં નથી, રમવા પણ ઇચ્છતાં નથી, તેમને મા હંમેશાં પાસે પાસે રાખે છે, ખોળામાં રાખે છે અથવા કેડે રાખીને ફરે છે. માના ખોળામાં રહેવામાં કેટલી બધી મજા છે, કેટલો બધો આનંદ છે, તે તો જે માના ખોળામાં રહે છે, તેજ જાણે છે. જે છોકરાઓ રમકડાંમાં ભૂલાં પડે છે, તેઓ માની પાસેથી માત્ર રમકડાંજ મેળવે છે. પરંતુ એ રમકડાં કેટલાયે

અનર્થોની રચના કરે છે. કયારેક તો હાથમાંથી પડીને ભાંગી જાય છે, કયારેક રમનારાઓની સાથે ઝગડો થાય છે અને એમાંથી વળી મારામારી થાય છે. આ પ્રમાણે વિવિધ પ્રકારનાં દુઃખો ઊભાં થાય છે. જે છોકરાંઓ માના ખોળામાં રહે છે, તેમને આ બધી પંચાત હોતી નથી. તેઓ જાણે છે કે, મને જેની જરૂર પડશે, તે મા મને આપશે.

પરમહંસદેવની આમ્રકુંજના માળીની વાત સરસ છે. "કેરીઓ ખાવા આવ્યા છો તો કેરીઓ ખાઓ–કેટલી ડાળીઓ અને કેટલાં પાન છે, તે શોધવાની શી જરૂર છે? કેરીઓ ખાઓ એટલે પેટ ભરાશે." જગતમાં ભગવાનને પ્રાપ્ત કરવાજ આવ્યા છો; તેમને પ્રાપ્ત કરીને ધન્ય થઇ જાઓ. પહેલાં પોતાની જાતનો વિચાર કરી લો, પોતાના માર્ગનું ભાથું પહેલાં બાંધી લો, શુ કરવા માટે અહીં આવ્યા છો, એ પ્રશ્નનો ઉકેલ પહેલાં કરી લો. જલદી કરો, જલદી કરો. અમૃતકુંડમાં પડીને અમર થઇ જાઓ. રાતદહાડો તેમની આગળ પ્રાર્થના કરો. ભગવાનનું નામ અને ચિંતન કોઇ પણ ભાવે કરશો તો તેનાથી તમારું કલ્યાણ થશે. જે નામે, જે ભાવે બોલાવવાનું સારું લાગે તે નામે અને એજ ભાવે તેમને બોલાવો. પ્રેમભાવે બોલાવવાથી તમે તેમનાં જરૂર દર્શન કરી શકશો એ વાત નક્કીજ છે.

પાર્વતીએ મહાદેવને પૂછ્યું હતું કે, "ભગવાન, સચ્ચિદાનંદ-રૂપનાં દર્શન કેમ થાય?" મહાદેવ બોલ્યાઃ "વિશ્વાસ વડે" તમને તો રસ્તો બતાવી દેવામાં આવ્યો છે. વિશ્વાસથી સાધના કરો. અમૂલ્ય વસ્તુ પામ્યા છો. ઊઠો, કામે લાગી જાઓ, અનુશીલન કરો, જીવનશુદ્ધિ કરો. આ ભાવે સાધના કરવી કે પેલા ભાવે સાધના કરવી વગેરે વિષયો મગજમાં ભરીને નકામો વખત બગાડશો નહિ. ભગવાનને બોલાવવાથી ફળ પ્રાપ્ત થશે. પછી તેને ગમે તે ભાવે

બોલાવજો. પરમહંસદેવ કહેતા હતા કે, "સાકરને ગમે તે રીતે ખાશો તો પણ તે ગળીજ લાગશે. તમે તો કલ્પતરુના મૂળમાં બેઠેલા છો—જે ઇચ્છશો તે મળશે."

પોતાને બહુ ચાલાક—હોશિયાર માનશો નહિ. પોતે પોતાને ચતુર માનવા એ સારું નથી. કાગડો પોતાને ખૂબ ચાલાક માને છે અને વિષ્ટા ખાઇને મરી જાય છે. આ સંસારમાં જેઓ વધારે ચાલાકી કરવા જાય છે, તેઓ ઠગાઇનેજ મરે છે.

વિશ્વાસ રાખીને ડૂબકી મારો—ઊંડા જળમાં ડૂબી જાઓ, વસ્તુને અવશ્ય પ્રાપ્ત કરશોજ થોડુંક સાધન—ભજન કર્યા પછી ઈશ્વરનાં દર્શન થયાં નહિ એમ બોલીને હતાશ થશો નહિ. મહાસાગરમાં અનેક રત્નો છે. એક ડૂબકીમાં કંઇ હાથ ન આવે તો મહાસાગરને—રત્નાકરને રત્નહીન માનશો નહિ.

પરમહંસદેવ કહેતાઃ "સમુદ્રમાં એક જાતની માછલીઓ રહે છે, તે હંમેશાં મોં ખુલ્લું રાખીને પાણી ઉપર રહે છે. પરંતુ સ્વાતિ નક્ષત્રનું એક ટીપું પાણી તેના મોંમાં પડે છે કે તરતજ પાણીમાં નીચે ચાલી જાય છે અને પછી ઉપર આવતી નથી." તમે પણ ગુરુકૃપારૂપી એક બિંદુ જળ પામ્યા છો, તે લઇને હમણાં સાધનાના અગાધ જળમાં ડૂબી જાઓ, બીજી કોઈ પણ બાજુએ જોવાને લલચાશોજ નહિ.

ધૈર્ય રાખીને સાધન કરતા જાઓ—યોગ્ય વખતે ભગવાનની કૃપા તમારા ઉપર થશેજ. કોઈ ધનવાન માણસની પાસે જતાં જેમ સિપાઇ—સંત્રીની ઘણીયે ખુશામત કરવી પડે છે, તેમજ ઈશ્વર પાસે જતાં પહેલાં કેટલાંયે સાધનભજન અને સત્સંગ કરવાં પડે છે. ભગવાનને પોતાનામાંથી પોતાનાજ જાણીને તેમનાં દર્શન પામવા

માટે, તેમની કૃપા મેળવવા માટે સરળ બાળકની પેઠે વ્યાકુળ થઇને રડવું પડશે. બાળકનું રુદન સાંભળી ને મા શું વધારે વાર બેસી રહી શકે કે ? ભગવાન પણ એજ પ્રમાણે દોડયા આવે છે, દર્શન દીધા સિવાય રહી શકતા નથી.

ઊઠો, જાગૃત થાઓ અને એ પરમ વસ્તુની પ્રાપ્તિ કરી લો. મનને બરાબર હોકાયંત્રના કાંટા જેવું કરવું જોઇશે. વહાણ ગમે તે દિશાએ ભલેને હોય, પરંતુ હોકાયંત્રનો કાંટો ઉત્તર દિશાએજ રહે છે. તેથીજ વહાણની દિશામાં ભૂલ નથી—મનુષ્યનું મન જો ઈશ્વર તરફ રહે તો તેને બીજો કશો ભય રહેતો નથી. હજારો ખરાબ લોકોમાં રહેવા છતાં પણ તેની શ્રદ્ધા—ભક્તિ કોઈ પણ પ્રકારે નાશ પામતી નથી. ભગવાનની વાત ચાલતાંજ તે ઈશ્વરપ્રેમમાં ઉન્મત્ત બની જાય છે. કેવી રીતે, જાણો છો ? જેમ ચકમક સેંકડો વર્ષો સુધી પાણીમાં પડી રહે, છતાંયે તેની અંદરનો અગ્નિ નાશ પામતો નથી—લોઢાની સાથે ઘસવાથી તરતજ અગ્નિ થાય છે. તેજ પ્રમાણે ભગવાનને પ્રાપ્ત કરીને જેઓ ધન્ય થયા છે, તેઓ બીજા કશામાં મન રાખી શકતા નથી, માત્ર ભગવાનની પાસેજ રહે છે. ભગવત્કથા અને સાધુ-ભકતોના સમાગમ સિવાય તેમને બીજું કશુંયે સારું લાગતું નથી. તેઓ વંટોળિયામાં એઠાં પતરાળાં પેઠે પડી રહે છે—પોતાને કોઇ ઇચ્છા કે અભિમાન રહેતું નથી, તેમને પવન જે દિશાએ લઈ જાય છે, તે દિશાએજ જાય છે. તે ત્યારે સંસારમાં પણ રહી શકે છે અને સચ્ચિદાનંદસાગરમાં પણ ડૂબી શકે છે.

તમારું મન હજી વાસનારહિત, સરળ ને નિર્મળ છે. તમારો આ સ્વાભવ જે રીતે પાકો થઇ જાય, એવો પ્રયત્ન કરો. એક વાર બીજી તરફ વળી ગયા પછી બીજો ઉપાય રહેશે નહિ. વાસનારહિત મન કેવું છે તે જાણો છો ? જેમ સૂકી દીવાસળી એકવાર ઘસવાથીજ સળગી ઉઠે છે, પરંતુ ભીંજાઇ ગયા પછી ઘસતાં ઘસતાં

સળી ભાંગી જવા છતાં પણ સળગતી નથી; તેજ પ્રમાણે મનઉપર એક વાર બીજી જાતના સંસ્કાર પડી ગયા પછી સેંકડો પ્રયત્ન કરવા છતાં પણ તે નાશ પામતા નથી.

## સ્થાન—અદ્વૈતાશ્રમ, કાશી

તા. ૨૭-૨-૧૯૧૪

શ્રીમહારાજશ્રીએ એક ભક્તને પૂછ્યું: "તમે શું હમણાં ધ્યાન અથવા પ્રાર્થના કરો છો?'

ભક્તઃ—ના મહારાજ, કંઇ પણ કરતો નથી,

મહારાજઃ—થોડું થોડું કરતા રહેવું સારું છે. શાંતિ પામશો, મન સ્થિર થશે, તમારે કુલગુરુ તો છે ને? તમે હજુ સુધી મંત્ર લીધો નથી? મંત્ર લો, તો કરી શકો ને? થોડા થોડા જપ અને ધ્યાન કરજો. એક રુદ્રાક્ષની માળા લાવજો, તેના વડે ૧૦૮ અથવા એક હજાર જપ કરજો. ધારો તો એથી વધારે પણ કરી શકશો.

ભક્તઃ—કયા જપ કરું?

મહારાજઃ—ભગવાનના નામના જપ કરજો કે જેથી ભગવાન ઉપર તમને વિશેષ શ્રદ્ધા અને ભક્તિ પ્રાપ્ત થાય, હૃદયથી અને બાહ્ય સ્થિતિમાં પણ ભગવાનનું ધ્યાન કરજો.

ભક્તઃ—કોઇ પણ એક રૂપ દૃષ્ટિ આગળ રાખ્યા સિવાય ધ્યાન થશે નહિ, તો કયું રૂપ લેવું?

મહારાજઃ—સદ્ગુરુ શિષ્યને કોના ઉપર વિશેષ શ્રદ્ધા છે, તે જાણી શકે છે અને તેનીજ ભલામણ કરે છે. ત્યાર પછી માનસ-પૂજા છે. લોકો જેમ બાહ્યપૂજામાં ફૂળ, ચંદન વગેરે અર્પે છે, આરતી વગેરે કરે છે, તેજ પ્રમાણે માનસપૂજામાં મનમાં મનમાં તેમના રૂપનું ચિંતન કરે છે. આ પ્રમાણે બધું કરવું જોઇએ.

આજથીજ મંડી પડો, સંધ્યાકાળથી શરૂ કરી દો. હમણાં માનસપૂજાજ કરો. જપ અને ધ્યાન રોજ સવારે ને સાંજે કરો. આ પ્રમાણે બેએક વરસ કરી જુઓ. કેટલો બધો આનંદ આવે છે, તે જોઈ શકશો, ભાવ પ્રાપ્ત થશે અને બીજું બધુંયે જોઈ શકશો. આ પછી જે જે કરવાનું હશે, તે હું ત્યારે ત્યારે કહીશ.

ભક્તઃ–તો શું હવેથી માનસપૂજા બંધ કરું?

મહારાજઃ–ના, માનસપૂજા ભલે કરતા રહો; જ્યારે બીજું કંઈ કરવાનું હશે ત્યારે હું કહીશ–તે વખતે મંત્રતંત્ર લેજો, હમણાં બીજો મંત્ર લેવાની જરૂર નથી. માત્ર આજ કરતા રહો, નકામો સમય ગુમાવશો નહિ. મંડી પડો; એક આસન, કામળો કે એવું કંઈ ખરીદી લો. એને ઠીક રીતે રાખી મૂકજો બીજા કોઈ કામમાં તેનો ઉપયોગ કરશો નહિ. માત્ર આજ કામ માટે તેનો ઉપયોગ કરજો. તમારા બાગમાં એકાંત જગાઓ તો ઘણી છે. ઘરમાં કંઈ પણ અગવડ લાગે ત્યારે ત્યાં જઈને અવારનવાર સાધનભજન કરજો વળી અહીં પણ કાશીના જેવું સ્થાન જલદી બની જશે. બેએક વર્ષ આ પ્રમાણે કરી જુઓ. કોઈ કોઈને જલદી પણ થઈ જાય છે. એક વરસમાં પણ થઈ શકે છે. એક વાર મંડી પડો ને પછી જોયું જશે. થોડા દિવસો પછી એટલો બધો આનંદ આવશે કે ઊઠવાનું મન પણ નહિ થાય–માત્ર ધ્યાન કરવાનીજ ઇચ્છા થશે. બરાબર સ્વસ્થ થઇને, પગ ઉપર પગ ચડાવીને, બન્ને હાથ છાતી આગળ આમ રાખીને (પોતે કરી બતાવીને) ધ્યાન કરજો; કેવી રીતે બેસવું તે હું કોઇ બીજે દિવસે કરી બતાવીને સમજાવીશ.

વચ્ચે વચ્ચે સાધુસમાગમ કરજો. કોઇ કોઇ વાર સદ્ગ્રંથનું વાચન કરજો. વચ્ચે વચ્ચે મારી પાસે આવજો. આસને બેસતાંજ ધ્યાન કરશો નહિ. બેત્રણ મિનિટ ચૂપ બેસીને મનને શૂન્ય કરવાનો પ્રયત્ન કરજો કે જેથી મનમાં બીજા કોઇ વિચારો આવી શકે નહિ.

ત્યાર પછી ધ્યાન કરજો. શરૂઆતમાં બેએક વર્ષ મનને ખૂબ સંયમમાં રાખીને કરજો, પછી આપોઆપ થયા કરશે. જે દિવસે બહુ કામકાજ હોય તે દિવસે એક વખત કરજો અર્થાત્ દશપંદર મિનિટ કરજો. ખાસ અગવડ હોય તો માત્ર એક વાર ભગવાનનું સ્મરણ કરીને પ્રણામ કરજો. સવારમાં હાથમોં ધોઇને વસ્ત્રો ઉતારીને બેસી જજો. થોડાક ગંગાજળનો સ્પર્શ કરી લેજો. સંધ્યાસમયે પણ આ પ્રમાણે કરજો. રુદ્રાક્ષની માળા પણ લઇ આવજો. પછી ગંગાજીમાં સારી રીતે સ્નાન કરીને ભક્તિભાવે વિશ્વનાથને સ્પર્શ કરી લેજો. આ પ્રમાણે કરતા જાઓ, આથી મનમાં શાંતિ થશે અને ખૂબ આનંદમગ્ન રહેશો. વળી નીતિની બાબતમાં આ બે બાબતોનું પાલન કરજો–સત્ય બોલજો અને પરસ્ત્રીને માતા સમાન ગણજો. બીજું કંઇ કરવું નહિ પડે. આ બે બાબતો વડેજ બીજું બધું ઠીક થઈ જશે. ભગવાનની ખૂબ ભક્તિ કરજો. ઈશ્વર છે. ઈશ્વર નથી એમ કદી પણ માનતા નહિ. હું કહું છું કે ઈશ્વર છે–અવશ્ય છે, છે ને છેજ. આજથીજ મંડી પડો, સમજ્યા? ઇષ્ટપ્રાપ્તિ માટે વાર કરવાનું કંઇજ કામ નથી. હું પણ છુંજ–વચ્ચે વચ્ચે કહીશ. આજથીજ શરૂ કરી દો.

---

## સ્થાન–અદ્વૈતાશ્રમ, કાશી

### તા. ૨૧–૧–૧૯૨૧

મહારાજઃ–મોગલસરાઇથી મોટરમાં આવતાં આવતાં બન્ને બાજુએ ખુલ્લાં ખેતરો વગેરે જોઇને મનમાં કંઇજ આનંદ થયો નહિ. ક્ષેત્રનો મહિમાજ એવો છે કે આ પુલ પસાર કરીને આવતાં આપોઆપજ એક પ્રકારના માધુર્યનો અનુભવ થયો. બીજું વિશેષ શું કહું? શિવનું ક્ષેત્ર છે અને શિવજ ગુરુ છે. એક બાજુ માતા અન્નપૂર્ણા અન્ન આપીને બહારના અભાવ દૂર કરે છે અને બીજી

બાજુએ પિતા વિશ્વનાથ ધર્મભાવના પ્રેરે છે. પરમહંસદેવ પાસે એક દાઢીવાળા જ્યોતિર્મય પુરુષ આવ્યા હતા. તેમણે પરમહંસદેવને કાશીનું બધું માહાત્મ્ય સમજાવ્યું હતું. તેઓ મહાકાળ ભૈરવ હતા. પરમહંસદેવ તે વખતે આડે પડખે હતા.

સંધ્યાકાળ થયો. મહારાજે પરમહંસદેવને પ્રણામ કરવા માટે ગંગાજળ મંગાવ્યું. ગંગાજળ લાવવામાં આવ્યું. પોતે લઇને બીજાઓને લેવા કહ્યું. એકે એકે બધાએ ગંગાજળ લીધું. તેઓ પરમહંસદેવને પ્રણામ પૂરા કરીને બોલ્યાઃ "ગંગાજળ એ તો બ્રહ્મવારિ છે. ઇચ્છિત વસ્તુ અપાવનાર છે. ઇષ્ટદર્શનમાં સહાયક છે." પરમહંસદેવ કહેતાઃ "ગંગાજળ, મહાપ્રસાદ (શ્રીજગન્નાથ-દેવનો) અને વૃન્દાવનની રજ એ સર્વ બ્રહ્મસ્વરૂપ છે."

એક કથાપ્રસંગે તે બોલ્યા હતા કે, જ્યારે કુંડલિની અધોમુખે હોય છે, ત્યારે જીવનું મન લિંગ, ગુહ્ય અને નાભિની બાબતો સમજી શકે છે અને જ્યારે ઊર્ધ્વમુખે રહે છે, ત્યારે ભગવાન સંબંધીની બાબતો સમજી શકે છે. સત્ત્વગુણ વધતાં ઈશ્વરનું રૂપ જોવાની ઇચ્છા થાય છે. ભગવાનનું નામ લેતાં, ધ્યાન કરતાં સારું લાગે છે.

---

## સ્થાન–અદ્વૈતાશ્રમ, કાશી

તા. ૨૪-૧-૧૯૨૧

પ્રાતઃકાળે મહારાજશ્રીએ એક સાધુને પૂછ્યું: "કેમ, કંઇ સાધન–ભજન કરો છો ને?"

ઉત્તરઃ–ના, મહારાજ! મન સ્થિર થતું નથી, રસ પડતો નથી, અંતરથી કંઇ પણ ખુલ્લા થવાતું નથી, તેથીજ ખૂબ અશાન્તિ છે. અમે એવા ખરાબ સંસ્કાર લઇને આવ્યા છીએ કે, એજ બધો વખત માર્ગમાં આડે આવ્યા કરે છે.

મહારાજઃ-એમ વિચારવાનું નથી. મહારાત્રિએ જપ કરી જુઓ. જો તે વખતે ન કરી શકો તો બ્રાહ્મમુહૂર્તમાં કરજો. પુરશ્ચરણ કરો. વખત નકામો ગુમાવો નહિ. ધ્યાનભજનમાં ખૂબ તલ્લીન થઈ જાઓ. કંઇક ને કંઇક તો કરોજ. થોડુંઘણું કરતા રહેવાથી આગળનો માર્ગ આપોઆપ ખૂલવા માંડશે.

બીજા એક સાધુએ પ્રશ્ન પૂછ્યોઃ-મહારાજ રાત્રે ખાવાપીવાને લીધે સવારે વહેલા ઊઠી શકાતું નથી. રાત્રે જમતાં મોડું થવાથી સારી રીતે પચતું નથી. તેથી સવારે વહેલા ઊઠવા છતાં શરીર અને મનની જડતા જતી નથી અને નહિ ખાવાથી દુર્બળતા જણાય છે. એનું હવે શું કરવું?

મહારાજઃ-રાત્રે ખાવાનું ઓછું કરી નાખો. પહેલાં બાર આના જેટલું કરી નાખો, પછી આઠ આના જેટલું થઇ જશે. પહેલાં શરીર કંઈક દુર્બળ જણાશે, પછી ઠીક થઇ જશે. અને શરીર હળવું ફૂલ જેવું લાગશે. હું તપસ્યાના વખતમાં એકભુક્ત રહેતો, તેથી શરીર ખૂબ હલકું રહેતું.

એક દિવસ સંધ્યાકાળે શ્રીમહારાજ અને શ્રીશરદમહારાજ (સ્વામી શારદાનંદ) મહારાજના ઘરમાં બેઠેલા છે. સાધુ-બ્રહ્મચારીઓ તેમને પ્રણામ કરીને બેઠા. થોડીક વાર પછી શ્રીમહારાજે એક સાધુને અનુલક્ષીને કહ્યું કે, "કોઇ મહાપુરુષની પાસેથી જાણીને યથાશક્તિ સાધનભજન કરવું જોઇએ. છૂટક છૂટક કરવાથી શું થાય? વચમાં છોડી દેવાથી ફરી બેવડું જોર કરવું પડે છે. અલબત્ત, પહેલાંનું તદ્દન નાશ પામી જતું નથી. સાધનભજન કરવાથીજ કામક્રોધ વગેરે ચાલ્યા જશે. હમણાં મન રજોગુણ અને તમોગુણથી છવાયેલું છે. એને શુદ્ધ કરવું પડશે, સૂક્ષ્મ કરવું પડશે, સત્ત્વગુણમાં લઇ જવું પડશે. ત્યારે ધ્યાન-જપ સારાં લાગશે, વધારે ને વધારે કરવાની ઇચ્છા થશે. ત્યાર પછી મન જ્યારે શુદ્ધ

સત્ત્વવાળું થશે ત્યારે ભગવાનને સમજી શકશે. હે જડ (તમોગુણુથી ઘેરાયલું) છે. કામકાજમાં પણ તેને વિષયો પ્રત્યે આકર્ષણ રહે છે. આ મન વળી જ્યારે ચેતનને જશે, ત્યારે ચેતનને ખેંચશે મન સૂક્ષ્મ થતાં મનની ધારણાશક્તિ વધી જશે, ત્યારે સૂક્ષ્મ ઈશ્વરી તત્ત્વ જલદી જલદી સમજાશે.

ધ્યાન કરવાના સમયે એક આનંદમય સ્વરૂપનું ચિંતન કરવું જોઈશે. તેથી સ્નાયુઓ શાન્ત થઈ જશે. ઇષ્ટ મૂર્તિને હસતાં હસતાં આનંદમય ધારીને તેનું ચિંતન કરવું જોઈશે, નહિ તો ધ્યાન નીરસ થશે. વધારે વખત ગુમાવશો નહિ. બધા શત્રુઓ પ્રબળ થઈ રહ્યા છે. હમણાં તેમનો વેગ સહન કરવો પડશે, તેથી દુઃખ પણ થશે. સાતઆઠ વરસ પ્રયત્ન કરો. પછી સમસ્ત જીવન સુખમાં જશે. એકાદ વસ્તુનું પરિણામ પણ જોઈ શકશો. છોકરીઓ પોતાના પ્રયત્નનું ફળ પામે છે, ને તમે નહિ પામો? કાશીમાં એક છોકરીએ એક વરસમાં ખૂબ ઉન્નતિ કરેલી છે. તે ખૂબ આનંદ મેળવે છે. છોકરીઓને શ્રદ્ધા બહુ હોય છે, તેથી તરતજ કામ થાય છે. પરમહંસદેવ તમારી સાથે સાથે રહ્યા છે; થોડુંક કરો, પછી તમને જણાશે કે તેઓ તો તમને સ્વીકારવા માટે હાથ ફેલાવીને ઊભા છે. તેઓ બધી આપત્તિવિપત્તિમાંથી તમારું રક્ષણ કરશે. તેમની કેટલી બધી કૃપા છે એ બધું સમજી શકાતુંયે નથી.

આ જે બધું સાંભળ્યું છે, તેને પ્રાપ્ત કરો. જેમનામાં જેવો ને જેટલો ભાવ હોય તેનાથી પ્રથમ શરૂ કરવાનું છે; પછી ભાવ પાકો થયા પછી સર્વભાવે તેને લીધે આનંદ પ્રાપ્ત થશે. ભાવ-પ્રધાન થવાનું નથી, લાગણીઓને વશમાં રાખવાની છે. જપની સાથે સાથે મૂર્તિનું ચિંતન કરવાનું છે, નહિ તો જપ બરાબર થશે નહિ. પૂર્ણ મૂર્તિનું ધ્યાન નહિ થવા છતાં પણ જે સામે આવે તેનુંજ ધ્યાન શરૂ કરો. શરૂઆતમાં ચરણકમળથી શરૂ કરજો. ન

બની શકે તો પણ વારંવાર પ્રયત્ન કરજો. ના મળે ત્યાં સુધી છોડ-શોજ નહિ. ચાલુ રાખ્યાજ કરજો. ધ્યાન એ શું નાનાં છોકરાંની રમત છે? એ તો પ્રયત્ન કરતાં કરતાંજ સાધ્ય થશે. ધ્યાનનું બીજું પગથિયુંજ સમાધિ છે. નિર્ભરતા, સર્વોપર્ણબુદ્ધિ, ભગવાનમાંજ સંપૂર્ણ વિશ્વાસ વગેરે જે કંઇ હશે તે સાધના વડે અંદરથી આવ્યા કરશે. ભગવાનની ઇચ્છા ઉપર સર્વ કઇ છોડી દો, વિશ્વાસ રાખી સંપૂર્ણપણે ભગવાનનું શરણુ સ્વીકારો.

---

## સ્થાન—અદ્વૈતાશ્રમ, કાશી
### જાન્યુઆરી, ૧૯૨૧

પ્રશ્ન:—મહારાજ, કોઇ હૃદયમાં, તો કોઇ મસ્તકે ધ્યાન કરવાનો પ્રયત્ન કરે છે. પણ હું બહાર જે રૂપ જોઉં છું, તેમાં આપનાંજ દર્શન થતાં લાગે છે અને એજ ભાવે ધ્યાન કરવાનો પ્રયત્ન કરું છું. કેવા ભાવથી ધ્યાન કરવું યોગ્ય છે?

મહારાજ:—જુઓ, એ બધું ઉપાસનભેદથી જુદી જુદી જાતનું છે. સામાન્ય રીતે હૃદયે ધ્યાન કરવુંજ સારું છે. દેહ જાણે મંદિર છે અને તેમાં પરમહંસદેવ પ્રતિષ્ઠિત છે. ધ્યાન કરતાં કરતાં મન જ્યારે સ્થિર થશે ત્યારે જ્યાં ઇચ્છા હશે, ત્યાં ઇષ્ટદર્શન થશે. પડખામાં, હૃદયમાં, પૂઠે, બહાર સર્વ જગાએ ધ્યાન કરી શકાય. ધ્યાન કરતાં કરતાં પ્રથમ જ્યોતિનાં દર્શન થાય છે, પરંતુ આ પ્રમાણે જ્યોતિનાં દર્શનની સાથે સાથે અથવા થોડીક વાર પછી એક પ્રકારનો આનંદ આવે છે, તે છોડીને મન આગળ વધવા ઇચ્છતું નથી. ત્યારપછી પરમ જ્યોતિર્મયનાં દર્શન થતાં મન તેમાં તન્મય બની જાય છે. દર્શન અને અનુભવના રાજ્યમાં અંત ક્યાં છે? ગમે તેટલા આગળ વધતા જાઓ, એ તો અનન્ત છે. અનેક માણસો કંઇક જ્યોતિનાં દર્શન કરીને મનમાં વિચારે છે

કે આજ હદ આવી રહી, પણ એમ નથી. જ્યાં જઇને મન સંકલ્પ-વિકલ્પરહિત બની જાય છે, કોઇ કોઇ કહે છે કે, ત્યાંજ પૂર્ણાહુતિ થાય છે, જ્યારે કોઇ કોઇ કહે છે કે અહીંથીજ શરૂઆત થાય છે.

મહારાજઃ—એ તો મનની દુર્બળતા છે. મનની જેટલી શક્તિ છે, તેટલુંજ તે ગ્રહણ કરી શકે છે, તે વિશેષ લઈ શકતું નથી. બધાનાં મનમાં તો એક જાતની શક્તિ નથી. મનની શક્તિ ખૂબ વધારવી જોઇશે. પરમહંસદેવ કહેતાઃ "બ્રહ્મચર્ય ધારણ કરવાથી મનની શક્તિ ખૂબ વધી જાય છે." એ મન પછી સામાન્ય કામક્રોધથી ચંચળ થતું નથી, એ બધું અતિશય તુચ્છ જણાય છે. અને આત્મવિશ્વાસ આવી જાય છે કે એ બધાં મને કશું કરી શકશે નહિ, સાધનમાર્ગે અનેક વિઘ્નો છે. તેથીજ પૂજા વગેરેમાં આસન, મુદ્રા વગેરેની વ્યવસ્થા કરેલી છે.

પ્રશ્નઃ—મહારાજ, આપ અમને એકે એકે બોલાવીને પૂછો છો કે તું શું કરે છે, તારે શું મુશ્કેલી છે વગેરે વગેરે. એથી અમારો ઉત્સાહ વધે છે. આપ આ પ્રમાણે ઉત્સાહ આપ્યા કરશો, તો અમને ખૂબ હિંમત આવી જશે.

મહારાજઃ—અરે! એ શી વાત? એવું કંઇ બધો વખત થતું નથી. કોઇ કોઇવાર મનની આવી અવસ્થા થાય છે. મનમાં થાય છે કે પગે પડીને કહું કે, બાપુ, આ કરો, તે કરો; વળી કોઇ કોઇવાર મનમાં થાય છે કે, હું શું કરીશ? પરમહંસદેવ છે—તેઓ જેમ કરાવે છે તેમજ થાય છે. બીજા કોઇને કહેવાનું કામજ શું છે? તેઓજ કરણ-કારણ, તેઓજ સર્વ કંઇ છે. વધારે બોલવાથી લોકો શું લેવાના છે? લોકો તો જ્યાંથી પ્રેરણા મળે છે ત્યાંથી લે છે. તમે ખૂબ સાધનભજનમાં મંડી પડો. સમજ્યા? ખૂબ, ખૂબ, બસ કર્યેજ જાઓ. જરાયે સમય નકામો ગુમાવતા

નહિ. પરમહંસદેવ એક દિવસ પૂરો થતાં માની આગળ રડી રડીને કહેતાઃ "મા, વળી એક દિવસ ચાલ્યો ગયો, હજુ પણ દર્શન થયાં નહિ!" તમે ખૂબ વ્યાકુળ થાઓ, ખૂબ તન્મય થઈ જાઓ.

પ્રશ્નઃ—મહારાજ, પ્રભુકૃપા એ શું સાપેક્ષ છે?

શરદમહારાજઃ—પવન તો વાઇ રહ્યો છે. જે બારીબારણાં ખુલ્લાં રાખશે તેમનેજ મળશે.

મહારાજઃ—પરમહંસદેવ કહેતાઃ "ગરમી મટાડવા માટે પંખો હલાવવો પડે છે. પરંતુ હવા આપોઆપજ વહે છે, ત્યારે પંખો બંધ કરવામાં આવે છે."

પ્રશ્નઃ—ખરેખર ઈશ્વરનાં દર્શન થાય છે કે મનની ભૂલ થાય છે, એ કેમ કરીને જાણવું?

મહારાજઃ—બરાબર દર્શન થતાં ખૂબ સ્થિર આનંદ પ્રાપ્ત થાય છે. પોતાનું મનજ બધું સમજાવી દે છે.

પ્રશ્નઃ—મહારાજ, મુદ્રા વગેરેની શી જરૂર છે?

પ્રશ્નઃ—ખાલી ધ્યાનજપ કર્યા કરવું એ કઠણ નથી શું?

મહારાજઃ—બેએક વાર ના થવાથી છોડી શા માટે દો છો? વારંવાર પ્રયત્ન કરો. અભ્યાસ કરતાં કરતાં સહેજે થઇ જશે.

---

## સ્થાન–અદ્વૈતાશ્રમ, કાશી
### તારીખ ૩-૨-૧૯૨૧

પ્રશ્નઃ—મહારાજ, પૂજા, પાઠ, ભજન વગેરેની વાત આપે કહી હતી, તેનો અર્થ શું બાહ્યપૂજા છે?

મહારાજઃ—પૂજા એટલે આંતરિક અને બાહ્ય બન્ને પ્રકારની બાહ્યપૂજામાં સાધનોની જરૂર પડે છે. તે ભેગાં કરવાં તમારે માટે કઠણ છે. માનસપૂજાજ સગવડ ભરેલી છે. મનોભાવે અર્ઘ્યપાદ્ય વગેરે અર્પણ કરીને માનસજપ, ધ્યાન વગેરે કરજો. માનસિક જપમાં જીભ હલાવવાની પણ જરૂર નથી. સામાન્ય જપમાં મંત્રોચ્ચારણ કરવાનું હોય છે.

ધ્યાન સમયે ઇષ્ટમૂર્તિને જ્યોતિરૂપે વિચારવાની હોય છે. જાણે તેનીજ જ્યોતિથી સર્વ પ્રકાશિત છે. ચૈતન્યસ્વરૂપનો વિચાર કરજો. આ પ્રમાણે ધ્યાન પછી સહેજે નિરાકાર ધ્યાન થવા લાગે છે. તેનાથી સાચી સમજણ પ્રાપ્ત થાય છે. ત્યાર પછી જ્ઞાનચક્ષુ ખૂલ્યા પછી પ્રત્યક્ષ દર્શન થાય છે, એ એક બીજુંજ જગત છે. જ્યારે આ જગત દર્શન વિનાનું હોય છે, ત્યારે તે તુચ્છ બની જાય છે. જેમ ઉદિ (મહારાજના પ્રિય બાળક રસોયાનું નામ) જ્યારે કલકત્તામાં આવી શહેરનું ઐશ્વર્ય જુએ છે, ત્યારે કહે છે કે, "ભુવનેશ્વર તો કંઇજ નથી." ત્યાર પછી મન લય પામી જાય છે અને પછી સમાધિ. પછી નિર્વિકલ્પ દશા. ત્યાર પછી આગળ શું તે મોં વડે બોલી શકાય તેમ નથી. ત્યાં જોવાનું નથી,

નહિ. પરમહંસદેવ એક દિવસ પૂરો થતાં માની આગળ રડી રડીને કહેતાઃ "મા, વળી એક દિવસ ચાલ્યો ગયો, હજુ પણ દર્શન થયાં નહિ!" તમે ખૂબ વ્યાકુળ થાઓ, ખૂબ તન્મય થઈ જાઓ.

પ્રશ્નઃ—મહારાજ, પ્રભુકૃપા એ શું સાપેક્ષ છે?

શરદમહારાજઃ—પવન તો વાઇ રહ્યો છે. જે બારીબારણાં ખુલ્લાં રાખશે તેમનેજ મળશે.

મહારાજઃ—પરમહંસદેવ કહેતાઃ "ગરમી મટાડવા માટે પંખો હલાવવો પડે છે. પરંતુ હવા આપોઆપજ વહે છે, ત્યારે પંખો બંધ કરવામાં આવે છે."

પ્રશ્નઃ—ખરેખર ઈશ્વરનાં દર્શન થાય છે કે મનની ભૂલ થાય છે, એ કેમ કરીને જાણવું?

મહારાજઃ—બરાબર દર્શન થતાં ખૂબ સ્થિર આનંદ પ્રાપ્ત થાય છે. પોતાનું મનજ બધું સમજાવી દે છે.

પ્રશ્નઃ—મહારાજ, મુદ્રા વગેરેની શી જરૂર છે?

મહારાજઃ—વિવિધ પ્રકારની અસરો હોય છે. ક્યારેક લાગે છે કે મન ખૂબ એકાગ્ર છે અને અત્યારે સરસ ધ્યાન થશે. પરંતુ ધ્યાનમાં બેસતાં પાંચ મિનિટમાંજ મનમાં વિવિધ પ્રકારના વિચારો આવીને મનને ખરાબ કરી નાખે છે. આ પ્રમાણે એક વખત મારા મનમાં પણ મલિન ભાવો આવ્યા હતા. પરમહંસદેવ મને દૂરથી જોઈનેજ સમજી ગયા હતા. તેઓ બોલ્યાઃ "તારી અંદર એક જાતની મલિનતા આવેલી જણાય છે." એમ કહીને માથા ઉપર હાથ મૂકીને ધીમે ધીમે કંઈક બોલ્યા. પાંચેક મિનિટમાં તો બધો ખરાબ ભાવ દૂર થઈ ગયો. મન ઉચ્ચ દશાએ પહોંચ્યા પછી, આ બધી અસરોનો એને સ્પર્શ થતો નથી.

પ્રશ્નઃ—ખાલી ધ્યાનજપ કર્યા કરવું એ કઠણ નથી શું?

મહારાજઃ—બેએક વાર ના થવાથી છોડી શા માટે દો છો? વારંવાર પ્રયત્ન કરો. અભ્યાસ કરતાં કરતાં સહેજે થઇ જશે.

## સ્થાન—અદ્વૈતાશ્રમ, કાશી

### તારીખ ૩-૨-૧૯૨૧

પ્રશ્નઃ—મહારાજ, પૂજા, પાઠ, ભજન વગેરેની વાત આપે કહી હતી, તેનો અર્થ શું બાહ્યપૂજા છે?

મહારાજઃ—પૂજા એટલે આંતરિક અને બાહ્ય બન્ને પ્રકારની બાહ્યપૂજામાં સાધનોની જરૂર પડે છે. તે ભેગાં કરવાં તમારે માટે કઠણ છે. માનસપૂજાજ સગવડ ભરેલી છે. મનોભાવે અર્ઘ્યપાદ્ય વગેરે અર્પણ કરીને માનસજપ, ધ્યાન વગેરે કરજો. માનસિક જપમાં જીભ હલાવવાની પણ જરૂર નથી. સામાન્ય જપમાં મંત્રોચ્ચારણ કરવાનું હોય છે.

ધ્યાન સમયે ઇષ્ટમૂર્તિને જ્યોતિરૂપે વિચારવાની હોય છે. જાણે તેનીજ જ્યોતિથી સર્વ પ્રકાશિત છે. ચૈતન્યસ્વરૂપનો વિચાર કરજો. આ પ્રમાણે ધ્યાન પછી સહેજે નિરાકાર ધ્યાન થવા લાગે છે. તેનાથી સાચી સમજણ પ્રાપ્ત થાય છે. ત્યાર પછી જ્ઞાનચક્ષુ ખૂલ્યા પછી પ્રત્યક્ષ દર્શન થાય છે, એ એક બીજુંજ જગત છે. જ્યારે આ જગત દર્શન વિનાનું હોય છે, ત્યારે તે તુચ્છ બની જાય છે. જેમ ઉદિ (મહારાજના પ્રિય બાળક રસોયાનું નામ) જ્યારે કલકત્તામાં આવી શહેરનું ઐશ્વર્ય જુએ છે, ત્યારે કહે છે કે, "ભુવનેશ્વર તો કંઇજ નથી." ત્યાર પછી મન લય પામી જાય છે અને પછી સમાધિ. પછી નિર્વિકલ્પ દશા. ત્યાર પછી આગળ શું તે મોં વડે બોલી શકાય તેમ નથી. ત્યાં જોવાનું નથી,

સાંભળવાનું નથી, અનંત! અનંત!! આ પ્રમાણે બધી અવસ્થામાં બની રહે છે. ત્યારે મનને જોર કરીને આ જગતમાં આણવાનું હોય છે. અને એ કંઈજ નથી એમ લાગે છે, '*द्वैताद्वैत विवर्जितम्*' એ અવસ્થામાં જઈને કોઈ શરીરને બાધારૂપ ગણીને સમાધિમાં શરીર છોડી દે છે. ઘડાને ભાંગી નાખવાની જેમજ. પરમહંસદેવ એક સુંદર દષ્ટાંત આપતા હતા. "દશ ઘડા પાણી છે, તેમાં સૂર્યનાં પ્રતિબિંબ પડે છે. એક એક કરીને ઘડો ભાંગતાં ભાંગતાં છેવટે એક ઘડો ને એક સૂર્ય રહ્યો, એ પણ ભાંગી નાખતાં જે રહ્યું તેજ રહ્યું, સત્ય-સૂર્ય રહ્યો." એ વાતનો કંઈ અર્થ નથી એમ કોણ કહે છે?

પ્રશ્નઃ—મહારાજ, ધ્યાનસમયે જો ભગવાનને સર્વવ્યાપી વિચારીએ તો તે પણ ધ્યાનજ છે ને?

મહારાજઃ—એ તો કરવુંજ પડશે, પણ થોડી વાર પછી. ત્યારે એજ ઇષ્ટનો સૌની મધ્યમાં જળમાં, સ્થળમાં, પાંદડે પાંદડે, આકાશમાં અને નક્ષત્રમાં, પહાડમાં અને પર્વતમાં સર્વત્ર અનુભવ થવા માંડશે.

પ્રશ્નઃ—ઠીક મહારાજજી, શાસ્ત્રમાં કહે છે કે, આ બધું સમજવા માટે ગુરુસેવાની જરૂર છે.

મહારાજઃ—હા, એ શરૂઆતની સ્થિતિમાં, ત્યાર પછી મનજ ગુરુ થાય છે ગુરુમાં મનુષ્યબુદ્ધિ રાખવાની નથી. તેમના દેહ-મંદિરમાં ભગવાનજ રહેલા છે એમ વિચારવાનું છે. આ ભાવે ગુરુ-સેવા કરતાં કરતાં ગુરુમાં પ્રેમભક્તિ થાય છે. ગુરુ પ્રત્યેની આ ભક્તિ-જ પછી ભગવાન તરફ વાળવાની હોય છે. ગુરુમૂર્તિનું મસ્તકે ધ્યાન કર્યા પછી ગુરુને ઇષ્ટમાં લય કરવાના હોય છે. પરમહંસદેવ ઘણી-વાર કહેતા કે, "ગુરુ આવીને ઇષ્ટદેવને બતાવીને કહે છે કે આ

તમારા ઇષ્ટદેવ છે. ત્યાર પછી ગુરુ ઇષ્ટદેવમાં લય પામી જાય છે.” ગુરુ પણ ઇષ્ટદેવથી ક્યાં દૂર છે. કેટલાં તત્ત્વ છે, તે તમને મોં વડે શું કહેવું? મંડી પડો. ભજન કરતાં કરતાં ચિત્ત શુદ્ધ થાય છે. ત્યારે કેટલું ને શું શું સમજી શકાય છે, તેનો કંઇ અંત છે? તેમનેજ લીધે પછી તન્મય થઇ જવાય છે. ભજન કરવાથીજ હૃદય વગેરેમાં ધ્યાનનું સ્થાન પણ સમજી શકાય છે.

પ્રશ્નઃ—ઠીક, મહારાજ, મને લાગે છે કે એ આનંદનો અલ્પ આભાસ પ્રાપ્ત થતાં લોકો આગળ વધી શકે છે.

મહારાજઃ—આનંદની શી વાત કરો છો? ત્યાં તો આનંદ નિરાનંદ કશુંયે નથી. ભાવઅભાવ કંઇજ નથી. આનંદ તો સાધન અવસ્થાની વાત છે. નૌકા જ્યાં સુધી લક્ષ્યસ્થાને–જવાને સ્થાને પહોંચી નથી હોતી, ત્યાં સુધીજ અનુકૂળ વાયુની જરૂર હોય છે. પહોંચી ગયા પછી પવનબવનની દરકાર રહેતી નથી. આનંદ આ અનુકૂળ પવનની પેઠે મદદ કરે છે. જ્ઞાન, જ્ઞેય, જ્ઞાતા બધું લય પામી જાય છે. શાસ્ત્રમાં એટલે સુધી કહે છે. પરંતુ તમે જાણો છો? ત્યારપછી જે છે, તે બોલી શકાયતેમ નથી. સાધન કરવાથી એ બધું જાતે અનુભવાય છે. એ ભૂમા વસ્તુ સ્વયંવેદ્ય છે. ત્યાં કંઈજ અભાવ નથી, કંઇ ભય નથી, ખાલી વિચાર કરતાંજ મન ઊંચું ચાલ્યું જાય છે. કેવી મજાની વસ્તુ! કોઈ કોઇ નિત્ય અને લીલા બન્નેનેજ જુએ છે.

પ્રશ્નઃ—મહારાજ, નિત્યને પહોંચ્યા પછીજ લીલાની વાત ને?

મહારાજઃ—તેનો કશો અર્થ નથી. બન્ને ઠીક છે. જ્યારે રાસલીલા થતી હતી, ત્યારે એક સખી બીજીને કહેતી હતી. “सखि वेदान्त सिद्धान्तो नृत्यति” વેદાન્ત સિદ્ધાન્ત તો શું એજ પરબ્રહ્મ અર્થાત્ શ્રીકૃષ્ણ. અહીં નિત્ય અને લીલા એક બની જાય છે. બીજી એક નિત્યલીલા આ બન્નેની પેલી પાર છે.

## સ્થાન–અદ્વૈતાશ્રમ, કાશી

તારીખ ૫–૨–૧૯૨૧

પ્રશ્ન:—મહારાજ, કુંડલિની શક્તિ કેમ કરીને જાગે?

મહારાજ:—ધ્યાન, જપ વગેરે વડે જાગે છે. અને કોઇ કોઈ કહે છે કે તેનો ખાસ સાધના છે, તેના વડે જાગે છે. મને ખાતરી છે કે જપધ્યાન દ્વારાજ જાગે છે. કળિયુગમાં જપધ્યાનજ ઇચ્છવા યોગ્ય છે. જપના જેવું સ્વાભાવિક સાધન બીજું નથી. જપની સાથે સાથે ધ્યાન કરવાનું હોય છે.

પ્રશ્ન:—મહારાજ, ધ્યાન એટલે મૂર્તિનું ચિંતન ને?

મહારાજ:—મૂર્તિનું ચિંતન અને નિર્ગુણનું ચિંતન બન્નેજ.

પ્રશ્ન:—ઠીક, મહારાજ, મૂર્તિના ચિંતનનું કોણ અધિકારી છે અને નિર્ગુણના ચિંતનનું કોણ અધિકારી છે, તે તો ગુરુજ ઠીક કરી દે છે ને?

મહારાજ:—હા, ત્યારે તો મનજ ગુરુ હોય છે, મનને કયારેક મૂર્તિનું ચિંતન સારું લાગે છે અને કયારેક નિર્ગુણનું ચિંતન સારું લાગે છે; બહારના ગુરુ બધો વખત મળતા નથી, સાધન–ભજનમાં મંડી પડવાથી મનજ બધું સમજી શકે છે, મનજ બધું બતાવી દેશે. યોગવાસિષ્ઠમાં કહ્યું છે કે, મનનો પ્રવાહ વિવિધ બાજુએ હોય છે. વિવિધ બાજુએથી બધી શક્તિ વહી જાય છે, કેટલાયે દેહો, ઇન્દ્રિયો અને વિષયોમાં મન બંધાયેલું છે. મનનાં બધાંયે બંધન છિન્નભિન્ન કરી નાખો, સમસ્ત શક્તિને એ તરફ યોજી દો. એજ સાધન છે, સમસ્ત મનને એકાગ્ર કરીને જ્યાં સુધી ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી એજ દિશામાં યોજી રાખવાનું છે. ખૂબ મહેનત કરો, મંડી પડો, આજ યોગ્ય સમય છે યોગ્ય અવસ્થા છે. વૃદ્ધાવસ્થામાં કશું થશે નહિ. એક વાર જોર

કરીને મંડી પડો તો. પછી જોઇ શકશો કે મનની બધી શક્તિ એકાગ્ર કરી શકવાથી બધી બળતરા મટી જશે. મંડી પડો, મંડી પડો, જપ કરવાથી, ધ્યાન કરવાથી, વિચાર કરવાથી એ થાય છે, એ બધું સમાનજ છે. એકને પકડી ને લયલીન થઇ જાઓ, બીજો સવાલજ નથી. કંઇક પણ કર્યા પછી કહેજો.

એક સાધુને અનુલક્ષીને કહ્યું કે, "પંચદેવતાનાં પાંચ સ્તોત્રોનો રોજ પાઠ કરજો એ સાધન જેવુંજ થશે."

પ્રશ્ન:—મહારાજ, ગુરુકૃપા થવાથી કુંડલિની જાગે છે ને?

મહારાજ:—કુંડલિની જાગે છે એટલું તો નહિ પણ બ્રહ્મજ્ઞાન સુધ્ધાં બધુંયે પ્રાપ્ત થાય છે, ત્યારે શું ગુરુકૃપા એમ ને એમ પ્રાપ્ત થાય છે? ઘણો ઘણો પ્રયત્ન કરવો પડે છે. મનને એકાંતમાં પૂછો કે, "શું કર્યું?" મન જવાબ આપશે: "કંઇ પણ કર્યું નથી." કંઇક ને કંઇક કરો, મંડી પડો, બીજી કોઇ બાજુ નજર નાખશો નહિ. માત્ર એજ વસ્તુ લઇને મંડી પડો; ડૂબી જાઓ. પ્રથમ એક કાર્યક્રમ નક્કી કરવાની જરૂર છે. પછી એજ કાર્યક્રમનું પાલન કરો. મન માને કે ના માને, પણ જપ, ધ્યાન વગેરેનું નિયમિત કામ એજ પ્રમાણે કર્યે જાઓ.

---

## સ્થાન—અદ્વૈતાશ્રમ, કાશી

### ફેબ્રુઆરી–૧૯૨૧

પ્રશ્ન:—ધ્યાન-જપ કરું છું, પણ તેમાં મજા આવતી નથી; જાણે બળજબરીથી કરું છું, એનો ઉપાય શો?

મહારાજ:—એ શું શરૂઆતમાંજ થાય કે? શરૂઆતમાં મજા ન પણ આવે, એને માટે ખૂબ પ્રયત્ન કરવાની જરૂર છે. તમારી જે કાર્યશક્તિ છે, તેને એ દિશાએ વાળી દો. બીજી કોઇ બાજુ જોતા નહિ, બીજી કોઈ દિશાએ શક્તિને યોજશો નહિ, આગળ

ધસો, આગળ ધસો, કદી પણ સંતોષ પામીને બેસો નહિ. એક પ્રકારની અશાંતિ પેદા કરવાનો પ્રયત્ન કરો. મારાથી કશુંજ બનતું નથી, એ ભાવે પરમહંસદેવ કહેતાઃ "મા, બીજો એક દિવસ વહી ગયો પણ હજી દર્શન દીધાં નહિ!" રોજ રાત્રે સૂતા પહેલાં એક વાર વિચારી જો જો કે કેટલો સમય સત્કાર્યમાં ગયો, કેટલો સમય ખરાબ કામમાં ગયો, કેટલો સમય ભગવાનના ચિંતન અને ધ્યાનભજનમાં ગયો અને કેટલો તમોગુણી કાર્યોમાં વીતી ગયો. તપસ્યા અને બ્રહ્મચર્ય વડે મનને મજબૂત બનાવી દો. મોટા લોકોને ઘેર દરવાન હોય છે. તેનું કામ ચોર, ગાય વગેરે ને હાંકી કાઢવાનું હોય છે. તેજ પ્રમાણે મન દરવાન છે, એ જેટલું મજબૂત હશે તેટલું સારું છે. મનની સરખામણી દુષ્ટ ઘોડા સાથે કરવામાં આવી છે. દુષ્ટ ઘોડો ગમે તેવે માર્ગે ઉપાડી જાય છે. જે લગામ ખેંચી રાખી શકે છે તેજ સારે માર્ગે તેને વાળી શકે છે. ખૂબ પ્રયત્ન કરો. તમે શું કરો છો? ભગવાં પહેરીને સંસારનો ત્યાગ કરવાથીજ શું બધું પતી ગયું? તમને શું થઇ ગયું છે? સમય તો ચાલ્યો જાય છે. એક પણ પળ નકામી ગુમાવો નહિ. બીજાં ત્રણચાર વર્ષ ખૂબ જોર કરી શકશો, ત્યાર પછી શરીર–મન દુર્બળ થઇ જશે. પછી બીજું કંઇજ કરી શકશો નહિ. પ્રયત્ન ન કરવાથી શું કંઇ બને છે? તમે એમ વિચારતા લાગો છો કે પહેલાં પ્રેમ અને ભક્તિ પ્રાપ્ત થવા દો ત્યાર પછી બોલાવશો. એ શું કયારેય બનવા જોગ છે? અરુણોદય થયા સિવાય શું પ્રકાશ દેખાય છે એ આવતાંજ પ્રેમ, ભક્તિ અને વિશ્વાસ સાથે સાથે આવશે. ભગવાનને જાણવા માટેજ તપશ્ચર્યા છે. તપશ્ચર્યા સિવાય શું કંઇ બની શકે છે? બ્રહ્માએ પ્રથમ સાંભળ્યું હતુંઃ "તપઃ તપઃ તપઃ" અવતારી પુરુષોને પણ કેટલો બધો પ્રયત્ન કરવો પડે છે! તે જાણો છો? કોઈ પણ પ્રયત્ન કર્યા સિવાય કંઇ મેળવી શકયા છે?

બુદ્ધ, શંકર, ચૈતન્ય વગેરેએ પણ કેટકેટલી તપશ્ચર્યા કરી છે! અહો! કેટલો બધો ત્યાગ! કેટલી બધી તપશ્ચર્યા!

વિશ્વાસ શું પહેલવહેલો થાય છે? અનુભવ થયા પછી વિશ્વાસ થાય છે. પરંતુ ત્યાર પહેલાં માત્ર ગુરુ, મહાપુરુષનાં વાક્યોમાં વિશ્વાસ રાખીને–અંધ વિશ્વાસ રાખીને આગળ વધવાનું હોય છે. પરમહંસદેવની ઝિનુક (એક જાતની માછલી)ની વાત તો જાણો છો ને? સ્વાતિ નક્ષત્રનું એક બિંદુ જળ ઝીલવા માટે તે મોં ખુલ્લું રાખીને રહે છે. એક બિંદુ જળ મળતાંજ તે ઊંડા જળમાં ડૂબી જાય છે અને ત્યાં મોતી તૈયાર કરે છે. તમે પણ એજ પ્રમાણે ગુરુકૃપારૂપી એક બિંદુ જળ પામ્યા છો. જાઓ, ડૂબી જાઓ!

તમારામાં આત્મશ્રદ્ધા નથી. સાધનમાર્ગમાં તો પ્રયત્નની જરૂર છે, કંઈક તો કરોજ. ચાર વરસ સુધી કરી જુઓ. જો કંઇ ના બની શકે તો મારા ગાલમાં આવીને એક થપ્પડ મારજો. તમોગુણ અને રજોગુણ છોડીને સત્ત્વગુણમાં જઈ શકશો, નહિ તો ધ્યાન-જપ કંઇ પણ થશે નહિ. ત્યાર પછી સત્ત્વને પણ છોડીને આગળ જવું જોઇશે. એવી જગાએ જવું પડશે કે ફરી ત્યાંથી પાછા આવવુંજ ના પડે. માનવજન્મ કેટલો દુર્લભ છે. બીજાં પ્રાણીઓને જ્ઞાન થતું નથી. એક માત્ર મનુષ્યજન્મમાંજ ભગવાન પ્રાપ્ત થાય છે અને તેમને પ્રાપ્ત કરવાજ જોઇશે. આ જન્મમાં પ્રયત્ન કરીને મનને એવી જગાએ લઇ જવું જોઇશે કે જાણે ફરીથી જન્મવાનુંજ નથી. પ્રથમ મનને સ્થૂલમાંથી સૂક્ષ્મ, પછી સૂક્ષ્મમાંથી કારણ, કારણમાંથી મહાકારણ અને મહાકારણમાંથી મહાસમાધિમાં લઇ જવું જોઇશે.

પોતાની જાતને સંપૂર્ણરૂપે ભગવાનનાં ચરણકમળોમાં અર્પણ કરી દો. તેમના સિવાય બીજું કંઇજ નથી. "सर्वं खल्विदं ब्रह्म"

તેઓજ સર્વ કંઈ છે, બધુંજ તેમનું છે. કંઈ પણ હિસાબ કરો નહિ, આત્મસમર્પણ શું એક દિવસમાં થાય છે? એ થયું તો તો બધુંયે થઈ ગયું. તેને માટે ખૂબ પ્રયત્ન કરવો પડશે. જીવન અનંત છે. મનુષ્યનું આયુષ્ય બહુ બહુ તો સો વર્ષનું છે, જો અનંત સુખ ઇચ્છો તો આ સો વર્ષનું સુખ તજી દેવું પડશે.

---

## સ્થાન—અદ્વૈતાશ્રમ, કાશી

### તારીખ ૧૨-૮-૧૯૨૧

મહારાજઃ—સાધનભજન કેમ ચાલે છે?

ઉત્તરઃ—કામકાજને લીધે ધ્યાનજપનો વખત મળતો નથી.

મહારાજઃ—મનની અસ્વસ્થતાને લીધે ધ્યાનજપ થતાં નથી, કામને લીધે ધ્યાનજપનો સમય નથી મળતો, એમ વિચારવું એ ભૂલ છે. વર્ક એન્ડ વર્શિપ-કર્મ અને ઉપાસના બન્ને એકસાથે કરવાનો અભ્યાસ કરવો જોઈશે. માત્ર સાધનભજનમાંજ સમય ગાળી શકો તો સારું, પરંતુ કેટલા માણસો એ પ્રમાણે કરી શકે છે? કંઇ પણ નહિ કરતાં અજગરવૃત્તિ ધારણ કરીને રહેવું, એ તો જડબુદ્ધિવાળા માણસો-જેમનામાં માનસિક શક્તિ નથી અને કોઈ પણ પ્રકારે જીવવું છે તેઓજ કરી શકે-અને બીજા જેઓ કર્મથી પર થઈ ગયા છે, તેવા મહાપુરુષોજ કરી શકે છે. ગીતામાં કહ્યું છે કે, કર્મ કર્યા સિવાય જ્ઞાનપ્રાપ્તિ થતી નથી. કર્મમાં થઈને જવુંજ પડશે. જેઓ કર્મ છોડીને સાધનભજન કરે છે, તેઓનો સમય ઝૂંપડી બાંધવામાં અને રસોઇ કરવામાં ચાલ્યો જાય છે. હું જે કંઇ કરું છું તે પરમહંસદેવ અને સ્વામીજીનું કામ છે-એવો ભાવ રાખીને કરવાથી કંઇ પણ બંધન રહેશે નહિ. પરંતુ તેમની દ્વારા આધ્યાત્મિક, નૈતિક, માનસિક અને શારીરિક સર્વ પ્રકારની ઉન્નતિ થશે. તેમને ચરણે આત્મસમર્પણ કરો. શરીર, મન સર્વ

કંઈ ભગવાનને ચરણે અર્પણ કરી દો. તેમના ગુલામ થઈ જાઓ. બોલો કે, આ શરીર, મન સર્વ કંઇ તમને આપી દઉં છું, એનું જે કંઈ કરવું હોય તે કરો. મારી અલ્પસ્વલ્પ શક્તિથી જે કંઈ થશે તે કરવાનો પ્રયત્ન કરવા હું હાજર છું. પછી તમારો ભાર તેમના ઉપર છે. તમારે પોતાને બીજું કંઈ કરવું પડશે નહિ. બરાબર આજ પ્રમાણે કરો. "મુખમાં રામ અને બગલમાં છુરી" એવી વાત ચાલશે નહિ. હું પણ પાંચછ વર્ષ ફર્યા પછી કામમાં જોડાઇ ગયો છું. સ્વામીજીએ મને બોલાવીને કહ્યું: "અરે, આમ રખડપટ્ટીમાં દહાડો વળશે નહિ, કામ કરો, કામ કરો બસ કામ કરો." હું પણ ત્યારથી બધા પ્રકારનાં કામ કરું છું. તેનાથી કંઇ નુકસાન થયું છે, એમ તો નથીજ. મને સ્વામીજીના શબ્દોમાં વિશ્વાસ હતો. તમે પણ એમની વાતમાં વિશ્વાસ રાખી ચાલ્યા જાઓ. કંઈ પણ ભય નથી. દૃઢ વિશ્વાસ રાખો. કેટલાક માણસો આમાંથી છટકી જવાનો પ્રયત્ન કરશે, તો પછી પરમહંસદેવ અને સ્વામીજીનું કામ શું છે? કોઇની વાત સાંભળશો નહિ. સમસ્ત જગત જો વિરુદ્ધ પડે તો પણ છોડશો નહિ, બરાબર મજબૂત પકડી રાખજો.

પ્રશ્નઃ—માત્ર જપધ્યાન ઉપર રહેવું ઘણુંજ કઠણ છે. હું વધારે દહાડા રહી શકતો નથી.

મહારાજઃ—કામ અને ઉપાસના એક સાથેજ કરવાં જોઇએ. બેચાર વાર ન કરી શકો તેથી હતાશ થવાનું કારણ નથી. વારંવાર પ્રયત્ન કરો. પરમહંસદેવ કહેતાઃ "વાછરડું ઊભું થતા પહેલાં સેંકડો વાર પડી જાય છે, પરંતુ એ પ્રયત્ન છોડતું નથી ત્યારે આખરે દોડતાં શીખી શકે છે."

શરૂઆતમાં કામમાં જોડાવાથી એક પ્રકારની કેળવણી મળે

છે. પછી એજ મનને સાધનભજનમાં જોડી શકાય છે. નહિ તો અવ્યવસ્થા થઇ જાય છે અને સાધનભજનનો સમય પણ ગમે ત્યાં ચાલ્યો જાય છે. એક વખત એવો આવે છે કે જ્યારે સર્વ કંઇ છોડીને માત્ર જપધ્યાનમાંજ યોજાઈ રહેવાનું મન થાય છે, ત્યારે પછી કામકાજ આપોઆપજ છૂટી જાય છે. જ્યારે મન જાગ્રત થાય છે, ત્યારેજ એ પ્રમાણે થાય છે. નહિ તો જોર કરીને કરવા જતાં બેચાર દિવસ સારું લાગે છે, ત્યાર પછી નીરસ અને કંટાળાભરેલું લાગે છે અને કેટલાક તો ગાંડા થઈ જાય છે. કોઈ કોઇ તો અનેક બાબતોમાં માથું મારે છે અને દશબાર બાબતોમાં મનને પ્રવૃત્ત રાખે છે.

બ્રહ્મચર્ય મારફત ખૂબ શક્તિ આવે છે. એક માણસ પચીશ માણસનું કામ કરી શકે છે. પહેલાં બ્રહ્મચર્યાવસ્થાના કેટલાક નિયમોનાં જપ, ધ્યાન, સ્વાધ્યાય, તીર્થભ્રમણ અને સત્સંગ એ બધા નિયમો હતા. પોતાનું ભલું શાનાથી થશે તે બધાજ જાણી શકે છે? તેથી ગુરુ અને મહાત્માઓનો સમાગમ કરવો પડે છે. તમને પૂરેપૂરી સ્વતંત્રતા આપું છું. જુઓ તો ખરા, કેટલા દિવસ કરી શકો છો? બેચાર દિવસ મન હજી કાચું હોવાથી, સંયમમાં આવેલું નહિ હોવાથી, આટલી બધી ગરબડ થાય છે. ધમાલ, ગરબડ, ઘોંઘાટના જેવું કોઇ શત્રુ નથી. એનો તદ્દન નાશ કરવો જોઇશે. એકાંતવાસ નહિ કરવાથી મનની બધી ક્રિયાઓ સમજી શકાતી નથી. વિવિધ પ્રકારની ગરબડ વચ્ચે રહેવાથી ભાવનો વિકાસ થવો ઘણો મુશ્કેલ છે.

હિમાલય જેવું બીજું કોઇ સ્થાન છે? કેટલું એકાંત! કેટલું પવિત્ર! શિવનું સ્થાન છે, માથું ઠંડું રહે છે. ચાર કલાકનું કામ એક કલાકમાં થઇ જાય છે. હું બધાને સ્વતંત્રતા આપું છું. પોતપોતાના ભાવમાં બધા આગળ વધો. જ્યારે જોઉં છું કે તમારાથી કંઈ થતું નથી, ત્યારે મદદ કરું છું.

એક જગાએ પરમહંસદેવ અને સ્વામીજીનું કામ લઇને બેસી જવું એ બધી રીતે સારું છે. એમ ને એમ વધારે દિવસ બેસી રહેવાથી તમારા મનમાં પણ થશે કે કંઇજ કરતો નથી, બેઠો બેઠો ખાઉં છું અને બીજા લોકો પણ એવી વાત કહી શકે. એક કામ લઇને મંડી પડવાથી મન સારું રહેશે અને શરીર પણ સારું રહેશે. આપણે જ્યારે કામ કરતા હતા, ત્યારે શરીર અને મન કેવું રહેતું હતું? લોકો ધારે છે કે આ લોકો કશુંજ કામ કરતા નથી. જેમકે હું. કોઇ આળસુનો દાખલો લઇ આપણે પણ કામ શા માટે કરીએ? એવો વિચાર કયારેય કરશો નહિ. અનંત જીવન આળસમાં ગુમાવ્યું છે. હવે બેચાર જન્મો ભગવાનના કામમાં ગાળી નાખો. ભૂલ થાય તો પણ શું થઇ ગયું? બેચાર જન્મ ગાળો તો ખરા. ભગવાનની કૃપાથી તમે જોઇ શકશો કે હવાઇની પેઠે કયાંના કયાં ઊડી જાઓ છો. હવે નકામો વખત ગુમાવો નહિ. મનસ્વી થવાથી સાધનભજન પણ થશે નહિ. જે કંઇ કરો તે સોળેસોળ આના દિલ દઇને કરજો. આ કાર્યકુશળતાની વાત છે. સ્વામીજી પણ મને આ વાત કહેતા. મંડી પડો. એકાદ વર્તમાનપત્ર ચલાવવું એ તેમને મન સહજ હતું. કામ કરતી વખતે ભગવાનને એક વાર પ્રણામ કરજો. પછી કામ કરતાં કરતાં વચ્ચે વચ્ચે સમય મળતાં, તેમનું સ્મરણમનન કરજો. કામ પૂરું કર્યા પછી ફરીથી પ્રણામ કરજો. તેમનીજ વાત, તેમનુંજ ચિંતન, તેમનોજ ઉપદેશ; એ બધાનું ચિંતન કરતાં કરતાં દિવસ ગાળજો. આ બધું કામ નિ—નું છે, એમ ધારશો નહિ. પરમહંસદેવનું કામ છે, એમ વિચારજો. નિ—કંઇ પણ કહે ત્યારે સમજજો કે મોટા ભાઇએ બે વાતો કહી છે. આપણે બધા એક કુટુંબનાજ છીએ. ભાઇભાઇની જેમ વર્તજો. નિ—જેમ મારા પોતાના છે, તેમ તમે પણ છો. એજ પ્રમાણે બધાજ છો.

મનને શાંત કરવું જોઈશે. જડતાને સ્થાન નહિ આપતાં સ્થિરભાવે શાંત રહેવું જોઈશે. નહિ તો પ્રતિક્રિયા સહન કરી શકાશે નહિ, પરિણામ ખરાબ આવશે. જપધ્યાન વડે ઇન્દ્રિયો આપોઆપજ સંયમમાં આવે છે, પરંતુ શરૂઆતમાં તેમને વશ કરવાનો પ્રયત્ન કરવો પડે છે. જપધ્યાન એક આસને ઘણા સમય સુધી કરવાની શક્તિ ક્રમે ક્રમે આવે છે. શરૂઆતમાં દિવસમાં ચાર-પાંચવાર બેસીને અભ્યાસ કરવો સારો છે. મન લાગે કે ન લાગે, જપ કર્યાજ કરવા ઉચિત છે; કારણ કે એમ બેસતાં બેસતાંજ મન એકાગ્ર થશે. આ પ્રમાણે થવાનો ખૂબ સંભવ છે. તેથી આ શાંત ભાવને માટે અનિચ્છા હોય છતાં પણ જપધ્યાન કરતા રહેવું સારું છે. કુંડલિની જાગ્રત થતાં દુશ્મનો તો ક્યાંના ક્યાંયે ભાગી જશે. ત્યારે મનમાં ખબર પણ નહિ પડે કે એ બધા છે.

---

## સ્થાન–અદ્વૈતાશ્રમ, કાશી

### સન–૧૯૨૧

તમને આટલું બધું શા માટે કહું છું તે જાણો છો? જ્યારે તમારા જેટલી મારી ઉંમર હતી, ત્યારે પરમહંસદેવ અમને જોર કરીને સાધનામાં બેસાડતા. નાની ઉંમરમાં મન ભીની માટીના જેવું હોય છે અને તે જે કંઇ સામે આવે છે, તેને પકડી પાડે છે. નરમ માટીમાંથી જે ઘડવું હોય તે ઘડો. બધી ચીજો તૈયાર કરી શકાશે. એક વસ્તુ તૈયાર કરો, તેને ભાંગી નાખો અને ફરીથી બીજી વસ્તુ તૈયાર કરો. જ્યાં સુધી માટી નરમ હશે, ત્યાં સુધી ઇચ્છા પ્રમાણે-ના ઘાટ ઘડી શકાશે. પરંતુ એ માટીને આગમાં પકાવ્યા પછી તેના કોઈ પણ પ્રકારના ઘાટ ઘડી શકાશે નહિ. તમારું મન અત્યારે કાચી–નરમ માટી જેવું છે. હમણાં એને જેવી ભાવના-ઓથી ઘડી લેશો, તેવું થશે. મન હમણાં શુદ્ધ અને પવિત્ર

છે, અલ્પ પ્રયત્ને ભગવાન તરફ જશે. મનને અત્યારથી સારી રીતે ભગવાન તરફ યોજી રાખવાથી બીજો કોઇ ભાવ દાખલ થઈ શકશે નહિ. તેમના ભાવમાં જો મન એક વાર પાકું થઇ જાય, તો પછી બીજું કશુંજ વિચારવાનું નથી.

મન સરસવની–રાઇની પોટલીના જેવું છે. રાઈની પોટલી છૂટી જવાથી બધા દાણા ભેગા કરવા કઠણ છે; તેમ ઉંમર થતાં મન જ્યારે સંસારમાં જકડાઇ જશે, ત્યારે તે મનને તાણી લાવીને ઈશ્વરી બાબતોમાં યોજવું એ એટલુંજ કઠણ છે. તેથીજ તમને કહું છું કે, મન સંસારમાં જકડાઇ જાય તે પહેલાંજ એને ઘડી લો, બરાબર મજબૂત બનાવી લો. મોટી ઉંમર થતાં મન જ્યારે સંસારી વિષયોમાં જકડાઈ જશે, ત્યારે સારી ભાવનાઓમાં મનને યોજતાં ખૂબ જોર કરવું પડશે–ઘણું કષ્ટ પામવું પડશે. સોળ વર્ષથી ત્રીશ વર્ષ સુધીમાં જે કરવાનું છે, તે કરી લેવું પડશે, ત્યાર પછી કંઈ પણ થવાની આશા થોડી છે. અત્યારે શરીર અને મન તાજાં છે. આ વખતેજ એક ઉદ્દેશ નક્કી કરી લેવાનો છે. આ ઉંમરમાંજ જે સંસ્કારો દૃઢ થશે, ઇષ્ટપ્રાપ્તિના સાધન–માર્ગે સમસ્ત જીવનનું કીમતી ભાથું બની જશે.

અત્યારથીજ મંડી પડો. આ ઉંમરમાંજ જો મનને ઘડી શકશો, ભગવાનને પ્રાપ્ત કરી શકશો. ભગવાનને પ્રાપ્ત કરવા એજ જીવનનો એકમાત્ર ઉદ્દેશ નક્કી કરી લેશો, તેમનામાં બરાબર મન જોડી શકશો–તો એવા સુંદર ભાવોવાળું તમારું જીવન ઘડાશે કે કશાથી પણ સંસારનાં દુ:ખ, કષ્ટ અથવા નિરાનંદ તમને સ્પર્શ કરી શકશે નહિ. કેવળ આનંદ, આનંદ, અપાર આનંદના અધિકારી થશો.

માણસ શું ઇચ્છે છે? આનંદ, આનંદ પ્રાપ્ત કરવા માટે

મનને શાંત કરવું જોઈશે. જડતાને સ્થાન નહિ આપતાં સ્થિરભાવે શાંત રહેવું જોઈશે. નહિ તો પ્રતિક્રિયા સહન કરી શકાશે નહિ, પરિણામ ખરાબ આવશે. જપધ્યાન વડે ઇન્દ્રિયો આપોઆપજ સંયમમાં આવે છે, પરંતુ શરૂઆતમાં તેમને વશ કરવાનો પ્રયત્ન કરવો પડે છે. જપધ્યાન એક આસને ઘણા સમય સુધી કરવાની શક્તિ ક્રમે ક્રમે આવે છે. શરૂઆતમાં દિવસમાં ચાર-પાંચવાર બેસીને અભ્યાસ કરવો સારો છે. મન લાગે કે ન લાગે, જપ કર્યાંજ કરવા ઉચિત છે; કારણ કે એમ બેસતાં બેસતાંજ મન એકાગ્ર થશે. આ પ્રમાણે થવાનો ખૂબ સંભવ છે. તેથી આ શાંત ભાવને માટે અનિચ્છા હોય છતાં પણ જપધ્યાન કરતા રહેવું સારું છે. કુંડલિની જાગ્રત થતાં દુશ્મનો તો કયાંના કયાંયે ભાગી જશે. ત્યારે મનમાં ખબર પણ નહિ પડે કે એ બધા છે.

## સ્થાન–અદ્વૈતાશ્રમ, કાશી

### સન–૧૯૨૧

તમને આટલું બધું શા માટે કહું છું તે જાણો છો? જ્યારે તમારા જેટલી મારી ઉંમર હતી, ત્યારે પરમહંસદેવ અમને જોર કરીને સાધનામાં બેસાડતા. નાની ઉંમરમાં મન ભીની માટીના જેવું હોય છે અને તે જે કંઇ સામે આવે છે, તેને પકડી પાડે છે. નરમ માટીમાંથી જે ઘડવું હોય તે ઘડો. બધી ચીજો તૈયાર કરી શકાશે. એક વસ્તુ તૈયાર કરો, તેને ભાંગી નાખો અને ફરીથી બીજી વસ્તુ તૈયાર કરો. જ્યાં સુધી માટી નરમ હશે, ત્યાં સુધી ઇચ્છા પ્રમાણેના ઘાટ ઘડી શકાશે. પરંતુ એ માટીને આગમાં પકાવ્યા પછી તેના કોઈ પણ પ્રકારના ઘાટ ઘડી શકાશે નહિ. તમારું મન અત્યારે કાચી–નરમ માટી જેવું છે. હમણાં એને જેવી ભાવનાઓથી ઘડી લેશો, તેવું થશે. મન હમણાં શુદ્ધ અને પવિત્ર

છે, અલ્પ પ્રયત્ને ભગવાન તરફ જશે. મનને અત્યારથી સારી રીતે ભગવાન તરફ યોજી રાખવાથી બીજો કોઇ ભાવ દાખલ થઈ શકશે નહિ. તેમના ભાવમાં જો મન એક વાર પાકું થઇ જાય, તો પછી બીજું કશુંજ વિચારવાનું નથી.

મન સરસવની–રાઈની પોટલીના જેવું છે. રાઈની પોટલી છૂટી જવાથી બધા દાણા ભેગા કરવા કઠણ છે; તેમ ઉંમર થતાં મન જ્યારે સંસારમાં જકડાઇ જશે, ત્યારે તે મનને તાણી લાવીને ઈશ્વરી બાબતોમાં યોજવું એ એટલુંજ કઠણ છે. તેથીજ તમને કહું છું કે, મન સંસારમાં જકડાઇ જાય તે પહેલાંજ એને ઘડી લો, બરાબર મજબૂત બનાવી લો. મોટી ઉંમર થતાં મન જ્યારે સંસારી વિષયોમાં જકડાઈ જશે, ત્યારે સારી ભાવનાઓમાં મનને યોજતાં ખૂબ જોર કરવું પડશે–ઘણું કષ્ટ પામવું પડશે. સોળ વર્ષથી ત્રીશ વર્ષ સુધીમાં જે કરવાનું છે, તે કરી લેવું પડશે, ત્યાર પછી કંઈ પણ થવાની આશા થોડી છે. અત્યારે શરીર અને મન તાજાં છે. આ વખતેજ એક ઉદ્દેશ નક્કી કરી લેવાનો છે. આ ઉંમરમાંજ જે સંસ્કારો દૃઢ થશે, ઇષ્ટપ્રાપ્તિના સાધન–માર્ગે સમસ્ત જીવનનું કીમતી ભાથું બની જશે.

અત્યારથીજ મંડી પડો. આ ઉંમરમાંજ જો મનને ઘડી શકશો, ભગવાનને પ્રાપ્ત કરી શકશો. ભગવાનને પ્રાપ્ત કરવા એજ જીવનનો એકમાત્ર ઉદ્દેશ નક્કી કરી લેશો, તેમનામાં બરાબર મન જોડી શકશો–તો એવા સુંદર ભાવોવાળું તમારું જીવન ઘડાશે કે કશાથી પણ સંસારનાં દુઃખ, કષ્ટ અથવા નિરાનંદ તમને સ્પર્શ કરી શકશે નહિ. કેવળ આનંદ, આનંદ, અપાર આનંદના અધિકારી થશો.

માણસ શું ઇચ્છે છે? આનંદ. આનંદ પ્રાપ્ત કરવા માટે

કેટલી દોડાદોડી કરે છે, કેટલી ધમાલ કરે છે, કેટકેટલા પ્રયત્નો કરે છે, છતા શું પ્રાપ્ત કરે છે? આનંદ પ્રાપ્ત કરવાને માટે વિવિધ પ્રકારના પ્રયત્નો અને ધમાલ કરે છે. કંઇક પ્રાપ્ત કર્યા પછી ત્યાં ધક્કા ખાઈને વળી પાછું બીજું કંઇક પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરે છે. આ પ્રમાણે કરવાથી સમસ્ત જીવન વીતી જાય છે. છતાંયે આનંદના અધિકારી થવાનું એના નસીબમાં હોતું નથી. સમસ્ત જીવન મજૂરની પેઠે ચાલ્યુ જાય છે, વિવિધ પ્રકારનાં દુઃખો પ્રાપ્ત કરીને, આ સંસારમાથી ચાલ્યા જાય છે. આવવું ને જવું એજ એક સાર નીકળે છે. ઉદ્દેશનો ત્યાગ કરીને મિથ્યા સુખની પાછળ દોડવાથી આ સ્થિતિ સિવાય બીજી સ્થિતિની આશાજ રખાય નહિ. અસલ આનંદ પ્રાપ્ત કરવો હોય તો, સંસારનાં સુખોને તિલાંજલિ આપીને ક્ષણિક આનંદનો—માયાનો ત્યાગ કરીને ભગવાનમાં સોળેસોળ આના મન પરોવવું પડશે. **ભગવાનમાં મન જેટલું વધારે લાગશે, તેટલો વિશેષ આનંદ પ્રાપ્ત થશે. અને સંસાર તરફ, ભોગ તરફ, મન જેટલું વધારે જશે, તેટલું વિશેષ દુઃખ થશે.**

મનુષ્યનો સ્વભાવ કેવો છે, જાણો છો? માત્ર સુખ શોધે છે, મજા શોધે છે. નાનામોટા, ધનવાન કે નિર્ધન, બધાજ સુખને ખાતર દોડાદોડ કરે છે. પરંતુ તેઓ અવળે માર્ગે દોડી રહ્યા છે. મને ખાતરી છે કે, તેઓમાંના ૯૯ ટકાથી વધારે માણસો જાણતાજ નથી કે ખરું સુખ, સાચું સુખ, ખરી મજા, સાચી મોજ કયાં છે. તેથી સામે જે જુએ છે, તેને પકડી લે છે અને પછી માને છે કે આજ ઠીક છે. ત્યાંથી ધક્કો ખાય છે, ત્યારે વળી એક બીજી બાબતને પકડે છે અને પાછા ધક્કા ખાય છે. પરંતુ મજા તો જુઓ કે વારંવાર ધક્કા ખાય છે, છતાં રસ્તો બદલતા નથી, બરાબર રસ્તો પકડતા નથી. પરમહંસદેવ ઠીકજ કહેતા કે, "ઊંટ

કાંટા-ઝાંખરાં સિવાય સારું ઘાસ આપશો તોયે નહિ ખાય. કાંટાળું ઘાસ ખાઇને મોઢામાંથી લોહી નીકળશે, છતાંયે એજ ખાશે.” સારા સંસ્કાર, સારો સ્વભાવ, સારી ઇચ્છાઓના અનુશીલનના અભાવેજ મનુષ્યની આવી સ્થિતિ છે. તમે છોકરાઓ છો. દુનિયાની છાપ હજુ તમારાં મન ઉપર પડેલી નથી. આ વખતે જો મંડી પડશો તો દુઃખના સાણસામાંથી છટકી જઇ શકશો.

ગમે તેટલું ઐશ્વર્ય ભલે ને હોય, સ્વજન-બાંધવો ભલે ને ગમે તેટલા હોય, કશામાંથી સ્થાયી આનંદ પ્રાપ્ત થતો નથી. બહુ બહુ તો પાંચદશ મિનિટ અને બહુ જોર કરો તો અર્ધો કલાક. કોઇ પણ સંસારી આનંદ તેથી વધારે સ્થાયી હોતોજ નથી. આ આનંદ પછી પાછો નિરાનંદ આવે છે. અંગ્રેજીમાં તેને એકશન અને રિએકશન-ક્રિયા અને પ્રતિક્રિયા કહે છે. આપણે તો એવો આનંદ જોઇએ છીએ કે જેની પ્રતિક્રિયા થાયજ નહિ. એકમાત્ર ભગવદ્આનંદમાંજ પ્રતિક્રિયા નથી. એ સિવાય ગમે તેટલા પ્રકારના આનંદની વાત ભલે ને કરો, પરંતુ બધાને પ્રતિક્રિયા છે. પ્રતિક્રિયા હશે ત્યાં સુધી દુઃખ અને કષ્ટ પણ રહેશેજ.

મનુષ્યજીવનનો ઉદ્દેશ ભૂલશો નહિ. પશુની પેઠે ખાઇને રઝળવું અને ગમે તેમ દિવસ ગાળી નાખવા માટે આ જીવન નથી. આ જીવનનો ઉદ્દેશ ભગવાનને પ્રાપ્ત કરવાનો છે. જ્યારે મનુષ્યજીવન પામ્યા છો, ત્યારે પૃથ્વીના અર્થ, ભોગ, સુખને તુચ્છ ગણીને ભગવાનને પ્રાપ્ત કરવાને માટે, સત્યની પ્રાપ્તિ કરવા માટે દૃઢ સંકલ્પ કરો. પ્રાણ જાઓ કે રહો તેની પરવા ન કરો. આ પ્રમાણે જો ના કરો તો પરમહંસદેવને નામે માબાપને છોડીને શું કામ ચાલ્યા આવ્યા છો ? દુઃખ-કષ્ટમાંથી જો મુક્ત થવા ઇચ્છો તો શરીર-મન પ્રફુલ્લ હોય તે સ્થિતિમાંજ એ ઉદ્દેશ તરફ દોડવા માંડો. કાલે થશે, વખત આવતાં મળશે, ભગવાનની

કૃપા થતાં થશે, એમ બેદરકાર ના રહેશો. એ બધાં તો આળસુનાં લક્ષણ છે. હું પ્રમાદીઓને આશ્રય આપવા ઇચ્છતો નથી. તેના કરતાં તો સ્પષ્ટ કહી દો કે અમારી ભોગો ભોગવવાની ઇચ્છા છે. મન અને મુખ એક કરો.

ફરી સમય ક્યારે આવવનો છે? જીવનનો સૌથી ઉત્તમ સમય ચાલ્યો જાય છે. સોળથી ત્રીસ વરસ સુધીનો સમય નકામો ગુમાવી દીધા પછી વૃદ્ધાવસ્થામાં ધર્મ કરશો એમ મનમાં રાખો છો? આ બધી આત્મવંચના—પોતાની જાતનેજ છેતરવાની વાતો છે.

---

## સ્થાન—અદ્વૈતાશ્રમ, કાશી

### સન—૧૯૨૧

અનેક માણસો સમસ્ત જીવન ગરબડગોટાળામાં ગાળીને પેન્શન લઈને તીર્થવાસ કરે છે. તેઓ વિચારે છે કે, તીર્થવાસ કરવાથી સમસ્ત જીવનમાં જે કંઇ અશુભ કામો કર્યાં હોય, તેનાં ખરાબ પરિણામ નાશ પામી જશે અને મૃત્યુ પછી મુક્તિ પ્રાપ્ત થશે. ગાંડા બીજા કોને કહેવા? અવશ્ય, તીર્થસ્થાન એ પવિત્ર સ્થાન છે, એમ જેમનાં મન—પ્રાણમાં બરાબર વસી ગયું છે, તેઓને તીર્થસ્થાન કેટલાક સારા સંસ્કારો આપશે અને તેનું કંઈક ફળ પણ મળશે એટલુંજ. કાશીની વાત તો જુદીજ છે. કાશીમાં મરવાથી મુક્તિ થાય છે, એ સત્ય વાત છે. વિશ્વનાથ તો વિશ્વના નાથ છે; તેમની બધી પ્રવૃત્તિ દુનિયાથી પર છે! સમસ્ત જીવન દુઃખમાંથી મુક્ત થઇને ગાળવું એ સારી વાત છે કે સમસ્ત જીવન સાધનભજનમાં અને ત્યાગતપસ્યામાં આનંદમાં ગાળીને અન્ય જીવનમાં પણ અપાર આનંદના અધિકારી થવું સારું છે? પરમહંસદેવ કહેતા કે, "મુખ્ય દરવાજે થઇને પણ ઘરમાં દાખલ થઇ શકાય છે અને જાજરૂને બારણેથી પણ દાખલ થઈ શકાય છે."

કયો રસ્તો સારો ? જ્યારે પ્રયત્ન કરવાથી મુખ્ય રસ્તેથી દાખલ થઈ શકાય તો દુર્ગંધવાળે માર્ગે જવાની જરૂરજ શી ?

બીજી એક વાત કૃપાની છે. તેમનો કૃપાવાયુ તો વહી રહ્યો છે. બારીબારણાં ખુલ્લાં રાખો. ભોગવાસના અને માનઆબરૂની ઇચ્છા દૂર કરીને તેમનો આશરો લઇને પડયા રહો. દુનિયાને પણ ભોગવશો અને પાછા ભગવાનને પણ પ્રાપ્ત કરશો, એ શું કદી બનવાનું છે ? બન્ને એકસાથે બની શકશે નહિ. ભગવાનને ઇચ્છો તો ભોગવાસના છોડો અને ભોગો ભોગવવા ઇચ્છો તો ભગવાનને છોડવા પડશે. બે હોડીમાં પગ રાખશો નહિ. મહાકષ્ટ પામશો. એકજ માર્ગ નક્કી કરી લો.

અત્યારે તમારી ઉંમર નાની છે. આ વખતે એક રસ્તો નક્કી કરી લો. અત્યારે જો રસ્તો ઠીક નહિ કરી લો, તો કોઇ પણ કાળે ઠીક થશે નહિ. ભગવાનને પોતાની અંદરથીજ પોતાના જાણીને જે તેમને માટે આ જીવનમાં સમસ્ત વાસનાનો, સમસ્ત સુખ-ભોગની ઇચ્છાનો ત્યાગ કરે છે, તેઓજ તેમની અતિ નિકટમાં છે. યશોદાની પાસે, ગોપીઓની પાસે જેમ યદુનંદન શ્રીકૃષ્ણ બંધાયેલા પડયા છે, તેમજ તેમની આગળ તેઓ બંધાયેલા પડયા છે.

પરમહંસદેવ કહેતા: "ભગવાનને ખાતર જેમણે સર્વ કંઇ છોડયું છે, તેમનામાં એક પ્રકારનું બળ હોય છે." માતપિતા તેમજ પોતાનાં સ્વજનોને જોર કરીને કહેવાય છે, આગ્રહ કરાય છે, તેજ પ્રમાણે ભગવાનને પણ આગ્રહપૂર્વક જોર કરીને કહી શકાય છે કે, દર્શન દો, દર્શન દેવાંજ પડશે. પછી તેઓ દોડયા આવે છે, ખોળામાં બેસાડી લે છે. તેમના ખોળામાં બેસવામાં કેવો આનંદ, કેટલું સુખ છે, તે તો જેઓ તેમના ખોળામાં બેઠેલા છે તેઓજ જાણે છે. એ આનંદ આગળ મનુષ્ય જેને આનંદ કહે

છે તે મોળો લાગે છે, તુચ્છ લાગે છે. તેઓ વળી કહેતાઃ "જેમણે ભગવાનને ખાતર ઇન્દ્રિયસુખનો ત્યાગ કર્યો છે, તેઓ બાર આના રસ્તો વટાવી ચૂકયા છે." દેહસુખનો ત્યાગ કરવો એ શું સહેલી વાત છે? ભગવાનની અત્યંત કૃપા હોય, પૂર્વજન્મની ભારે તપશ્ચર્યા હોય તોજ મનુષ્ય એ શક્તિસામર્થ્યનો અધિકારી થાય છે. મનને એવી રીતે તૈયાર કરવાનો પ્રયત્ન કરો કે જેથી એ બધી વાસનાઓ ઊડવાજ પામે નહિ. આ પ્રકારે જીવન ગાળવું ઘણું કઠણ છે. અત્યારે નાનપણમાં જેટલું સહેલું લાગે છે, તેટલું સહેલું એ નથી. આ સ્થિતિ તો ખુલ્લી તલવાર ઉપર ચાલવા જેવી છે. પ્રત્યેક ક્ષણે કપાઇને ટુકડે ટુકડા થવાનો સંભવ છે. અખંડ બ્રહ્મચર્ય સિવાય આ રસ્તેથી ચાલી શકાય તેમ નથી. ભગવાન ઉપર પ્રેમ અને વિશ્વાસ થયા સિવાય બ્રહ્મચર્ય પાળવું ઘણુંજ કઠણ છે. ભોગવિલાસપૂર્ણ જગતમાં રહેવાનું છે, સેંકડે નવ્વાણું ટકાથી પણ વધારે મનુષ્યો ભોગવિલાસ પાછળ દોડે છે, એ બધું હંમેશાં જોવાનું છે; આ બધું જોઇને–સાંભળીને મન ઉપર વિવિધ પ્રકારના સંસ્કારો પડવાનો ખૂબ સંભવ છે. આ બધી છાપો જો એક વાર કોઇ પણ પ્રકારે પડી ગઇ તો પછી બચવાનો ઉપાય નથી. જેઓ બ્રહ્મચારીનું જીવન ગાળવા ઇચ્છે છે, તેમણે હંમેશાં પોતાના મનને સારી બાબતોમાં રોકેલું રાખવું પડશે. સદ્‌ગ્રંથનો પાઠ, સારા સારા વિષયોની ચર્ચા, ભગવાનની સેવા, સાધુસેવા, સાધુસમાગમ અને જપ–ધ્યાન કરતા રહેવું જોઇશે. માત્ર આજ ઉપાય વડે પોતાને તૈયાર કરી શકાશે.

પ્રથમ બ્રહ્મચર્યમાં પાકી નિષ્ઠા કરી લો, બાકી બધું આવી મળશે. સાધના નહિ કરવાથી બ્રહ્મચર્ય રાખી શકાતું નથી. બ્રહ્મચર્યમાં દૃઢ થયા પછીજ ભગવાનની પ્રાપ્તિ થાય છે. ભગવાન ન મળ્યા તો મનુષ્યજન્મ વૃથાજ ગયો સમજવો. ભગવાનનાં

દર્શન થતાંજ આનંદ, આનંદ ને આનંદ છે. તમે હજી બાળક છો, તમારામાં સદ્‌બુદ્ધિ અને શુદ્ધ મન છે. થોડો પ્રયત્ન કરો, થોડા પ્રયત્ન વડેજ શ્રદ્ધા-ભક્તિ જાગી ઊઠશે.

---

## સ્થાન-મદ્રાસ મઠ

### જૂન, ૧૯૨૧

પ્રશ્નઃ—મહારાજ, અમે બધા અનેક કુસંસ્કારો લઈને આવેલા છીએ, ત્યારે તો મનની ગરબડ જતી નથી. પાંચ જણ સાથે મળીને રહી શકતા નથી.

ઉત્તરઃ-જુઓ ભાઇ, બધું સહન કરતા જાઓ. પરમહંસદેવ કહેતાઃ "જે સહન કરે છે, તેઓજ રહે છે." પાંચસાત જણ સાથે હળીમળીને રહેવું એના જેવો બીજો કયો ગુણ છે? સંસારમાં કેટકેટલું સહન કરવાનું હોય છે. જેઓ બીજાના મનને દુઃખ દે છે, તેઓનું શું કદી પણ કલ્યાણ થશે?

"सत्यं ब्रुयात् प्रियं ब्रुयात् मा ब्रुयात् सत्यमप्रियम्। "

સત્ય બોલજો, પ્રિય બોલજો, પરંતુ સત્ય અપ્રિય હોય તો બોલશો નહિ. અપ્રિય સત્ય બોલવાથી જો કોઈના મનને દુઃખ થાય, તો તે કયારે પણ બોલશો નહિ. જુઓને મારી પાસે સારા-નરસા કેટલા પ્રકારના માણસો આવે છે. બધાને સમાન આદરથી સત્કારું છું. કોઇ ખરાબ માણસ આવે તેને દૂર કરું તો એ જાય કયાં? સનકસનકાદિકના જેવા માણસોને રાખીને તો બધાજ રહી શકે. બધી જાતના લોકોને રાખીને રહેવું એજ સાચી વાત છે.

પ્રશ્નઃ-મહારાજ, મહાપુરુષોનાં સ્વપ્નો શું સાચાં હોય છે?

ઉત્તરઃ-હા, બરાબર સાચાં હોય છે. મહાપુરુષો સ્વપ્નમાં દર્શન દે છે. તેઓ કૃપા કરીને સ્વપ્નમાં અનેક બાબતો સમજાવી

રે છે. દેવદેવી, ઈષ્ટદેવતા અને મહાપુરુષ વિષેનાં સ્વપ્નો બરાબર સાચાં હોય છે. આ બધા સ્વપ્નો ગમે તેને કહેવાં ઠીક નથી. તેના સંસ્કાર અને અસર અનેક દિવસો સુધી રહે છે.

પ્રશ્ન:–મહારાજ, સાંભળ્યું છે કે પરમહંસદેવ વર્ધમાન જિલ્લામાં તરતજ પધારશે–એ વાત શું સત્ય છે?

ઉત્તર:–એ તો મેં સાંભળ્યું નથી ઉત્તર-પશ્ચિમના પ્રદેશમાં ફરીથી જન્મશે એ પ્રમાણે સાંભળ્યું છે.

પ્રશ્ન:–મહારાજ, કોઇ કહે છે કે એકસો વર્ષ પછી, વળી કોઇ કહે છે કે બસો વર્ષો પછી આવશે.

ઉત્તર:–હું સમય સંબંધી કશું જાણતો નથી. મેં કંઇ સાભળ્યું પણ નથી.

---

## સ્થાન–બલરામમંદિર, કલકત્તા

### તારીખ ૧૨–૬–૧૯૧૮

તે દિવસે બુધવાર હતો. સમય લગભગ નવ વાગ્યાનો હતો. મહારાજ હલધરના પગ દાબતા હતા, એ વખતે ઢાકાથી એક ભક્તે આવીને પ્રણામ કર્યા. મહારાજે એને કુશળ–સમાચાર પૂછી ઢાકા મઠના અને ત્યાંના ભક્તોના સમાચાર પૂછ્યા. થોડીવાર પછી બાગબજારના ચૂનીબાબુ (પરમહંસદેવ જેમને નારાયણ કહેતા હતા) આવ્યા. મહારાજ તેમની સાથે વિવિધ વિષયની ચર્ચા કરતાં કરતાં બોલ્યા: "માયામાં મનપ્રાણ બધું અધોગતિવાળું હોય છે."

પરમહંસદેવ કહેતા: "પંચભૂતના ખાડામાં પડયા પડયા બ્રહ્મ રુદન કરે છે." પહેલાં તેલ ચોળીને પાણીમાં પડવાથી જેમ જળનો સ્પર્શ થતો નથી, તેમ ભગવાન સાથે સંબંધ બંધાઇ

ગયા પછી દશ હજાર વાર સંસારમાં પડો તો પણ કોઇ તમારો વાળ વાંકો કરી શકશે નહિ.

માયાથી બંધાયેલો જીવ સમજતો નથી કે આ જગતમાં દેહ ધારણ કરવો એ મહાકષ્ટનું કામ છે. મનુષ્યનું આ શરીર કંઇજ નથી. દિવસે દિવસે તે નાશ પામતું જાય છે. છતાંયે ખબર નથી પડતી કે, આ મોહમાયામાં જીવનનો ઉદ્દેશ ભૂલી જઇને વારંવાર જન્મમરણનાં દુઃખ એ શું કરવા ભોગવ્યા કરે છે? દેહ ધારણ કરવો એ મહાકષ્ટનું કામ છે, પણ આ મનુષ્યજીવનમાંજ ભગવાનની પ્રાપ્તિ થાય છે. તેથી એવાં કામ કરવાં જોઇશે કે જેથી ફરીથી જન્મ લેવો ના પડે. કોઇ પણ ઉપાયે તેને પ્રાપ્ત કરીને આ જન્મમૃત્યુના ચકાવામાંથી છૂટવુંજ જોઇશે.

પ્રશ્નઃ—મહારાજ, નિરાકાર ધ્યાન કેવી રીતે થાય?

ઉત્તરઃ—ખૂબ આગળ વધ્યા સિવાય નિરાકાર ધ્યાન થતું નથી. પહેલાં સ્થૂલ, પછી સૂક્ષ્મ, સૂક્ષ્મ પછી કારણ અને ત્યારપછી મહાકારણમાં લય થાય છે.

---

## સ્થાન–બલરામમંદિર, કલકત્તા
### તારીખ ૨૩-૧-૧૯૧૮

સાત વાગ્યાનો સમય છે મહારાજના ઘરમાં સ્તવન–પાઠ થાય છે. મહારાજ સ્થિરચિત્તે બેસીને એકાગ્રચિત્તે સાંભળે છે. પ્રથમ ગુરુ સ્તવનનો પાઠ થયા પછી જગદ્ધાત્રી અને કાલિકાસ્તવનનો પાઠ થયો.

ગુરુસ્તવનઃ—

शरीरं सुरूपं सदा रोगमुक्तं ।
यथाश्चारुचित्तं धनं मेरुतुल्यम् ॥
गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नं ।
ततः किं ततः किं ततः किं ततः किम् ॥

જગદ્ધાત્રીધ્યાનઃ—

ॐ सिंहस्कन्धाधिसंरूढां नानालंकारभूपिताम्।
चतुर्भुजां महादेवीं नागयज्ञोपवीतिनीम्॥ इत्यादि।

જગદ્ધાત્રીસ્તવનઃ—

आधारभूते चाधेये धृतिरूपे धुरन्धरे।
ध्रुवे ध्रुवपदे धीरे जगद्धात्रि नमोऽस्तु ते॥ इत्यादि।

દક્ષિણાકાલિકાધ્યાનઃ—

ॐ करालवदनां घोरां मुक्तकेशीचतुर्भुजाम्।
कालिकां दक्षिणां दिव्यां मुंडमालाविभूपिताम्॥
सद्यश्छिन्नशिरःखड्ग वामाधोर्द्धकराम्बुजाम्।
अभयं वरदञ्चैव दक्षिणोर्द्धकराम्बुजाम्॥इत्यादि

સ્તવન–પાઠ પૂરા થયા પછી થોડી વારે રામલાલ દાદા (પરમહંસદેવના ભત્રીજા) દક્ષિણેશ્વરથી આવ્યા હતા, તેમનો યથાયોગ્ય સત્કાર કર્યા પછી મહારાજ દક્ષિણ દેશના ભ્રમણ સંબંધની વાત કરવા લાગ્યા. કાંચિ, શ્રીરંગમ્, કન્યાકુમારી વગેરે તીર્થસ્થાનનાં દેવદેવીઓની મૂર્તિ, ત્યાંના લોકોના આચારવ્યવહાર અને શ્રદ્ધાભક્તિ અને પ્રાચીન મંદિરાનાં ઉત્તમ કલાવિધાન વગેરેની અત્યંત પ્રશંસા કરવા લાગ્યા.

વાત કરતાં કરતાં વળી બોલ્યા કે, "દક્ષિણમાં અનેક માણસો પેટને ખાતર અને ઉચ્ચ જાતિઓના તિરસ્કારને લીધે વટલાઈ જાય છે. મને થાય છે કે, ગંગાજળ અને શ્રીજગન્નાથદેવનો મહાપ્રસાદ જમાડીને તેમને ફરીથી હિન્દુ બનાવી લઉં."



## સ્થાન–બલરામમંદિર, કલકત્તા
### તારીખ ૨૪–૧–૧૯૧૮

સવારના સાતનો સમય હતો. મહારાજે એક સાધુને સ્તવનનો પાઠ કરવાનું કહ્યું. પ્રથમ કાલિકાસ્તવન અને પછી ત્રિપુરાસુંદરીના સ્તવનનો પાઠ પૂરો થતાં મહારાજે "નવીનનીરદ" ગોપાલના આ સ્તવનનો પાઠ કરવાનું કહ્યું.

ત્રિપુરાસુંદરીનું સ્તવનઃ—

कदम्बवन चारिणीं मुनिकदम्बकादम्बिनीम्।
नितम्बजितभूधरां सुरनितम्बिनीसेविताम्॥ इत्यादि।

ગોપાલસ્તોત્રઃ—

नवीननीरदश्यामं नीलेन्दीवरलोचनम्।
वल्लवीनन्दनं वन्दे कृष्णं गोपालरूपिणम्॥ इत्यादि।

રામલાલ દાદા કાલથી રામમંદિરમાં છે. તેઓ સવારમાં મહારાજના સ્થાનમાં બેસીને સ્તવન–પાઠ સાંભળતા હતા. સ્તવન-પાઠ પૂર્ણ થયા પછી મહારાજે રામલાલ દાદાને એક ભજન ગાવા કહ્યું. રામલાલ દાદાએ મધુર કંઠે ભજન ઉપાડ્યું. આ ભજન પરમહંસદેવને ખૂબ પ્રિય હતું. રામલાલ દાદાએ પરમહંસદેવને ઘણી વાર આ ભજન સંભળાવ્યું છે.

બોલ રે શ્રીદુર્ગા–નામ !
( ઓ રે આમાર આમાર મન. )
નમો નમો નમો ગૌરિ, નમો નારાયણિ !
દુઃખી દાસે કર દયા, તબે ગુણ જાનિ.
તુમિ સંધ્યા, તુમિ દિવા, તુમિ ગો યામિની,
કખન ઓ પુરુષ હોઓ મા, કખન ઓ કામિ ...

રામરૂપે ધર ધનુ મા, કૃષ્ણ રૂપે બાંશી.
ભૂલાલિ શિવેર મન મા, હયે એલા કેશી.
દશ મહા વિદ્યા તૂમિ મા, દશ અવતાર,
કોનરૂપે એઇબાર આમારે કર, પાર.
યશોદા પૂજીયે છિલ મા, જવા બિલ્વ દલે,
મનોવાંછા પૂર્ણ કૈલિ, કૃષ્ણ દિયે કોલે.
જેખાને શેખાને થાકિ મા, થાકિ ગો કાનને,
નિશિદિન થાકે જેન મન ઓ રાઙ્ગા ચરણે.
જેખાને શેખાને મરિ મા, મરિ ગો વિપાકે,
અંતકાલે જીહ્વા જેન મા, શ્રીદુર્ગા બલે ડાકે.
જદિ બોલો છાડો છાડો મા, આમિ ના છાડિબો,
બાજન નૂપુર હોયે મા, તોર ચરણે બાજીબો.
જખન બશિબે માગો, શિબ સન્નિધાને,
જય શિવ જય શિવ બોલે, બાજીબ ચરણે.
ચરણે લિખિતે નામ, આંચડ જદિ જાય,
ભૂમિતે લિખિયે થૂઈ નામ, પદ દે ગો તાર્ય.
શંકરી હોઇયે મા ગો, ગગને ઊડિબે,
મીન હોયે રોબો જલે મા, નખે તૂલે લોબે.
નખાઘાતે બ્રહ્મમયિ, જખન જાબે પરાની,
કૃપા કરો દિઓ માગો, રાંગા ચરણ દુખાનિ.
પાર કરો ઓ મા કાલી, કાલેર કામિની,
તરાબારે દુટીપદ, કોરે છો ભૂણી.
તૂમિ સ્વર્ગ, તૂમિ મર્ત્ય, તૂમિ ગો પાતાલ,
તોમા હોતે હરિ બ્રહ્મા દ્વાદશ ગોપાલ
ગોલોકે સર્વ મંગલા મા, બ્રજે કાત્યાયની,
કાશી તે મા અન્નપૂર્ણા, અનન્તરૂપિણી.

દુર્ગા દુર્ગા બોલે જેબા, પથે ચલે જાય,
શૂલ હસ્તે શૂલપાણિ રક્ષા કરેન તાય.

પછી એક બીજું ભજન ગાયું:—

કે રણે નમે છે વામા નીરદ બરણી,
શોણિત શાયરે, જેન ભાસિછે નીલનલિની
કેરે ધુણિંત્ર લોચની ત્રિનયની દિગંબરી.
પદભરે ધરાધર અધીરા ધરણી,
તાઇ ભેલે શ્રીચરણે પડે આછેન શૂલપાણિ.

---

## સ્થાન—બલારામમંદિર, કલકત્તા
### તારીખ ૩૦-૧-૧૯૧૮

રવિવારે સવારના સાત વાગે મહારાજ નાના ઘરમાં સ્થિર ચિત્તે મૌન બેઠેલા છે. સાધુ, બ્રહ્મચારી અને ભક્તો એકેએકે આવીને પ્રણામ કરીને બેઠા. તેઓ સૌને સંબોધન કરીને બોલ્યાઃ "સવારમાં વહેલા ઊઠી જવું સારું છે. રાત્રિ જાય છે અને દિવસ આવે છે, દિવસ જાય છે અને રાત્રિ આવે છે. આ સમય સંયમનો સમય છે. આ વખતે પ્રકૃતિ વધારે શાંત હોય છે. તે ધ્યાનજપ માટે વિશેષ અનુકૂળ છે. આ વખતે સુષુમ્ણા નાડી ચાલે છે ત્યારે બન્ને નાકમાંથી ઉચ્છ્વાસ ચાલે છે. નહિ તો ઇડા-પિંગલા નાડી ચાલે છે અર્થાત્ એક નાક વડેજ ઉચ્છ્વાસ ચાલે છે, ત્યારે ચિત્ત ચંચળ હોય છે. યોગીઓ હંમેશાં સુષુમ્ણા નાડી ક્યારે ચાલશે, તેનું ધ્યાન રાખે છે. આ વખતે તેઓ ગમે તે કામમાં ભલે ને હોય બધું છોડીને ધ્યાનમાં બેસશે.

"મનને બે ઉપાયથી સ્થિર કરવાનું હોય છે. પ્રથમ કોઈ પણ નિર્જન સ્થાનમાં જઈને મનને સંકલ્પવિકલ્પરહિત કરીને ધ્યાન-ધારણા કરવાં. બીજું સુંદર સુંદર વિચારોનું ચિંતન કરતાં કરતાં

મનને ઉન્નત કરવું. ગાયને ખવડાવવાથી જેમ દૂધ આપે છે, તેજ પ્રમાણે મનને ખોરાક આપવો પડે છે, ત્યારેજ મન શાંત રહે છે. મનનો ખોરાક ધ્યાન, જપ, સદ્‌વિચારોનું ચિંતન વગેરે છે.

"એવા અનેક સાધકો છે, જેઓ મનને છૂટું મૂકે છે અને બેઠા બેઠા ચોકી કરે છે કે મન શું કરે છે. આખરે મન ભમી ભમીને જ્યારે ક્યાંયે શાંતિ પામતું નથી, ત્યારે પોતાની મેળેજ ભગવાન તરફ જાય છે, તેને શરણે જાય છે. તમે જો મનને જોતા રહેશો તો મન જરૂર તમારા તરફ જોશે. તેથી હંમેશાં મનની ચોકી કરતા રહેવું. સાધનાની બાબતમાં એકાંત સ્થાન ખૂબ સારું છે. તેથીજ ઋષિમુનિઓ હિમાલય અને ગંગાકિનારો પસંદ કરતા.

"મનની આસક્તિનો ત્યાગ એજ ખરો ત્યાગ છે. હજારો વસ્તુઓ ભલે ને આવે, આસક્તિ નહિ હોય તો કશુંજ નથી. પણ જો આસક્તિ હશે તો તો બધુંજ છે. સાધના વડે મનને નિર્મળ કરવું જોઈશે, એમ નહિ થાય તો ભગવાનનું પ્રતિબિંબ પડશે નહિ. પ્રયત્ન, પ્રયત્ન અને પ્રયત્ન કરો. જેઓ પ્રયત્ન કરતા નથી, તેઓ તો મરેલા છે. હૃદયપૂર્વક આવા પ્રયત્નોને વર્યા પછી બીજી સ્થિતિ શાંતિની આવે છે. બધા કરતાં સ્વાભાવિક અને સહેલું સાધન ભગવાનનું સ્મરણ–મનન છે. ભગવાનને પોતાના જાણવા જોઈશે. બહાર જેમ સગાંવહાલાંને ખવડાવવાપિવડાવવાનું અને તેમની સાથે વાર્તાલાપ વગેરે કરવાનું હોય છે, તેમ મનોરાજ્યમાં પણ જ્યારે આ પ્રમાણે થશે અર્થાત્ એ રાજ્યમાં પણ જ્યારે ભગવાનને ખવરાવવા પિવરાવવાનો અને વાર્તાલાપ કરવાનો વહેવાર ચાલશે, ત્યારેજ શાંતિ પ્રાપ્ત થશે.

"ભગવાનનું કાર્ય શું સમજી શકાય છે? તે અનંત અને શાંત છે. મનુષ્યમાં પણ તે છે. પહેલાં શ્રીરામચંદ્રને મનુષ્ય તરીકે

ગણવાથી કાકભુશંડીને ત્રણેલોકમાં કયાંયે સ્થાન મળ્યું નહિ. પછી તેમની કૃપાથી તેમને ભગવાન તરીકે સમજ્યા અને સ્તુતિસ્તવન વડે ખુશી કર્યા. ભગવાન કોને કયે માર્ગે આગળ વધારે છે તે બુદ્ધિથી અગમ્ય વસ્તુ છે. તેઓ કયારેક સુગમ માર્ગે, કયારેક કાંટાળે માર્ગેથી અને કયારેક દુર્ગમ પહાડ-પર્વતમાંથી લઇ જાય છે. તેમને શરણે જઈ તેમની આગળ પડી રહ્યા સિવાય બીજો કંઇ ઉપાય નથી."

---

## સ્થાન—બલરામમંદિર, કલકત્તા

### તારીખ ૪-૨-૧૯૧૮

પ્રશ્નઃ—મહારાજ, પેલે દિવસે બોલ્યા હતા કે મનને બે ઉપાયથી સ્થિર કરવું પડે છે. હું કયે ઉપાયે કરું?

ઉત્તરઃ—મનને જોર કરીને પ્રયત્નપૂર્વક ઇષ્ટનાં ચરણકમળોમાં યોજી રાખજો.

પ્રશ્નઃ—ઇષ્ટમૂર્તિનું ધ્યાન કયાં કરવું, મસ્તકે કે હૃદયે?

ઉત્તરઃ—હૃદયે ધ્યાન ધરજો.

પ્રશ્નઃ—હૃદયે કેવા ભાવથી ધ્યાન કરું?

ઉત્તરમાં મહારાજે કેવા ભાવે બેસવું અને કેવી રીતે હૃદયમાં ચિંતન કરવુ તે બતાવ્યું.

પ્રશ્નઃ—હૃદયમાં હાડમાંસ વગેરે છે, ત્યા ઇષ્ટમૂર્તિનું કેવી રીતે ચિંતન કરું?

ઉત્તરઃ—હાડમાંસની વાતનો વિચારજ કરશો નહિ. બરાબર હૃદયસ્થાને તેઓ રહેલા છે એજ ભાવનું ચિંતન કરજો. શરૂઆતમાં એકબે વાર હાડમાંસની વાત મનમાં આવે તો પણ પછી મનમાં રહેશે નહિ, માત્ર ઇષ્ટમૂર્તિજ રહેશે.

પ્રશ્નઃ—ઇષ્ટમૂર્તિ પ્રતિમામાં જે રીતે છે, તેજ પ્રમાણે બરાબર સમજવું ને ?

ઉત્તરઃ—આકાર એ ભલે રહે, પણ જીવંત અને જ્યોતિર્મય સમજીને ચિંતન કરજો.

પ્રશ્નઃ—સાંભળ્યું છે કે મંત્રના અર્થનું ચિંતન કરતાં કરતાં જપ કરવાના હોય છે. મંત્રનો શું પ્રત્યેક અક્ષર પકડીને ચિંતન કરવું કે સમગ્રનું એક સાથે ચિંતન કરવું ?

ઉત્તરઃ—મંત્રાર્થ કેવી રીતે જાણશો ? જેમ નામ વડે બોલાવો છો તે પ્રમાણે તમારું અમુક નામ છે. તમારું નામ દઇને બોલાવતાં તમારું રૂપ પણ મારા મનમાં જાગૃત થશે. એજ પ્રમાણે મંત્ર અને સાથે સાથે તેનું રૂપ અર્થાત્ ઇષ્ટમૂર્તિનું ધ્યાન કરવું પડશે.

પ્રશ્નઃ—જપ અવાજ કરીને કરવા કે મનમાં મનમાં ?

ઉત્તરઃ—જ્યારે એકલા એકાંતમાં જપ કરો ત્યારે પોતાના કાનથી સાંભળી શકો એ રીતે કરજો અને લોકો નજીકમાં હોય ત્યારે મનમાં મનમાં કરજો.

---

## સ્થાન–બલરામમંદિર, કલકત્તા

### તારીખ ૬–૨–૧૯૧૮

જપ કરવા બેસવાથી મંત્રજ્યોતિના અક્ષરો કપાળની પાસે ઝગમગી રહે છે. જાણે જ્યોતિથી લખેલ હોય તેમ સ્પષ્ટ જોઇ શકાય છે. આ પછી ઇષ્ટમૂર્તિનાં દર્શન થતાં નથી; માત્ર આ મંત્રનેજ દેખું છું.

ઉત્તરઃ—એ ખૂબ સુંદર અને શુભ લક્ષણ છે. બન્ને જોવાં જોઇશે. મંત્ર નામબ્રહ્મ છે. મંત્રને પણ જો જો અને ઇષ્ટમૂર્તિને પણ જોવાનો પ્રયત્ન કરજો.

પ્રશ્ન:—ઇષ્ટધ્યાન શરૂઆતમાં મુખેથી શરૂ કરવું કે કેમ?

ઉત્તર:—પ્રથમ શ્રીચરણે વંદન કરીને શ્રીચરણથી શરૂઆત કરજો. પછી મુખ, હાથ, પગ, જે આવે તે ભલે આવે.

પ્રશ્ન:—આટલા મોટા મંત્રની શી જરૂર?

ઉત્તર:—હા, એની પણ જરૂર છે. મંત્રમાં વિશેષ શક્તિ છે. ખૂબ જપ કરજો.

પ્રશ્ન:—અનેક માણસો કહે છે કે, જપ વખતે માળાને તર્જની અડકવાથી અપરાધ ગણાય છે?

ઉત્તર:–તમે શું તર્જની વડે જપ કરશો? તર્જની વડે જપ ન કરવા એજ સારું છે. એમ છતાં જો તમને અગવડ થાય તો તર્જની વડે જપ કરી શકશો–તેથી કશો દોષ નહિ લાગે.

પ્રશ્ન:–મનને કેવી રીતે સ્થિર કરવું?

ઉત્તર:–દરરોજ ધ્યાન–અભ્યાસ કરવાં જરૂરનાં છે. સવારનો સમય એ ધ્યાનને માટે ઘણોજ સુંદર સમય છે. ધ્યાન પહેલાં થોડોક શાસ્ત્રગ્રંથનો પાઠ કરી લેવાથી મન સ્વાભાવિક રીતેજ એકાગ્ર થાય છે. ધ્યાન પછી ઓછામાં ઓછો અર્ધો કલાક મૌન બેસવાની જરૂર છે. કારણ કે ધ્યાન કરતી વખતે તેની અસર ન પણ થાય, થોડી વાર પણ લાગે. તેથી ધ્યાન છોડીને બીજા કોઇ સંસારી વિષયમાં, નકામા કામમાં કે ક્ષુદ્ર વિચારો કરવામાં મનને જોડવાથી ખૂબજ નુકસાન થાય છે.

ધ્યાન, જપ અને અભ્યાસ કરવાની શરૂઆતમાં ખાસ જરૂર છે. સારું ના લાગે તો પણ રોજ અભ્યાસ કરવો જોઇશે. કોઇ એકાંત બગીચામાં, નદીકિનારે, મોટા ખેતરને છેડે અથવા પોતાના ઘરમાં એકલા મૌન બેસી રહેવાથી પણ ઘણું કામ થાય છે. શરૂઆતમાં એક નિયમિત કાર્યક્રમ કરીને કામ કરવું જરૂરનું છે. એવું કોઈ પણ કામ કરવું નહિ કે જેથી કાર્યક્રમમાં ભંગ પડે.

## સ્થાન–બલરામમંદિર, કલકત્તા—
### તારીખ ૯–૨–૧૯૧૮

પ્રશ્નઃ—ઇષ્ટમૂર્તિનું ધ્યાન કરવા જતાં જો બીજાં દેવદેવીની મૂર્તિ દેખાય તો શું કરવું ?

ઉત્તરઃ—એ તો બહુ સારું જાણવું. મારા ઇષ્ટદેવજ વિવિધ દેવદેવીઓની મૂર્તિમાં મારી આગળ આવે છે, એમ માનવું. ભગવાન એક છે, વળી તેઓ અનેક પણ છે. પોતાની ઇષ્ટમૂર્તિને પણ જોજો અને બીજાં જે જે રૂપ આવે તેમને પણ જોજો. થોડા દિવસ પછી જોઇ શકશો. કે ઇષ્ટદેવમાંજ બધું લય પામી જશે.

અમાવાસ્યા, પૂર્ણિમા, આઠમ, કાળીપૂજા, જગદ્ધાત્રીપૂજા અને દુર્ગાપૂજામાં નિયમપૂર્વક ખૂબ ખૂબ જપધ્યાન કરજો. બધી સ્ત્રીઓને માતા સમાન ગણજો. કોઇ પણ પ્રકારે આપેલું વચન પાળજો. જો શંકા પડે કે નહિ કરી શકો તો સ્પષ્ટ કહી દેજો કે પ્રયત્ન કરીશ.

પ્રશ્નઃ—સાંભળ્યું છે કે, જપધ્યાન કરતાં પહેલાં ગુરુપૂજા કરી લેવી જોઇએ. હું તો એ કશું જાણતો નથી.

ઉત્તરઃ—શરૂઆતમાં ઇષ્ટદેવની પેઠેજ હૃદયમાં ગુરુનું ધ્યાન કરવું. પછી ગુરુ અને ઇષ્ટ એક છે એવી ભાવના કરીને ગુરુને ઇષ્ટમાં લય કરીને પછી ઇષ્ટનું ધ્યાન અથવા જપ કરવાના હોય છે.

---

## સ્થાન–એક ભક્તનું ઘર
### તારીખ ૧૮–૨–૧૯૨૨

મહારાજે એક ભક્તને પૂછ્યુંઃ–કેમ છો ?

ઉત્તરઃ–ઠીક છે, ગાડી ચાલે છે. ગમે તેમ નિભાવું છું.

મહારાજઃ–મનની સ્થિતિ કેવી છે ?

ઉત્તરઃ–હાલમાં તો ઠીક છે.

મહારાજઃ–સારું, તો તો સારી વાત છે. મન સારું હોય એટલે બધું કુશળ છે. ભગવાનનાં ચરણકમળોનું સ્મરણ રાખ્યા કરો. તેમની જેવી ઇચ્છા હોય તે પ્રમાણે કરજો. તેમનાં ચરણકમળોમાં હંમેશાં મનને જોડી રાખજો. સંસારનો ત્યાગ કરો. સંસારમાં વધારે મન ઘાલશો નહિ. એ ઘણું હલકું સ્થાન છે, તેથી તો નહિ કરવાનાં કામ ત્યાં કરવાં પડે છે. તમે એક વાર પ્રયત્ન કરો, તમારી અંદર સુસંસ્કારનાં બીજ છે, થોડા પ્રયત્ન કરશો એટલે આગળ વધી શકશો. પ્રયત્ન કરો, પ્રયત્ન કરો, પ્રયત્ન કરો ! તમારે તનતોડ પ્રયત્ન કરવો જોઇશે, મંડી પડો. થોડુંક આગળ વધ્યા પછી જોઇ શકશો કે કેટલો બધો આનંદ છે. કેટલી બધી મજા છે. આ માયાને વટાવી જવી જોઈશે. આ જીવનમાંજ એની પાર જવું જોઇશે. આ માયાને વટાવી જવી એ શું સહેલું છે ? ખૂબ વિશ્વાસ જોઇએ. જરા પણ સંદેહ હશે તો ચાલશે નહિ. જોર કરીને પણ વિશ્વાસ પ્રાપ્ત કરવો જોઇશે.

પ્રશ્નઃ–વચ્ચે વચ્ચે જો અવિશ્વાસ રહે તો ?

મહારાજઃ–શું સમજો છો ? બરાબર પાક્કો વિશ્વાસ તો અનુભવ–સાક્ષાત્કાર થયા સિવાય થતોજ નથી. એક વાર જો ભગવાનનાં દર્શન થાય, અનુભવ થાય તોજ બરાબર વિશ્વાસ પ્રાપ્ત થાય છે. તેની પહેલાં એક પ્રકારનું દ્વંદ્વયુદ્ધ જામે છે. ખૂબ જોર કરીને વિશ્વાસ પ્રાપ્ત કરવો પડે છે. વારંવાર એ પ્રમાણે કરવાથી વિશ્વાસ દૃઢ થાય છે. અવિશ્વાસ તો રાખવોજ નહિ. જ્યારે શંકા થાય ત્યારે વિચારવું કે ભગવાન સત્ય છે, મારા ભાગ્યનો દોષ છે, મારા અશુભ સંસ્કારોને લીધે તેમને સમજી શકતો નથી. જ્યારે તેમની કૃપા થશે ત્યારે તેમનાં દર્શન થશે.

*આ મન શું ભગવાનને ધારણ કરી શકે ?* તેઓ આ મનબુદ્ધિથી ઘણાજ દૂર છે. જે સૃષ્ટિનું દર્શન કરો છો, તે તો મનનું

રાજ્ય છે, મનજ એનો કર્તા છે. આ બધી મનનીજ સૃષ્ટિ છે. તેની પેલી પાર જવાની એનામાં તાકાત નથી. ભગવાનનું નામ-સ્મરણ કરતાં કરતાં એક સૂક્ષ્મ મન જન્મે છે. એજ મન હાલમાં નાનામાં નાના બીજરૂપે બધાની અંદર રહેલું છે. સાધના વડે જ્યારે એ મન વિકસિત થાય છે, ત્યારે વિવિધ પ્રકારના સૂક્ષ્મ અનુભવો થાય છે, તે પણ આખરી નથી. આ સૂક્ષ્મ મન પણ પરમાત્મા પાસે લઈ જઇ શકતું નથી, છતાં ઘણે ઊંચે લઈ જાય છે. પછી બાહ્ય જગતનું કંઇજ સારું લાગતું નથી. માત્ર ભગવદ્‌-ભાવનામાંજ તલ્લીન રહેવાની ઇચ્છા થાય છે.

ત્યારપછી સમાધિ આવે છે. એનું વર્ણન કરી શકાય એમ નથી. 'છે અને નથી'થી તે પર છે. ત્યાં સુખદુઃખ કંઈજ નથી. આનંદ–નિરાનંદ નથી, પ્રકાશ–અંધકાર નથી, જે કંઇ છે તે મુખેથી બોલાય તેમ નથી.

વેદમાં સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણની વાત છે. આ ત્રણે ગુણથી પર થવું પડશે. ત્રિગુણાતીત થવું પડશે. ગીતામાં કહ્યું છે કે, "त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन।" તમોગુણનાં લક્ષણ મારામારી, કાપાકાપી, દ્વેષ, હિંસા, અભિમાન અને અહંકાર છે. રજોગુણમાં થોડો ધર્મ છે. પરંતુ નામ, કીર્તિ વગેરે તેનાં લક્ષણ છે. એક માણસ થોડી વાર ધ્યાનમાં બેસશે, ધ્યાનમાંથી ઊઠયા પછી જોશે કે કોઇએ જોયું કે નહિ. ત્યારપછી સત્ત્વગુણ છે. વેદમાં આ ત્રણે ગુણની વાત છે, તેની પેલી પારની વાત નથી. વેદની પેલી પાર જવું પડશે.

પ્રશ્નઃ–આ સંસારમાં કેટલાંક કામ કરવાનું આપણું કર્તવ્ય છે એમ લાગે છે, તે કેવા ભાવે કરવાં?

મહારાજઃ–આ ભગવાનનો સંસાર છે, મારો નથી, એવા

ભાવથી કરી શકો તો તેમાં નુકસાન નથી. સંસારમાં કોઇ પણ 'મારું' છે એમ સમજશોજ નહિ. જ્યાં સુધી ભગવાનની ઇચ્છા હશે ત્યાં સુધીજ તે સંસારમાં રાખશે, જ્યારે ઇચ્છા થશે ત્યારે એની મેળે તરતજ છોડાવી દેશે.

સંસારનાં જે કોઇ કાર્યો હોય તે ખૂબ ધ્યાનપૂર્વક કરજો, તમારો ઉદ્દેશ જાણે કોઇ જાણતુંજ નથી એ રીતે રહેજો; પરંતુ મનમાં નિશ્ચય કરી રાખવો કે આ બધામાં મારું કંઇજ નથી. કોઇ પણ વસ્તુમાં આસક્તિ રાખશો નહિ. મન અને પ્રાણથી જાણવું જોઇશે કે હું કંઇજ નથી, તેઓજ સર્વ કંઇ કરે છે. તેમની ઇચ્છાથી આ સંસાર રહે તો પણ ઠીક છે, ના રહે તો પણ ઠીક છે ભગવાનની ઇચ્છાનેજ અધીન વર્તો.

પ્રશ્નઃ—આ પ્રમાણે સંસારમાં રહેતાં રહેતાં જો મન નરમ પડી જાય, કોઇ પણ વસ્તુમાં મારાપણાનું જ્ઞાન રહે, કોઇ વસ્તુમાં આસક્તિ રહે તો કરવું શું ?

મહારાજઃ—હતાશ થાઓ નહિ. પોતાની જાતને હતાશ થવા દેશો નહિ એક વાર નરમ થતાં તે વિશેષ નરમ પડતું જશે. વળી જોર કરીને ભગવાનમાં જોડયા કરવું. તનતોડ પ્રયત્ન કરવો જોઇશે. ભૂલ ભલે ને ગમે તેટલી વાર થાય, નિરાશ થશોજ નહિ. હંમેશાં મનમાં ઉત્સાહ રાખજો. ખૂબ ઉદ્યમપૂર્વક મંડી પડો, ગમે તેટલી અગવડો આવે તો પણ છોડશો નહિ. મંત્રની સાધના, કાર્યની સાધના અથવા દેહનું પતન એનેજ તમારા જીવનનો આદર્શ બનાવો. ભગવાનને પ્રાપ્ત કરવાજ પડશે—આ જીવનમાંજ પ્રાપ્ત કરવા જોઇશે. જો આ દેહમાં ભગવાન પ્રાપ્ત ન થયા, જો આ મન વડે તેમને પ્રાપ્ત ન કર્યા, તો આ શરીરનું કામજ શું છે ? આ મનનું કામજ શું છે ? આ શરીર-મન નાશ પામે તો પણ

આપણને શું નુકસાન? ગમે તેમ કરીને પણ ભગવાનને પ્રાપ્ત કરવા જોઇશે, ગમે તો શરીર રહો કે પડો.

પ્રશ્ન:—આજે ભિન્ન ભિન્ન પૂજાવિધિ અને વિવિધ પ્રકારનાં દેવદેવીઓમાં કંઈ વિશેષતા છે?

મહારાજ:—જે જુદાં જુદાં દેવદેવીઓ છે, તે બધાં એકજ છે. એ બધી આ મનનીજ રચના છે. શાસ્ત્રમાં ચાર પ્રકારની સાધના કહેલી છે:—

उत्तमो ब्रह्मसद्भावो ध्यानभावस्तु मध्यमः ।
स्तुतिर्जपोऽधमो भावो बाह्यपूजाऽधमाधमा ॥

સાક્ષાત્ સાધના સૌથી ઉત્તમ છે. ભગવાનનાં દર્શન અને અનુભવ થાય છે. ત્યાર પછી ધ્યાન. જ્યાં 'તે અને હું' છે; જપ, તપ બધું બંધ. જ્યારે ધ્યાન જામે ત્યારે માત્ર ઇષ્ટનુંજ સ્વરૂપ દેખાય, તે પછી જપ, તપ કશાની જરૂર નથી. તેની નીચે સ્તવન, સ્તુતિ અને જપ; જપની સાથે સાથે ભગવાનના સ્વરૂપનું ચિંતન કરવામાં આવે છે. અને તેનાથી પણ નીચે બાહ્યપૂજા, પ્રતીક અથવા પ્રતિમાની ઉપાસના છે. આ બધાં જુદાં જુદાં પગથિયાં છે. જેના મનની જેવી અવસ્થા, તે ત્યાંથી આરંભ કરીને ક્રમેક્રમે આગળ વધે છે. એક સામાન્ય માણસને લો. જો તેને નિર્ગુણ-બ્રહ્મના ચિંતન અથવા સમાધિ સંબંધી ઉપદેશ આપવામાં આવે તો તે કંઈ પણ સમજી શકશે નહિ, તેને ઠીક પણ લાગશે નહિ, બેએક દિવસ પ્રયત્ન કરીને છોડી દેશે. પરંતુ જો તેને ફૂલ, બીલી-પત્ર લઇને પૂજા કરવાનુ કહેશો, તો તો તે સમજશે કે મેં કંઇક કર્યું. તેનું મન થોડીક વાર સ્થિર થયું; એને ખૂબ આનંદ પણ આવ્યો; પછી ક્રમશઃ તે આ અવસ્થામાંથી આગળ વધશે.

મન જેમ જેમ સૂક્ષ્મ થતું જાય છે, તેમ તેમ સ્થૂળ વસ્તુ-ઓમાં તેને આનંદ ઓછો થતો જાય છે. ધારો કે તમે પ્રથમ

પૂજા શરૂ કરી. થોડા દિવસ પછી જોશો કે આથી તો જપ કરવા સારા, એટલે જપ વધવા માંડશે વળી થોડા દિવસ પછી ધ્યાન કરવાનું સારું લાગશે એટલે માત્ર ધ્યાન કરવાની ઇચ્છા થશે. આ પ્રમાણે મનુષ્ય ક્રમે ક્રમે લક્ષ્ય તરફ આગળ વધશે. આ પ્રમાણે સ્વાભાવિક પ્રગતિ દ્વારા મન જે પ્રાપ્ત કરે છે, તે નાશ પામતું નથી.

મનમાં વિચારો કે તમે આ ઓટલા ઉપર બેઠા છો, ત્યાંથી અગાશીમાં જવું જોઇશે. સીડી કયાં છે, તે શોધી કાઢશો, તો ઉપર જઈ શકશો. એમ નહિ થાય અને કોઇ તમને અહીંથી ધક્કો મારે તો ઘણુંજ દુઃખ થશે અને તેથી વિપત્તિનો સંભવ પણ ઘણોજ છે. આ બાહ્ય જગતમાં જે પ્રમાણે જુઓ છો કે નિયમ અને કાયદા છે, તેજ પ્રમાણે અંતર્જગતમાં પણ એવીજ વ્યવસ્થા છે.

પ્રશ્નઃ—મારે માટે કોઇ ભાવ નુકસાનકારક છે, એમ જાણવા છતાંયે એ ભાવ જો વારંવાર મનમાં ઊઠે તો શું કરવું?

મહારાજઃ—આ ભાવ મને અત્યંત વિઘ્નકારક છે. મારો પરમ શત્રુ છે, મારો સર્વનાશ કરી શકે તેમ છે, આજ વિચાર તમારા મનમાં વારંવાર લાવો; તમે જોઇ શકશો કે તમારામાંથી એ ભાવ ચાલ્યો ગયો છે. સામેજ એક છોકરો બેસી રહ્યો છે, એ છોકરાને વિષે વિચારો કે તે કંઈજ નથી, અતિ અપદાર્થ છે, નકામી વસ્તુ છે; ત્યારે તમે જોઈ શકશો કે છોકરા સંબંધી તમારા મનમાં કોઇ સંસ્કારજ પડશે નહિ, એના તરફ તમારું મન સહેજ પણ જશે નહિ. બીજી એક વાત નાના છોકરાની લો. તે જાણતો નથી કે ઝેર ખાવાથી શું થાય. તેની પાસે થોડી વાર ઝેર રહેવાથી તે ડરતો નથી. પરંતુ તમે થોડુંક ઝેર જોશો તો કંપી ઊઠશો અને બાપ રે બોલીને દશ હાથ દૂર ખસી જશો. તમે જાણો છો કે ઝેર ખાધાંથી મનુષ્ય મરી જાય છે. મન એવી મજાની વસ્તુ છે કે જે શીખવશો તે શીખશે,

પહેલાં આદર્શ નક્કી કરો. ભગવાન એજ જીવનનો એકમાત્ર આદર્શ છે. આદર્શ કોઇ પણ પ્રકારે નીચો કરો નહિ. 'अणोरणीयान् महतो महीयान्' તેઓ નાનામાં નાના પરમાણુ કરતાં પણ નાના છે અને સૌરજગત કરતાં પણ મહાન છે. તેઓ સર્વત્ર સર્વદા વિરાજમાન છે, એ જાણવું જોઇશે. તેઓ તમારી અંદર પણ છે, મારી અંદર પણ છે, વળી જીવ, જંતુ ઉદ્ભિજ્જ સૌની અંદર પણ છે. ક્યાંક તેનો પ્રકાશ વધારે, તો ક્યાંક ઓછો છે, પરંતુ એજ એક પરમાત્મા સર્વત્ર રહેલા છે. થોડાક આગળ ચાલો, તમે જોઈ શકશો કે એમાં કેટલી બધી મજા છે. સંસાર તો જોયો છે, હવે આ બાજુ એક વાર જુઓ. ખખડાવો અને દરવાજો ઊઘડશે. કચરો પડેલો છે, તે કાઢી નાખીને જોવું જોઇશે. આ માયાની જાળમાંથી છૂટવું એ તદ્દન સહેલ છે. એક વાર મંડી પડો, પછી જોઇ શકશો કે દુનિયા કોઇ જુદીજ જાતની બની ગઇ છે.

પ્રશ્નઃ—શાસ્ત્રમાં જે કંઇ કહ્યું છે, તે બધામાં શું શ્રદ્ધા રાખી શકાય?

મહારાજઃ—હા, એ બધું સત્ય છે. લોકોના કલ્યાણને માટે યુગયુગાન્તરથી આ બધી વ્યવસ્થા કરવામાં આવેલી છે, એ બધી માનવી પડશે. શાસ્ત્રોક્ત કર્મ પણ ચાલુ રાખજો, તે નહિ કરો તો નહિ ચાલે. એ કાર્યો પણ તમને આખર સુધી લઇ જશે. કર્મ અનાદિ હોય છે, પણ શાન્ત હોય છે. જ્યારે આપને સત્યની પ્રાપ્તિ થશે, ત્યારે આ બધાં કર્મો આપોઆપજ સરી પડશે.

પ્રશ્નઃ—આહાર વગેરે કેવી રીતે કરવાં?

મહારાજઃ—ઘણો અઘરો પ્રશ્ન પૂછ્યો. એનો જવાબ આપવો ઘણોજ મુશ્કેલ છે. મનુષ્યના શરીરનું બંધારણ એવું જુદી જુદી જાતનું છે કે બધાને માટે એક નિયમ બાંધી શકાય નહિ. કોઇ

એક ચીજ મારા શરીરને માફક આવે અને તમારા શરીરને માફક ન પણ આવે. મારું શરીર કોઇ એક વસ્તુ પચાવી શકે ને તમારું શરીર ન પચાવી શકે. તેથી આપણાં ગીતા વગેરે શાસ્ત્રોમાં ખાવા સંબંધી કંઈ ખાસ કહેવામાં આવ્યું નથી. ગીતામાં આહાર સંબંધી જે ઉલ્લેખ છે, તે માત્ર એક સામાન્ય વિભાગ છે. સામાન્ય રીતે કહી શકાય કે, ભારે ભોજન ન કરવું ને જે પથ્ય હોય તેજ ખોરાક લેવો એજ યોગ્ય છે.

× × × ×

---

## સ્થાન-રામકૃષ્ણપુર, હાવરા

### ઑગસ્ટ-સન ૧૯૧૮

મહારાજ નીચે બેઠક સ્થાનમા બેઠા છે. કલકત્તાથી એક યુવક આવીને પ્રણામ કરીને બેઠો. મહારાજે તેને પૂછયું: "તમારા વિદ્યાર્થીગૃહનું કામકાજ કેમ ચાલે છે?"

ઉત્તર:—બરાબર નથી ચાલતું, અનેક પ્રકારની ગરબડ ચાલે છે.

યુવકની વાત સાંભળી મહારાજે કહ્યું: "આ વિષે મને પહેલાં કંઈ પણ જણાવ્યું કેમ નહિ?"

મહારાજની વાત સાંભળી યુવક કાંઇ પણ જવાબ નહિ આપતાં દુ:ખી અને સંતપ્ત થઇને ખિન્ન વદને બેસી રહ્યો. ત્યારે મહારાજે તેને ખૂબ સ્નેહભાવે બોલાવ્યો અને સમજાવવા લાગ્યા કે "જો, તું જેના ઉપર ઉપકાર કરશે, તેઓજ તારું અનિષ્ટ કરશે. વિદ્યાસાગરે લોકો ઉપર ઘણા ઘણા ઉપકારો કર્યા, પરંતુ જેઓએ તેમની મદદ પ્રાપ્ત કરી હતી, તેઓએજ તેમની નિંદા અને અનિષ્ટ કર્યું છે. આખર સમયે તેઓ લોકોથી નિરાશ થઇ ગયા હતા. કોઇ માણસ તેમની નિંદા કરે છે, એમ સાંભળીને તેઓ એમ પણ કહેતા કે, 'મેં એના ઉપર કંઇજ ઉપકાર કર્યો નથી.'

આ સંસારનો ધર્મ થયો, સદ્ધર્મ એ જુદી જાતનો છે. સમજ્યો ? સદ્ભાવવાળા માણસો લોકો ઉપર ઉપકાર કર્યેજ જવાના, એ એમનો સ્વભાવ છે. દુષ્ટ લોકો અનિષ્ટ કરશે, એજ તેમનો સ્વભાવ છે.

"એક સાધુ નદીને કિનારે બેસીને ધ્યાન-જપ કરતો હતો. એક દિવસ એક વીંછી પાણીમાં ડૂબતો જોઇને તેના મનમાં દયા આવી અને હાથ વડે તેને પાણીમાંથી બહાર કાઢીને ટેકરા ઉપર મૂક્યો. વીંછીને જેવો પકડવા ગયો કે તરતજ તેણે તેના હાથને ડંખ દેવા માંડ્યા. સાધુ આ દુઃખથી તરફડાટ કરવા લાગ્યો. થોડી વાર પછી વીંછી વળી પાછો પાણીમાં પડ્યો અને ડુબકાં ખાવા લાગ્યો. તે જોઇને સાધુએ વળી તેને ટેકરા ઉપર મૂક્યો, તો તેને વળી પાછો ડંખ્યો. થોડી વાર પછી વળી તે પાણીમાં પડ્યો, ત્યારે તેને કાઢવા ગયો. એ જોઇને એક માણસે કહ્યું: 'જુઓ વીંછી તમને વારંવાર ડંખ મારે છે અને તમે પાછા કેમ તેને બહાર કાઢવા જાઓ છો ?' તેની વાત સાંભળીને સાધુએ જવાબ આપ્યો કે, 'વીંછીનો સ્વભાવ ડંખવાનો છે અને સાધુનો સ્વભાવ પરોપકાર કરવાનો છે, હું એજ પ્રમાણે કરીશ. તે મને દુઃખ દે છે એમ વિચારીને હું નિર્દય શા માટે થાઉં ?' એમ બોલીને વળી વીંછીને જળમાંથી બહાર કાઢીને ઘણે દૂર મૂકી આવ્યો કે જેથી તે પાણીમાં ફરીથી પડી શકે નહિ. જેમનો સારો સ્વભાવ છે, તેઓ એજ પ્રમાણે કર્યે જશે, તેઓ કદી પણ પોતાનો સ્વભાવ છોડશે નહિ."

---

### સ્થાન-ભદ્રક
### સન-૧૯૧૫

ભગવાન તો કલ્પતરુ છે. એમની પાસે જે જે ઇચ્છે છે, તે તે પામે છે. જેનો જેવો ભાવ, તેવીજ તેની પ્રાપ્તિ. દુર્લભ મનુષ્ય-જન્મ પ્રાપ્ત કરીને મનુષ્ય જ્યારે તેનો સદુપયોગ કરતો નથી,

ભગવાનનાં ચરણકમળોમાં મન નહિ રાખતાં અસાર મોહમાયાના સમુદ્રમાં ડૂબવા છતાં મનમાં વિચારે છે કે, "સુખી છું" ત્યારે તેઓ પણ કહે છે કે; "સુખી રહો." વળી જ્યારે દુઃખ કે કષ્ટ પ્રાપ્ત કરીને હાય હાય કરીને વિચારે છે કે, "આ જીવનમાં શું કર્યું?" ત્યારે તેઓ પણ કહે છે કે, "શું કર્યું?" મનુષ્ય કલ્પતરુની નીચે બેઠેલો છે. તેની પાસે જે ઇચ્છશો તે મળશે, દેવત્વ ઇચ્છશો તો દેવત્વ મળશે અને પશુત્વ ઇચ્છશો તો પશુત્વ મળશે.

મનુષ્યને તેમણે બે વસ્તુ આપી છે–વિદ્યા અને અવિદ્યા. વિદ્યા બે પ્રકારની છે, વિવેક અને વૈરાગ્ય. એનો આશ્રય લઈને મનુષ્ય ભગવાનને શરણે જાય છે. અવિદ્યા છ પ્રકારની છે–કામ, ક્રોધ વગેરે. એનો આશ્રય લઈને મનુષ્ય પશુભાવને પામે છે. વિદ્યાનું અનુશીલન કરવાથી અવિદ્યાનો નાશ થાય છે, વળી અવિદ્યાનું અનુશીલન કરવાથી 'હું' અને 'મારું'નું જ્ઞાન વધવાથી મનુષ્યને સંસાર બાંધી રાખે છે, ભગવાનની પાસેથી ઘણે દૂર લઈ જાય છે અને અત્યંત દુઃખ પામે છે. તેમણે જીવને વિદ્યા અને અવિદ્યા એ બન્ને વસ્તુઓ આપેલી છે એમ નથી; આ બન્નેમાંથી સારુંનરસું પારખી લેવાની શક્તિ પણ આપી છે. મનુષ્ય જેને સારું ગણે તે લેશે અને ફળ પણ તેજ પ્રમાણે પામશે.

મનુષ્ય દુઃખ–કષ્ટ પ્રાપ્ત કરીને ભગવાનને દોષ દે છે તે ભૂલ છે, મોટી ભૂલ છે. તમે પોતાની પસંદગીનો રસ્તો લઈને સારાં–નરસાં ફળ ભોગવો છો. એને માટે ભગવાનને દોષ દેવાથી કેમ ચાલે? ક્ષણિક સુખના મોહમાં એટલા બધા ભૂલી ગયા કે સારું-નરસું વિચાર કરીને જોવાનો સમયજ રહ્યો નહિ! આગમાં હાથ મૂકવાથી હાથ બળે, એમાં આગનો દોષ કે તમારો?

પરમહંસદેવ કહેતાઃ "દીપકનો સ્વભાવ પ્રકાશ આપવાનો છે, કોઈ તેના પ્રકાશમાં ભાત રાંધે છે અને કોઈ તેની મદદથી

જુગાર, ચોરી કરે છે, વળી કોઇ કોઇ ભાગવતનો પાઠ કરે છે. એમાં શું દીવાનો દોષ છે?" એજ પ્રમાણે શ્રીભગવાને મનુષ્યને સારાખોટા બન્ને માર્ગ બતાવ્યા છે. એ બન્નેમાંથી તમારી ઇચ્છા પ્રમાણે ગમે તે એક પસંદ કરી લો.

જેમનો જેવો ભાવ હશે તેવો લાભ થશે. વિવેકવૈરાગ્યનો આશરો લેશો, ભગવાનને પ્રાપ્ત કરીને આનંદના અધિકારી થશો અને સંસારનો આશરો લેશો તો આ જીવનમાં થોડોક ક્ષણિક આનંદ પામશો તો ખરા, પરંતુ ભવિષ્યમાં અંધકારસમુદ્રમાં ડૂબી જઇને અનંત દુઃખ-કષ્ટ પ્રાપ્ત કરવાની તૈયારીમાં પણ રહેવું જોઇશે. માત્ર સુખ જોઇએ છે, દુઃખ જોઇતું નથી એમ કહેવાથી ચાલશે નહિ. એકને ઇચ્છવાથી બીજું એક આવશેજ, તમે ભલે ઇચ્છો કે ન ઇચ્છો તો પણ.

પરમહંસદેવ કહેતા હતા કે, "મલય પવન લાગવાથી જે જે ઝાડોમાં રસ છે તે બધાં ઝાડોમાં ચંદન થાય છે, પરંતુ અસાર ઝાડ જેવાં કે વાંસ, કેળ વગેરે ઉપર કંઇજ થતું નથી." મનુષ્યોમાં પણ બે જાતનાં મનુષ્યો છે. એક જાતના માણસોમાં સારી સત્સંગની વાતો સાંભળતાંજ વિવેક-વૈરાગ્ય જાગી ઊઠે છે. તેઓ સંસારસુખને હલકું ગણે છે અને ભગવાનની કૃપા પામવા માટે તેમનું મન આકુળ-વ્યાકુળ થઈ જાય છે. ભગવાનને જાણવા માટે, જીવનમરણનું રહસ્ય જાણવા માટે તેઓ દૃઢ પ્રતિજ્ઞાવાળા બને છે. એટલુંજ નહિ પણ આ શરીર રહો કે પડો તેમાં કંઇ નુકસાન નથી. ભગવાનને પ્રાપ્ત કરવા પડશે, આ પ્રશ્નની ચર્ચા કરવી પડશે, આ પ્રમાણે નિશ્ચય કરીને ભજન શરૂ કરી દે છે. તેઓ જીવનમાં સફળતા પ્રાપ્ત કરશે. બીજા એક પ્રકારના લોકો છે, તેમની આગળ ગમે તેટલો મોટો આદર્શ ભલે ને રાખો, તેમને કશુંયે કરવાની હોંસજ થશે નહિ. તેઓ વિચારે છે કે, આ સંસારમાં ઘણો કાળ રહીને જે કંઇ ભેગું

કર્યું છે, તે ભોગવીનેજ જવું છે. આ પ્રમાણે પોતાની જાતને તાણી જઇને અંધકારવાળા કૂવામાં લઇ જઇને ફેંકી દે છે અને આખરે અતિ દુઃખ ભોગવે છે.

ચંદનની સુગંધીનો ઉપભોગ કરવો સારો કે દુર્ગંધનો ઉપભોગ કરવો સારો? શાંતિ સારી કે અશાંતિ? એને સારી રીતે સમજો; સમજીને એક રસ્તો નક્કી કરો. વખત તમારે માટે ઊભો રહેશે નહિ. નદીના પ્રવાહની પેઠે એ તો સડસડાટ ચાલ્યો જાય છે. પછી હાય હાય કરવાથી કંઇ વળશે નહિ. જે સમય ચાલ્યો ગયો છે તે પાછો મેળવવાનો કંઇજ ઉપાય નથી. તેના વિષે વિચાર કરવાથી પણ કંઇ લાભ નથી. જે સમય અત્યારે પણ તમારા હાથમાં રહ્યો છે, તેનો સદુપયોગ કરો. બીજી એક ક્ષણ પણ નકામી જાય નહિ. મનને અત્યારથીજ એવી રીતે ઘડો કે ભગવાનના ચિંતન અને સ્મરણમનન સિવાય બીજી કોઈ પણ ચિંતા મનમાં સ્થાનજ પામે નહિ. માટે આજથીજ મંડી પડો. ગરબડ-ગોટાળામાં સમય નષ્ટ કરશો નહિ. *

વ્યાકુળ પ્રાણથી ભગવાન આગળ પ્રાર્થના કરો કે, "હે પ્રભો! મને સદ્બુદ્ધિ આપો, મને તમારો પોતાનો કરી લો 'હું' અને 'મારું' એ ભાવ દૂર કરી દો. 'હું' અને 'મારું' કહેતાં કહેતાં તો અનેક ધક્કા ખાધા છે. 'તમે' અને 'તમારો' બોલતાં શીખવો." જોતા નથી કે આંખ મીંચાઇ ગયા પછી કોઇ પણ તમારું નથી. જે લોકો મારા મારા કરે છે ને તમારી આસપાસ વીંટાઇ વળ્યા છે, તેઓ શું તમારી સાથે જશે? તેઓ તો વખત થતાં પોતાને સ્થાને ચાલ્યા જશે, પછી પાછા આવીને તમારા તરફ જોશે પણ નહિ. તમારે એ બધું ફેંકી દઇને કોઇ એક અજ્ઞાત પ્રદેશમાં

* એક કવિએ ઠીકજ કહ્યું છે કે, "આજનો લાવો લીજીયે રે, કાલ કોણે દીઠી છે?" —અનુવાદક

ચાલ્યા જવું જોઇશે. જેટલું મારું મારું કરશો, તેટલી વિશેષ બેડી પગમાં પડશે. આ જે સંસારની પાછળ માણસ ભટકી રહ્યો છે એમાં શું બળ્યું છે? ધક્કા વાગશે ત્યારે કોણ રક્ષા કરવાનું છે? જે કામને માટે આ દુર્લભ મનુષ્યજન્મ મળ્યો છે, તે બાબતમાં કંઇ પણ નહિ કરતાં, તે બાકી રાખીને જો અહીંથી જવાનું હોય તો તેના જેવી દુર્ભાગ્યની બીજી વાતજ શી છે? આ પ્રમાણે આવાગમનનો ફેરો ટળી જાય, તેને માટે ઊઠો, પ્રયત્ન કરો; ભગવાન આગળ ખૂબ ખૂબ રડો આકુળ થઇને તેને બોલાવો.

પરમહંસદેવ કેવી રીતે રુદન કરતા હતા, તે તો સાંભળ્યું છે ને? "મા, એક બીજો દિવસ વહી ગયો, હજી પણ દર્શન દીધાં નહિ ને?" ભગવાનને માટે વ્યાકુળ થાઓ, આ સળગતા સંસારમાં શું બળ્યું છે? એ તો માત્ર દુઃખનો દરિયો છે. અહીં તો રુદન કરતા કરતા દિવસ ગાળો છો, ત્યાં પણ રુદન કરતા કરતા દિવસ ગાળશો?

જ્યારે પરમહંસદેવને આશ્રયે આવ્યા છો ત્યારે અવશ્ય જાણજો કે ભગવાનની કૃપા પામ્યાજ છો. ભગવાનની કૃપાનો સદુપયોગ કરો. કૃપામયની કૃપા પ્રાપ્ત કરીને જો ધારણા નહિ કરી શકો તો આનંદ પ્રાપ્ત કરશો નહિ. તેમ થશે તો તમારા જેવા હતભાગી આ જગતમાં બીજા કોણ છે? તમે આ યુગના માનવી છો, આ યુગની હવા તમારા શરીરે લાગેલી છે, તેનો સદુપયોગ કરવાનું છોડશો નહિ. આ પ્રમાણેનો સરળ અને સ્વાભાવિક માર્ગ બીજા કોઇ યુગમાં કોઇએ બતાવ્યો નથી. આ સુયોગ જો ગુમાવી દેશો, તો અનેક વર્ષો સુધી અંધારાં ઉલેચવાંજ પડશે.

આ યુગની 'હવાને અનુકૂળ થતા રહી સડસડાટ આગળ ચાલ્યા જાઓ, તેઓ રાહ જોઇ રહ્યા છે. પ્રયત્ન કરશો એટલે

તમારી નૌકા બરાબર ઠેકાણે પહોંચી જશે. પ્રયત્ન કરો, પ્રયત્ન કરો. તમારામાં શક્તિ તો પૂરતી છે. પોતાની જાતમાં વિશ્વાસ રાખો. ભગવાનનું નામ સાંભળ્યું છે, તેમનું નામસ્મરણ કર્યું છે, એટલે આપણી અંદર ભય, કે દુર્બળતા રહી શકશે નહિ. ભગવાનની કૃપાથી હું આ જીવનમાંજ તેમને પ્રાપ્ત કરીશ, એવી શ્રદ્ધા રાખો. પાછું ફરીને જુઓજ નહિ. આગળ ને આગળ ધપ્યે જાઓ, તેમનાં દર્શન પામીને ધન્ય થઇ જશો, મનુષ્યજન્મ સાર્થક થશે, અપાર આનંદના અધિકારી થશો.

---

## સ્થાન–શશિનિકેતન, પુરી

### સન–૧૯૧૫

અનેક માણસો કહે છે કે, દેશનું કામ કરીશું. મને લાગે છે કે આ ભાવ અંગ્રેજી શિક્ષણના અપચાનું પરિણામ છે. પોતાનું ચારિત્ર્ય મજબૂત કર્યા સિવાય બીજાનું કલ્યાણ ક્યારે પણ સંભવિત નથી. જેઓએ ભગવાનનો પાક્કો આશરો લીધો છે, ભગવાનની કૃપા પ્રાપ્ત કરી છે તેઓ ક્યારે પણ ચારિત્ર્યભ્રષ્ટ થતા નથી. તેમનાં કાર્યો, વાર્તાલાપ, હિલચાલ, વર્તન બધુંજ દેશના કલ્યાણનું કારણ બને છે. પરમહંસદેવ કહેતા કે, " મનુષ્યજીવનનો ઉદ્દેશ ભગવાનને પ્રાપ્ત કરવાનો છે. પહેલાં ભગવાનને જાણી લેવા પડશે, તેમના ચરણોમાં શ્રદ્ધાભક્તિ દૃઢ કરવાં પડશે, ત્યારપછી બીજાં જે કંઇ કામ કરવાનાં હોય તે કરજો." ભગવાનને જાણ્યા પછી કાર્યો કરવાથી પોતાના પ્રાણમાં શાંતિ પ્રાપ્ત થાય છે, બીજાઓને પણ શાંતિ આપી શકાય છે.

પરમહંસદેવ કહેતા: " ભક્તનું હૃદય એ તો ભગવાનની બેઠક છે." જો આપણે તેમના ભક્ત, તેમના સેવક અને તેમના દાસ તરીકે ઓળખાવા ઇચ્છતા હોઇએ, તો આપણે શુદ્ધ ને પવિત્ર

થવું પડશે. શુદ્ધ હૃદય એજ તેમનું આસન છે અને એવું હૃદય આપણું હશે તોજ આપણે તેમના ભક્ત, પુત્ર, સેવક કે આશ્રિત કહેવડાવવાના અધિકારી છીએ.

શુદ્ધ મનમાં ભગવાનની છાપ સુંદર પડે છે. અરીસો મેલો હોય તો જેમ મોં બરાબર દેખાતું નથી, તેમજ અશુદ્ધ મનમાં ભગવાનનું પ્રતિબિંબ પડતું નથી. અત્યારે તમારી નાની ઉંમર છે, મન ઉપર કોઇ પણ પ્રકારનો મેલ ચડેલો નથી, અત્યારથીજ ભગવાનને માટે હૃદયમાં આસન પાથરી રાખો. બીજી કોઇજ વસ્તુનું સ્થાન ત્યાં થાયજ નહિ. શુદ્ધ અને પવિત્ર જીવન નહિ હોય તો ભગવાનને જાણી શકશો નહિ. શુદ્ધ અને પવિત્ર થાઓ. ભગવાનને આ જીવનમાંજ પ્રાપ્ત કરવા પડશે.

માત્ર ભણવાગણવાથી શું થાય? બી. એ. અથવા એમ. એ. પાસ થઇને યુનિવર્સિટીની પદવી લેવાથી અથવા બેરિસ્ટર થઇને પૈસા ભેગા કરવાથી બધું પતી જતું નથી. એનાથી તો મનને ક્ષણિક આનંદજ થશે. પરંતુ જેને માટે આ જગતમાં આવ્યા છીએ, જેને માટે આ મનુષ્યજીવન મળ્યું છે, તે બાબતમાં કંઇ પણ મદદ મળશે નહિ. હું કોઇને મૂર્ખ રહેવાનું તો કહેતો નથીજ. મૂર્ખને ધર્મ હોતો નથી અને ઉચ્ચ ભાવોને તે ધારણ કરી શકતો નથી. જેઓ આ સમયમાં ભોગવિલાસો ઇચ્છતા હોય, તેઓ ભલે બી. એ. અને એમ. એ. પાસ થાય. પૈસાટકાની સગવડ થશે. પરંતુ જેઓ અનંત સુખ ઇચ્છે છે, તેઓને પદવીઓની ઝાઝી જરૂર નથી. **ડિગ્રી લેવા માટેના અભ્યાસમાં જેટલો વખત ગાળવામાં આવેછે, તેના બારમા ભાગનો સમય પણ જો સદ્‌ગ્રંથોના સ્વાધ્યાયમાં ગાળવામાં આવે તો અનેક સારા ભાવો જીવનમાં ઊતરે છે.** પરમહંસદેવ કહેતાઃ "ગ્રંથ નથી પણ ગ્રંથિ છે." અર્થાત્ એ તો બધી ગાંઠો છે. એનાથી તો

બંધાઇ જવાય છે. સદ્‌ગ્રંથની બાબતમાં આ વાત લાગુ પડતી નથી. જેમકે ગીતાદિ શાસ્ત્રોનો પાઠ અને પરમહંસદેવ તથા સ્વામીજીનાં–વિવેકાનંદજીનાં પુસ્તકો વગેરે. આ સિવાય જે કોઇ પુસ્તકો વાંચશો તેનાથી અભિમાન–અહંકાર વધશે અને ભગવાન પાસેથી ઘણે દૂર જઈ પડશો. જે ગ્રંથો વાંચવાથી ભગવાનમાં ભક્તિ અને પ્રેમ ઉત્પન્ન થતાં નથી, શ્રદ્ધાવિશ્વાસ પ્રાપ્ત થતાં નથી, તે અત્યારે સારાં લાગવા છતાં આખરે અકલ્યાણ કરનારાં છે. ભાઇઓ! જો મનુષ્ય બનવા ઇચ્છો, જો તમારું કલ્યાણ ઈચ્છતા હો, તો ભગવાનના નામમાં તલ્લીન થઈ જાઓ, પૂરેપૂરા તન્મય થઈ જાઓ. મંત્રની સાધના અથવા તો દેહનું પતન એને તમારો મૂળમંત્ર બનાવો.

વળી પૈસાના વાતાવરણનો પણ દોષ છે. પૈસા લાભ કરતાં હાનિજ વધારે કરે છે. પૈસાથીજ જગતમાં વિશેષ અનર્થ થાય છે. જાગ્રત અથવા નિદ્રાવસ્થામાં પણ પરમહંસદેવ પૈસાને અડકી શકતા નહોતા. તેમણે આ જગતમાં આવીને બતાવી આપ્યું છે કે, ત્યાગ એજ મનુષ્યજીવનનો એકમાત્ર ઉદ્દેશ છે. મનુષ્ય ભોગોની પાછળ દોડીને પશુ થતો ચાલ્યો છે. જો મનુષ્યપદે રહેવું હોય તો ત્યાગનો આશરો લો. ભગવાનનો આશરો લો. સંપૂર્ણપણે ભગવાનને જાણો. ક્ષણિક આનંદની આશાનો ત્યાગ કરીને અનંત આનંદના અધિકારી થાઓ.

પરમહંસદેવના જ્વલંત જીવનમાં જોતા નથી કે ત્યાગનો શો અર્થ છે? હે જીવ! ભોગવાસનાનો ત્યાગ કર, ભગવાનનાં ચરણકમળોનું શરણુ લે, માનસસરોવરનો હંસ બન.

ત્યાગ–એકમાત્ર ત્યાગજ શાંતિ આપી શકે તેમ છે. ભગવાનને ખાતર સર્વસ્વનો ત્યાગ કરો. ભગવાનનેજ પોતાના કરો. ત્વમેજ પિતા, માતા, બંધુ ભ્રાતા, ત્વમેજ સર્વ કંઇ છો, એ ભાવ

ધારણ કરો. ત્યારેજ આપણે સાચા મનુષ્ય થઈશું, સાચા આનંદના અધિકારી થઈશું. જ્યારે પૃથ્વીના આ બધા ભોગ-સુખોનો ત્યાગ કરીને ભગવાનનું ચિંતન, ભગવાનનુંજ સ્મરણમનન કરતાં કરતાં આપણે સમય ગાળીશું, ત્યારે એ સ્થિતિમાં કેટલો બધો આનંદ હશે, તે મોંથી બોલી શકાય તેમ નથી. એ અવસ્થાનો અનુભવ કર્યા સિવાય એ સમજાય તેમ નથી.

ભગવાનની પ્રાપ્તિને માટે ત્રણ વસ્તુઓની જરૂર છે. પ્રથમ મનુષ્યજન્મ, બીજું મુક્તિની ઇચ્છા, ત્રીજું મહાપુરુષનો આશરો. ભગવાનની કૃપાથી મનુષ્યજન્મ પામ્યા છો, સત્સંગ પણ પામ્યા છો, મુક્ત થવાની વાસના-ઇચ્છા પણ જાગી છે, હવે આ જીવનને એવી રીતે ઘડી લો કે આ જન્મ વૃથા જાય નહિ. ક્ષણિક ભોગોની પાછળ દોડવાથી શું થશે? અનંતના અધિકારી થાઓ. વળી એક વાત ધ્યાનમાં રાખો કે મનુષ્યજન્મ તો કદાચ ફરીથી પામશો, મુક્તિની વાસના-ઇચ્છા કદાચ બીજા જન્મમાં પામશો, પરંતુ આ વખતના જેવો સાધુસમાગમ વારંવાર નહિ પામો. બધે વખતે સાધુસમાગમ પ્રાપ્ત થવો ઘણો દુર્લભ છે. જન્મજન્માન્તરનાં અનેક સત્કૃત્યો અને તપશ્ચર્યાના પરિણામે આવો સુયોગ પામ્યા છો. ભાગ્યવશાત્ જ્યારે પરમહંસદેવના સમયમાં આવી પડયા છો, ત્યારે ધ્યાન રાખો કે જીવન નકામી બાબતોમાં ચાલ્યું જાય નહિ-આ કીમતી સમય વ્યર્થ વહી જાય નહિ.

શ્રદ્ધા, શ્રદ્ધા, માત્ર શ્રદ્ધાજ જોઇએ. ગુરુવાક્યમાં વિશ્વાસ રાખીને પડયા રહો. ગુરુવાક્યમાં વિશ્વાસ કરીને પડી રહેવાથી બધું થઈ જશે. જો ગુરુવાક્યમાં વિશ્વાસ નહિ હોય તો મંત્રતંત્રથી કશુંજ થશે નહિ. બિલાડીનાં બચ્ચાંની પેઠે પડી રહો. ગુરુ જ્યારે જે જરૂરનું હશે તે કરી દેશે. તમે પોતે કેટલું જાણો છો? તેમના ઉપર ભાર નાખીને પડયા રહો. જેમના ઉપર ભાર

નાખ્યો છે, તેમને જવાબદારીનું ભાન છે. તેઓ તમારા પોતાના કરતાં તમારી બાબતમાં ઘણું વિશેષ વિચારે છે. સોળે આના તેમના ઉપર નિર્ભર રહો—આધાર રાખો. તેઓ બધી આપત્તિ–વિપત્તિમાંથી તમારું રક્ષણ કરશે. આ જગતમાં કોઇનીયે શક્તિ નથી કે ગુરુને આશરે આવેલા શિષ્યનું અનિષ્ટ કરી શકે. ગુરુની કૃપાથી તેની ચારે બાજુએ લોખંડી કોટ છે. ભગવાન પ્રાપ્ત થશે નહિ, ત્યાં સુધી જીવનમાં અનેક ભૂલો થવાનો સંભવ છે. ગુરુનો આશરો લઇને રહેવાથી ભૂલ થવાનો સંભવ નથી.

ઉપર થઇને બાપદીકરાના જવાની પરમહંસદેવની પેલી વાત ધ્યાનમાં છે ને? બાપ છોકરાનો હાથ પકડે તો પડવાનો ભય નથી, પણ છોકરો બાપનો હાથ પકડે તો પડવાનો ભય છે. જેમણે સદ્‌ગુરુનો આશ્રય પ્રાપ્ત કર્યો છે, તેઓ જો ભગવાનનો આશ્રય લઇને પડ્યા રહે તો તેઓજ તેમની ભૂલ–ભ્રાંતિ સુધારી દેશે.

ત્યાગ સિવાય શાંતિ પ્રાપ્ત કરી શકાતી નથી. ત્યાગ તો જોઇએ-જ. ભગવાનને ખાતર, શાંતિને માટે, પોતાના કલ્યાણને માટે સર્વ-સ્વનો ત્યાગ જોઇએ છે. માનવી પશુપ્રવૃત્તિનો દાસ નથી. મનુષ્ય ઇચ્છે તો ભગવાનને પ્રાપ્ત કરી શકે છે, ત્યાગ પણ કરી શકે છે. બધાને છોડીને ભગવાનને જોરથી પકડો.

ત્યાગ એટલે નાગા બાવાઓની પેઠે શરીરે રાખોડી ચોળી, ચીપિયો હાથમાં લઇને ઊભા રહેવાનું નથી. લોકોને દેખાડવાના ત્યાગની કંઇજ કિંમત નથી. એનાથી કશો લાભ પણ નથી. ઊલટું તેનાથી તો નુકસાન થાય છે. ખરો ત્યાગી તેજ છે કે જેણે સંપૂર્ણ-રૂપે પોતાની જાતને અર્પણ કરી દીધી છે. પોતાનું કહેવા જેવું કંઇજ જે રાખતો નથી. મારો આ દેહ, મન, બુદ્ધિ બધુંજ તમને અર્પણ કર્યું છે. તમારી જેવી ઇચ્છા હોય તે પ્રમાણે કરો. તમારી

વસ્તુનો તમે તમારી ઇચ્છા પ્રમાણે ઉપયોગ કરો, એજ ભાવના જોઈએ. તમે સાંભળ્યું છે ને કે પરમહંસદેવ મા સિવાય અન્ય કોઇને જાણતાજ નહોતા. જે કંઈ કરતાં તે માજ કરતાં. માની ઇચ્છા સિવાય પોતાને કોઇજ ઇચ્છા હતી નહિ. હંમેશાં ભગવાનને નિવેદન કરતાઃ " હે પ્રભો, હું સારું કે ખોટું કશું જાણતો નથી, સમજતો નથી, હું તમારો છું. જે સારું સમજો તે કરો." આ ભાવ જોરથી પકડી રાખજો. તમારે જ્યારે જે વસ્તુની જરૂર પડશે તે તે સમજી જશે, તમને તે કશોયે અભાવ રહેવા નહિ દે. પ્રાર્થના કરો, પ્રાર્થના કરો. તેમને શરણે જઇને પડયા રહો.

બીજી એક વાત ધ્યાનમાં રાખજો. ભગવાનની કૃપાથી જ્યારે ભગવાનને પ્રાપ્ત કરવા એજ મનુષ્યજીવનનો ઉદ્દેશ છે, એમ સમજ્યા છો, ત્યારે બધા ગમે તો સારું બોલો કે ખોટું બોલો, સુકીર્તિ આપો કે અપકીર્તિ ફેલાવો, દુનિયા સ્થાન આપો કે ન આપો, શરીર રહો કે જાઓ, પોતાના સિદ્ધાંતથી એક ઇંચ પણ હઠશો નહિ. આ જીવનમાંજ ભગવાનને પ્રાપ્ત કરવા છે, એવી ભાવનાથી જો જીવનને ઘડી શકો તોજ તમે મનુષ્ય છો, પરમહંસદેવનું નામ લેવાના અધિકારી છો; એમ કરો તોજ તમારો સાધુસમાગમ સફળ છે. જો આ પ્રમાણે ન કરી શકો તો હું સમજીશ કે તમે બે હાથ ને બે પગવાળા જાનવરજ છો.

બીજી એક બાબત અત્રે સ્પષ્ટ કરીને કહી રાખું છું. ગુરુ એટલે શું ? જે કોઇ બી વાવે, કાનમાં મંત્ર આપે, તેમનેજ સામાન્ય રીતે ગુરુ કહેવાય છે. સિદ્ધપુરુષ સિવાય કોઇને પણ ગુરુ થવાનો અધિકાર નથી. જેને પોતાનેજ રસ્તાની ખબર નથી, તે બીજાને રસ્તો શી રીતે બતાવી શકે ? મંત્રશક્તિ અવશ્ય સમાનભાવેજ રહે છે, પરંતુ વિધિ બરાબર ખબર ન હોવાથી ગુરુશિષ્ય બન્નેની બરાબર ઉન્નતિ થતી નથી. તેથીજ શિષ્ય

હૃદયમાં શાંતિ પ્રાપ્ત કરતો નથી. શ્રીપરમહંસદેવે અત્રે આવીને રસ્તો સાફ કરી રાખ્યો છે. તેમના શિષ્યોમાં અમૂલ્ય રત્નોનો ભંડાર મૂકી ગયા છે. જે કોઈ સાચો શ્રદ્ધાળુ અને ભક્તિમાન થશે તેણે અહીં આવવુંજ પડશે. બીજે ક્યાંય શાંતિ મળશે નહિ. એમની પાસેથી જેમણે જે પ્રાપ્ત કર્યું છે તેમાં જો વિશ્વાસ રાખીને પોતપોતાનું જીવન ઘડતા ચાલ્યા જાય, તો તેઓ અવશ્ય અપાર આનંદના અધિકારી થશે, મનુષ્યત્વ પ્રાપ્ત કરશે. તેઓ આ યુગની ભાવનાઓને સમજે છે આ યુગમાં કેવી જાતના શિક્ષણ-સંસ્કારની આવશ્યકતા છે તે તેઓ સારી રીતે જાણે છે. જેમની જે ભાવે ઉન્નતિ થાય, તેજ પ્રકારનો ઉપદેશ તેઓ તેમને આપે છે. કોઇને વિધિપૂર્વક દીક્ષા આપે છે, કોઇને ઉપદેશરૂપે દીક્ષા આપે છે, કોઇને વળી સ્વપ્નમાં દીક્ષા આપે છે; જેના ભાગ્યમાં જે નિર્માયું છે, તેમાં શ્રદ્ધા રાખીને આગળ ચાલે, સરળ પ્રાણે ગુરુની આગળ પ્રાર્થના કરે, પછી બાકીનું જે જરૂરી હશે તે તેઓ આપશે. તેઓ નરદેહમાં વસતા હોય કે ના વસતા હોય, શિષ્યને જ્ઞાનપ્રાપ્તિ થયા સિવાય જે સાચા ગુરુ છે તે તો તેને માર્ગ બતાવવા માટે, તેની મુક્તિની રાહ જુએ છે. શિષ્યને ખાતર ગુરુ વચ્ચે વચ્ચે સ્થૂળભાવે પ્રગટ થાય છે.

પ્રયત્ન કરો, પ્રયત્ન કરો. શંકાઓ છોડીને જે જીવન પ્રાપ્ત કર્યું છે, તેને સફળ કરવા માટે ઊઠો, જાગ્રત થાઓ અને મંડી પડો. ઢોલ પીટવાની કશી જરૂર નથી, અતિ ગુપ્ત રીતે કામ કરવા મંડો. લોકોને કશી ખબરજ ન પડે. અનેક પ્રકારના માણસો છે. કોઈ વિવિધ પ્રકારની વાતો કરે છે, ભાવનાઓ નષ્ટભ્રષ્ટ કરી નાખે છે, વળી કોઇ માન આપીને અહંકાર વધારી મૂકે છે; પરમહંસદેવની એજ વાત મનમાં રાખો કે, " ધ્યાન કરજે મનમાં,

વનમાં કે ખૂણામાં." એટલે કે સાધન, ભજન, સ્મરણ, મનન બને ત્યાં સુધી લોકચક્ષુથી દૂર રહીને કરવાનો પ્રયત્ન કરજો.

કેટલાક દિવસ ખાસ પ્રયત્નપૂર્વક ભજન કરો. પછી જોશો કે કેવી મજા ને કેવો આનંદ આવે છે. તમે નવાજ મનુષ્ય બની ગયા છો એમ જણશો. જ્યારે અહીં આવ્યા છો ત્યારે દૃઢ નિશ્ચય કરો કે ભગવાનને આ જીવનમાંજ પ્રાપ્ત કરશો. સદ્ગુરુનો આશ્રય પામ્યા છો, પછી વિચારવાનું શું છે? તમારી ફત્તેહજ છે.

---

## ઉપદેશ

### નામમાહાત્મ્ય

ભગવાનનું નામ, નામ, નામ અને નામજ લો. ખૂબ સખ્ત કામ કરો અને નામજપ કરો. બધાં કાર્યોમાં ભગવાનના નામનું સ્મરણ આંતરિક ભાવે કરતાજ રહો. આ નામનું ચક્ર સર્વ કાર્યોમાં ઘૂમવા લાગશે પછી જો જો તો ખરા! એકવાર કરી જુઓ. એકદમ બધી જ્વાળાઓ બુઝાઇ જશે. કેટકેટલા મહાપાપીઓ આ નામનો આધાર લઈને શુદ્ધ મુક્તાત્મા બની ગયા છે!

ખૂબ શ્રદ્ધા રાખો, નામસ્મરણ અને ભજનમાં ખૂબ ખૂબ શ્રદ્ધા રાખો. નામ અને નામી(જેનું નામ લેવામાં આવે છે તે)ને એક કરી દો. ભગવાનજ નામરૂપે ભક્તના હૃદયમાં વસે છે.

ભગવાનને ખૂબ બોલાવો, એકાંતમાં એકલા બેસીને ભગવાનને બોલાવો. વચ્ચે વચ્ચે પ્રાર્થના કરો કે, 'મારા ઉપર કૃપા કરો. મને શ્રદ્ધાભક્તિ આપો.' એટલા બધા પ્રેમથી બોલાવો કે, આંખમાંથી અશ્રુધારા નીકળીને છાતી ઉપરથી વહી જાય. મન અને મુખ એક કરજો.

સંસારમાં બધાને હરિમય જોજો અને વિચારજો કે હરિ સર્વ ભૂતોમાં રહેલા છે. આ પ્રમાણે કરતાં કરતાં તૃણ કરતાં પણ નીચા બની જજો. બધાની પાસે બેસજો અને માત્ર હરિકથાજ સાંભળજો. જે સ્થળે હરિના ગુણનું કીર્તન ન થાય તે જગાને સ્મશાન જેવી જાણજો. આ હરિનામના બળથીજ સ્મશાનનાં ભૂત, પલીત વગેરે તેનાથી દૂર નાસી જાય છે.

ભગવાનનું નામ લો, ભગવાનને બોલાવો; તે તો તમારાજ છે. તેઓ શા માટે દર્શન ન આપે? તેમની આગળ બધી વાત જણાવો, તેઓજ સન્માર્ગ બતાવશે. જે કંઇ માગણી કરવી હોય તે તેમની પાસેજ કરો. તેઓ બધી પૂર્ણ કરશે.

· દીક્ષામાં બીજું છે શું? તમને જે નામમાં શ્રદ્ધા હોય તેજ નામનો જપ કરજો. શ્રદ્ધાપૂર્વક–મનની ઇચ્છાપૂર્વક નામજપ કરવાથી બધું ઠીક થાય છે. દીક્ષાનો અર્થ બીજો કશોજ નથી. આ ધ્યાનધારણાજ કરવાં જોઇશે. ભગવાનને પ્રાણપૂર્વક બોલાવવા જોઇશે. ભગવાનમાં વિશષ શ્રદ્ધા અને પ્રેમ થાય એટલા માટે એક માણસને હાજર માનીને કામ કરો. હમણાં ખૂબ ધ્યાન કરો.

પ્રથમ અવસ્થામાં પ્રાર્થના કરવી સારી છે, ભગવાનને બોલાવજો, ભગવાનના મહિમાનું કીર્તન કરીને તેમની પ્રાર્થના શરૂ કરજો. ભગવાનને બોલાવજો અને કહેજો કે, 'હે ભગવાન, તમે સૂર્ય, ચંદ્ર અને આ સૃષ્ટિને બનાવ્યાં છે. તમે દયામય સર્વજ્ઞ, અંતર્યામી છો, તમે મારા પ્રત્યે દયાળુ થાઓ, મને સદ્‌બુદ્ધિ આપો, શ્રદ્ધા આપો, ભક્તિ આપો, પ્રેમ આપો' એમ કહી કહીને તેમને હંમેશ બોલાવજો.

હજારો કામ ભલે ને હોય, ગમે તેવાં જરૂરી કામો પણ ભલે ને હોય, હમેશાં બે વખત ભગવાનનું સ્મરણમનન કરવાનું ભૂલશો

નહિ. દેહ-મન શુદ્ધ અને શરીરને નિર્મળ અને નિષ્પાપ કરવા માટે ભગવાનનાં નામ, જપ અને ધ્યાનભજન સિવાય બીજી કોઇ વસ્તુજ નથી. તેઓ ઘણા સહજ છે, તેઓ પોતાનાજ છે. તેમને પોતાના કરી લઇને, તેમનાજ બની જાઓ. જો પ્રિય વસ્તુ દુર્લભ હોય, તો તેમને પરમ પ્રિય બનાવો.

નામજપ કરો, નામસ્મરણ કરો, નામ એજ ભગવાન છે, નામસ્મરણ ને નામજપ નહિ કરીને બીજું જે કંઇ કરશો, તેમાં ગોટાળે ચઢીને ગૂંચાઇ મરશો.+

## સાધનભજન

ખૂબ નિષ્ઠાપૂર્વક સાધન-ભજન કરો. એક પણ દિવસ પડવા દેશો નહિ; સારું લાગે કે ન લાગે, નિયમિત સમયે આસન જમાવીને બેસી જજો. આવી નિષ્ઠાપૂર્વક લગભગ ત્રણ વર્ષ કરી શકશો તો જોઈ શકશો કે ભગવાન ઉપર એક પ્રકારનો પ્રેમ થયો છે, ત્યારે આપોઆપજ ભગવાનને બોલાવવાની ઇચ્છા થશે; પ્રયત્ન કરશો તો પણ મનને બીજી બાજુ લઇ-જઈ શકશો નહિ. મનની આવી અવસ્થા થશે ત્યારે ધ્યાનજપ કરીને ખૂબ આનંદ પામશો.

ભજન કરો, ભજન કરો. ભજનનો એક પ્રકારનો આનંદ છે. એ આનંદનો સ્વાદ એકવાર પ્રાપ્ત કરશો એટલે આ બધી સંસારી બાબતો અસાર જણાશે. પછી તો જ્યાં રહેશો ત્યાં એજ અવસ્થામાં રહેશો, ભજન સિવાય બીજું કંઇ સારું લાગશે નહિ. એ વાત બરાબર છે કે શરૂઆતમાં આનંદ પ્રાપ્ત થતો નથી. ગુરુવાક્યમાં

---

+ઠીકજ કહ્યું છે કે, '**कलौ केशव कीर्तनात**' આ કળિયુગમાં ભગવાનનની પ્રાપ્તિ કેશવના કીર્તનથી અર્થાત્ નામસ્મરણ-જપ અને ભગવાનનું કીર્તન કરવાથી અને આખ્યાન કરવા-સાંભળવાથીજ ચિત્તશુદ્ધિ થઇ ને આગળ વધાય છે. —અનુવાદક

વિશ્વાસ રાખીને થોડા દિવસ કર્યે જવાથી પછી જોઈ શકશો કે આપોઆપજ આનંદ આવે છે.

જેઓ સાધનભજન કરે છે, તેઓ બધીજ અવસ્થામાં કરે છે. જ્યાં સુયોગ અને સગવડ વધારે હોય છે, ત્યાં તેઓ વળી વિશેષ સાધનભજન કરે છે. અહી સગવડ નથી, પણે સગવડ નથી, એમ કરતા કરતા જેઓ ફર્યા કરે છે, તેઓ કોઈ પણ વખતે કંઈજ કરી શકશે નહિ. તેઓ જડસુ અથવા ગુંડાઓની પેઠે ફર્યા કરીને ખાલી તેમનો કીમતી સમય ગુમાવશે.

ભાઇઓ ! ખૂબ જપ કરો ! ખૂબ જપ કરો ! કળિયુગમાં જપ એજ સ્વાભાવિક ઉપાય છે. આ યુગમાં યોગયાગ કરવાં ઘણાં કઠણ છે. જપ કરતાં કરતાં મન સ્થિર થઇ ઇષ્ટમાં લીન થઈ જશે. જપની સાથે સાથે ઇષ્ટમૂર્તિનું ચિંતન કરવાનું છે. તેનાથી જપધ્યાન બન્ને એક સાથે થઇ જશે. આવી રીતે ભાવપૂર્વક જપ કરવાથી ખૂબ ઝપાટાબંધ કામ થાય છે.

સ્મરણમનન ખૂબ કરવું પડશે. જપ-ધ્યાન કરવા જતાં વિવિધ પ્રકારની સગવડો શોધી લેવાની છે. પરંતુ સ્મરણ-મનન માટે તો કશાયની જરૂર હોતી નથી. ખાતાં, સૂતાં, ઊઠતાં, બેસતાં, બધો વખત સ્મરણ-મનન થઇ શકે છે. રાતદહાડો સ્મરણમનન કરી શકશો, તો જણાશે કે, મન ઘણું ઊંચું ચઢેલું છે. રામાનુજના મત પ્રમાણે આ પ્રકારના અવિરામ ચિંતનનું નામજ ધ્યાન છે.

અમારા અનુભવનો તો કંઇક લાભ તમે લેશોને! ભાઇ, ભમ્યા કરવાથી કશું થતું નથી. એક જગાએ સ્થિર થઇને બેસીને થોડીવાર પછી ભગવાનને બોલાવી શકો નહિ, તો કશુંજ થવાનું નથી. સ્વામીજી આવો સુંદર મઠ બંધાવી ગયા છે, ખાવાપીવાની ચિંતા નથી. બહાર ભટકયા કરવા કરતાં બબ્બે રોટલી ખાઇને

સાધનભજન કર્યા કરો, ગપ્પાં મારવાથી અથવા રખડયા કરવાથી ધર્મની સાધના થતી નથી. ભગવાનને પ્રાપ્ત કરવા માટે તો સાધના-સાગરમાં ડૂબકી મારવી પડશે, તદ્દન નીચે જવું પડશે. સાધનભજન કર્યા સિવાય ભગવાં પહેરીને ઘેરઘેર ભટકવાથી અને ભિક્ષા માગવાથી શું વળવાનું છે?

હું કામને જીતીશ, ક્રોધને જીતીશ અમ કહીને પ્રયત્ન કરવાથી શત્રુઓ જિતાતા નથી. ભગવાનમાં મન પરોવવાથી એ બધું આપોઆપજ સાધ્ય થાય છે. પરમહંસદેવ કહેતાઃ "પૂર્વ તરફ જોવાથી આપોઆજ પશ્ચિમ દિશા પાછળ પડી જાય છે. કંઇ પણ પ્રયત્ન કરવો પડતો નથી." ભગવાનને બોલાવો, ભગવાનને બોલાવવાથી બધાય દુશ્મનો ક્યાંના ક્યાં ભાગી જશે.

તમે ઉપલક ઉપલક ધ્યાનજપ કરો છો એ શું એકજ કલાકમાં પતવવાનું કામ છે? રાતદહાડો ચોવીશે કલાક ભાવમાં મગ્ન રહી શકો ત્યારેજ ઠીક કહેવાય. તમારે માટે આજ સમય છે, તન્મય થઇ જાઓ, તલ્લીન થઇ જાઓ. ભગવાનના સ્મરણ-મનનના મહાસાગરમાં ડૂબી જાઓ. નકામો સમય ગુમાવો નહિ, મહાનિશામાં-મધ્યરાત્રે-ખૂબ જપધ્યાન કરો. આ સમય ધ્યાનજપ માટે ઘણોજ અનુકૂળ છે.

પ્રથમ અવસ્થામાં ખૂબ ધીમેધીમે જપધ્યાન વધારતા જવાનું છે. આજે એક કલાક, તો બે દિવસ પછી વળી થોડો સમય વધારવો; વળી થોડા દિવસ પછી થોડુંક વધારવું, એમ થોડે થોડે વધારતા જવાનું છે. ખૂબ ઝપાટાબંધ ધ્યાન-જપ કરવા જતાં તેની પ્રતિક્રિયા થાય છે. અને તેને સંભાળી નહિ શકવાથી મન ઘણુંજ નીચે ઊતરી જાય છે. પછી ધ્યાનજપ કરવાની જરાપણ ઇચ્છા થતી નથી. એ મનને ઊંચું લાવીને પાછું ધ્યાનજપમાં બેસાડવું એ ઘણી કઠણ વાત છે.

ભગવાનની કૃપા મેળવો, તેમની કૃપા મળ્યા સિવાય કશુંજ થતું નથી. કૃપાને ખાતર રાત્રિદિવસ ભગવાન પાસે પ્રાર્થના કરવી પડે છે. પ્રાર્થનાથી ભારે કામ થાય છે. તેઓ પ્રાર્થના ખાસ સાંભળે છે. સાધન, ભજન અને અભ્યાસ કરવાની જરૂર છે. જે દિવસે જેટલું થાય તેટલું કરવું. પાંચ મિનિટ થાય તે પણ સારુંજ છે, પરંતુ એક વખત નક્કી કરેલો જોઇએ. રાત્રિ એ ધ્યાન માટે સુંદર સમય છે, મગજ સારું હોય છે. વધારે વાર ધ્યાન ધારણા કરવા છતાંયે નુકસાન થતું નથી. વળી આ વખતે કુદરતી મદદ પણ મળે છે. રાત્રીની શાંતિમાંજ ધ્યાન કરવું એ સારુ છે.

## કર્મ

મોટાં મોટાં કામ કરવાં સારાં છે, અનેક માણસો તે કરી શકે છે. નામ અને યશને ખાતર ઘણાં મોટાં મોટાં કામ કરી શકાય છે, નાનાં નાનાં કાર્યોમાંથીજ મનુષ્યને સમજી શકાય છે. તેનું ચારિત્ર્ય કેવું છે, તે પણ એ ઉપરથી જણાય છે. જેઓ ખરા કર્મ-યોગી છે, તેઓ ઘણું નજીવું કામ હશે, તો પણ તે કામ ભગવદ્દ્બુદ્ધિ રાખીને મન પરોવીને કરશે, તેઓ લોકોની વાહવાહ લેવા માટે કયારેય કશું કરતા નથી.

મનને ગમતું કામ તો સૌ કોઇ કરી શકે છે. તો પછી બીજું કામ કોણ કરે ? જે કોઇ કામ હોય તેને પરમહંસદેવનું–ભગવાનનું સમજીને કરવાની જરૂર છે.

માત્ર કામ કરવાથીજ નહિ પતે. ભગવદ્દ્ભાવપૂર્વક કામ કરવું પડશે, બાર આના મન ભગવાનને આપવું અને બાકીના ચાર આના મન દઇને કામ કરવું. આવા ભાવથી કામ કરવાથી બરાબર કામ કરી શકશો–મનમાં ઉદારતા આવશે, આનંદ આવશે. વળી સાધનભજન છોડી દઇને કર્મ કરવા જતાં સ્વાભાવિકપણેજ

અહંકાર, અભિમાન, થશે અને ટંટોફિસાદ અને અશાંતિનું રાજ્ય ફેલાશે. કામ કરો છતાં સાધનભજન છોડશો નહિ.

તમે શીશી ભાગી નાખીને? કેટલી બધી બેદરકારી! તમે બરાબર ધ્યાન રાખીને કામ કરતા હો તો કેવું સારું! કામ કરતાં કરતાં એટલા બધા શું વિચારમાં પડી જાઓ છો? આટલું બધું અસ્થિર મન રાખવાથી કશુંજ કામ થશે નહિ, ધર્મ કે કર્મ કશુંયે થશે નહિ. મન સ્થિર રાખીને બધાં કામ કરવાં જોઇએ. ગમે તેટલું નાનું કે મોટું કામ ભલે ને હોય, જેમનું મન કામમાં સ્થિર હોય છે, તેમનું મન ધ્યાન–જપમાં પણ સ્થિર થાય છે એમ જાણજો.

કાર્ય કરતી વખતે પ્રથમ તો કામમાં ખૂબ પ્રેમ જોઇએ. બીજું ફળ તરફ સહેજ પણ નજર રાખવી નહિ, ત્યારેજ બરાબર કામ કરી શકાય છે. આ કર્મયોગનું રહસ્ય છે. જે કંઇ કરો તે બધું પરમહંસદેવનુંજ કાર્ય સમજજો. એમ કરવાથી કયારે પણ અપ્રીતિ થશે નહિ, ફળમાં આસક્તિ થશે નહિ. આ ભાવ છોડી દેશો, તો બધું તમારે ગળે વળગશે. વળી એવી મૂંઝવણ થયા કરશે કે કામ કરું કે ધર્મ કરું?

કામ કરતાં આટલો બધો ડર શા માટે રાખો છો? (પૂજ્ય બાબુરામ મહારાજને બતાવીને) તેઓ જે કહે તે પ્રમાણે કરજો. તેથી તમારું મહાકલ્યાણ થશે એમ જાણજો. એ બધા મહાપુરુષો છે. બાપલા, એમની વાત નહિ સાંભળો તો ધર્મ–કર્મ કશુંયે થશે નહિ. તેઓ જે કહે તે કર્યે જાઓ.

સર્વ કાર્યો એ કામજ છે. સાધનભજન કરવું એ પણ કામ છે અને સંસાર ચલાવવો એ પણ કામ છે. બધું બરાબર કરવામાં આવે એટલે પત્યું. બધુંજ ભગવાનની પ્રાર્થનાસ્વરૂપ છે. વર્ક ઇઝ વર્શિપ–સત્કાર્ય એજ પ્રભુસેવા છે.

ગીતામાં જે કર્મ વિષે કહ્યું છે, તે કર્મ વડેજ મુક્ત થશો, નિર્વાણ પ્રાપ્ત કરશો. કર્મયોગ મહાકઠણ છે. ઠંડું મગજ ને ત્યાગ-વૈરાગ્યની ખૂબ જરૂર છે. એ નહિ હોય તો ડૂબવાનું છે. ખરી રીતે તો સિદ્ધિની પ્રાપ્તિ પછીજ કર્મયોગના અધિકારી થવાય છે.*

## સાધકનું કર્તવ્ય

બહાર તપસ્યા કરવા જાઓ ત્યારે અન્નક્ષેત્રનું અન્ન ખાશો નહિ. ગૃહસ્થો શ્રાદ્ધાદિના પૈસા સાધુસેવા માટે આપી જાય છે. અને તે ઉપરાંત એ પૈસા આપવામાં કેટકેટલીયે વાસનાઓ–કામનાઓ ભરેલી હોય છે. આ બધાં કારણોથી અન્નક્ષેત્રનું અન્ન શુદ્ધ નથી. સાધકોને માટે માધુકરી કરીને નિર્વાહ કરવો એ ઉત્તમ છે. માધુકરીનું અન્ન એ શુદ્ધ અન્ન છે.

-એકાંતમાં એકલા એકલા જઇને સાધન–ભજન કરવું ઘણું કઠણ છે. ભગવાનમાં ખૂબ પ્રેમ અને લગની લાગ્યાં હોય તોજ એ બની શકે તેમ છે. શરૂઆતમાં એકલા રહેવા જતાં પતનનો ખૂબ સંભવ છે. તેથી મનના મેળવાળા બે માણસોએ એક સાથે રહેવું સારું છે. એક સાથે બે જણના રહેવાથી પરસ્પર મદદ થાય છે. બેથી વધારે રહેવાથી તો કામ કરવાની અગવડ થાય છે. બહુ ટોળું થઇ જાય તો સાધનભજનમાં વિક્ષેપ થાય છે, મનને અસ્થિર કરી મૂકે છે અને ભગવાનને ભુલાવી દે છે.

---

* આ રીતે સિદ્ધિ પ્રાપ્ત કર્યા પછી કર્મયોગમય જીવન ગાળનારા સંન્યાસીઓ દેશમાં હવે દેખાવા લાગ્યા છે. એ આ હતભાગી દેશના ઉદયનું નિશાન ગણાય; પણ એવા કર્મયોગીઓથી દેશનું એકેએક ગામડું પાવન થશે, ત્યારેજ આપણી કંઇક પ્રગતિ થશે. ભગવાન! ગામડે ગામડે એવા એક એક કર્મયોગીને જગાડો! ઓ પરમ પિતા! સાચા કર્મયોગીઓથી આ ગુલામ દેશ વહેલો વિભૂષિત થાઓ!

—અનુવાદક

સાધનભજન કરવું હોય તો ખાવાનું ઓછું કરી નાખજો. પેટ ભરીને ખાવાથી સાધનભજન થતું નથી, પચાવવામાંજ બધી શક્તિ ચાલી જાય છે અને મન ચંચળ બની જાય છે. તેથીજ ગીતામાં યુક્તાહારવિહારની વાત કહેલી છે.

ભોગ વગેરે તરફ હમણા વધારે ધ્યાન આપશો નહિ. હમણાં છાનામાના રહો. હમણા તમારે બધી બાબતમાં ખૂબ સંયમી રહેવાની જરૂર છે. પરમહંસદેવની કૃપાથી બચી ગયા તો પછી એ બધી વસ્તુઓ તો આપોઆપ આવી મળશે. ત્યારે તમે જોશો કે કોઇપણ વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા પણ રહી નથી. કોઇપણ વસ્તુમાં આસક્તિ પણ થશે નહિ.

બધું છોડી દઇને સાધુ થઈને કર્તાપણાનું અભિમાન રાખવું એ કેવી હલકી બુદ્ધિ! કર્તાપણાનું અભિમાન એ સાધુને માટે મહા બંધનનું કારણ છે. જે કંઇ કરો તે ભગવાનનું કામ છે, એમ જાણજો. જે કંઈ જુઓ તે બધું પરમહંસદેવનું છે એમ જાણજો. "अहंकार विमूढात्मा कर्ताहमिति मन्यते।" ખોટું બોલવું એ મહાપાપ છે. જો કોઇ દારૂ પીએ, વેશ્યાને ત્યાં જાય, તો તેનો વિશ્વાસ કદાચ કરી શકાય, પરંતુ જે જૂઠું બોલે તેનો જરાયે વિશ્વાસ કરી શકાય નહિ. જૂઠું બોલવા જેવું મહાપાપ દુનિયામાં બીજું કંઈ નથી.

પરનિંદા, કે અન્ય વિષે વાદવિવાદ કદી કરશો નહિ. તેનાથી તમને પોતાનેજ નુકસાન થશે. રાતદહાડો બીજાના ખરાબ ભાવોની ચર્ચા કરતાં કરતાં પોતાની અંદર જે સદ્‌ભાવ હોય તે નાશ પામી ગયા પછી, મન ઉપર આ બધા ખરાબ ભાવોની વિકૃત છાપ પડે છે.

ખાઓ, દાન આપો, આનંદ કરો, મોજ કરો. કોઇનામાં કંઈ દોષ છે કે નથી તે જોવાની શી જરૂર? સૌની સાથે મળતા

રહેવું ને આનંદ કરવો. સાધુ થઇને પેલો આમ કરે છે ને તે આમ કરે છે, એમ વાતો કરીને પાંચજણ મળીને ચર્ચા કરવી અને લોકોની પાછળ લાગ્યા રહેવું, એ ઘણું ખરાબ છે. ખરાબ બુદ્ધિ થઇ ગઇ હોય તેઓજ એ પ્રમાણે કરે છે.

કોણ શું કરે છે, કોને શું થયું, એ બધું જોવાવિચારવાની કંઇ પણ જરૂર નથી. તમે પોતે બરાબર માર્ગે આગળ ચાલ્યા જાઓ. લક્ષ્ય બરાબર રાખીને તમારે જવાને માર્ગે ચાલ્યા જાઓ.

બધો વખત મનુષ્યના ગુણ જોતાં શીખો. થોડોક ગુણ જુઓ કે તેને મોટો કરીને જુઓ, સન્માન આપો અને તેની પ્રશંસા કરો. ગુણનો આદર નહિ કરવાથી મનુષ્ય મોટો થઈ શકતો નથી, પોતાનું મન પણ ઉદાર થતું નથી.

બેઠા રહીને ગૃહસ્થોનું અન્ન ખાઇને સાધનભજન કરવું નહિ, એ સાધુને માટે ચોરી–જુગાર જેવું છે. સાધુ બધું છોડીને ભજન કરશે એમ માનીને ગૃહસ્થો તેને દાળરોટી આપે છે. સાધનભજન નહિ કરતાં છતાં ગૃહસ્થનું અન્ન ખાવાથી મહા અકલ્યાણ થાય છે. સાધુ ગૃહસ્થની પાસેથી જે કંઈ ભિક્ષા લે છે, તેનાથી તેનાં શુભકર્મો એ ગૃહસ્થને મળે છે. તેથી સાધુએ એટલું બધું સાધનભજન કરવું જોઈએ કે જેથી ખરચ કરવા છતાં જમે રહે.

મનુષ્યમાં દોષ જોઇને તેને હલકો ગણતા નહિ. તેના ઉપર પ્રેમ રાખી, પોતાનો કરી સારે માર્ગે વાળવો જોઇશે. સારું ને ખોટું દરેકમાં હોય છે. દોષ તો બધાજ જોઇ શકે છે, મનુષ્યને જો સારો કરી શકશો તો હું સમજીશ કે તમારામાં ધીરજ છે.

જુઓ ભાઈ, તમે સાધુસન્યાસી છો. તમારે બધો સમય સ્થિર, ધીર, વિનયી અને મધુર બોલનારા થવું જોઇશે. તમારી કથાવાર્તા, ચાલચલણ અને વર્તન વડે બધામાં આંતરિક સત્ત્વગુ-

ણુનો વિકાસ થશે. તમારા સમાગમમાં આવવાથી મનુષ્યો આંતરિક શાંતિ પામશે અને તેમનાં હૃદયમાં ધર્મભાવના જાગી ઊઠશે.

બ્રહ્મચર્ય એટલે શું તે જાણો છો? સત્ય વાત કહેવી, જિતેન્દ્રિય થવું, મન અને વાણીનો સંયમ, દારૂમાંસ ન વાપરવાં, હિંસા, દ્વેષ, ઘૃણા ન કરવી; જે બાર વર્ષ બ્રહ્મચર્ય પાળી શકે તેને બીજું વિચારવાનું શું હોય? બ્રહ્મચર્ય ખાસ પાળવું જોઇએ. તેથી બાલ્યકાળથીજ બ્રહ્મચર્યની શરૂઆત કરવી જોઈએ.

કોઇક તીર્થસ્થાનમાં કેટલાક દિવસ જઈને સ્થિરચિત્તે બેસી જાઓ, એનાથી અનેક પ્રકારની સગવડ થઇ જશે. પ્રકૃતિનું એક નવીન દશ્ય જોઇને મનની સ્થિતિ ખૂબ સારી થશે, શરીર પણ સારું રહેશે અને ધ્યાનની પણ સગવડ થશે.

ચિત્ત શુદ્ધ હોવું જોઈએ. સંસારમાં કેટલો બધો ભય છે. સાધનમાર્ગે ચાલતાં સુદ્ધ, સુદ્ધ ને સુદ્ધજ કરવાનું છે. જે કોઇ વૃત્તિઓ માથું ઊંચકે તેમનું દમન કરવું જોઇશે. પ્રત્યેક પગલે વાસના વગેરેનું દમન કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. આ બાબતમાં ખૂબ પ્રયત્નપૂર્વક આગળ વધવું જોઇશે. શરૂઆતમાં થોડા દિવસ નિર્જન સ્થાનમાં મનને બરાબર સંયમમાં લાવો. પછી બધું ધીરે ધીરે ઠીક થવા લાગશે.

## વિવિધ પ્રસંગો

દરેક વસ્તુનો એક ખાસ નિશ્ચિત સમય હોય છે. એ વખત સાધનભજનને વધુ અનુકૂળ હોય છે. આ વખતે એક પ્રકારનો આધ્યાત્મિક પ્રવાહ વહે છે. ત્યારે જપધ્યાન કરવાથી સહેજે મન સ્થિર થઇ જાય છે અને ખૂબ આનંદ આવે છે.

પ્રશ્નઃ—મહારાજ, કેવી રીતે એ બધો સમય જાણી શકાય?

મહારાજશ્રીઃ—એ સમજવું અઘરું નથી. જેઓ બરાબર સાધન-ભજન કરે છે, તેઓ થોડા દિવસ પછી બધું જાણી શકે છે.

જગતમાં કાશી મહાચૈતન્યમય સ્થાન છે. ત્યાં બેસીને ભજન કરવાથી જે કરવામાં આવે તેનું દશગણું ફળ મળે છે. વળી ખૂબ જલદી જલદી મંત્રચૈતન્ય પ્રાપ્ત થાય છે. કાશી મુક્તિનું ક્ષેત્ર છે. અહીં પિતા વિશ્વનાથ અયાચકભાવે જીવને મુક્તિ આપે છે. અહીં નાનામોટા, ધનવાન, ગરીબ, ગમે તે ભલેને હોય, બધાજ મુક્ત થઇ જશે! ગમે તેમ કરીને અહીં પડ્યા રહેવામાં પણ બધું કુશળ છે.

પરમહંસદેવ એક દિવસ કહેતા હતા કે, "કાલીમંદિરમાં ધ્યાન કરું છું, ત્યારે જાણે માયા અથવા અજ્ઞાનનો પડદો દૂર થઇ જતો જોઉં છું; બીજે એક દિવસે માએ મને બતાવ્યું કે, કરોડો સૂર્યની જ્યોતિ સામે છે. એ જ્યોતિમાંથી એક ચિદ્દઘન રૂપ બહાર આવતું જોયું. વળી થોડીકવાર પછી તે જ્યોતિમાંજ મળી ગયું. નિરાકારમાંથી સાકાર દર્શન થયાં અને સાકાર હતું તે નિરાકાર થઇ ગયું."

એક દિવસ કાલીપદ ઘોષ કાલીમંદિરમાં જઇને માને ખૂબ ગાળો દેવા લાગ્યા. તેમની છાતી લાલ લાલ થઇ ગઇ અને આંખમાંથી પાણી પડવા લાગ્યું. પરમહંસદેવ ગાળો સાંભળીને કાલી મંદિરમાંથી બહાર આવીને કહેવા લાગ્યાઃ "આપણો માતૃભાવ ઘણોજ કઠણ છે. પોતાનાજ માણસો ઉપર આટલું બધું અભિમાન કંઇ ચાલે?"

સમાધિ બે જાતની છે. સવિકલ્પ અને નિર્વિકલ્પ. સવિકલ્પમાં રૂપનાં દર્શન થાય છે. સત્ત્વ, રજ અને તમોગુણી લોકો જે જે ભાવનો આશરો લે છે, તેઓ તે તે ભાવે દર્શન કરે છે. આ પ્રકારનું અનુશીલન નહિ કરવાથી લોકો હલકા વિષયોમાં ફસાઇ પડે છે. ભગવાનજ પોતાના માણસને જાણે છે–એ બરાબર જાણીને પ્રત્યક્ષ અનુભવવું જોઇએ. નિર્વિકલ્પમાં રૂપ વગેરે કંઇજ નથી. જગત, બ્રહ્માંડ બધું ભુલાઇ જાય છે. કાશીપુરના બાગમાં સ્વામીજીને

નિર્વિકલ્પ સમાધિ થઈ હતી. તેઓ એ બધું ખૂબ ગુપ્ત રાખી શકતા હતા. બીજા એક પ્રકારની આનંદસમાધિ છે. તેના વડે પ્રેમાનંદ એટલો બધો ભોગવી શકાય છે કે, આ શરીરમાં તેને સમાવી ન શકાય તો બ્રહ્મરંધ્ર ફાડી જાય છે. એવી સ્થિતિમાં માત્ર એકવીસ દિવસ શરીર રહે છે.

શરીર એજ સર્વશ્રેષ્ઠ મંદિર છે. તેથી ધ્યાન વગેરે કરવાનું શરીર વડેજ કહ્યું છે. સહસ્રારે મન ગયા પછી તે નીચે ઊતરવા ઇચ્છતું નથી. "જે દેહમાં છે, તેજ બ્રહ્માંડમાં છે." "रथे च वामनं दृष्ट्वा" વગેરેનો અર્થ એજ છે કે હૃદયમાં એજ પરમ પુરુષનાં દર્શન કરવાથી પુનર્જન્મ થતો નથી. નીચેના અધિકારીને માટે બાહ્ય રથ, મંદિર વગેરેની રચના છે. રામપ્રસાદે જ્યારે હૃદયમાં માને જોયાં ત્યારે તેમણે ગાયું કે, "તુમિ માતા થાકને આમાર જાગા ઘરે ચૂરિ." અહો, કેટલી બધી ભયંકર વાત કરી છે! વાસ્તવિક એ આનંદ પ્રાપ્ત કરતાં બીજું કંઇ શું સારું લાગે? પરમહંસદેવ કહેતાઃ "બન્ને ભ્રમરોની વચ્ચે જ્ઞાનનેત્ર છે, તે ખૂલતાં ચારે દિશાઓ આનંદમય દેખાય છે."

એક રાજાની સાત માળની હવેલી હતી. કોઇ ગરીબે ચોકીદારને વિનંતી કરી કે, 'મારે રાજાનાં દર્શન કરવાં છે.' ચોકીદારે સાથેજ જઇને તેને પ્રત્યેક માળે ફેરવ્યો. મેડીએ મેડીએ તે પૂછવા લાગ્યોઃ 'શું આ રાજા છે?' જવાબ મળે છે. 'ના.' આ પ્રમાણે જ્યારે સાતમે માળે જાય છે અને રાજાનાં દર્શન કરે છે, ત્યારે તે અવર્ણનીય રૂપ જોઇને પછી જિજ્ઞાસા કરતો નથી. એજ પ્રમાણે ગુરુ એક એક માળેથી લઇ જતાં છેવટે ભગવાનનો મેળાપ કરાવે છે.

પોતાનું મન એજ શ્રેષ્ઠ ગુરુ છે. જ્યારે ધ્યાન કરવાથી મન સ્થિર થાય છે, ત્યારે એજ મન તમારે પછીથી જે જે કરવાનું હશે તે બધું બોલી દેશે. એટલુંજ નહિ પણ દૈનિક કાર્યમાં પણ આના

પછી આ, ત્યાર પછી પેલું, એમ કહીને તમારો હાથ પકડીને આગળ વધારશે. ભગવાન ઉપર પ્રેમ જોઈએ ત્યારેજ મન સ્થિર થશે.

માનસિક, દૈહિક અને આધ્યાત્મિક એ ત્રણ શક્તિનું એક સાથે મિલન થયા સિવાય ધર્મપાલન ઘણું કઠણ છે. શું ભગવાનને પ્રાપ્ત કરવા એ સહેલી વાત છે?

ખૂબ કામ કરો અને કામની સાથે સાથે ભગવાનનું સ્મરણ કરો. શ્રદ્ધા સિવાય કોઈ પણ ભગવાનને પ્રાપ્ત કરી શકતું નથી. જેઓ શ્રદ્ધા–વિશ્વાસ રાખતાં શીખ્યા છે, તેઓએ અવશ્ય ભગવાનને પ્રાપ્ત કર્યા છે. જો વિશ્વાસ રાખો તો ફૂટી બદામની પણ કિંમત છે અને જો વિશ્વાસ ના રાખો તો સોનાની મહોરની પણ કિંમત નથી. જેમને ભગવાનમાં વિશ્વાસ નથી તેઓ આમતેમ ભટકે છે, જેમને ભગવાનમાં પાકો વિશ્વાસ છે, તેમના તો બધાયે સંશયો ચાલ્યા ગયા છે.

ત્યાગ નહિ કરવાથી ભગવાનમાં ભક્તિ થતી નથી. ત્યાગ તો અવશ્ય જોઈએજ. અહંકારનો નાશ કરવો એજ સાચો ત્યાગ છે.

કેટલાક લોકો કહે છે કે, આ નામ નહિ લેવાથી કંઈ વળશે નહિ. તમે જે નામ લો છો તે ભૂલ છે. કોની ભૂલ અને કોની વાત સાચી? આ ક્ષુદ્ર મનબુદ્ધિને આધારે તમારી ભૂલ ને અમારું સાચું એવી ગડમથલમાં ઊતરવાનું કામજ શું છે? જો ખોટુંજ હોય તો બધુંજ ખોટું છે અને જો સત્યજ હોય તો બધુંજ સત્ય છે. એક વાર મૂળ વસ્તુનો પરિચય થવાથીજ બધું સમજાઈ જાય છે. જેમને જે નામ સારું લાગે તે ભલે ને તે લે. તેનાથી કોઈને પણ કશી અગવડ થવાની નથી.

પરમહંસદેવમાં શું સત્યનિષ્ઠા નહોતી. જમવા બેસવા છતાંયે જો બોલી નાખતા કે, 'ખાઈશ નહિ' તો તેઓ ખાતા નહિજ.

એક દિવસ યદુનાથ મલ્લિકના બાગમાં જવાનું કહ્યું હતું. પરંતુ ભક્તોની ભીડમાં એ વાત તેઓ ભૂલી ગયા. હું પણ કંઈ બોલ્યો નહિ. રાત્રે જમ્યા પછી વાત યાદ આવી. રાત વીતી ગઈ હતી, પરંતુ જવુંજ જોઇએ. મેં લાઠી લીધી અને તેમની સાથે સાથે ગયો. જઇને જોઉં છું તો બધું બંધ છે, બધાં ઊંઘે છે. એટલે દીવાનખાનાના બારણામાં બાકોરું પાડીને અંદર પગ મૂકીને પોતે ચાલ્યા આવ્યા.

કોઈ કોઈ મહાપુરુષો કહે છે કે, મનની બે પ્રકારની ગતિ છે. અધોગતિ અને ઊદ્ધર્વગતિ અધોગતિથી હિંસા, સ્વાર્થપરાયણતા, ભોગવિલાસ, આળસ વગેરે થાય છે અને ઊદ્ધર્વગતિથી ઈશ્વર, ભક્તિ, શ્રદ્ધા, સ્નેહ, પ્રેમ વગેરેનો ઉદય થાય છે. વળી કોઇ કોઇ મહાપુરુષો કહે છે કે, મનની ત્રણ પ્રકારની ગતિ છે—સત્ત્વ, રજ અને તમ. તમોગુણથી આળસ, જડતા અને અહંતા વગેરે વધે છે. રજોગુણમાં સારું ખાવુંપીવું, સારી જગામાં રહેવું, બહારનાં કેટલાંક કામ કરવાં વગેરે ભાવ અને સત્ત્વગુણમાં ઈશ્વરના નામનું ગુણગાન કરવું, ભક્તિ, શ્રદ્ધા, સ્નેહ, પ્રેમ એ બધા ગુણો હોય છે જે મનમાં હમેશાં જાગ્રત રહે છે. આ જે મનની સ્થિતિ છે, તે સાચી સ્થિતિ છે, એ આપણે ડગલે ને પગલે જોઇએ છીએ.

પ્રથમ સાધન-ભજન કરવા જતાં ખોરાક અને તંદુરસ્તી અનુકૂળ હોવાં જોઇએ. મન ક્યાંય ભમતું હોય ને મગજ વળી ક્યાંય જતું હોય, આ બધું ઠીક કરવા માટે ગાયનું ઘી અને દૂધ ખાવું જોઇએ. શરીર પણ તંદુરસ્ત રહેવું જોઇએ.

પરમહંસદેવને રાણી રાસમણિના દેવાલયમાં સ્થાન મળવાથી સાધનભજનની કેટલીયે અનુકૂળતા થઇ હતી. જેટલા મહાપુરુષો થઇ ગયા છે, તેમનો આહાર અને તંદુરસ્તી અનુકૂળ હોવાને લીધેજ તેમને સાધનભજનની સગવડ પ્રાપ્ત થઇ હતી. ત્યારે

આહારાદિની સુવ્યવસ્થા ન કરી શકાય તો કશું થશે નહિ? અવશ્ય થશેજ. ભગવાનમાં વિશ્વાસ, ભક્તિ અને પ્રેમ હશે તો એ બધું અવશ્ય આવી મળશે. પછી બીજું વિચારવાનું નથી. જ્યારે જે જરૂરી હશે તે બધું ભગવાન આપી રહેશે.

ઇષ્ટપ્રાપ્તિના બે માર્ગ છે. એક ભક્તિમાર્ગ અને બીજો જ્ઞાનમાર્ગ. ભક્ત ભગવાનનો એક આકાર ઇચ્છે છે, કયારેક રૂપ જુએ છે, ભગવાનને બોલાવે છે, ભજન કરે છે, રડે છે વગેરે. જ્ઞાનીઓ જ્યોતિ ઇચ્છે છે. કેટલીયે જાતનો પ્રકાશ જુએ છે. છેવટે બંને એક થઇ જાય છે. આ ભક્તિમાર્ગ વડે પણ અજ્ઞાનનો નાશ થાય છે અને જ્ઞાનમાર્ગે પણ અજ્ઞાન અને અવિદ્યાનો નાશ થાય છે. પરંતુ જ્ઞાન રહે છે. જ્ઞાન જતું નથી. જે જાય છે તે અજ્ઞાન છે. આ જ્ઞાનની પેલી પાર શું છે? તે કોઈ બોલી શકતું નથી. જે ત્યાં જાય છે, તેઓજ જાણે છે.

ઉપનિષદમાં કહ્યું છે કે, ભક્ત પણ ઠીક છે અને જ્ઞાની પણ ઠીક છે. બનેનો માર્ગ બતાવવામાં આવ્યો છે, છતાં જ્ઞાનની વાત વધારે જોવામાં આવે છે.

ભાગવતમાં પ્રથમ અવતાર વગેરેની વાત કહેલી છે. ભક્તોને તે ઠીક ગમે છે. ભગવાનમાં પ્રેમ થાય છે, વળી કેટલીક મૂર્તિઓની વાત પણ કહેલી છે. પરંતુ એકાદશ સ્કંધમાં જ્ઞાનની આખરમાં તદ્દન વેદાંત છે.

યોગવાશિષ, અષ્ટાવક્રસંહિતા વગેરે પુસ્તકો જ્ઞાનનાં આદર્શ છે. એ બધા ગ્રંથોમાં જ્ઞાનનો માર્ગ સ્પષ્ટ રીતે બતાવેલો છે.

મને સાંખ્ય બહુ સારું લાગે છે. એમાં પુરુષ અને પ્રકૃતિથી શરૂ કરીને એજ અંતીમ માર્ગે ચાલ્યા ગયા છે. પ્રકૃતિ અને પુરુષ તો જોઇએ, બન્ને હોય નહિ તો પૂર્ણતા આવતી નથી. તેથી બન્નેને લઇને સમજાવતાં સમજાવતાં એજ માર્ગે લઇ ગયા છે.

આ બધું જોઇને મનમાં થાય છે કે આટલા બધા મતમતાં-

તરો શા માટે? પ્રલય તો થવાનોજ છે. આ જે સર્વ કંઈ જોવામાં આવે છે, તે બધું લય પામી જશે. તો પછી આ બધી ધમાલ શા સારુ? ભગવાનની લીલા તો તેઓજ જાણે છે. બીજું કોણ જાણી શકે, કહો તો ખરા? પ્રલય વખતે આ બધું કંઈજ રહેવાનું નથી. તમે જોતા.નથી કે ધરતીકંપ થતાં ક્ષણવારમાં શું નું શું થઇ જાય છે? એનાથી થોડુંક વધારે થાય એટલે પ્રલય. તે થતાં કેટલી વાર લાગે? આવી તો જીવની દશા છે.

તૃપ્તિ-સંતોષ થતાં નથી, મન તરફડાટ કરતું ભટકયા કરે છે, ભગવાનને જાણવા માટે જે લગની લાગે છે; તેનેજ પ્રેમ કહે છે. તે અનુરાગ-પ્રેમનીજ જરૂર છે.

દાનના જેવો બીજો કોઇ ધર્મ છે? ઈસુખ્રિસ્ત કહે છે કે, પાણીમાં પડો, તરતજ પાણી તમને ઉપર લાવી દેશે. એકવાર દાન દઇ દો, તમને તે પાછું પ્રાપ્ત થશે. દાન એ શું ગમે તેવી વસ્તુ છે? બધા ધર્મોમાં દાનની વાત છે.

દાન તો કરજો, પરંતુ એના ઉપર એક પ્રકારનો ભાર દેવાની પણ જરૂર છે. દેશ, કાળ, પાત્ર વગેરેનો વિચાર કરીને દાન દેવાનું છે. કારણ કે કેટલી મહેનતના પૈસા છે! મોંમાંથી લોહી વહે છે, ત્યારે પેદા થાય છે. એ પૈસા સુપાત્રેજ ખરચાવા જોઇએ.

આ બ્રહ્માંડની સાથે સરખામણી કરવાથી આપણું તો કંઇજ રહેતું નથી. આ પૃથ્વી સૂર્ય કરતાં નાની છે, વળી આપણે આ પૃથ્વી કરતાં કેટલા બધા નાના છીએ! આવી વાત છે. અનંતની સાથે તુલના કરવા જતાં આપણું તો કંઇજ રહેતું નથી. હાલમાં વિજ્ઞાનવેત્તાઓએ કેટલાંયે નક્ષત્રો શોધી કાઢયાં છે. તેઓ કહે છે કે, એ સૂર્ય કરતાં કેટલાંયે મોટાં છે. એ સિવાય બીજાં એવાં કેટલાંયે નક્ષત્રો છે કે, જેમનો પ્રકાશ હજી પૃથ્વી ઉપર આવ્યો નથી. આ ઉપરથી વિચારી જુઓ કે આપણે કેટલા બધા અલ્પ છીએ!

બુદ્ધદેવ શબ જોઇને, વૃદ્ધ માનવીને જોઇને જીવોની રક્ષા કરવા માટે ચાલી નીકળ્યા. એમની ઇચ્છા મનુષ્યને જન્મ, મૃત્યુ અને વૃદ્ધાવસ્થાના ચક્રાવામાંથી છોડાવવાની હતી. તેને માટે તેમણે કેટકેટલાં સાધનભજન કરીને છેવટે નિર્વાણપ્રાપ્તિ કરી. હિન્દુધર્મની મુક્તિ એ એજ વસ્તુ છે, છતાં કંઇક ફેર છે.

ભગવાનને પ્રાણપૂર્વક જણાવો કે, "હે ઈશ્વર! તમે આટલા બધા નિકટના હોવા છતાં કયાં છો? તમે જે પિતાનાયે પિતા, માતાનાયે માતા, બંધુનાયે બંધુ અને આત્માથીયે વિશેષ છો તેવા તમે કયાં છો? શું તમારાં દર્શન નહિ થાય?" આ પ્રમાણે કહીને તેમને બોલાવજો અને જણાવજો કે, "તમારા સિવાય મારે બીજું નજીકનું કોઇજ નથી. તમારી પાસે હક્ક કરીને નહિ માગું તો બીજા કોની પાસે માગવા જઇશ?

કોઇ એક સાધુએ દશ હજાર રૂપિયા બેંકમાં રાખ્યા છે, એ સાંભળીને પરમહંસદેવે કહ્યું હતું કે, "જે આગળપાછળનો વિચાર કરીને કામ કરશે, તે મૂર્ખ પતિત થશે."

ભગવાનને વિશાળદૃષ્ટિથી જોવા જોઈએ. એ વિશાળ ભાવ–હિમાલય પહાડ, સમુદ્ર, આકાશ વગેરે કુદરતનાં રમ્ય દૃશ્યો જોઇને એ ભાવ આણવો જોઇશે.

બહાર કશુંજ નથી, બધું અંદર છે. બહારનું ગાન કંઇજ નથી. અંતરમાં એવું મધુર ગાન સાંભળવામાં આવે છે કે, બધું ફિક્કું થઇ જાય છે. પરમહંસદેવ પંચવટીમાં ધ્યાન કરતાં કરતાં વીણાનો અવાજ સાંભળી શકતા હતા.

એક દિવસ બપોરે હું જ્યારે પંચવટીમાં ધ્યાન કરતો હતો, ત્યારે પરમહંસદેવ શબ્દબ્રહ્મ સંબંધી વિચાર કરતા હતા. એ બધા વિચારો સાંભળી સાંભળીને વૃક્ષનાં પક્ષીઓ પણ વેદમંત્રોનું ગાયન કરી રહ્યાં છે, એમ મને લાગ્યું.

હું વધારે શું કહું? તમારું કલ્યાણ થાઓ, ધ્યાન, ધારણા અને સાધનભજનમાં હંમેશાં તમારું મન રહો. ભગવાનને વિનતી કરો, ભગવાન સાથે બોલો.

# ~ पत्रावलि ~



વૃંદાવન,

શ્રીગુરુદેવચરણે નમ: તારીખ ૬-૨-૧૮૯૦

સવિનય નમસ્કાર. વિ. વિ. સાથે લખવાનું જે—

અનેક દિવસથી આપને કોઈ પત્ર લખી શક્યો નથી. આપની તકલીફની વાત વૃંદાવન આવીને સાંભળી અત્યંત દુઃખી થયો છું. હું ધારતો હતો કે, આપ આટલા દિવસ આરોગ્ય પ્રાપ્ત કરીને કોઈ જગાએ હવાફેર માટે ગયા હશો. બધુંજ પ્રારબ્ધાધીન છે. જેટલા દિવસ ભાગ્યમાં હશે, તેટલા દિવસ શરીર ધારણ કરી રાખવાનું છે અને ભોગ, દુઃખ અને સુખ ભોગવવાનાં છે; તેને માટે આપ કંઇજ ચિંતા કરશો નહિ. શ્રીગુરુદેવની કૃપાથી આરોગ્ય પ્રાપ્ત કરજો. તમને જ્યારે તાવ આવે છે, ત્યારે અનેક દિવસ સુધી દુઃખ દે છે. ગમે તેમ પણ તમારે હવાફેર માટે કોઈ ઉત્તમ સ્થાને જવાની જરૂર છે. કારણ કે દવાદારૂ કરતાં હવાફેરથી તમને ઘણો ફાયદો થશે. જ્યાં બધી જાતની સગવડ હોય ત્યાં જવું ઠીક છે. ઉત્તર પશ્ચિમાન્ચલ અથવા કટક, ગમે ત્યાં, આ વખતે કોઇ જગાએ જઇને રહો. વધારે વિલંબ કરશો નહિ; કારણ કે સંસારમાં બધી સગવડ કરીને જવું, બધો વખત બધાથી બનતું નથી. તમે તો વિવેચક છો, જે સારું લાગે તે કરશો. અહીં ઠંડી હજી પણ વધારે લાગે છે, પણ અહીંના લોકો કહે છે કે, પહેલાં કરતાં હમણાં ઓછી છે અને દશપંદર દિવસમાં વળી વિશેષ ઓછી થઈ જવાનો સંભવ લાગે છે.

હું કાશી થઇને એક સાથી સાથે નર્મદાકિનારે જવાનો છું. નર્મદામાં સ્નાનાદિ કરીને ૐકારનાથનાં દર્શન કરીને ત્યાં થોડા

દિવસ રહીશ. ૐકારનાથનું સ્થાન (ૐકારેશ્વર) નર્મદાકિનારે અતિ ઉત્તમ સ્થાન છે. અનેક સાધુબાવા ત્યાં રહે છે. રહેવાની સારી સગવડ છે. હું એક મઠમાં પહેલાં રહ્યો હતો. ચોતરફ પહાડો અને એકાંત સ્થાન છે. ઘણું ચમત્કારી દૃશ્ય છે. ત્યાં થોડાક વધારે દિવસ રહેવાની ઇચ્છા હતી, પરંતુ પ્રારબ્ધ કયાંથી કયાં લઈ જાય છે. ત્યાંથી ગોદાવરીને કિનારે દંડકારણ્ય, પંચવટીના વનનાં દર્શન કર્યાં અને બેત્રણ દિવસ રહ્યો; ત્યાં રહેવાની સારી સગવડ છે તેથી ઘણા સંસારી લોકો ત્યાં રહે છે. સ્થાન પણ બહુ નિર્જન નથી. વનનું તો નામ પણ રહ્યું નથી, છતાં ચારે બાજુએ મોટા મોટા પહાડો છે. ત્યાંથી મુંબઇ ગયો હતો. મુંબઈ અમે સાતઆઠ દિવસ રહ્યા હતા. કોઇ પ્રકારની અગવડ પડી નહોતી. એક સારા મકાનમાં ઊતર્યા હતા. કાલીપદ બાબુ મળ્યા હતા. તેમણે અમને તેમને ઘેર રહેવાનો ખૂબ આગ્રહ કર્યો હતો. પરંતુ ત્યાંના કરતાં અમે સારી જગાએ હતા, એટલે તેમને ત્યાં ગયા નહિ. મુંબઇથી એક શેઠે અમને દ્વારકા જવાની વહાણની ટિકિટ કઢાવી આપી. વહાણમાં લગભગ ૪૭ કલાક રહેવું પડે છે. તે પછી દ્વારકા પહોંચાય છે. દ્વારકાધીશનું મંદિર લગભગ સમુદ્રની નજીકમાં છે અને નાનું નથી. ત્યાંથી ૧૪ માઈલ દૂર બેટપુરી નામની જગાએ ગયા હતા. ત્યાં ખૂબ ધામધૂમથી મંદિરનું સેવાકાર્ય થાય છે. ત્યાં દર્શન કરીને પાછા દ્વારકા આવીને વહાણમાં બેસીને સુદામાપુરી ગયા. ત્યાંથી જૂનાગઢ ગયા, ત્યાંથી ગિરનાર ૭ માઈલ છે, ત્યાં બેએક દિવસ રહીને ગિરનાર પહાડ ઉપર ગયા. ગિરનાર ઘણો ઊંચો છે. દશ માઇલનો ઊભો ચઢાવ છે. અમને ઉપર જતાં ઘણી તકલીફ પડી હતી. ત્રણચાર દિવસ શરીરે તકલીફ રહી હતી. ત્યાંથી ગુજરાતના અમદાવાદ શહેરમાં આવ્યા અને ત્યાંથી પાછા પુષ્કરતીર્થ આવ્યા. પુષ્કરતીર્થ આઠનવ દિવસ

રહ્યા હતા. ત્યાં એક બંગાળી બ્રહ્મચારી છે. તેમણે અમને રહે- વાની જગા આપી. ઘણા સરસ માણસ હતા. ત્યાં મારા સાધીને તાવ આવ્યો. તાવ ક્રમે ક્રમે વધતો જવાથી અમે બે જણ તેમને અજમેરની હૉસ્પિટલમાં લઈ ગયા. ત્યાં ડૉક્ટરે કહ્યું કે તેને ન્યૂ- મોનિયા થયો છે. તેથી તેને દવાખાનામાં રાખીને અમે બે જણ વૃંદાવન આવ્યા છીએ. બ્રહ્મચારીએ અમને અહીં આવવામાં ઘણી મદદ કરી હતી. વરાહનગરના સૌને મારા પ્રણામ કહેજો. માતાજીની તબિયત કેમ છે? તેમને મારા અનેકાનેક પ્રણામ કહેજો. યોગેન ક્યાં અને કેવી સ્થિતિમાં છે? કૃપા કરીને પત્ર તરત લખજો; અને આપ મારા નમસ્કાર સ્વીકારજો. પત્રનો જવાબ તરતજ લખજો. ઇતિ.

લિ. રાખાલ

---

વૃંદાવન,

તારીખ ૨૯-૩-૧૮૯૦

શ્રીગુરુદેવચરણે નમઃ

નમસ્કારપૂર્વક નિવેદન જે—

ગઈ કાલે તમારો એક પત્ર પ્રાપ્ત થતાં ઘણોજ આનંદ થયો. આ પહેલાં જે પોસ્ટકાર્ડમાં મારું શરીર સારું છે એમ લખ્યું છે, તે મારા ધારવા પ્રમાણે તમને મળ્યો હશે. સુરેશબાબુની પીડા ક્રમેક્રમે વધતી જાય છે, તે જાણીને અત્યંત દુઃખ થયું. શ્રીજગદી- શ્વર સૌનું રક્ષણ કરનાર છે. તેઓ તેમનું રક્ષણ કરે તો બધું મંગલ છે. નહિ તો સામાન્ય જીવની ઇચ્છાથી કશુંજ થાય તેમ નથી.

ભગવાનની લીલા કોઇ પણ સમજી શકતું નથી. જ્ઞાની હો કે અજ્ઞાની, સત્કર્મ કરો કે દુષ્કર્મ કરો, કર્મ પ્રમાણે સુખદુઃખ સૌએ ભોગવવાનાં હોય છે. આ જગતમાં જન્મ ગ્રહણ કરીને સુખ

તા. ક. પૈસા નહિ હોવાથી ટિકિટ ચોડ્યા સિવાય પત્ર લખ્યો છે તેથી મનમા કંઈ લાવશો નહિ.

અને શાંતિમાં રહેનારા માણસો ઘણા વિરલ છે. ખરા ભાગ્યશાળી તો તેઓજ છે કે જેઓ બધી વાસનાઓથી મુક્ત થયા છે. મને લાગે છે કે શાંતિના રાજ્યમાં તેમનોજ અધિકાર છે. આ જગતમાં સુખનો ભાગ અતિ અલ્પ છે, દુઃખનો ભાગજ વધારે છે; અને આ દુઃખમય જીવન વિતાવતાંજ બધા દિવસો ગાળે છે. જગદીશ્વર પરમ દયામય થઈને તેમના જીવને આટલું બધું કષ્ટ કેમ આપે છે, તેનો ગૂઢ ભાવ તો તેઓજ જાણે છે. સામાન્ય જીવને જાણવાનો કંઈ ઉપાયજ નથી. જીવને આટલું બધું કષ્ટ માત્ર 'હું' અને 'મારું'ના અજ્ઞાનને લીધેજ છે; જેમનો અહંકાર તદ્દન ગળી ગયો છે—મન, બુદ્ધિ અને પ્રાણ જેમણે જગદીશ્વરને અર્પણ કર્યાં છે, જેમને મારું કહેવાનું કંઇ નથી, એવા માણસોજ સૌભાગ્યશાળી અને ખરેખરા સુખી છે. જીવના પોતાનામાં કંઈ પણ કરવાની શક્તિ નથી. પરંતુ તેમની આગળ આ પ્રાર્થના સિવાય બીજો કોઇ ઉપાય નથી. હે જગદીશ્વર! હું કંઇજ નથી. આવી જાગૃતિ રહો અને તમે સત્ય અને નિત્ય છો એવું જ્ઞાન હંમેશાં રહે. આ પ્રમાણે થતાં અજ્ઞાન આક્રમણ કરી શકતું નથી. શ્રીપરમહંસદેવ કહેતા કે, "સ્ત્રીપુત્રાદિમાં લોકોને જે જાતની આસક્તિ અને પ્રેમ છે તેવી આસક્તિ અને પ્રેમ ભગવાનમાં કેટલાને છે?" મને તો લાગે છે કે, એના સોળમા ભાગના માણસો પણ ભગવાનને ચાહી શકતા નથી, છતાં કેટલાક લોકો ચાહવાનો પ્રયત્ન કરતા જોવામાં આવે છે.

બાહ્ય જગતમાંથી મન ઉત્પન્ન થયું છે અને બાહ્ય જગતમાંજ રહેવાનું તેને સારું લાગે એ તો મનનો સ્વધર્મ છે. આ મનને સર્વ પ્રકારે બાહ્ય વસ્તુઓમાંથી ઉઠાવી લઇને શ્રીહરિનાં ચરણોમાં સ્થિર કરવું, એ ભગવાનની કૃપા થયા વિના કોઇ પણ રીતે બનવું સંભવિત લાગતું નથી.

હાલમાં મારા મનની અવસ્થા બહુ સારી નથી. જેટલા

દિવસો જાય છે, તેટલા અજ્ઞાનતા અને અશાંતિમાં મનને જડ કરતા જાય છે. સાધનભજન વડે મનની શાતિ પ્રાપ્ત કરીશ, એવી આશા પણ નથી. જેમ પક્ષીને પાખો ન હોય તો ઊડવું અસંભવિત છે, તેજ પ્રમાણે પ્રેમ વિનાના સાધનભજનના પ્રયત્નો નકામા જાય છે. મને ખબર નથી કે મારે આવી અશાતિમાં અને માનસિક દુખમાં કેટલા દિવસો ગાળવા પડશે! હુ શ્રીજગદીશ્વર આગળ પ્રાર્થના કરું છું અને આપ આશીર્વાદ આપજો કે જેથી દેહાદિભાવમાથી તરતજ મુક્ત થઇ શકું. આ જન્મમા બીજી કશી આશા નથી. હવે તો જીવતા રહેવું એ પણ દુ:ખદ છે. આપ આશીર્વાદ આપજો કે શ્રીગુરુદેવના ચરણોમા મળી જાઉં અને મને કોઇ પણ વાસના રહે નહિ.

નરેન હાલમા કયા સાધનભજન કરવા ગયો છે? પહેલાના પત્રમા લખ્યું હતું કે, પાણિહારી બાવા ઉપર પહેલા જેટલી શ્રદ્ધા અને ભક્તિ હતા તેટલાં હવે રહ્યા નથી. આ વખતે લખ્યુ છે કે, તેમના આદેશથી બીજી કોઇ જગાએ તપસ્યા કરવા ગયા છે. એમ હોય તો લાગે છે કે એમના ઉપર હજુએ ખૂબ વિશ્વાસ છે, નહિ તો તેમનું સાભળીને સાધન કરવા શા માટે જાય? નરેન હાલમાં શું ગાજીપુર નથી? બાબુરામ હજી માદા હોવાથી ગાજીપુર રહે છે, તેઓ તંદુરસ્ત થતાંજ કલકત્તા પાછા ફરશે તેમને પાછા ફરવા આપ પત્ર લખજો. એક જગાએ રહેવાથી વિવિધ સ્થાને જવાને મન ઘણુ આતુર થાય છે, એ તો માત્ર ભ્રમજ છે. શ્રીગુરુદેવની કથામાં પણ હજી મને આનંદ આવતો નથી. સ્થિર થઇને બેસવાથી બરાબર સમજી શકશે તેઓ કહેતા, "જેમને અહીં છે તેમને ત્યાં પણ છે, અને જેમને અહીં નથી, તેમને ત્યા પણ નથી." ખરી વાત હજી હમણાજ સમજવા પામ્યો છું.

માતાજી ગયાજી તરતજ જશે એમ લખ્યુ છે અને ત્યાંથી આવીને બેલુર રહેશે. માતાજી ઉપર નિરંજનને અત્યંત શ્રદ્ધા-

ભક્તિ છે અને તેમની સેવા કરવી અને તેમને કોઇ પ્રકારની તકલીફ ન થાય એ જોવાનું અમારું સૌનું કર્તવ્ય છે. મારું ઘણુંજ દુર્ભાગ્ય છે કે તેમની કોઈ પણ પ્રકારે સેવા કરી શકયો નથી. અમારા ઉપર તેમનો સાચો પ્રેમ છે. માતાજી ગંગાસ્નાન કરે અને ગંગાકિનારે રહે એવી અમારી ઘણી ઘણી ઇચ્છા છે, પરંતુ કદાચ નિરંજન તેમને લઇ જઇને કંઈક ગરબડ કરી મૂકશે. જો કે માતાજીને તો ગરબડઘોંઘાટ ગમતાં નથી. તેમના ચરણોમાં મારા અસંખ્ય પ્રણામ કહેજો; અને કહેજો કે તેઓ આશીર્વાદ આપે કે જેથી ભગવાનના ચરણોમાં મારી અચળ ભક્તિ થાય.

હાલમાં અહીં ઇન્ફલ્યુએન્ઝા નામના તાવનો ખૂબ ઉપદ્રવ છે. નાના મોટા સૌ કોઇ એમાં સપડાયા છે. લગભગ બધાજ તાવના ભોગ થઇ પડયા છે, છતાં કોઈ એથી મર્યું નથી. પરંતુ હજી તાવ ઓછો થયો નથી–હજી પણ ઘણાને થાય છે. માણસના અભાવે અનેક જગાએ મંદિરનાં સેવાકાર્ય ઢીલમાં પડયા છે. આપને મંદિરે પણ મહામહેનતે જવાય છે. નવો માણસ આવે છે તે બેચાર દિવસ કામ કરીને તાવે પડે છે, અહીં બીજા માણસો મળતા નથી. તાવવાળે શરીરે ભગવાનની સેવા કરું છું એમ કહેવાય.

ગોસાંઇજી (શ્રીવિજયકૃષ્ણ ગોસ્વામી)ની તબિયત બહુ સારી નથી. તેમનું શરીર કંઇક અસ્વસ્થ છે. મને લાગે છે કે તેઓ થોડા સમયમાં સાજા થઇ જશે. મારું શરીર હજી પણ ઘણું અશક્ત છે. સ્નાન પણ સહેવાતું નથી. છોકરો વધારે સારો છે. તે ચાલીને ઉત્તરાખંડ જાત, પણ એક સદ્‌ગૃહસ્થે કહ્યું છે કે તે તાવથી સાજો થશે એટલે તે અને છોકરો સાથે હરિદ્વાર જશે. માળા તરતજ મોકલવાનો પ્રયત્ન કરજો. યોગેનને મારા સમાચાર આપશો. હું તેને પત્ર લખી શકતો નથી, તેથી તે મને માફ કરે. વરાહનગરમાં સૌને મારા પ્રમાણ કહેજો અને આપ પણ કૃપાદૃષ્ટિ રાખજો, એજ.

લિ. આપનો રાખાલ

શ્રીગુરુદેવચરણે નમઃ શ્રીવૃંદાવન ધામ,
તારીખ ૬-૮-૧૮૯૦

મારા વહાલા !

તમારા બે પત્રો મળવાથી ઘણો સંતોષ થયો. શ્રીમદ્ જ્ઞાનાનંદ સ્વામી આગ્રાથી રવાના થયા પછી બીજી કંઈ ખબર મળી નથી. તેઓ વચ્ચે અલ્લાહાબાદ અને મિર્જાપુર થઈને પછી કાશી જશે. કાશી પહોંચ્યા પછી તમને પત્ર લખશે, એ વિષે ચિંતા કરશો નહિ. હંમેશાં સત્સંગ કરતા રહેજો. અસત્ વસ્તુઓના સમાગમથી એટલે કે સંસારના સંસર્ગથી મનના ભાવો ખરાબ થઈ જાય છે. મને લાગે છે કે તમે સંસારનાં અનેક સુખો ભોગવ્યાં છે અને તેની અનિત્યતા પણ સારી રીતે સમજ્યા છો. હવે એ બધા સંસર્ગોનો ત્યાગ કરી જીવનને પવિત્ર કરવાનો પ્રયત્ન કરો; તેથી આ જીવનમાં અને પરલોકના જીવનમાં એ નિત્યાનંદસ્વરૂપને જાણી શકશો. સંસારમાં અનેક પ્રલોભનો છે, પણ જે અંતરથી ભયભીત થઈ શ્રીહરિનાં ચરણકમળોનું સ્મરણ અને પ્રાર્થના કરે છે, તે અનાયાસેજ એમાંથી મુક્ત થઈ જાય છે. તમને એક વાત યાદ કરાવી દઉં છું, આ કામ તરતજ કરજો. શ્રીગુરુદેવના ઉપદેશો જેટલા લખ્યા છે, તેની બને તેમ જલદી નકલ કરીને મોકલી આપશો; તમે કેવી રીતે રહો છો તે પણ વચ્ચે વચ્ચે લખજો. એજ.

લિ. બ્રહ્માનંદ

---

બેલુર મઠ,
શ્રીગુરુદેવચરણે નમઃ તારીખ ૧૪-૫-૧૮૯૮

વહાલા !

તમારો પત્ર સમયસર મળ્યો છે. પણ વચમાં મારું શરીર અસ્વસ્થ હોવાથી અને વિવિધ કાર્યોમાં રોકાઈ રહેવાથી, તમને સમયસર જવાબ લખી શક્યો નથી. આશા છે કે તે માટે ક્ષમા કરશો. *આપણા સ્વામીજી દાર્જિલિંગથી અહીં આવ્યા હતા. આઠદસ* દિવસ પછી ગયા બુધવારે નૈનિતાલ ગયા છે. ત્યાંના લોકો તેમને

આમંત્રણ આપીને તેડી ગયા છે; ત્યાંથી કાશ્મીર જશે. સાથે સ્વામી તુર્યાનંદ, સદાનંદ અને સ્વરૂપાનંદ તથા ચાર મડમો ગયેલી છે, એ મડમો ને મારા ધારવા પ્રમાણે તમે જોયેલી છે. મિસીસ બુલ, મીસ મેકિલઓડ, મીસ નોબલ અને મિસીસ પેટર્સન–છેલ્લાં મેડમ કલકત્તા રહે છે. તેમના પતિ કલકત્તા ખાતેના યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાના કૉન્સલ જનરલ છે. સ્વામી નિત્યાનંદ ત્યાં છે અને સારા છે જાણી ખૂબ ખુશી થયો છું; માસિક પત્રિકાના નિયમો હજુ પ્રસિદ્ધ થયા નથી; બહાર પડતાં તમારી પાસે કેટલાક મોકલાવી આપીશ. હાલમાં કલકત્તામાં પ્લેગનો ભારે ઉપદ્રવ છે. ઘણા માણસો શહેર છોડીને ગયા છે અને જાય છે. મુખ્ય મુખ્ય ડૉક્ટરો કહે છે કે પ્લેગ નથી. હજુ પણ બરાબર ખબર પડતી નથી. સ્વામીજીએ મને આજ્ઞા આપી છે કે, જો હજી પણ કલકત્તામાં પ્લેગ હોય, તો હૉસ્પિટલ ઉઘાડીને સામાન્ય અને ગરીબ લોકોની સેવા શુશ્રૂષા કરવી જોઇશે. કલકત્તામાં સ્થાન શોધાય છે. આશા છે કે તમે સારા હશો. શ્રીભગવાનનાં ચરણકમળોમાં હંમેશાં સ્મરણમનન રાખજો તેથી સર્વ પ્રકારની મલિનતા દૂર થઈ જશે. રોજ પ્રાતઃકાળે અને સંધ્યાકાળે એક અલગ ઘરમાં ધૂપ વગેરે કરીને, એક આસન ઉપર બેસીને જેટલી ઘડી બને તેટલી ઘડી નિયમિતરૂપે ધ્યાન, જપ વગેરે કરજો. આ સંસારમાં જન્મ લઇને જે જેટલો સમય ઈશ્વરની ઉપાસનામાં ગાળી શકે, તેટલું તેનું જીવન સાર્થક થશું. **અનિત્ય પદાર્થોમાં જેટલી આસક્તિ છે, તેટલી વધુ અશાંતિ ભોગવવી પડે છે***. હું પ્રાર્થના કરું

*સાભળ, સાભળ, ઓ સંસારાસક્ત મારા પામર મન! આ બધી પામરતાનો પોટલો દરિયામાં ફેંકી દઇને અનંત સુખસાગરનાં ચરણોમાં પ્રીતિવાળું તું ક્યારે થશે! જેટલું બને તેટલું વહેલું એ શ્રીચરણોમાં વળી જા, કે જેથી આ બધી બળતરા, હાયવરાળો ને લોહીના ઉકાળા શાંત થાય. ચેત રે મન ચેત! ઝટપટ ચેતી જા. અને સમજ કે संसारस्वप्नं त्यज मोहनिद्रां । —અનુવાદક

છું કે, શ્રીભગવાનની કૃપાથી તમારી બુદ્ધિ ધર્મમાર્ગમાં રહો.

જો ઈશ્વર કૃપાથી કલકત્તામાં પ્લેગ નહિ હોય તો આવતા શિયાળામાં શારદાનંદ સ્વામી અને હું ઢાકા જવા ધારીએ છીએ. શ્રીયુત-નિત્યાનંદ સ્વામીને મારા નમસ્કાર કહેશો. એજ.

પ્રેમ અને ભલી લાગણીઓપૂર્વક,
તમારો સાચો બ્રહ્માનંદ

---

બેલુર મઠ,
તારીખ ૧૭-૬-૧૮૯૮

મારા વહાલા,

આશા રાખું છું કે તમે કુશળ હશો. થોડાક દિવસ પહેલાં તમને એક પત્ર લખ્યો હતો તે મળ્યો હશે. સ્વામી શ્રીનિત્યાનંદજીને હમણાં કેમ છે અને તેઓ કયાં છે, તે વિગતસર લખજો.

સ્વામીજી હાલમાં આલમોરાથી કાશ્મીર ગયા છે, બીજા સાધુઓ આલ્મોરા છે. માત્ર બે જણ શ્રીકૈલાસ પર્વત જોવા ગયા છે. નવા મઠમાં રહેવા જેવાં પાંચછ ઘર તૈયાર કરવા માટે કૉન્ટ્રાકટરને બાનું આપવામાં આવ્યું છે. ત્રણ મહિનામાં તૈયાર થઈ જશે. આવતા આસો મહિનામાં મઠ ત્યાં લઈ જઈ શકાશે.

હાલમાં તમારા મનની અવસ્થા કેવી છે? ઈશ્વરઉપાસના સિવાય મનને શાંતિ થતી નથી. હંમેશાં હજાર કામ છોડીને થોડો થોડો સમય ધ્યાન, જપ, કીર્તન વગેરે કરજો. સાચી ભક્તિ, શ્રદ્ધા અને જ્ઞાન ઘણાંજ સાધનભજનને પરિણામે પ્રાપ્ત થાય છે. આ સંસારમાં અનેક માણસો કેટલાક દિવસ સુધી થોડું થોડું ભજન કરીને ઈશ્વરનો સાક્ષાત્કાર અથવા આનંદ નહિ પ્રાપ્ત થતાં તદ્દન નાસ્તિક જેવા થઈ જાય છે, તેનું કારણ એજ છે કે તેમને ખરેખરો પ્રેમ હોતો નથી. પ્રેમ ન હોય તો સાધનભજન થતું નથી અને ધીરજ ધરાતી નથી. અનુરાગ વિનાના માણસનું મન અને ચિત્ત હંમેશાં શુષ્ક અને અશાન્તિમય રહે છે. મનુષ્ય ભગવાનને ખાતર

જેટલું કષ્ટ ભોગવી શકે છે, તેટલીજ તે પરિણામે વધુ શાંતિ પામે છે. પરમહંસદેવ હમેશાં કહેતા—"હરિસે લાગી રહો રે ભાઈ, તેરી બનત બનત બનિ જાઈ" ખૂબ મંડી પડો, "ગમન કરી લે પણ દૃઢ આણુથકી અદકું હો જી."

કલકત્તામાં પ્લેગ બહુ ચાલે છે. સાંભળવા પ્રમાણે ઘણા માણુસો એના ભોગ થાય છે. કોઈ કહે છે કે સહેજ શંકા થતાં લોકો દવાખાને જાય છે. ગમે તેમ હવે તો શ્રીજગદંબાની કૃપા થાય તોજ કુશળ છે. નહિ તો સમસ્ત બંગાળ નષ્ટભ્રષ્ટ થઈ જશે. નોકર વગેરેને માટે લોકોને એટલું બધું દુઃખ પડે છે કે, કહેવાની વાતજ નહિ. શિયાળાની શરૂઆતમાં હું અને શરદમહારાજ ઢાકા ફરી આવવા ઇચ્છીએ છીએ તે પહેલાં તમને લખીશ. હાલ તમારે ત્યાં હવાપાણી કેવાં છે તે લખજો. શ્રીયુત નાગમહાશય કેમ છે? તેમને મારા નમસ્કાર કહેજો × × × મારું શરીર કંઈક ખરાબ થતું જાય છે—અમ પડવા લાગ્યા છે. આશા છે કે તમે કુશળ હશો, હાલ એજ.

પ્રેમ અને આશીર્વાદપૂર્વક
તમારો સાચો બ્રહ્માનંદ

---

શ્રીગુરુદેવ ચરણે નમઃ

બેલુર મઠ,
તારીખ ૬-૯-૧૮૯૮

મારા વહાલા,

તમારા બે પત્રો સમયસર મળ્યા છે. આલ્મોડાથી સદાનંદ સ્વામી હમણાં આવેલા હતા, તેમને કોઇ કામને લીધે અમારે કેટલાક દિવસ કલકત્તા રહેવાનું થયું હતું. તેથી તમને યોગ્ય સમયે જવાબ આપી શક્યો નથી. આલ્મોડાથી 'પ્રબુદ્ધ ભારત' બહાર પડશે. ૧લી ઑગસ્ટથી નિયમિતરૂપે બહાર પડશે. વાર્ષિક મૂલ્ય દોઢ રૂપિયો છે. વચ્ચે વચ્ચે તેમાં સ્વામીજીના લેખો આવશે. તમે તેના ગ્રાહક થજો અને વાંચજો. તેમાં સુંદર લેખો આવશે.

તમે નિયમિતરૂપે સાધનભજન કરો છો, એ સાંભળીને ખૂબ સુખી થયો છું. બે વરસ આ પ્રમાણે નિયમિત અભ્યાસ કરવાથી પરિણામે ફળ સમજી શકશો. તમારું શરીર ખરાબ હોવાથી વધારે વાર બેસવાની જરૂર નથી. પહેલાં ધીરે ધીરે અભ્યાસ કરવો ખૂબ સારો છે. આજે હું કામમાં રોકાયેલો છું, તેથી વધારે લખી શકતો નથી. × × ×

સ્વામીજીના ઢાકા જવા સંબંધી કંઇ સાંભળ્યું નથી. જો શિયાળામાં અહીં આવે તો જઇ શકે. તેઓ પોતેજ સદાશિવ છે, તેમની ઇચ્છા-અનિચ્છા કંઇજ નથી; તમે આગ્રહ કરશો તો જરૂર આવશે. અમને જવાની ખાસ ઇચ્છા છે. એ વખતે તમને લખીશ. અહીં કેટલાક દિવસ ખૂબ વરસાદ પડ્યો છે. અમારા નવા મઠમાં રહેવા જેવાં ઘર બનાવવાનું શરૂ કર્યું છે. બેત્રણ મહિનામાં પૂરાં થવાનો સંભવ છે. આશા છે કે તમે કુશળ હશો. હાલ એજ.

પ્રેમ અને ભલી ઇચ્છાઓ સાથે
તમારો સાચો બ્રહ્માનંદ

---

શ્રીગુરુદેવ ચરણે નમઃ બેલુર મઠ,
મારા વહાલા, તારીખ ૨૨-૫-૧૯૦૩

અનેક દિવસ પછી તમારો પત્ર મળતાં ખૂબ આનંદ થયો અને વિસ્તૃત ખબરઅંતર જાણી. તમે હાલમાં શરીરે સુખી છો જાણીને ખૂબ સુખી થયો છું. પાર્સલથી જે માળાઓ મોકલી છે, તે મળી છે. તે જાણજો. માળાઓ ઘણી સુંદર છે. અને ખૂબ પસંદ પડી છે. પરંતુ ગંઠાવવા જતાં જણાયું કે, ઘણી નાની થઇ છે. જપ કરતાં કંઇક અગવડ પડે છે. જો તમે બીજી એટલીજ માળાઓ તરતજ મોકલી આપો તો ઘણો આભાર થશે. હું અષાઢની શરૂઆતમાં કાશી વગેરે સ્થળોએ જઇશ. ત્રણચાર મહિના તીર્થ વગેરેનાં દર્શનમાં અને સાધનભજનમાં ગાળીશ,

એ પ્રમાણે મનમાં નિશ્ચય કર્યો છે. શ્રીગુરુદેવની જેવી ઇચ્છા હશે તે પ્રમાણે થશે.

વૈરાગ્ય ન આવે તો ભગવાનના ભાવ ધારણ કરી શકાતા નથી. મને દૃઢ શ્રદ્ધા છે કે જેમનામાં જેટલો વૈરાગ્ય વધારે તેઓ તેટલી આંતરિક શાંતિ પ્રાપ્ત કરે છે. શ્રીરામકૃષ્ણદેવ સાચેજ વિવેક–વૈરાગ્યની મૂર્તિ હતા. દિવસો જાય છે તેમ તેમ તેમનો મહિમા સમજી શકું છું. વિવેક–વૈરાગ્ય વિષે શાસ્ત્રમાં વાંચ્યું છે, પરંતુ શ્રીરામકૃષ્ણમાં તેનાં જ્વલંત દર્શન થયાં છે. મારું કમભાગ્ય છે કે આવી ચીજ જોઇ, સાંભળીને પણ મારા જીવનમાં ઊતારી શક્યો નથી. મઠમાં એક પાતાળ કૂવો ખોદાય છે, તેના ઘણા કામમાં છું. વચ્ચે વચ્ચે ખબરઅંતર લખતા રહી સુખી કરજો. હાલ એજ. પ્રેમ અને ભલી લાગણીઓપૂર્વક

તમારો સાચો બ્રહ્માનંદ

---

શ્રીરથયાત્રા ભદ્રક—ઓરિસ્સા,

શ્રીરામકૃષ્ણ શરણમ્ પ્રિય, તારીખ ૧૪-૭-૧૯૧૫

મેં ધાર્યું હતું કે તપશ્ચર્યા વગેરે કરીને અમને બધાને ભૂલી ગયા છો. હવે જણાય છે કે એમ નથી, અમારું કંઇક કંઇક તો સ્મરણ કરો છો. તમે તપશ્ચર્યા માટે કાશી જાઓ છો, તો જાઓ. પરંતુ મને પણ કંઇક આકર્ષણ કરજો કે જેથી અમારે પણ ત્યાં આવવાનું થાય. અહો! કેવું સુંદર સ્થાન! ત્યાં જઇને રહેવાની કોને ઇચ્છા ન થાય? હું જેમને જોઉં છું તેમને કહું છું કે જાઓ, કાશી જઇને તપશ્ચર્યા કરો. કાશી તપશ્ચર્યાનું સર્વશ્રેષ્ઠ સ્થાન છે. મને જ્યારે જ્યારે કાશી યાદ આવે છે, ત્યારે થાય છે કે બધું છોડીને ત્યાં જાઉં. × × × × બાકીનું જીવન કાશીએ જઇને ગાળીશ, એવી મારા મનની પ્રબળ ઇચ્છા

છે. કાશીની વાત યાદ આવતાં બીજી કોઈ પણ વાત સારી લાગતી નથી. વધારે શું કહેવું? એકાંતમાં સ્થિર ચિત્તે બેસીને ભગવત્-પ્રેમમાં મસ્ત બનીને રહેવું એજ કાશીમાં રહ્યાનું પરમ ફળ છે. પ્રેમ અને શુભેચ્છાઓ જાણશો. હાલ એજ.

તમારો વહાલો, બ્રહ્માનંદ

---

ભદ્રક ઓરિસ્સા,
સન-૧૯૧૫

શ્રીરામકૃષ્ણ શરણમ્ શ્રીમાન,

તમારો પત્ર પ્રાપ્ત થયો. શ્રીભગવાનની ઇચ્છાથી તમને સાધન-ભજન કરવાની ઇચ્છા થઈ છે અને અનુકૂળ સ્થાન મળ્યું છે એ જાણીને સુખી થયો. બધું ભગવાનની ઇચ્છાથી થયું છે. જ્યારે બધા પ્રકારની સગવડ મળી છે ત્યારે સમયનો સદુપયોગ કરો. નકામો સમય ગુમાવશો નહિ. મોટા મોટા પ્રશ્નોમાં માથું નહિ મારતાં કંઈક ને કંઈક કામ કરો. પ્રયત્ન કરવાથીજ વસ્તુની પ્રાપ્તિ થાય છે, એવી શ્રદ્ધા રાખીને કામમાં લાગી જાઓ. પ્રયત્ન નહિ કરતાં ખાલી મોટા મોટા પ્રશ્નોની પાછળ પડીને જીવન ગાળવાથી કંઇ પણ કામ થશે નહિ. જ્યારે બધા પ્રકારની સગવડ મળી છે, ત્યારે થોડાક દિવસ સાધન-ભજનમાં બરાબર લાગી જાઓ. ઓછામાં ઓછું એક વરસ તો જરૂર. દેહ-મન શુદ્ધ થશે, ભગવાનની કૃપાને સાચવી શકાશે.

આડીઅવળી ચિંતાઓ અને ફોગટનાં કામોમાં મન નહિ જોડતાં થોડા દિવસ ભગવાનને આશ્રયેજ રહો એવી મારી ઇચ્છા છે. ધ્યાન, જપ, સ્મરણ, મનન હંમેશાં કરજો. લોકોને ભેગા કરીને બીજાઓને ઉપદેશ આપશો નહિ.....ની પેઠે તપશ્ચર્યા કરવાથી ચાલશે નહિ. શરીર હજુ ચપળ છે, મન ઉપર હજી વિષયના કોઇ પણ પ્રકારના સંસ્કાર પડ્યા નથી, આ વખતેજ, કામ સાધી લો. હાલમાં મનને તૈયાર નહિ કરવાથી કંઈ પણ કરી

શકશો નહિ. ઉપદેશ અને લોકસમાગમનો સમસ્ત જીવન પૂરતો સમય મળશે. હમણાં તો ઊઠીને મંડી પડો. વ્યાકુળ પ્રાણે ભગવાનને પ્રાર્થના કરો, તેઓ બધા પ્રશ્નોનો ઉકેલ લાવી દેશે. નીચે તમારા પ્રશ્નોનો યથાશક્તિ ઉત્તર આપું છું, આ ભાવે થોડા દિવસ ચાલી શકવાથી યથેષ્ટ કલ્યાણ થશે.

પ્રશ્નઃ—ચોવીસ કલાકમાં કેટલો સમય ધ્યાનભજન કરવા યોગ્ય છે અને કેટલો સમય પૂજાપાઠમાં આપવો યોગ્ય છે?

ઉત્તરઃ—ધ્યાન, જપ, અને પૂજાપાઠમાં જેટલો સમય આપી શકાય તેટલું વિશેષ કલ્યાણ છે. જેઓ માત્ર સાધન–ભજન ઉપર આધાર રાખવા ઇચ્છે છે તેમણે લગભગ ૧૫–૧૬ કલાક ધ્યાન અને જપ, કરવાં જોઇએ. અભ્યાસ કરવાથી સાથે સાથે સમય વળી વિશેષ વધી જશે. મન જેટલું આંતરિક બાજુએ વળશે, તેટલો વિશેષ આનંદ પ્રાપ્ત થશે. એક વખત ભજનમાં આનંદ આવ્યા પછી કોઈ પણ પ્રકારે તે છોડી દેવાની ઇચ્છા થશે નહિ. ત્યારે કેટલો સમય શું કરવું એ પ્રશ્નનો ઉત્તર મન પોતાની મેળેજ આપી રહેશે. મનની આવી સ્થિતિ ન થતાં સુધી ચોવીસ કલાકમાંથી ⅓ ભાગનો સમય ધ્યાનજપમાં જે રીતે જાય, તેનો ખાસ પ્રયત્ન કરજો. બાકીના સમયમાં સદ્‌ગ્રંથનો પાઠ કરજો અને ધ્યાનજપને વખતે મનમાં કેવા કેવા ભાવો જાગે છે, મન કેટલું સ્થિર થાય છે, વગેરે બાબતો વિચારજો. માત્ર આંખકાન બંધ કરીને કલાકેક ધ્યાનજપ કરવાથી બધું પતી જતું નથી. ભગવાન સંબંધી વિશેષ ચિંતન કરવાની જરૂર છે. આ ભાવથી ચિંતન કરવાથી મનની અવસ્થા ખાસ સમજી શકાય છે અને મનમાં જે બધી ગરબડ થાય છે તેનો ત્યાગ કરવાનો પ્રયત્ન કરી શકાય છે. આ પ્રમાણે એક એક કરીને ત્યાગ કરીને મન જ્યારે શાન્ત થઇ જશે, ત્યારેજ બરાબર ધ્યાનજપ થશે. આ અવસ્થા પ્રાપ્ત કરવા

માટેજ ધ્યાનજપ કરવાનાં છે. ધ્યાનજપનો ઉદ્દેશ મનને શાન્ત કરવાનો છે. ધ્યાનજપ કરવાથી જો મન શાન્ત ન થાય, જો આનંદ ન આવે, તો સમજવું કે ધ્યાનજપ બરાબર થતાં નથી. વળી એક બાબતમાં વિશેષ ધ્યાન રાખજો કે, જેમણે તમારા આહારાદિની જોગવાઇ કરી આપી છે, તે તમારાં શુભ કર્મોનું થોડુંક ફળ પ્રાપ્ત કરશે. સંચય એટલો જોઇએ કે ખર્ચવા છતાં પણ પોતાને માટે કંઇક રહે.

પ્રશ્નઃ-મન અનેક વાર જપ કરવા ઇચ્છતું નથી; ત્યારે ધ્યાન-જપ છોડી દઇને પાઠ વગેરે કરવાં યોગ્ય છે કે જોરપૂર્વક ધ્યાન-જપ કરવાં યોગ્ય છે?

ઉત્તરઃ-મન પ્રયત્ન કરવા ઇચ્છતું નથી, તે તો બધો વખત સુખજ ઇચ્છે છે. કંઇ પણ પ્રાપ્ત કરવું હોય તો પ્રયત્ન કરવોજ જોઇશે. શરૂઆતની અવસ્થામાં અભ્યાસ દૃઢ કરવા માટે જોરપૂર્વક ધ્યાનજપ વગેરે કરવાં પડે છે. જો વધારે વાર બેસતાં દુઃખ જણાય તો સૂતાં સૂતાં જપ કરવા. અને એમ કરતાં ઊંઘ આવે તો ફરતાં ફરતાં જપ કરજો. આ પ્રમાણે અભ્યાસ દૃઢ અને મજબૂત કરી લેવો જોઇશે. ઇચ્છા ન થતાંજ શું છોડી દેશો? આ ભાવે ચાલવાથી કોઈ પણ દિવસ અભ્યાસ દૃઢ થતો નથી. મનની સાથે રીતસર લડાઇ કરવી જોઇએ. આ જાતના પ્રયત્નોનું નામજ સાધન છે. મનને વશ કરવું એજ સાધનમાર્ગનું લક્ષ્ય છે.

પ્રશ્નઃ-પ્રાણાયામ, આસનાદિ હઠયોગની ક્રિયાઓ થોડી વધારે પ્રમાણમાં કરવી જરૂરની છે કે નહિ?

ઉત્તરઃ-હમણાં એ બધું કરવાની જરૂર નથી, ભગવાનનું નામસ્મરણ કરો, પ્રાર્થના કરો, સ્મરણ-મનન કરો. તેઓજ તમારે માટે જે જરૂરી હશે તે કરાવી લેશે એવી શ્રદ્ધા રાખો.

પ્રશ્નઃ-પૂજાપાઠ કેટલો સમય અને ધ્યાનજપ કેટલો સમય કરવાની જરૂર છે અને નિદ્રાની કેટલી જરૂર છે?

ઉત્તરઃ-ચોવીસ કલાકમાં લગભગ ત્રણ ભાગના સમયમાંથી બે ભાગનો સમય ધ્યાનજપમાં અને બાકીનો એક ભાગ, પૂજાપાઠ ચિંતન, નિત્યકર્મ અને આરામ માટે રાખવો સારો છે. સ્વસ્થ શરીરને ચાર કલાકની ઊંઘ પૂરતી છે. કોઇને બેએક કલાક વધારે નિદ્રાની જરૂર પડે છે. પાંચ કલાકથી વધારે ઊંઘ તો રોગનું લક્ષણ છે. ખૂબ સૂવાથી શરીરને આરામ મળતો નથી, પણ શરીર ખરાબ થાય છે અને નુકસાન કરે છે. સાધકે ઊંઘમાં વધુ સમય ગાળવો યોગ્ય નથી. શરૂઆતની ઉંમરમાં મનને ઘડી લો, ઊંઘવાનો સમય તો પાછળથી ઘણો મળશે. કોઇને કંઇ કામ કરવાનું કહેતાં પ્રથમ તો શરીરથી સહન થશે નહિ, આરામ જોઇશે, વગેરે વિવિધ પ્રકારની વાત કરે છે. પરિશ્રમ કરવાની વાત નહિ. પણ આરામ, આરામ ને આરામજ જોઇએ છે! જેઓ બરાબર ધ્યાનજપ કરે છે, તેમની બધી ઇન્દ્રિયો એવી નિયમિત કામ આપે છે કે તેમને માટે ચાર કલાકની ઊંઘ પૂરતી છે. સામાન્ય રીતે લોકો અનિયમિતપણે ચાલીને શરીર અને મનને એટલાં બધાં થકવી નાખે છે કે, આઠ-દશ કલાક ઊંઘવાથી પણ તેમને પૂરતો આરામ મળી રહેતો નથી. જીવનને નિયમિત કરવાનો પ્રયત્ન કરો. ઘડિયાળની માફક ચાલો. તેથી શરીર અને મન ખૂબ સારું રહેશે. કંઇક ને કંઇક તો કરોજ. ખાલી પ્રશ્નો પૂછવાથી કંઈ વળશે નહિ. કામમાં લાગી જાઓ, પછી બધું જોઇ શકશો, સમજી શકશો.

પ્રશ્નઃ-આહારની બાબતમાં શું કરવું ઠીક છે? જે મળી આવે તે ખાઈ લેવું કે ખાવાપીવામાં કંઇક વિચાર રાખવો?

ઉત્તરઃ-સાધન-ભજનના સમયમાં બને તો વિચાર કરીનેજ ખાવાપીવાનું રાખવું સારું છે. કેટલીક વસ્તુઓ ખાવાથી ઊંઘ વધે છે, તે ન ખાવી એજ ઠીક છે. મીઠાઈ અને જલદી પચે નહિ તેવા ભારે ખોરાકો ન ખાવા એજ સારું છે. ભારે પદાર્થો ખાવાથી

તમોગુણ વધી જાય છે અને ખૂબ ઊંઘ આવે છે. તમે તો ઊંઘશો કે જપ કરશો? જે સહેજે પચી જાય તે બધી ચીજો વડે ત્રણમાંથી બે ભાગ જેટલું પેટ ભરીને ખાવાથી શરીરની શક્તિ વધે છે. ભરપેટ ખાવાથી બધી શક્તિ ખાધેલું પચવવામાંજ ચાલી જાય છે. અને પેટમાં વાયુ ભરાવા લાગે છે. ત્રણ ભાગમાંથી એક ભાગ ખાલી રાખવાથી આ પ્રમાણે થતું નથી. સ્વસ્થ શરીર ભજનમાં સહાયક છે.

સાધનભજનમાં મન સારી રીતે બેસી ગયા પછી કોઇક વાર વધુ ખવાઇ ગયું તો વાંધો નહિ. સાધનભજનના સમયમાં જેઓ બેએક કલાક બહારનાં કામોમાં ગાળતા હોય તેમણે માધુકરી કરીને ખાવું સારું છે. માધુકરીનું અન્ન શુદ્ધ અન્ન છે. એ અન્ન ખાઇને ભજન કરવાથી દોષ લાગતો નથી. બેસીને ખાવાથી દાતાને ભજનનો કેટલોક ભાગ આપવો પડે છે, તેથી માધુકરી કરીને જમવું એ ઠીક છે.

પ્રશ્નઃ—સાધનભજન વખતે મૌન રહેવું સારું કે નહિ? કોઇ કામને માટે વાત કરવી જરૂરી હોય ને મૌન લીધું હોય છતાં મન ચંચળ થાય, ત્યારે તેવી સ્થિતિમાં શું કરવું યોગ્ય છે?

ઉત્તરઃ—આવે વખતે મૌન રહેવું એ પણ ઠીક નથી તેમજ બહુ બોલવું એ પણ સારું નથી. બહારના મૌન કરતાં આંતરિક મૌન એજ સારું છે. જરૂરથી વધારે વાત ન કરવાથી પણ કામ પતી જાય છે. જોરકરીને મૌન રહેવામાં પણ અનેક દોષો રહેલા છે.

પ્રશ્નઃ—કપડાંલત્તાં કેટલાં રાખવાં સારાં? કેટલી ઠંડી અને તાપ સહન કરવાં ઉચિત છે?

ઉત્તરઃ—થોડાંઘણાં કપડાં રાખવાની જરૂર છે. બંગાળીઓનાં શરીર બહુ કઠોરતા સહન કરી શકતાં નથી. વળી પોટલાં બાંધવા જેટલાં કપડાં વગેરે સંગ્રહ કરવાં તે પણ સારું નથી. જેટલાંની ખાસ જરૂર હોય તેટલાંજ રાખો. વધારે રાખવાં એ અઘટિત છે.

આપોઆપ આવી મળે તો પણ વધારે લેવાં ઉચિત નથી. ભગવાનને પ્રાપ્ત કરવા એજ ઉદ્દેશ છે. કઠોરતા નરી–સહનશીલતા પ્રાપ્ત કરવી એજ કામ નથી; શરીર સ્વસ્થ રાખવાને માટે જેટલાં કપડાંલત્તાંની જરૂર હોય તેટલાંનો ઉપયોગ કરવો. એથી વધારે રાખવાં અને ઉપયોગ કરવો એ તો બાબુપણું છે. સાધુએ બાબુ બની જવું ઘણુંજ ખરાબ છે. વિલાસિતાને માટે લોકો પાસે ભિક્ષા માગવી એ અત્યંત ખરાબ છે.

પ્રશ્નઃ–મારા પોતાથી કશુંજ બની શકે તેમ નથી, આપ આશીર્વાદ આપો કે પરમહંસદેવ અને આપની ઉપર દૃઢ વિશ્વાસ થાય અને આપની કૃપા સમજવાની અને ધારણ કરવાની શક્તિ પ્રાપ્ત થાય.

ઉત્તરઃ–પોતાના ઉપર અવિશ્વાસ લાવો નહિ. શ્રીપરમહંસદેવજ બધી સગવડ કરી દેશે. જે સજ્જન તમને મદદ આપે છે, તે ભગવાનની ઇચ્છાજ જાણજો. ભગવાન ઉપર વિશ્વાસ રાખો. તેમનું નામસ્મરણ કરતા જાઓ, તેજ બધું સમજાવી દેશે. અસ્થિર થશો નહિ, પડ્યા રહો; નામસ્મરણ કરો અને પ્રયત્ન કરો. પ્રયત્ન કરશો એટલે વસ્તુની પ્રાપ્તિ થશે, નકામી ચિંતાઓમાં અને મોટા મોટા પ્રશ્નોમાં સમય ખોશો નહિ. ખૂબ સુંદર સુયોગ પ્રાપ્ત થયો છે, તેને નકામો ગુમાવશો નહિ. ભગવાનની કૃપા સૌની ઉપર છે, થોડોક પ્રયત્ન કરવાથી, આંખો ખોલીને જોવાથી સમજી શકાય છે. જો અહીં આવ્યા છો, ગુરુદેવની કૃપા પામ્યા છો, તો તેઓ જેમ કહે છે, તેજ જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરો. નકામો સમય ગુમાવશો નહિ.

પ્રશ્નો લગભગ બધા વિષયો ઉપર કર્યા છે, ઉત્તર પણ સર્વ પ્રકારના આપ્યા છે; હવે જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરો. જે સજ્જને તમારે માટે બધો બંદોબસ્ત કરી દીધો છે, તેમને મારી

શુભાશિષ કહેજો. તમારા પત્રથી સમજાયો છું કે એ લોકો સ્વાભાવિકપણેજ ભક્ત છે. દ્રવ્યનો સદ્દુપયોગ કરવાની ઇચ્છા કેટલા માણસોને થાય છે? ખાસ કરીને મોટા માણસોનેજ. તેમણે તમારે માટે આટલું કર્યું છે, તેમનું ખર્ચ નકામું જવા દેશો નહિ. તમે એવી રીતે રહેજો કે તમારું ચારિત્ર્ય જોઇને તેમને સદ્દુપયોગ કરવાની વૃત્તિ દિવસે દિવસે વધે. તમારાં સારાંનરસાં કાર્યોનું પરિણામ તેમને પણ કંઇક ભોગવવું પડશે. એવું કોઇ પણ કામ કરશો નહિ કે જેનું ખરાબ પરિણામ તેમને ભોગવવું પડે. **સાવધાન! માન–યશના ભિખારી થશો નહિ.**

શ્રીભગવાનની હંમેશાં પ્રાર્થના કરજો કે જેથી માન–યશની ઇચ્છા મનમાં ક્યારે પણ જાગે નહિ. મારી શુભાશિષ જાણજો. શ્રીઠાકુરને પ્રાર્થના કરું છું કે તેઓ તમારા મનની ઇચ્છા પૂર્ણ કરો, સદ્દબુદ્ધિ આપો અને સાચા મનુષ્ય બનાવો! હાલ એજ.

શુભાકાંક્ષી બ્રહ્માનંદ

---

શ્રીરામકૃષ્ણમઠ મયલાપૂર–મદ્રાસ,

શ્રીગુરુદેવચરણે નમઃ ઑગસ્ટ, ૧૯૧૮

કલ્યાણિયા,

તારો પત્ર મળ્યો. × × × એવું કરીને મનને ઠીક કરી લો કે જેથી મનથી અગોચર કંઇજ રહે, અર્થાત્ એજ અંતર્યામી મહાન પુરુષનું ચિંતન કરીને મનને તેમનામાંજ સંપૂર્ણરૂપે લય કરી દો. એમ થવાથી મન મહાશક્તિથી પૂર્ણ થઇ જશે, પછી મનથી અગોચર એવું કશું નહિ રહે. એજ મહાપુરુષના બે ભાવ લઇને જગત વિકાસ પામેલું છે, નિત્ય અને લીલા. તેઓ કચારેક નિત્ય સ્વરૂપમાં રહે છે અને કચારેક લીલાવસ્થામાં દશ્યમાન જગતનો ઉપભોગ કરતાં રહે છે. આ વાત વાંચો, સાંભળો અને વિચાર કરો. વિચાર કરવાથી ભાવનો ઉદય થાય છે, જેવો ભાવ તેવોજ લાભ થાય છે.

"દર્શન દો હે પ્રભો! દીન હીન જાણી આપ,
રોગે દુઃખી, શોકે વ્યાકુળ, મલિન મતિ રંકને."

સંસારમાં રહેવા જતાં વિવિધ પ્રકારના આઘાતપ્રત્યાઘાતોમાં થઈને જીવન ગાળવું પડે છે. આ સંસારની એવીજ રીત છે. જે એ પરમપદનો આશરો લઈ શકે છે, તેજ વીરની પેઠે સહન કરતો જાય છે.

કવિ રામપ્રસાદે ગાયું છે કે—

તોમાર સૃષ્ટિ દૃષ્ટિ પોડા મિછ બોલે ઘૂરે મરિ.

મહાપુરુષો હિમાલયના ઉચ્ચ શિખરની પેઠે નિશ્ચલ થઈને સંસારમાં જીવન ગાળે છે. હિમાલયના શિખર ઉપર કેટલાં તોફાન, કેટલી વૃષ્ટિ, કેટલો ઝંઝાવાત અને કેટલા વજ્રપાતો થાય છે, પણ એ આ બધું નિશ્ચળતાપૂર્વક તેના મસ્તક ઉપર ધારણ કરે છે અને સહન કરી શકે છે.

કવિ રામપ્રસાદે ગાયું છે કે—

દેખ, સુખ પેયં[1] લોક ગર્વ કરે; આમિ કરિ[2] દુઃખેર[3] ભડાઈ

ભાવનાતરંગો દૂરની બાબતને પાસે બાંધી રાખે છે. તે ઘણી વાર મનને ભાવરાજ્યમાં દુઃખ અને સુખની વચ્ચે થઈને લઈજાય છે. ભાવ નહિ આવવાથી સ્વાર્થને દૂર કરી શકાતો નથી. ભાવ વડેજ નિષ્કામ અને નિઃસ્વાર્થભાવ પ્રાપ્ત થાય છે—"જેવો ભાવ તેવોજ લાભ,"

"નદનદી સાત સમુદ્ર સબ સબ ભરપુર
તુલસી ચાતક કા એક બિન્દુ બિના સબ દૂર"

ભાવ કહો, ભક્તિ કહો, પ્રેમ કહો, જ્ઞાન કહો, જ્યાં સુધી ભગવાનની પાસે પહોંચાડે નહિ, ત્યાંસુધી બધું સાર રહિત છે.

"કિ છાર[4] શશાંક જ્યોતિઃ મલિનતા તાય હે,
જદિ સે ચાંદ પ્રકાશે તવ પ્રેમ સુખચાંદ ઉદય નહિ હે"

શુભાકાંક્ષી બ્રહ્માનંદ

---

૧. પ્રાપ્ત કરીને. ૨. હું કરું છું. ૩. દુઃખની મહત્તા. ૪. શી ગણતરીમાં?




# स्वामी श्रीशिवानंदजीनुं

## संक्षिप्त जीवनचरित्र, वार्तालापो, लेखो अने पत्रो



# स्वामी श्रीशिवानंदजी

## संक्षिप्त जीवनचरित्र

ભગવાન શ્રીરામકૃષ્ણ પરમહંસદેવના આજે કેટલા બધા અનુયાયીઓ અને ભક્તો છે, કેટલા બધા લોકોના તેઓ ચિરપરિચિત છે, તેનો આંક માંડી શકાય તેમ નથી તેઓ તો એક દિવસ દક્ષિણેશ્વરમાં એક નવીન સાધનચક્ર ચલાવી ગયા અને આજે તેમાંનો કેન્દ્રસ્થ ભાવરાશિ કોઈ એક અભૂતપૂર્વ ઉપાયથી ભારતવર્ષ અને ભારતવર્ષ બહારના અન્ય પ્રદેશોમાં પોતાનો આત્મવિકાસ સાધીને, માનવપ્રગતિના એક અતિ ઉચ્ચ પડ સુધી પહોંચીને, એક નવચેતનની રચના કરી રહ્યો છે. તેઓ માનવજાતની જીવનમરણની સંધિક્ષણે સર્વધર્મસમન્વયરૂપ મહાવાણીને મૂર્ત કરીને પ્રત્યેક વ્યક્તિના હૃદયની સંકીર્ણતા દૂર કરવા માટે અવતર્યા હતા. આ સુવિશાળ યુગકાર્યને માટે તેઓ જે કેટલાક ગણ્યાગાંઠ્યા શિષ્યોને સાથે લાવ્યા હતા, તેઓમાં મહાપુરુષ શિવાનંદજીનું સ્થાન સૌથી મોખરે છે.

અહો ! તેમના અંતરંગ લીલાપાર્ષદો સાથે પરમહંસદેવ કેટલી કેટલી ભાવમધુર લીલાઓ કરી ગયા છે ! દક્ષિણેશ્વર-

ના એ બગીચામાં દિવસોના દિવસ અને મહિનાઓ સુધી તેમના અંતરંગ શિષ્યો સાથે તેઓ ઈશ્વરસંબંધી વાર્તાલાપમાં અહોનિશ મગ્ન રહેતા હતા. તે બધી મનોરમ ઘટનાઓ જેટલી પ્રાપ્ત થાય તેટલી બધી સ્પષ્ટ અને વિસ્તૃત સ્વરૂપમાં જાણવાની ઈચ્છા સૌનાં હૃદયોમાં જાગે છે, પરંતુ ઇચ્છા છતાં ઉપાય નથી. તે બધા નથી તો કોઈએ લખી રાખ્યા કે નથી તો કોઈએ હૃદયમાં સંગ્રહી રાખ્યા. એક દિવસ કથાપ્રસંગે પૂજ્ય મહાપુરુષ મહારાજને પરમહંસદેવના વખતના વાર્તાલાપો વિષે પૂછવામાં આવ્યું હતું. અનેક વાતો કર્યા પછી છેવટે તેઓ હસતા હસતા બોલ્યાઃ "એ બધું યાદ નથી, કોણ જાણતું હતું કે, આ પ્રમાણે થશે, નહિ તો બધું મનમાં સંઘરી રાખત." સાચું જ છે, કોણ જાણતું હતું? પરમહંસદેવના દેહાવસાન પછી જે ગણ્યાગાંઠ્યા ગૃહત્યાગી યુવકો આગળ આવ્યા હતા અને ક્યાંયે શાંતિ ન મળતાં આખરે જેઓ બરાહનગરના એક ભાંગ્યાતૂટ્યા ઘરમા મસ્તક નમાવવાનું સ્થાન પામ્યા હતા, તેમની એ જીવનકથા અનેકોની એ જિજ્ઞાસાનો વિષય થશે, એ કોણ જાણતું હતું? ખરેખર! કોણ જાણતું હતું કે, તેમના જૂના સુખદુઃખના દિવસો ભવિષ્યમાં આટલા બધા મધુર થઈ પડશે. તેથી મહાપુરુષ મહારાજના સમગ્ર જીવનની વિગતો અને બનાવોની અમને વિસ્તૃતસ્વરૂપે માહિતી નથી. તેમના શરૂઆતના જીવનનો ઇતિહાસ, યૌવનની કઠોર તપસ્યા અને પરિવ્રાજક જીવનની સુમધુર વાર્તા અને કહાણીઓ આજે ઘણી જ થોડી સુરક્ષિત છે. કેટલી અડચણ–અગવડો, સુખદુઃખ, આશાનિરાશાઓ અને ચડતીપડતીઓમાં થઈને તેમનું લાંબું જીવન પસાર થયું હતું, તેની કેટલી કેટલી હકીકતો અમે આપીએ? વળી જેટલું જાણીએ * તે પણ

સંપૂર્ણરૂપે આ સંક્ષિપ્ત જીવનચરિત્રમાં લખવું સંભવિત નથી.

ચારે દિશાઓમાંથી ધર્મપિપાસુ ભક્તો મહાપુરુષ મહારાજના ચરણોમાં આવીને આળોટતા. જેમણે એક વાર જોયું છે, તેઓ મુગ્ધ થયેલા છે. તેમનાં હૃદયમાં જે આકર્ષણશક્તિ જાગૃત રહેતી, તે અમે આત્મરાજ્યના એક ઉચ્ચ સ્થાને પહોંચ્યા વિના કેવી રીતે સમજી શકીએ? છેલ્લાં વર્ષોમાં વાત્સલ્યપ્રેમ જાણે અતિશય ઊભરાઈ આવ્યો હતો. નાના-મોટા, ધનવાન-નિર્ધન સૌ કોઈ આવતા. કેટલો બધો સ્નેહ! કેટલો બધો પ્રેમ! અહો કેટલી સહાનુભૂતિપૂર્વક તેઓ સૌનો આદરસત્કાર કરતા, તે લખીને શી રીતે સમજાવવું? પ્રાણ વડે પ્રાણનો સ્પર્શ કરીને જેમણે જાણ્યું છે, તેઓ જ તે જાણે છે.

મહાપુરુષ મહારાજનું પહેલાંનું નામ તારકનાથ ઘોષલ હતું. ચોવીસ પરગણા જિલ્લામાં બારાસત ગામમાં ઈ. સ. ૧૮૫૪ (?) માગશર વદિ એકાદશીને દિવસે તેઓ જન્મ્યા હતા. તે વખતમાં બારાસતમાં ઘોષલ કુટુંબ ઘણું પ્રતિભાશાળી હતું. તેમના પૂર્વજ શ્રી. હરિકૃષ્ણ ઘોષલ કૃષ્ણનગરના રાજાના દીવાન હતા; અને તેમનાં માતાના પિતા શ્રી. દીનબંધુ મુખોપાધ્યાય બારાસતમાં વકીલ હતા. તેમના પિતા શ્રી. કાનાઈલાલ ઘોષલ પણ ત્યાં વકીલ હતા. તેઓ ગુપ્ત કાલી-સાધક હતા. કાર્યવશાત્ તેઓ દક્ષિણેશ્વર આવતા જતા હતા. તેમનાં પત્ની વામાસુંદરી એક ભક્ત સ્ત્રી હતાં. વામાસુંદરી પ્રથમ પુત્રના વિયોગ પછી તારકેશ્વરની કઠોર તપસ્યા કરીને મહાપુરુષજીને પુત્રરૂપે પામ્યાં હતાં. તેથી માતાએ પુત્રનું નામ 'તારક' રાખ્યું હતું.

કાનાઈબાબુએ શ્રીરામકૃષ્ણદેવને જે દિવસે જોયા હતા, તે

દિવસથી તેમને કોઇ અપૂર્વ આકર્ષણ થયું હતું અને તેઓ મંદિરમાં આવીને પરમહંસદેવને મળ્યા વિના પાછા ફરતા નહિ. આ સમયમાં સાધના કરતાં કરતાં એક વાર શ્રીરામકૃષ્ણદેવને શરીરે અતિશય બળતરા થવા લાગી. કોઈ દવાથી રોગની શાંતિ થતી નહોતી. એક દિવસ કાનાઇબાબુને પાસે જોઇને તેઓએ રોગની વાત કરી. બધી વાત સાંભળીને તેમણે પરમહંસદેવને તેમનું ઇષ્ટકવચ આપ્યું અને તે ધારણ કરવાથી તેમની બળતરા શાંત થઇ.

બાલ્યકાળની શરૂઆતથી જ તારકનું મન જાણે કોઈ જુદા જ રાજ્યમાં વિચરતું હતું. તેઓ ત્યારથી જ નિયમિત ધ્યાન-ધારણા વગેરે કરતા. હૃદયના ઊંડા પ્રદેશમાંથી વચ્ચે વચ્ચે તેમને કોઈ મધુર આહ્વાન આવતું; તેને લીધે તેઓ તરત જ એટલા બધા ઊંડા ઊતરી જતા કે, નજીકના સાથીઓ પણ તદ્દન અવાક થઇ જતા. ત્યારે કોણ જાણતું હતું કે, આ સામાન્ય બાળક ભવિષ્યમાં આટલા મોટા મહાપુરુષ થશે?

ગમે તેમ, પણ યૌવનના આગમન સાથે સાથે તેઓ પણ તે સમયના જુદા જુદા ધાર્મિક માણસોની પેઠે મહાત્મા કેશવચંદ્ર સેનના પ્રભાવથી બ્રાહ્મોસમાજમાં આવવાજવા લાગ્યા. એટલામાં તેઓ કાર્યવશાત્ દિલ્હી ગયા. ત્યાં તેમના એક ભાઈ સાથે તેમને કલાકો સુધી ધર્મવિષયક લાંબી ચર્ચાઓ થઈ હતી. એક દિવસ તેઓએ પ્રસન્નબાબુને ધર્મસંબંધી પૂછ્યું. પ્રસન્નબાબુએ કહ્યું કે, "ખરી સમાધિ કોઈ મહાપુરુષ વિના કોઇને પ્રાપ્ત થતી નથી. એ તો અતિશય દુર્લભ વસ્તુ છે. પરંતુ હું એક એવી વ્યક્તિને જાણું છું કે, જેમને ખરેખરી સમાધિ સહજસ્વભાવે થાય છે." એમ કહીને તેઓએ દક્ષિણેશ્વરના શ્રીરામકૃષ્ણદેવની વાતનો ઉલ્લેખ કર્યો. ત્યારથી તારકનું મન

પરમહંસદેવનાં દર્શન કરવાને તલસવા લાગ્યું.

દિલ્હીથી કલકત્તા આવીને તેમણે મેકેન્ઝી કંપનીમાં નોકરી લીધી. ત્યારે પણ તેઓ બ્રાહ્મોસમાજમાં આવતાજતા હતા. શ્રીપરમહંસદેવના ભક્ત શ્રીરામચંદ્ર દત્તના એક સગા પાસેથી તેમણે પરમહંસદેવ સંબંધી અનેક વાતો સાંભળી. ક્રમે ક્રમે બ્રાહ્મોસમાજમાંથી તેમનું મન ઊતરી ગયું, કારણ કે તેમનું મન ત્યારે આધ્યાત્મિક રાજ્યમાં તદ્રૂપ થઇ જવા માટે તલપાપડ થઈ રહ્યું હતું. સત્યને જાણવા માટે તે વખતે તેઓ અત્યંત જિજ્ઞાસુ અને તેને પ્રાપ્ત કરવા માટે અત્યંત ઉત્સુક હતા. તેમને સત્યની શોધની લગની લાગી હતી !

એક દિવસ તેમના સાંભળવામાં આવ્યું કે, પરમહંસદેવ રામચંદ્ર દત્તને ત્યાં પધારનાર છે. ઇ. સ. ૧૮૮૦ અથવા ૮૧ ની સાલમાં તેમણે આ શુભ પ્રસંગે તેમનાં દર્શન કરવાનું નક્કી કર્યું. સંધ્યાકાળે રામબાબુને ઘેર જઇને જોયું કે, પરમહંસદેવ એક ઓરડામાં બેઠેલા છે. ઘણા લોકો ત્યાં એકઠા થયેલા છે અને તેઓ અર્ધભાવાસ્થામા અનેક માણસો સાથે વાર્તાલાપ કરી રહ્યા છે. અત્યંત એકાગ્રતાપૂર્વક તારકનાથ પરમહંસદેવની વાતો સાંભળવા લાગ્યા. તેઓ ઘણા સમય પહેલાંથી સમાધિની વાતો જાણવા આતુર હતા અને અતિ આશ્ચર્યપૂર્વક તેમણે સાભળ્યું કે, પરમહંસદેવ તે દિવસે સમાધિ વિષે જ વાર્તાલાપ કરે છે. આથી તેમને ઘણો જ આનંદ થયો. અનેક દિવસોથી જે વસ્તુ પ્રાપ્ત કરવાની તેમની ઇચ્છા હતી, તે વસ્તુ પ્રાપ્ત થવાથી તેમનો પ્રાણ આનંદથી થનગન થનગન નાચી ઊઠ્યો. થોડી વાર પછી તેઓ ધીરે ધીરે બહાર ચાલ્યા ગયા. આ એક દિવસના પ્રસંગથીજ તેમને પરમહંસદેવને માટે અદ્ભુત આકર્ષણ થયું અને તેમણે બીજે શનિવારે જ દક્ષિણેશ્વર

મંદિરના ચોગાનમાં આવીને તેઓ પરમહંસદેવની શોધ કરવા લાગ્યા અને પરમહંસદેવના ઓરડામાં ગયા. તો ત્યાં તેમને બેઠેલા જોયા. પરમહંસદેવને જોઈને તારક જાણે ભાવાવેશમાં આવી ગયા! તેમના મનમાં પરમહંસદેવ સાક્ષાત્ મા હોય એમ લાગ્યું. તેઓ પુરુષ હતા કે સ્ત્રી, તે તેઓ કંઈ જ સમજી શક્યા નહિ. સાચે જ તેમણે જોયું તો મા–જગદંબા જ બેઠેલાં છે. તેમણે પરમહંસદેવના ખોળામાં મસ્તક મૂકીને પ્રણામ કર્યા. આ પછી તેઓ પરમહંસદેવને મા સમાન જ ગણતા. ત્યારપછી પરિચય ઈત્યાદિ પૂછ્યા પછી પરમહંસદેવ તેમને લઈને કાલી માતાના મંદિર તરફ ગયા. તે વખતે માત્ર આરતીની શરૂઆત થઈ હતી. માતાના મંદિરમાં અને બહાર શિવાલયની આરતીના ઘંટાનાદના સુમધુર ધ્વનિથી દક્ષિણેશ્વરનું આકાશ અને વાતાવરણ ગાજી રહ્યું હતું. કેટલો સુંદર સુમધુર ભાવ!

માના મંદિર આગળ જતાં જ પરમહંસદેવે શ્રીજગન્માતાને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યો. તારક પરમહંસદેવને અનુસરીને જેમ ફાવે તેમ પ્રણામ કરવા લાગ્યા; કારણ કે તેઓ બ્રાહ્મોસમાજમાં જતા આવતા હતા. "પ્રતિમા–મૂર્તિમાં તો પથ્થર સિવાય બીજું કંઈ જ નથી" એવી તેમની ધારણા હતી! પરંતુ આ વખતે તેમના મનમાં થયું કે, "આવો હલકો ભાવ શા માટે? શું ભગવાન સર્વત્ર વિરાજમાન નથી? તેનું અસ્તિત્વ તો સર્વ ઠેકાણે છે. તો તે અવશ્ય પથ્થરની પ્રતિમામાં પણ છે." મનમાં આ પ્રમાણે વિચાર આવતાં તેમણે

સાષ્ટાંગ પ્રણામ કર્યો. એ રાતે દક્ષિણેશ્વર રહી જવા માટે પરમહંસદેવે તેમને વારંવાર આગ્રહ કરીને કહ્યું કે, "આજે રાત્રે અહીં રહો; એક દિવસ આવવાથી શું વધારે સ્થાયી ફળ પ્રાપ્ત થાય ખરું કે? ઘણી વાર આવવાનો પ્રયત્ન કરજો."

"આવતી કાલે સાંજે આવજો." એમ કહીને તે દિવસે તો રજા આપી. આમ ભાવપૂર્વક આવ-જા કરવાથી પરમહંસદેવની સાથે ક્રમેક્રમે તેમને ઘનિષ્ઠ સંબંધ બંધાયો અને વૃદ્ધિ પામ્યો. એક દિવસ પરમહંસદેવે તેમને કહ્યું: "જુઓ, અહીં જે કોઈ આવે છે, તેમના બાપનું નામ અથવા તે ક્યાંથી આવે છે, એ બધું કંઇ જ હું પૂછતો નથી. માત્ર તેનું હૃદય જોઈ લઉં છું. પરંતુ તમારા પિતા અને ઘર-કુટુંબ બધા વિષે જાણવાની ઇચ્છા થાય છે." જ્યારે પરમહંસદેવે સાંભળ્યું કે, પૂર્વપરિચિત કાનાઈબાબુ જ તેમના પિતા છે, ત્યારે તેમણે કાનાઈબાબુના કવચથી પોતાના શરીરની બળતરા કેવી રીતે શાંત થઇ હતી, તે વાત કહી સંભળાવી અને ફરીથી તેમને મળવાની ઇચ્છા જણાવી. તારક પણ આ વાત સાંભળીને અત્યંત આશ્ચર્ય પામ્યા. પછી કાનાઇબાબુ એક દિવસ ત્યાં આવ્યા ત્યારે પરમહંસદેવ પોતાના ચરણો તેમના ખોળામાં રાખીને સમાધિસ્થ થયા. કાનાઇબાબુ પણ પરમહંસદેવના ચરણોને વળગી પડીને રડતા રડતા ચિત્રવત્ થઇ ગયા.

ત્યારથી તારક પરમહંસદેવ પ્રત્યે ઘણા જ આકર્ષાયા. વખત મળતાં તેઓ દક્ષિણેશ્વર ચાલ્યા જતા. પરમહંસદેવની બે-એક વાતો સાંભળીને, જગદંબા માટેની તેમની ઉન્માદ-અવસ્થા જોઇને તેઓ સાત્ત્વિક આનંદથી નાચી ઊઠતા હતા.

એક દિવસ ઘણે ભાગે ત્રીજી કે ચોથી વાર પરમહંસદેવનાં દર્શન કર્યા પછી પરમહંસદેવે તેમને એક બાજુએ લઇ

જઇને જીભ બહાર કાઢવાનું કહ્યું અને જીભ ઉપર કોણ જાણે શું યે લખી દીધું. આ પછી તારકનું મન બાહ્યજગતમાંથી કોણ જાણે ક્યાં યે ચાલ્યું ગયુ બસ, એકદમ સમાધિસ્થ ! ક્ષણવારમાં આટલા મોટા વિરાટ જગતનાં વિરાટ દૃશ્યો કોણ જાણે ક્યાં યે અદૃશ્ય થઇ ગયાં, તે તેઓ કંઇ પણ જાણી શકયા નહિ.

એક બીજે દિવસે પણ પરમહંસદેવે ભાવાવસ્થામાં તેમનો સ્પર્શ કર્યો અને તેઓ પણ સમાધિસ્થ ગઈ ગયા. તે દિવસે સ્વામી બ્રહ્માનંદ મહારાજ પણ ત્યાં હાજર હતા. ત્યારપછી પણ એક વાર તેમની આવી અવસ્થા થઈ હતી.

આ સમયની માનસિક અવસ્થા વિષે મહાપુરુષ મહારાજને પૂછતાં તેમણે કહ્યું: "વારંવાર મનમાં થતું કે, પરમહંસદેવ આગળ રડયા કરું. એક દિવસ રાત્રે કાલીમાતાના મંદિર સામે ઊભો રહીને ખૂબ રડયો હતો. આ બાજુ પરમહંસદેવ મને ગેરહાજર જોઇને વિચારમાં પડી ગયા હતા. પાસે જતાં જ તેઓ બોલ્યા: 'જેઓ ભગવાનને ખાતર રડે છે, તેમના ઉપર તે કૃપા કરે છે. આંખનાં અશ્રુથી પૂર્વજીવનનાં પાપો ધોવાઇ જાય છે.' એક દિવસ હું પંચવટીમાં ધ્યાન કરતો હતો, તેવામાં પરમહંસદેવ ત્યાં આવ્યા. મારા તરફ જોતાં જ હું રડી પડયો. તેઓ કંઇ પણ બોલ્યા વિના શાંતિથી ઊભા રહ્યા. ત્યારે મારી અંદર જાણે કોઈ એક પ્રવાહ વહેવા લાગ્યો અને બધાં અંગો ધ્રૂજવા_લાગ્યાં. મારી આ અવસ્થા જોઇને પરમહંસદેવ આનંદ પામીને બોલ્યા કે, 'આ અવસ્થા તારા ભગવદ્‌ભાવને લીધે થયેલી છે.' ત્યાર પછી તેમના ઓરડામાં લઇ જઇને મને કંઇક ખાવાનું આપ્યું. દૃષ્ટિમાત્રથી જ તેઓ અજ્ઞાના અંતરમાં રહેલા પ્રભુપ્રેમના સુપ્ત ભાવોને જાગ્રત કરી શકતા હતા."

પરમહંસદેવને પામીને તારકને લાગ્યું કે, પોતે પોતાના મનની ઈચ્છા પ્રમાણેના ગુરુ પ્રાપ્ત કર્યા છે. જેને માટે તેમના પ્રાણ તરફડતા હતા, જે એ મહાન અનંતને માર્ગે તેમને લઈ જઈ શકશે, તે તેમને પ્રાપ્ત થયા છે. પછી બીજું શું જોઈએ? તેઓ પરમહંસદેવની સાથે જેમ જેમ અંતરંગ ભાવે હળવા-મળવા લાગ્યા, તેમ તેમ તેમને લાગવા માંડયું કે, તેમનો સંસારપાશ છૂટતો જાય છે. તેઓ પરમહંસદેવને પોતાના સર્વશ્રેષ્ઠ સ્વજન માનવા લાગ્યા. આ સમયે તેમની કૃપાથી તારકની કુંડલિની શક્તિ જાગ્રત થઈ હતી. તેઓ સમજ્યા કે, સર્વ ધર્મનો જેમનામાં સમન્વય થયો છે તે આ શ્રીરામકૃષ્ણને જાણવાથી જ બધું જણાઈ ગયું છે. પરમહંસદેવે પણ તેમનો સર્વ ભાર ગ્રહણ કરી લીધો!

મહાપુરુષજીના એક પત્ર ઉપરથી તેમના આદિ જીવનના પ્રસંગો અને પરમહંસદેવ સંબંધી અનેક વાતો જાણી શકાય છે. નીચે એ પત્રનો થોડો ભાગ આપવામાં આવ્યો છે.

"બાલ્યાવસ્થાથીજ ધર્મજીવન તરફ એક પ્રકારનું મારું સ્વાભાવિક વલણ હતું અને ભોગ એ જીવનનું લક્ષ્ય નથી, એવી વિવેકબુદ્ધિ મારા અંતરમાં આપોઆપ જ જાગી ઊઠી હતી. ઉંમર થતાં જ્ઞાનપ્રાપ્તિની સાથે સાથે આ બન્ને ભાવો વળી વિશેષ દૃઢ થયા. ભગવદ્-જ્ઞાનની શોધખોળમાં હું કલકત્તાના વિવિધ ધર્મસંપ્રદાયો અને મંદિરોમાં જવા લાગ્યો; પરંતુ કયાં યે સાચી શાંતિ પ્રાપ્ત થઈ નહિ. કોઈ પણ વૈરાગ્યની વાત જોરપૂર્વક કહી શકયું નહિ. વળી મને એક પણ યથાર્થ આધ્યાત્મિક જ્ઞાનસંપન્ન માનવી મળ્યો નહિ. ત્યાર પછી ૧૮૮૦ અથવા ૮૧ ની સાલમાં શ્રીરામકૃષ્ણની વાત સાંભળી અને તેમને મળવા તેમના કલકત્તામાં રહેતા

એક ભક્તને ઘેર ગયો. આ વખતે જ સ્વામી વિવેકાનંદ વગેરે તેમના મુખ્ય મુખ્ય ભક્તો, જેઓએ પાછળથી પરમહંસદેવનો ઈશ્વરી ભાવ પ્રચારવા માટે સંસારનો ત્યાગ કર્યો હતો; તેમની પાસે આવીને તેઓ તેમની સાથે વાર્તાલાપ કરતા હતા. દર્શનને પ્રથમ દિવસે જ મેં તેમને સમાધિમગ્ન થતા જોયા. સમાધિમાંથી નીચે ઊતરીને–બહિર્મુખ થઇને, તેઓ સમાધિ સંબંધી વિવિધ પ્રકારની વાતો કરવા લાગ્યા. હું મનોમન અનુભવવા લાગ્યો કે, આમણેજ ભગવાનને પ્રાપ્ત કર્યા છે અને ત્યારથી જ મેં મારી જાતને તેમનાં શ્રીચરણોમાં સદાકાળ માટે અર્પણ કરી હોય તેવા ભાવથી અર્પણ કરી.

"હું હજી પણ સમજી શકતો નથી કે, તેઓ મનુષ્ય છે, મહાપુરુષ છે, દેવતા છે કે, સ્વયં ભગવાન જ છે. હું તો તેમને સંપૂર્ણ અહંશૂન્ય, શ્રેષ્ઠ વૈરાગ્યવાળા, પરાવિદ્યાસંપન્ન અને પ્રેમના સાક્ષાત્ આવિર્ભાવ સમજું છું. દિવસો જાય છે અને ધાર્મિક જગત સાથે હું વિશેષ પરિચિત થઉં છું. આમ શ્રીરામકૃષ્ણના આધ્યાત્મિક ભાવોના અનંત વિસ્તાર સાથે તેમનું અનંત ઊંડાણ જેમ જેમ હું અનુભવું છું, તેમ તેમ મારા મનમાં વિશેષ ખાતરી થતી જાય છે કે, તેમની ભગવાન સાથે તુલના કરવી-ભગવાન એટલે સચરાચર–એમાં તેમની અસીમ મહત્તા ઓછી કરવા જેવું છે. મેં તેમને પુરુષ અને સ્ત્રી વિદ્વાન અને મૂર્ખ, સત્ અને અસત્ સૌ પ્રત્યે સમભાવે પ્રેમ કરતા જોયા છે. વળી તેમનામાં એ સૌનાં દુઃખ દૂર કરવા અને ભગવાનની પ્રાપ્તિ કરાવી તેમને અનંત શાંતિ અપાવવા માટે, તેમના અંતરનો પાકો આગ્રહ પણ મેં જોયો છે. વર્તમાન યુગમાં તેમના જેવો માનવકલ્યાણમાં યોજાઈ રહેલો આવો મહાન મહાપુરુષ મેં બીજો જોયો નથી.

"શ્રીરામકૃષ્ણમાં બીજામાં ધર્મભાવના જાગૃત કરવાની શક્તિ હતી અને તેઓ તેમનું મન જ્ઞાનની ઉચ્ચ ભૂમિકામાં ઉઠાવી જઈ શકતા હતા. તેઓ એ બધું વિચાર, શક્તિ અને સ્પર્શ દ્વારા કરી શકતા હતા. સ્વામી વિવેકાનંદજી અને બીજા અમે અનેક જણ ઘણી વાર તેમનાં દર્શને જતા અને તેમની કૃપાથી અમને જ્ઞાનની ઉચ્ચ ભૂમિકાઓમાં આરોહણ કરવાનો સુયોગ પ્રાપ્ત થયો હતો. મને પોતાને જ તેમના સ્પર્શથી અને ઇચ્છાથી તેમના જીવનકાળમાં જ ત્રણ વાર સમાધિપ્રાપ્તિનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું. તેમની ઉચ્ચ આધ્યાત્મિક શક્તિના સપ્રમાણ દૃષ્ટાંત તરીકે હું જાતેજ જીવતો છું. આ મોહ નથી કે સ્વપ્ન પણ નથી; કારણ કે આ બધા અનુભવોથી ચારિત્ર્ય ઉપર એક પ્રકારનું અપૂર્વ અને સ્થાયી પરિવર્તન તેઓ લાવી દેતા હતા."

પરમહંસદેવ પ્રત્યેક કાર્યમાં તેમના શિષ્યો પ્રત્યે દૃષ્ટિ રાખતા હતા. નિત્યજીવનની જે કંઈ આંટીઘૂંટીઓ અને સારા-માઠા વિચારો એ બધું જ તેઓ તેમના શિષ્યોને બરાબર સમજાવતા. તેઓ જાણતા હતા કે, તેઓ બાળક છે—હજી દુનિયાને તેઓ બરાબર ઓળખી શકચા નથી; તેજ પ્રમાણે આધ્યાત્મિક રાજ્યમાં પણ તેમનું બાળમન હજી દૃઢ થયું નથી; તેથી તેઓ બધો વખત તેમને પોતાને આશ્રયે રાખવાનો પ્રયત્ન કરતા હતા. પરમહંસદેવની શિખામણ સંબંધી બોલતાં એક દિવસ મહાપુરુષ મહારાજે કહ્યું: "ત્યારે હું ઘણી વાર ગંગામાં શૌચાદિ કાર્ય પણ કરતો." એક દિવસ દક્ષિણેશ્વરમાં આ વાત પરમહંસદેવને કહેતાં તેઓ આશ્ચર્ય પામીને બોલ્યાઃ 'અરે એ શું? ગંગાજળ એ તો બ્રહ્મવારિ છે!' ત્યાર પછી મેં ક્યારેય ગંગાજીમાં શૌચાદિ કર્યાં નથી."

ઈ. સ. ૧૮૮૫ માં પરમહંસદેવની તબિયત સારી નહિ હોવાથી તેમને કાશીપુરના બાગમાં લઈ જવામાં આવ્યા હતા. તે વખતે નરેન્દ્રનાથ વગેરે પરમહંસદેવના લગભગ બધા મુખ્ય શિષ્યો ત્યાં સાથે રહેતા હતા. ત્યારે વિવિધ વિષયો સંબંધી ગુરુભાઈઓમાં ચર્ચા ચાલતી હતી. એક વખત કેટલાક દિવસ સુધી નરેન્દ્રનાથે માત્ર બુદ્ધદેવ વિષે જ ચર્ચા કર્યા કરી. બુદ્ધનો ત્યાગ, તિતિક્ષા, તપસ્યા ઇત્યાદિ બાબતોની ચર્ચા કરતાં કરતાં ગુરુભાઈઓ તેમાં ભાવમગ્ન થઈ ગયા. નરેન્દ્રે પોતાના મનમાં ને મનમાં નિશ્ચય કરી લીધો કે, બુદ્ધદેવની તપશ્ચર્યાનું સ્થાન જે બુદ્ધગયા ત્યાં તો જવું જ; પણ એ વાત એમણે તારક અને કાલી સિવાય બીજા કોઈને કહી નહિ. એ વાત સાંભળીને બન્ને જણા ઉત્સાહમાં આવી ગયા. તારક તો ત્યાં જવા માટેનું ભાડું આપવા પણ તૈયાર થઈ ગયા. આખરે એ ત્રણે જણા છાનામાના ગયા તરફ રવાના થઈ ગયા. બુદ્ધગયા પહોંચવા માટે એમને ગયા સ્ટેશનથી સાત માઇલ પગે ચાલીને જવું પડ્યું. इहासने शुष्यतु मे शरीरं। (આ આસન ઉપર જ મારું શરીર સુકાઇ જાવ) એમ બોલીને બુદ્ધદેવ આ બોધિદ્રુમ નીચે ઊંડા ધ્યાનમાં મગ્ન થઇ ગયા હતા. એ પવિત્ર મનોરમ સ્થળે પહોંચ્યા પછી આ ત્રણેનું મન આનંદમાં તરબોળ બની ગયું. આ ત્રણે જણા દિનપ્રતિદિન ધ્યાન અને જપમાં નિમગ્ન થવા લાગ્યા. એક દિવસ સંધ્યાકાળે બોધિદ્રુમની નીચે એ ત્રણે જણા જોડાજોડ ધ્યાનમાં બેઠા હતા, તેવામાં નરેન્દ્રનાથ તારકનું ગળું પકડીને એકદમ રડવા મંડી પડ્યા. કોઇ પણ ઉપાયે તે રડતા છાના રહ્યા નહિ. આથી તારકને આશ્ચર્ય થયું. એ કારણ પૂછવા લાગ્યા પણ નરેન્દ્રે કશો જવાબ આપ્યો નહિ, એ છાનામાના બેસી રહ્યા. ઘણું કરીને બુદ્ધદેવનો વિચાર કરતાં કરતાં

તેમના વૈરાગ્યનો એમને ખ્યાલ આવી ગયો હોય અને તેથી એ પોતાના મનને વશમાં રાખી શક્યા ન હોય. આવા બળવાન છાતીવાળા નરેન્દ્રની (સ્વામી વિવેકાનંદજી)છાતી બુદ્ધ-દેવના ભાવમાં સંપૂર્ણપણે દ્રવી ગઈ.

કેટલાક દિવસ પછી એ બધા ઠાકુર પાસે પાછા આવ્યા. એ અરસામાં તારકની સ્ત્રીનો એમને વિયોગ થયો. સંસારમાં એમને એ એક બંધન હતું, એ બંધનને ઠાકુરે લઈ લીધું. શ્રીઠાકુરની હયાતીમાં જ તારકે ઘરનો ત્યાગ કર્યો અને વરાહનગરના મઠમાં એ ગોપાળદા અને લાટુ મહારાજ જોડે રહેવા લાગ્યા. ત્યાં તારકનું મન તીવ્ર વૈરાગ્યમાં મસ્ત બની ગયું. એમની એક માત્ર સહાય, અથવા એક માત્ર આશ્રય-સ્થાન ઠાકુર હતા, તે એમને છોડીને ચાલ્યા ગયા. ઠાકુર સિવાય એ કાંઈ જાણતા નહોતા, ઠાકુર સિવાય કશું પિછાનતા નહોતા. ફરીથી ઠાકુરની પ્રાપ્તિ માટે વરાહ નગરના મઠમાં એ ઘોર તપશ્ચર્યા કરવા લાગ્યા. વચમાં વચમાં ભારતનાં જુદાં જુદાં સ્થાનોમાં તપશ્ચર્યાદિ કરવા માટે એ બહાર પણ જવા લાગ્યા.

તેમનું 'મહાપુરુષ' નામ પડવાનું એક ખાસ કારણ પણ છે. એક દિવસ બલરામ બસુને ઘેર સ્વામીજી વગેરે ગુરુભાઈ-ઓ બ્રહ્મચર્ય વગેરે સંબંધી વિવિધ વાર્તાલાપ કરતા હતા. તે પ્રસંગે સ્વામીજીએ કહ્યું કે, "વિવાહિત જીવનમાં પૂર્ણ બ્રહ્મ-ચર્યનું પાલન પરમહંસદેવના જીવનમાં જ બની શક્યું હતું." ત્યારે મહાપુરુષ મહારાજે કહ્યુઃ "પરમહંસદેવે મને એક એવી વસ્તુ શીખવી હતી કે, જેને લીધે મારી બાબતમાં પણ તે સંભવિત બન્યું હતું." એટલે સ્વામીજીએ કહ્યુઃ "તો તો આપ મહાપુરુષ છો!" તે દિવસથી ગુરુભાઈઓ તેમને "મહા-પુરુષ" કહીને જ બોલાવતા. આ સિવાય તેમનું બીજું નામ

સ્વામી શિવાનંદ હતું. સંન્યાસની દીક્ષા લેતી વખતે તેમનું આ નામ પડયું હતું.

ઈ. સ. ૧૮૯૩ માં સ્વામી વિકાનંદજી અમેરિકા ચાલ્યા ગયા. સ્વામી શિવાનંદ પણ ભારતવર્ષનાં અનેક તીર્થસ્થાનોમાં પરિભ્રમણ કરવા લાગ્યા. આ સમયમાં આલ્મોરામાં ઈ. ટી. સ્ટર્ડીની સાથે મહાપુરુષ મહારાજને ધર્મ સંબંધી અનેક ચર્ચાઓ ચાલી હતી. આ ગૃહસ્થ થિયોસૉફિસ્ટ હતા. તેઓએ મહાપુરુષ મહારાજ પાસેથી સ્વામી વિવેકાનંદ વિષે સાંભળ્યું અને લંડન પાછા ફર્યા પછી સ્વામીજી કે જે ત્યારે અમેરિકામાં હતા, ત્યાંથી તેમને નિમંત્રણ આપીને લંડન બોલાવ્યા.

સને ૧૮૯૭ માં સ્વામી વિવેકાનંદજી અમેરિકાથી પાછા ફરતાં દક્ષિણમાં મહાપુરુષજી સાથે તેમને મેળાપ થયો અને બન્ને કલકત્તા પાછા આવ્યા. ત્યારપછી કેટલાક દિવસ પછી સ્વામી વિવેકાનંદજીના આગ્રહથી તેઓ લંકા ગયા અને ત્યાં એક વર્ષ સુધી અનેક કાર્યો કર્યાં. લંકામાં તેઓ રાજયોગનો જે વર્ગ ચલાવતા હતા, તેમાં અનેક યુરોપવાસી ભક્તો પણ આવતા હતા. ઈ. સ. ૧૮૯૮ ની શરૂઆતમાં તેઓ મઠમાં પાછા આવ્યા. તે વખતે મઠ નીલાંબર બાબુના બાગમાં હતો.

એ વર્ષે કલકત્તામાં ભયંકર પ્લેગ ફાટી નીકળ્યો. હતો સ્વામીજી ત્યારે દાર્જિલિંગ હતા. તેઓ તરતજ પાછા આવ્યા અને મહાપુરુષ મહારાજ અને ભગિની નિવેદિતાને પ્લેગમાં સપડાયેલાઓની સેવા કરવાનું કામ સોંપ્યું. મહાપુરુષ મહારાજે પોતાના જીવનની સહેજ પણ પરવા કર્યો સિવાય પ્લેગના રોગીઓને યોગ્ય ' સહાય મળી શકે એવો સખત પ્રયત્ન કર્યો હતો. એજ અરસામાં દાર્જિલિંગના પહાડમાંથી એક ભેખડ તૂટી

પડવાથી ઘણું નુકસાન થયું હતું, ત્યારે પણ તેમણે દુઃખીઓની સેવા માટે પૈસા વગેરે ભેગા કર્યા હતા.

આ વખતે તેમને હિમાલય જઇને રહેવાની ઇચ્છા થઈ. તપસ્યા વગેરે કરવું એ તો મહાપુરુષ મહારાજનો સ્વાભાવિક ધર્મ થઈ પડ્યો હતો. એ જ પ્રેરણાને વશ થઈને તેઓ વચ્ચે વચ્ચે હિમાલયના એકાંત પ્રદેશોમાં રહીને સાધન–ભજન કરતા હતા અને ક્યારેક ક્યારેક મઠમાં આવીને રહેતા હતા. તે સમયે સ્વામીજીએ તેમને હિમાલયમાં એક મઠ સ્થાપવાનો આગ્રહ કર્યો. પરંતુ ત્યારે ત્યાં મઠ સ્થાપવાનું તેમનાથી બની શક્યું નહિ. પરંતુ તે પછી સ્વામીજીના આદેશ પ્રમાણે તેમણે આલ્મોરામાં ઈ. સ. ૧૯૧૫ માં એક મઠ સ્થાપ્યો. ત્યારપછી સ્વામી તુર્યાનંદ મહારાજે એ કામ પૂરું કર્યું.

સ્વામી વિવેકાનંદજી બીજી વાર યુરોપથી પાછા ફર્યા પછી મહાપુરુષજી તેમની સાથે માયાવતી ગયા. સ્વામી વિવેકાનંદે તેમને પિલિભિટમાં બેલુર મઠ માટે પૈસા ભેગા કરવાનું સોંપ્યું.

સ્વામી વિવેકાનંદજીના દેહત્યાગ પહેલાં થોડા દિવસે તેમના હાથમાં ભિંગારાજે વેદાંતપ્રચારના કાર્ય માટે કાશીમાં પાંચસો રૂપિયા મૂક્યા. આ પૈસા વડે એક આશ્રમ સ્થાપવાનો પ્રયત્ન કરવાનો હતો. આશ્રમ સ્થાપવાનો બધો ભાર સ્વામી શિવાનંદજી ઉપર મૂકવામાં આવ્યો. શિવાનંદ મહારાજે કાશીના અદ્વૈત આશ્રમ માટે રૂપિયા દસના ભાડાથી એક મકાન ભાડે લીધું ઈ. સ. ૧૯૦૨ ની ચોથી જુલાઇએ આશ્રમગૃહના પ્રવેશ દિવસે સ્વામી વિવેકાનંદજીએ તેને ખુલ્લું મૂક્યું.

ભિંગારાજે આપેલા દાનના રૂપિયા પાંચસો પૂરા આવ્યા. જ્યારે માત્ર રૂપિયા પચાસ રહ્યા હતા, તે વખતે

યુવક આશ્રમના કામકાજમાં મદદ કરવા ત્યાં રહેતો હતો. સેવાપૂજાનો સામાન ખરીદવા જવાને બહાને એક દિવસ એ યુવક માત્ર એક પૈસો રહેવા દઈ બાકીના બધાજ પૈસા ઉપાડીને ચાલ્યો ગયો. આ એક પૈસામાંથી કોઇ પણ પ્રકારે તે દિવસે ભગવાનની સેવા કરવામાં આવી. તે પછી પણ વિપત્તિ ઉપર વિપત્તિ આવવા લાગી. ઘરવાળો છેલ્લા આઠ મહિના સુધી ભાડા માટે આવ્યો નહોતો. પણ તે દિવસે તે પણ તરત જ ભાડું ચૂકવી દેવાની તાકીદ કરવા લાગ્યો. મહાપુરુષજી અત્યંત ઉદ્વિગ્ન ચિત્તે ઘરવાળા પાસે હાજર થયા. પરંતુ ઘરવાળો કંઇક ધીમો પડ્યો અને હપ્તાથી ભાડું આપવાની વાત તેણે મંજૂર રાખી.

આ વખતે મહાપુરુષજી આશ્રમ બહાર જતા નહિ. તેઓ હંમેશાં ઊંડા ધ્યાનમાં મગ્ન રહેતા હતા. ખાવાપીવાનું મહાકષ્ટે ચાલતું. એક સામાન્ય ખાંકડા ઉપર તેઓ રાત ગાળતા હતા. દિનપ્રતિદિન વિશ્વનાથના દરબારમાં જે ઉગ્ર સાધના તેમણે કરી છે, તેનું ભાષામાં વર્ણન કરવું મુશ્કેલ છે. જેમણે તે જોયું છે, તેઓ જ માત્ર મહાપુરુષ મહારાજની તે સમયની તપસ્યાની તીવ્રતા સમજી શકે છે. તેમણે તેમનું સમસ્ત જીવન સાચે જ ઉગ્ર તપસ્યામાં ગાળેલું છે. કાશીના અદ્વૈત આશ્રમમાં ત્યારે ઘણા થોડા લોકો રહેતા હતા. જે બે-ચાર જણ રહેતા હતા, તેમની સાથે પણ તેઓ વધારે હળતા-મળતા નહિ. આ પ્રકારની ઉગ્ર સાધના ઉપરાંત જીવનની સામાન્ય જરૂરિયાતોની પણ કેટલી બધી તકલીફ હતી, તે કહીને સમજાવી શકાય તેમ નથી.

કાશીના આશ્રમમાં તેમણે એક પાઠશાળા સ્થાપી અને પોતે કેટલાક હિંદુસ્થાની છોકરાઓને અંગ્રેજી શિક્ષણ આપવા

લાગ્યા. આ વખતે તેમણે સ્વામી વિવેકાનંદજીના ચિકાગોના ભાષણનો હિન્દી અનુવાદ કરાવીને તેનો પ્રચાર કર્યો હતો. સને ૧૯૦૨ થી લગભગ ૧૯૦૯ સુધી મહાપુરુષજીએ ઉપરોક્ત આશ્રમ ચલાવ્યો હતો.

ઈ. સ. ૧૯૧૨ માં બેલુર મઠમાં એક વાર તેમને 'આમ'નું દર્દ થયું હતું. ઘણી દવા કર્યા પછી આરામ થતાં સ્વામી તૂર્યાનંદજી સાથે તેઓ કનખલ ગયા. ભોજનાદિ બાબતમાં તેઓ કેવા સંયમી હતા, તે આ સમયમાં જણાયું હતું. આ આહારસંયમને લીધે જ તેઓ આટલા દીર્ઘાયુષી થયા હતા.*

શ્રીરામકૃષ્ણ મઠ અને મિશનના પ્રથમ અધ્યક્ષ સ્વામી બ્રહ્માનંદ મહારાજને વિવિધ કાર્યો માટે ભારતવર્ષનાં જુદાં જુદાં સ્થાનોમાં જવાનું થતું. તેથી તેમના અનન્ય ગુરુભાઇ સ્વામી પ્રેમાનંદ મઠનું બધું કામકાજ સંભાળતા હતા. ઇ. સ. ૧૯૧૭ માં સ્વામી પ્રેમાનંદજીનું શરીર ખરાબ થતાં મહાપુરુષજીએ મઠનું બધું કામકાજ સંભાળ્યું હતું. ઇ. સ. ૧૮૯૯ માં સ્વામી વિવેકાનંદે બેલુર ગામમાં ગંગાકિનારે હાલના બેલુરના શ્રીરામકૃષ્ણ મઠની સ્થાપના કરી હતી. અને ઇ. સ. ૧૯૦૧માં તેમના ૧૧ સંન્યાસી ગુરુભાઇઓને નામે તેનું એક ટ્રસ્ટડીડ કર્યું હતું. સ્વામી શિવાનંદજી તેઓમાંના એક હતા. સને ૧૯૦૯માં રામકૃષ્ણ મિશનને રજિસ્ટર કરવામાં આવ્યું. આ સમયથી ઇ. સ. ૧૯૨૨ સુધી તેઓ મિશનના કોઈ ને કોઇ સંચાલકપદે હતા. ત્યારપછી ઇ. સ. ૧૯૨૨ના એપ્રિલમાં સ્વામી બ્રહ્માનંદજી સ્વસ્વરૂપમાં ભળ્યા. તે પછી તેઓ

* કોઈક મહાપુરુષે ઠીક જ કહ્યું છે કેઃ—આહારસંયમ એ તો સાધનાનું પ્રથમ પગથિયું છે. વળી आहारशुद्धौ सत्त्वशुद्धिः એ તો સુપ્રસિદ્ધ ઉક્તિ છે. —અનુવાદક

શ્રીરામકૃષ્ણ મઠ અને મિશનના પ્રમુખપદે સ્થપાયા હતા.

થોડા સમય પહેલાં તેઓ ઢાકા અને મયમનસિંહના આમંત્રણથી મઠમાંથી ત્યા ગયા હતા. તે વખતે અસંખ્ય સ્ત્રીપુરુષોએ તેમનાં વ્યાખ્યાનો અને વાર્તાલાપોનો લાભ લીધો હતો. અહીંથી જ તેમણે દીક્ષા ઈત્યાદિ દેવાનું શરૂ કર્યું હતું. દીક્ષા ઇત્યાદિ આપવાની તેમની આમ તો ઇચ્છા જ નહોતી. પરંતુ ભક્તોના આગ્રહથી તેમણે અહીંથી દીક્ષા દેવાનું શરૂ કર્યું હતું.

આ પછી સને ૧૯૨૪ અને ૨૭ની સાલમાં તેઓ બે વાર દક્ષિણ ભારતની યાત્રાએ ગયા હતા. મુંબઈ, નાગપુર અને ઉતાકામંડમા તેઓએ આ સમયમા મઠોની સ્થાપના કરી હતી. મદ્રાસ વગેરે સ્થાનોમાં અનેક માણસોએ તેમની પાસેથી દીક્ષા લીધી હતી. ઉતાકામંડ જઈને પણ તેઓ થોડા દિવસ રહ્યા હતા. ત્યાં આશ્રમ વિશેષ એકાંત સ્થાનમાં હતો. બહુ લોકો નહોતા. મહાપુરુષ મહારાજ અહીં હંમેશાં કોઇ અપૂર્વ ભાવ માં લીન રહેતા હતા. તેઓ કહેતા કે, "આ યોગસ્થાન છે. સુંદર તપસ્યાક્ષેત્ર છે."

એક દિવસ પરમ પૂજ્ય સ્વામી શારદાનંદ અને શ્રીપરમહંસદેવના ભત્રીજા શ્રીરામકૃષ્ણ ભક્તમંડળીના પરમપ્રિય રામ લાલદાદા પણ મઠમા હતા. રામલાલદાદા આગળ મહાપુરુષ મહારાજે પોતાના ભ્રમણની દેશાટનની વાત કહેતાં કહ્યું હતું કે, "પરમહંસદેવનો મહિમા જોઈ આવ્યો. તેમનું નામ ચારે દિશાઓમાં ગવાય છે. આપણને તો કોણ ઓળખે? આપણે તો તેમના દાસ છીએ." વળી રહસ્યવાર્તા કરતાં કરતાં એક વખત બોલ્યા હતા કે, "અનેક માણસો રામકૃષ્ણસંઘના આ સભાપતિને જોવા આવતા નહોતા. તેમના પોતાના અનેક

શિષ્યોને તેઓ ઓળખતા નહોતા. અનેકે તેમની પાસે આવીને તેમના શિષ્ય તરીકે પરિચય આપીને ઉત્તર મેળવ્યા છે. મને એ બધું ગમતું નથી. હું તો દીક્ષા દેતો નથી. દીક્ષા તો પરમહંસદેવ આપે છે; હું તો સાધન માત્ર છું." અનેકને જવાબ આપવા દીક્ષા દેવી એટલે પરમહંસદેવને ચરણે શિષ્યોને સમર્પણ કરવા; આ કરવામાં જ તેમનો ઉપયોગ હતો.

ઇ. સ. ૧૯૨૫ની સરસ્વતીપૂજા વખતે તેઓ દેવઘર શ્રીરામકૃષ્ણ વિદ્યાપીઠના નવા મકાનને ખુલ્લું મૂકવા ગયા હતા. તે સમયે બેલુર મઠમાંથી ઘણા સાધુઓ અને અનેક ભક્તો તેમની સાથે ત્યાં ગયા હતા. માત્ર તેવીસ–ચોવીસ દિવસ તેઓ ત્યાં હતા. પરંતુ ત્યાં થોડાક દિવસ માટે તો જાણે આનંદબજાર ભરાયું હતું. ત્યારે પણ તેમનું શરીર ખૂબ સારું હતું. સવારે ઊઠીને વિદ્યાપીઠના ઘણા મોટા ખેતરની ચારે બાજુએ તેઓ કેટલા બધા આનંદથી ફરતા હતા! ઘણી વાર તેઓ બોલી ઊઠતાઃ "સમય જતાં વિદ્યાપીઠ ખૂબ મોટું સ્વરૂપ પકડશે. હું સ્પષ્ટ જોઇ શકું છું, કે અહીં અતિ ભારે કામ થશે." તે વખતે વિદ્યાપીઠની માત્ર શરૂઆત જ હતી. દર વર્ષે શ્રીસરસ્વતી પૂજાને વખતે બાબા વૈદ્યનાથના મંદિરમાં ઘણો મોટો મેળો થાય છે અને તે પ્રસંગે લાખેક યાત્રાળુઓ એકઠા થાય છે. તે સમયે ઘણાખરા યાત્રાળુઓ માથે ગંગાજળ લઇને પગે ચાલીને વિદ્યાપીઠનાં ખેતરમાં થઇને મંદિરે જતા હતા. અહો! તે કેટલું અનુપમ દૃશ્ય હતું! સરસ્વતીપૂજાના બેત્રણ દિવસ આગળથી જ રાત્રે ત્રણથી શરૂ કરીને આખો દિવસ હજારો યાત્રીઓ વડે "બોલો બમ! ભોળા બમ" ના ધ્વનિથી આકાશમંડળ ગાજી ઊઠતું હતું! કોઈ તાંડવનૃત્યમાં મગ્ન થાય છે!

તો કોઇ બેભાન પડયા છે. એ વર્ષે મહાપુરુષ મહારાજ યાત્રાળુઓની આવી વિરાટ મેદની જોઇને મુગ્ધ થઈ ગયા હતા. ઘણી વાર તેઓ બોલતા કે, "**વૈદ્યનાથ બાપાનો કેટલો બધો મહિમા છે!** યાત્રાળુઓ કેવા આનંદથી એકત્ર થાય છે." વચ્ચે વચ્ચે તેઓ સવારમાં ખેતરમાં ઊભા રહીને યાત્રાળુઓની સાથે હસતા હસતા કેટલી યે વાતો કરતા હતા.

ઇ. સ. ૧૯૨૬ની સાલમાં બેલુર મઠમાં શ્રીરામકૃષ્ણ મઠ અને મિશનનું પ્રથમ મહાસંમેલન થયું હતું. તે વખતે મહાપુરુષજીએ શ્રીરામકૃષ્ણનાં સંતાનો-શિષ્યોને ઉદ્દેશીને એક વ્યાખ્યાન આપ્યું હતું. તેમાં શ્રીરામકૃષ્ણ-સંઘનો શો આદર્શ અને શો ઉદ્દેશ છે અને તેનો અમલ કેવી રીતે થાય ઇત્યાદિ બાબતનો કીમતી ઉપદેશ આપેલો છે. નીચે તેમાંથી કેટલોક ભાગ આપવામાં આવે છે.

"આજે જો સ્વામીજી જીવતા હોત" તો તેઓ તમને અવશ્ય અભિનંદન આપત અને તમારા આ સંમેલનનો ઉદ્દેશ બરાબર સિદ્ધ થાય, તે માટે હૃદયપૂર્વક આશીર્વાદ આપત. આજે આ પ્રસંગે એક મહાત્માની વાત યાદ આવે છે. તેમને શ્રીરામકૃષ્ણદેવ આધ્યાત્મિક તત્ત્વપ્રાપ્તિના અધિકાર પ્રમાણે સ્વામી વિવેકાનંદજી પછીનું જ સ્થાન આપતા હતા. હું સ્વામી બ્રહ્માનંદજીની વાત કહું છું. જેમ શ્રીરામકૃષ્ણદેવે સ્વામીજીને સમગ્ર જગતમાં તેમના ભાવોનો પ્રચાર કરવા પસંદ કર્યા હતા, તે જ પ્રમાણે સ્વામી બ્રહ્માનંદજીને તેમના ધર્મસંઘના સંચાલનનું મહત્ત્વપૂર્ણ કાર્ય સોંપ્યું હતું. ખરી રીતે જેઓ બરાહનગરના મઠમાં સામાન્ય બીજરૂપે જ હતા. તે શ્રીરામકૃષ્ણ મઠ અને મિશનના પ્રથમ સભાપતિ મહારાજના નેતૃત્વ નીચે છાયા આપનાર વિશાળ વૃક્ષરૂપ

બની ગયા છે. આજે આપણે એકત્ર થયા છીએ, ત્યારે સ્વામી પ્રેમાનંદ, સ્વામી શ્રીરામકૃષ્ણાનંદ અને બીજા અનેકની ખોટ આપણે અનુભવીએ છીએ. મઠ અને મિશન એમનાં પણ ઓછાં ઋણી નથી. મઠ અને મિશનનો હાલનો ફેલાવો, સંગઠન અને ઉન્નતિને માટે તેઓએ પણ ઓછું કર્યું નથી. આજે આ શુભ મુહૂર્તે આ સંમેલન ઉપર એ સૌની અને સૌથી વિશેષ આપણા ગુરુમહારાજશ્રીની મંગળ આશિષ વર્ષો, એવી હું મન, વાણી ને કર્મથી સર્વ પ્રથમ પ્રાર્થના કરું છું."

× × × ×

"શ્રીરામકૃષ્ણનાં સંતાનો! તમે સૌ અંતઃકરણપૂર્વક ઉપરોક્ત ઉચ્ચ આદર્શ જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરો છો–તમારા સૌના ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ છે. તમે આ આદર્શ જીવનમાં ઉતારવા તમારાં વ્યક્તિગત સુખભોગનાં પ્રલોભનો ગમે તેટલાં પ્રબળ હોવા છતાં તે સૌને મનમાંથી બળપૂર્વક દૂર કરવાનો પૂરો પ્રયત્ન કરો છો અને જરાયે શિથિલ થતા નથી. આજે હું દિવ્યચક્ષુઓથી જોઉં છું કે આપણા જીવન–પ્રદીપ અને પ્રથપ્રદર્શક ભગવાન શ્રીરામકૃષ્ણ પરમહંસ આપણી પાછળ રહીને કાર્ય કરી–કરાવી રહેલા છે. તમે જે કંઈ કરો છો, તેની પાછળ તેમનો મંગલ હસ્ત રહેલો છે. માત્ર તેમની કૃપાથી જ આટલા થોડા સમયમાં તમારું કાર્ય આટલું સફળ થયું છે. જેટલા દિવસ સુધી તમને તેમનામાં વિશ્વાસ રહેશે, જ્યાંસુધી તમે તમારી જાતને તેમના હાથમાં યંત્રરૂપે વિચારશો, ત્યાં સુધી જગતની કોઈ પણ શક્તિ–તે ગમે તેટલી બળવાન ભલેને હોય, પણ તમને તમારા સ્થાનથી સહેજ પણ હઠાવી શકશે નહિ."

ઉપરોક્ત વાતોથી જણાય છે કે, મહાપુરુષજી પરમહંસ-

દેવનાં સંતાનોને-શિષ્યોને કેવા ભાવથી જોતા હતા! ઇ. સ. ૧૯૨૭ માં શ્રીરામકૃષ્ણમઠ અને મિશનના સેક્રેટરી સ્વામી શારદાનંદ મૃત્યુ પામ્યા. તે સમયે મહાપુરુષ મહારાજનું શરીર પણ બહુ ખરાબ થઈ ગયું હતું. એટલે હવાફેર માટે કોઇ એક ખાસ ભક્તના આમંત્રણથી તેઓ મધુપુર ગયા હતા. તેઓ જ્યારે જ્યાં જતા ત્યાં જાણે એક આનંદ-બજાર ભરાતું હતું. શરીર ઘણું ખરાબ હતું, છતાં બે દિવસમાં તો એ મકાન માણસોથી ઊભરાવા લાગ્યું હતું.

થોડા દિવસ મધુપુર રહ્યા પછી તેમનું શરીર ઘણું તંદુરસ્ત થયું અને ત્યાંથી તેઓ સીધા કાશી ચાલ્યા ગયા. વિશ્વનાથ બાપાના દરબારમાં સ્થૂલ શરીરે તેમણે આ પ્રસંગે જ છેલ્લા પ્રણામ કર્યાં હતા. આ વખતે તેઓ લગભગ બે માસ કાશીમાં હતા. અહીં સ્વામીજીના ઉત્સવ વખતે અનેક માણસો સંન્યાસદીક્ષા લે છે. અહો! એ દિવસો કેટલા બધા આનંદમાં જતા હતા, તે ભાષામાં વ્યક્ત કરી શકાય તેમ નથી. સવારે અને સાંજે સાધુઓ તેમજ ભક્તોથી વીંટળાઇને બપોર પછીના કલાકો કેટલા યે પ્રકારની વાતોચીતો અને સત્સંગ-સમાગમ ચાલતાં. પહેલાં કાશીમાં તેમણે કેવા ભાવથી ક્યાં ક્યાં તપશ્ચર્યા કરી હતી, ક્યાં ભિક્ષા કરતા હતા-ઇત્યાદિ કેટલી વાતો લખાય? અહો! કેવાં એ પુણ્યસ્મરણો છે!

તે જ વર્ષે પરમહંસદેવના ઉત્સવ પહેલાં તેઓ બેલુરમઠમાં પાછા આવ્યા હતા. ઘણી વાર બહાર જવાની વાત ચાલતી, પણ શરીર અસ્વસ્થ હોવાને લીધે ક્યાંયે મઠ છોડીને જઇ શકતા નહિ. આ વખથી જ તેમનું શરીર ધીમે ધીમે ભાંગી ગયું.

૧૯૩૦ ની સાલમાં શરીર ખરાબ હોવા છતાં હરવાફર-

જ્ઞાન-ભક્તિ-યોગ ને કર્મની મિલનભૂમિ સમાન આ પ્રાપ્ત ન થાય એવા જીવનમાં માત્ર વૈરાગ્ય અને સંન્યાસનો પ્રકાશ જોઇને થાકી જવાનું નથી. તેમને અમે અસીમ સ્નેહાળ પિતા, કરુણામયી જનની અને પ્રેમમય બંધુરૂપે પણ જાણ્યા હતા. એ બધાં સંસ્મરણોમાંથી પ્રત્યેક પોતપોતાની વિશિષ્ટતાને લીધે મધુર છે. તેમના લાંબા જીવનનો પ્રત્યેક શ્વાસોચ્છ્વાસ મને લાગે છે કે, જગતમાં મધુરતાની વૃષ્ટિ કરી ગયો છે. ચાલવાની શક્તિ નહોતી, એવા એક વૃદ્ધે એક નાનકડા ખાટલા ઉપર બેસીને ચારે દિશાઓમાં જે આકર્ષણ કર્યું હતું, તે આજે તેઓ નથી ત્યારે પણ, આપણાં હૃદયમાં ધીરે ધીરે જાગૃત થાય છે.

તાત્ત્વિક વાતો સાંભળવા નહિ પણ અન્ય કોઇ કાર્યપ્રસંગે અથવા કુતૂહલવશ થઇને તેમની આગળ આવીને, તેમના "નિઃશુલ્ક દાસ" બની ગયા હોય એવા લોકોની સંખ્યા પણ સેંકડોની હશે. ગંગામાં માછલાં પકડનારા, ઉત્સવના મજૂર, સંતાલ, મઠના નોકરો, ગોવાળો, માળી તેમજ સેંકડો ભક્તોના દરવાન, ડ્રાઇવર, નોકર-ચાકર સૌ કોઈ "મહાપુરુષજી"નાં દર્શનના ભિખારી હતા. તેમનામાં તો નીચે ઊતરવાની શક્તિ નહોતી. પૂર્વ તરફની બારી આગળ ઊભા રહી નીચે ઊભેલા સૌની સાથે તેઓ વાર્તાલાપ કરતા અને તેમનાં સુખદુઃખની વાત સાંભળતા. વળી કેટલા ય માણસોએ તેમની પાસે આવી સાક્ષાત્ દર્શન-સમાગમનો લાભ લીધો છે. "મહાપુરુષજી" પાસે જવાનો સૌને અધિકાર હતો. વળી તેમની પાસેથી કોઈ ખાલી હાથે પાછો ફરતો નહિ. કોઈ નગદ રૂપિયા, કોઈ નવું કપડું અને તે નહિ, તો ફળ કે મીઠાઇ લઈને હસતો હસતો તેમના ઓરડામાંથી બહાર નીકળતો હતો. દીન, દરિદ્ર અને દુઃખી લોકો તરફ તેમને ઘણી

સહાનુભૂતિ હતી. "મહારાજ, અમુક જગાએ અમુક માણસ બહુ દુઃખી છે. કંઈક આપવું પડશે." "કેટલું?" "દશ રૂપિયા" "ઠીક લઈ જાઓ." "મહારાજ, નોકરી નથી. "ઘણો દુઃખી છું" "ઠીક ડરવાનું કંઈ કારણ નથી, જાઓ નોકરી મળશે, હમણાં પચીસ રૂપિયા લઈ જાઓ." આ પ્રમાણે તેઓથી પ્રાર્થનામગ્ન અને હસતે મુખે હંમેશાં જોવામાં આવતા. તેમનો જન્મોત્સવ ઊજવવાનો છે, એવી ખબર ક્યાંથી તેમને કાને આવી. "કોનો જન્મોત્સવ? કોણ જાણે? હે ભોળાનાથ! "હું" તો ઘણો સમય થયાં ભૂલી ગયો છું, ઠીક, ભગવાનની સારી પૂજા કરો! અને ગરીબોને કામળા આપશો ને?" જ્યારે સાંભળ્યું કે, "હા, એ જ પ્રમાણે થશે." ત્યારે તો તેમને ઘણો જ આનંદ થયો.

× × × ×

ભક્ત અને મઠના સાધુઓ પ્રત્યે તેમને કેવું આંતરિક ખેંચાણ હતું! તે આંતરિકતા કેટલી ઊંડી હતી, તે તો તેમની પાસે જેઓ રાતદહાડો રહેતા હતા, તેઓ પણ જાણી શકયા નહોતા. મઠમાં સાધુ અથવા કોઇ ભક્તને કંઇ તકલીફ છે, એમ સાંભળતાં જ તેઓ તેના વિચારમાં સતત દુઃખી રહેતા હતા. અનેક ભક્તો રવિવારે નિયમિતરૂપે મઠમાં આવતા હતા. કોઈ પણ કારણે જો કોઇ કોઈ દિવસ આવી શકતું નહિ, તો તેઓ અસ્થિર થઇ જતા હતા; વારંવાર તેમની તપાસ રાખતા. વળી જેઓ મઠમાં આવેલા છે તેમને નિયમિત પ્રસાદ ઇત્યાદિ મળ્યું છે કે નહિ, આરામ કરી શકયા છે કે નહિ, એમ બધા પ્રકારની ખબર રાખતા હતા. જેમને માટે તેઓ આટલી બધી ચિંતા રાખતા, તેઓ આ વિષે કશું જ જાણતા નહોતા!

એક દિવસ રાત્રે જમ્યા પછી નીચે બધા સાધુઓ સાથે

બેસીને ખૂબ હાસ્યવિનોદ કરતા હતા. આ હાસ્યનો અવાજ મહાપુરુષ મહારાજના ઓરડા સુધી સંભળાતો હતો. તેઓ થોડુંક હસીને ધીરે ધીરે બોલ્યા કે, "છોકરાઓ ખૂબ હસે છે. એથી લાગે છે કે બધા ખૂબ આનંદમાં છે. અહો! આનંદને માટે ઘરસંસાર છોડીને આવ્યા છે. ભગવાન એમને આનંદમાં રાખો, આનંદમાં રાખો." માત્ર થોડી જ વાતો પણ કેવી કરુણ વિનતી કરીને, કેવી આંતરિકતાથી ભગવાનને તેમણે પ્રાર્થના કરી તે મારાથી લખવું અશક્ય છે. આ રીતે અજાણતાં તેઓ પરમહંસદેવના શિષ્યોના કલ્યાણ માટે કેવા ભાવથી પ્રયત્ન કરતા હતા, તેની અમે કેટલી ખબર રાખી શકીએ?

એક બીજે દિવસે જમ્યા પછી મહાપુરુષ મહારાજ કાગળ વાંચતા હતા. એવામાં એક ગૃહસ્થ ભક્તે આવીને પ્રણામ કર્યા ને પૂછ્યું: "મહારાજ! કેમ છો?" કંઇક ગંભીર થઈને તેઓ બોલ્યાઃ "કેમ છે? હું સારોસાજો છું. પરંતુ શરીર સારું નથી, ભાઈ! શરીર સારું નથી. પણ હું સારો છું. હું એ જ સચ્ચિદાનંદ આત્મા છું!" કહેતાં કહેતાં આંખો બંધ કરતા તેઓ ધ્યાનસ્થ થઇ ગયા. એ કલ્યાણમય પુરુષ બધો વખત જાણે સચ્ચિદાનંદના ધ્યાનમાં જ મગ્ન રહેતા હતા!

છેલ્લાં ત્રણ વરસથી તેઓ દમ ઇત્યાદિ વિવિધ વ્યાધિઓથી ઘણા દુઃખી થયા હતા. પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે, આટલા દુઃખમાં પણ મોં ઉપરનું હાસ્ય ક્યારે ય વિલીન થયું નથી. દમના દુઃખથી તેમણે કેટલી યે રાત્રિઓ ઊંઘ વિનાની ગાળી છે. પરંતુ સવાર થતાં તેઓ બધાને કુશળ પ્રશ્નો પૂછીને એવો આનંદ આપતા હતા કે, જાણે રાત્રે કંઈ બન્યું જ નથી. આમાં કેટલી બધી સહનશીલતા જોઇએ છીએ, તે તો અનુભવી જ જાણે છે.

છેલ્લા સમયમાં 'મા' ના મધુર નામથી જ તેઓ મસ્તીમાં આવી જતા. વૃદ્ધ બાળકના મુખમાં 'મા' 'મા'ની બોલી ઘણી જ મીઠી લાગતી. પ્રત્યેક ઉચ્ચારણ સાથે સાથે તેમનો માતૃપ્રેમ જાણે ઊછળી આવતો હતો. વળી એક સ્વરૂપે માને જોઈને તૃપ્તિ થતી નહોતી, વિવિધરૂપે જોવા ઈચ્છતા હતા. તેથી તેમના બિછાનાની સામે અને પડખા આગળની દીવાલમાં કાલીમાતાની પ્રતિમા રાખેલી હતી. ગણેશજનની દુર્ગા હતાં, દશભુજા હતાં, અસુરનાશિની ચામુંડાદેવી હતાં અને કન્યાકુમારી તેમજ કુલદેવી હંસેશ્વરી પણ હતાં. હંસેશ્વરી માતાને લીધે તેઓનું બેભાન અવસ્થાનું ગાંડપણ, ભક્તોને માટે મહાભોગ્ય વસ્તુ હતું. શબના આકારવાળા શિવના નાભિકમળમાંથી સહસ્રદલ પદ્મ–તેના ઉપર ચતુર્ભુજા કાલિકા દેવી–ઉગ્ર સ્વરૂપમાં નથી, ફેલાવેલી જીભ પણ નથી. હસતી શાંત માતૃમૂર્તિ જ છે! હુગલી જિલ્લાના વંશવાટીનાં રાજકુળનાં એ કુળદેવી–મંદિર હાલ જીર્ણ થયેલું છે–છતાં દેવીમૂર્તિ હજી યે સુંદર છે. મહાપુરુષ મહારાજ કહેતાઃ "એ હંસેશ્વરીની મૂર્તિ આધ્યાત્મિક અનુભવનું પ્રતીક છે. શિવના નાભિકમળમાં હાસ્યમયી માતા બેઠેલાં છે. ભક્તની કામીની–કાંચનની વાસના દૂર કરીને શુદ્ધ માતૃભાવે જાણે આશિષ આપે છે." વળી કહ્યુંઃ "બાળકો તો ચળકતું સોનું જોઈને જ છેતરાય છે." પહેલાં તેમની ઇચ્છાનુસાર માતાનો એક મોટો ફોટો કરાવી લાવવામાં આવ્યો હતો. તેને દીવાલે ટાંગવામાં આવ્યો. પરંતુ માને એટલે દૂર રાખવાં એ બાળકને ઠીક લાગ્યું નહિ. તેથી એ જ પ્રકારની બે નાની છબીઓ કરાવીને તેમના ટેબલ ઉપર રાખી હતી. સવારમાં સાધુઓ પ્રણામ કરવા જતાં તેમણે જોયું કે, તેઓ ખુરશીમાં બેસીને એક છબી બંને હાથે પકડીને છાતીએ

ચાંપે છે. અને તે પછી મસ્તકે પધરાવે છે. વળી ક્યારેક આંખો આગળ રાખી ધરાઈ ધરાઈને માને જુએ છે. રાત્રે સૂવા જવાને વખતે પણ સેવક માની એ છબીને તેમના હાથમાં આપતો. તેઓ કેટલીક વાર તેને માથે અને છાતીએ લગાડતા, ત્યારે તેમને નિદ્રા આવતી. પ્રત્યેક અમાવાસ્યાને દિવસે તેઓ વિવિધ પ્રકારનાં પૂજાદ્રવ્યો સાથે માની પૂજા કરવા માટે કેટલાક બ્રહ્મચારીઓને વંશવાટી મોકલતા. તેઓ પાછા આવતા નહિ ત્યાં સુધી તેમને શાંતિ થતી નહિ. તે વારંવાર સેવકને પૂછતા કે, "આવવાનો વખત થયો કે નહિ?" છેવટે જ્યારે તેઓ આવતા ત્યારે તેઓ બધી વિગતો પૂછતા અને પ્રસાદી સિંદૂરનો ચાંલ્લો કરતા. અને માની નાની છબીને માથે રાખીને ગદ્‌ગદ કંઠે કહેતાઃ "મા! મા! જગદીશ્વરી, હું તો તમારી પાસે જઈ શકતો નથી, તમે તો સર્વ કંઈ જુઓ છો બધું જ જાણો છો. બધાં બાળકોનું કલ્યાણ કરો. અમારું સૌનું કલ્યાણ કરો.!"

દુર્ગાપૂજાને સમયે તેઓ બાળકની જેમ ભાન ભૂલી જતા હતા. પણ તે નવાં કપડાં અને રંગતમાસાનો આનંદ નહોતો; એ તો જાગ્રત અવસ્થામાં જગન્માતાની સાથેના પ્રત્યક્ષ મિલનનો આનંદ હતો. પૂજાના એક મહિના પહેલાંથી તેમને દરરોજ સવારમાં આગમન ગીત સંભળાવવામાં આવતું. પોતે પણ ગણગણાટ કરતા ગાતા હતા કે, "જાઓ, જાઓ, ગિરિ આનીતે ગૌરી, ઉમા નાકિ બડ કેં દે છે." પૂજા સમયે વૈદ્યની સલાહને અવગણીને પણ તેમને એક વાર નીચે લાવવા પડતા. તેમના દેહાવસાનના વર્ષમાં પૂજા વખતે જ્યારે પક્ષાઘાતથી શરીર તદ્દન પરવશ થઈ ગયું હતું, વાત કરવાની યે શક્તિ રહી નહોતી, ત્યારે તેમણે પૂજાને સ્થાને જવાની

ઇચ્છા દર્શાવી હતી અને આરામખુરશીમાં તેમને નીચે લાવવામાં આવ્યા હતા.

જો શક્ય હોત તો લાગે છે કે, તેઓ માનો પૂજાનો ઉત્સવ મઠમાં રોજ કરાવત; પરંતુ એ કેમ બને? છેવટે 'સર્વ ભૂત-પ્રાણીઓમાં મા રહેલાં છે' એવા ભાવથી પ્રેરાઇને તંત્રમાં કહેલા મત પ્રમાણે શિવાબલિની વ્યવસ્થા કરીને મહામાયાની નિત્ય પૂજાની વ્યવસ્થા કરી હતી. ઘોર રાત્રિમાં સમસ્ત જગત શાંત છે, તે સમયે દૂરના શિવાલયનો ધ્વનિ સંભળાયો: "અરે આ મને બોલાવે છે–મા! ઓ....મા...જય જય મા લઈ જાઓ! મને લઇ જાઓ, લઇ જાઓ!" સેવક બલિ લઈને ઘણે દૂરના બીલીના ઝાડના મૂળમાં મૂકી આવતો. આ પ્રમાણે હંમેશાં જગન્માતાને પોકારતાં પોકારતાં દિવસો ઉપર દિવસો વીતી જતા હતા.

આવી તો કેટલી યે બાબતો સ્મરણે ચઢે છે. પણ એ બધી અસંખ્ય ઘટનાઓ લખવાનું અત્રે સ્થાન નથી.

તેમનું શરીર ક્રમે ક્રમે ભાંગતું જતું હતું. સને ૧૯૩૩ ના વૈશાખમાં તેઓ પક્ષાઘાતના સખ્ત સપાટામાં આવ્યા અને શરીરમાં જડતા જણાવા લાગી. વૈદ્યો અને ડાક્તરો પણ ભય પામ્યા. ખબર પડતાં શહેરમાંથી અને ગામડામાંથી અનેક સાધુ–ભક્તો તેમને જોવા માટે બેલુર મઠમાં એકત્ર થવા લાગ્યા. પ્રેમના કાચા સૂતરને તાંતણે તેમણે અનેક ભક્તોને બાંધેલા હતા. તેથી તેઓ તેમની નાદુરસ્તીના સમાચાર સાંભળી રાત્રિદિવસ આવ–જા કરવા લાગ્યા હતા. દરરોજ કલકત્તા અને આજુબાજુનાં ગામડાંના અનેક માણસો માત્ર તેમનું એક વારનું દર્શન કરવા માટે બેલુર મઠના ચોગાનમાં આવી રાહ જોયા કરતાં હતાં. એ કેટલું બધું કરુણ દૃશ્ય હતું! મઠના આંગણામાં એક

મોટા આંબાના ઝાડ નીચે પુરુષ અને સ્ત્રી–ભક્તો સજળ નયને ઊભાં રહેતાં હતાં. તેમનાં દર્શન ક્યારે પામશું? દિનપ્રતિદિન મહિનાઓ સુધી મઠના આંગણામાં માણસો એકઠાં થતાં હતાં.

આ પ્રમાણે કેટલાક મહિના ચાલ્યા ગયા. શરીરની ઉન્નતિ અવનતિ કશું યે સમજાયુ નહિ. તકલીફના દિવસોની શરૂઆતથી જ બોલવાની શક્તિ અને ઊઠવાબેસવાની શક્તિ તદ્દન ઓછી થઈ ગઇ હતી. પરંતુ એ દિવસોમાં યે ઇશારાથી અને સંકેત કરીને ભક્તજનોની અને પ્રિયજનોની બધી ખબર રાખવાનું તેઓ ભૂલતા નહિ. મઠના બાર મહિનાના તેર તહેવારો વિષેના પૂરેપૂરા સમાચાર તેમને સ્પષ્ટપણે કહેવામા આવતા હતા. જોતજોતાંમાં પરમહંસદેવનો વાર્ષિક ઉત્સવ આવી પહોચ્યો. મહાપુરુષજીનું ભાંગેલું શરીર તદ્દન ભાંગી પડયું. કોઇ પણ પ્રકારે પરમહંસદેવની જન્મતિથિ, પૂજા અને સાધારણ ઉત્સવ નિર્વિઘ્ને પૂરો થયો. ઉત્સવના બે દિવસ પછી ઈ. સ. ૧૯૩૪ ના ફેબ્રુઆરીની ૨૦ મી તારીખે ફાગણની અષ્ટમીને મંગળવારે બપોરે કલાક ૫–૩૫ મિનિટે સાધુમંડળી અને ભક્તજનોથી ઉચ્ચરાતા રામકૃષ્ણના નામધ્વનિનું શ્રવણ કરતા કરતા મહાપુરુષ શિવાનંદજી મહારાજ શ્રીપરમહંસદેવનાં અભય ચરણોમાં મળી ગયા.

આ વખતે તેમની ઉંમર લગભગ ૮૦ વર્ષની હતી. તેમના દિવ્ય કાંતિવાળા દેહને વિવિધ પુષ્પમાળાઓથી વિભૂષિત કરીને બેલુર મઠમાં પૂણ્યતોયા ભાગીરથીને તીરે અગ્નિમા અર્પણ કરવામાં આવ્યો.

સૌને શોકસાગરમાં ડુબાડીને સ્વામી શિવાનંદજી આજે અમરલોકમા ચાલ્યા ગયા છે. ખબર નથી કે, તેમના અગણિત સંતાનો પિતૃહીન થઇને આજે કેવી રીતે જીવન ગાળતા હશે!

ખબર નથી કે, આજે આ અમાવાસ્યાના અંધકારમય માર્ગે તેમને કોણ પ્રકાશ દર્શાવશે.

મહાપુરુષ મહારાજ આજે સ્થૂળદેહે નથી—માત્ર તેમનાં સ્મરણો છે. જીવનલીલાના અપૂર્વ ખેલનની એ મધુર સ્મૃતિઓ ક્યારે પણ ભૂંસાય તેવી નથી. કાળના કુટિલ ચક્રમાં એ વિસ્મૃત થાય તેવી નથી. તેથી તો ધ્યાનમગ્ન મહાપુરુષ આજે અમારા ધ્યાનની વસ્તુ છે. બાહ્યજગતના સર્વ સંબંધો છિન્નભિન્ન થવા છતાં યે, અંતર્જગતનાં સૂક્ષ્મ પડોમાંથી તેઓ અદૃશ્ય થવાના નથી, એ અમે જાણીએ છીએ. તેથી અમારી માત્ર પ્રાર્થના છે કે, હે તપસ્વી! જે મહાવ્રત ઉદ્યાપન કરીને તમે જીવનને પરિપૂર્ણ કરી ગયા, તે આપે બતાવેલા આદર્શ જીવનને અમારા જીવનમાં વિકસિત કરી શકીએ, એવી આશિષ આપજો!

---

## કથાપ્રસંગો

તારીખ ૧૦-૩-૧૯૧૯

મઠમાં આરતી અને સ્તોત્રપાઠ પૂરાં થયાં છે. બ્રહ્મચારી અને સાધુઓ, કોઈ પરમહંસદેવના ઓરડાની બાજુના કઠેરામાં, તો કોઈ પાછલા ભાગમાં બેસીને ધ્યાન-જપ વગેરે કરે છે. રાતના લગભગ આઠ સાડાઆઠ થયા હશે, આંગણાના સામેના ભાગમાં ત્યારે ચાનું ટેબલ રહેતું. આ ટેબલની પાસે એક લાંબા મોટા બાંકડા ઉપર બાબુરામ મહારાજ અને મહાપુરુષજી મહારાજ બેઠેલા છે. મહાપુરુષજી મહારાજે બાંટીખાલના કેટલાક ભક્તોને આ પ્રમાણે કહ્યું:

"તમે સૌ પરમહંસદેવને પકડો, તેમને પોતાના કરીને

સ્ત્રી, પુત્ર, ભાઇ, બંધુ, જે જ્યાં હોય, તેમને સૌને ભક્ત બનાવો. માત્ર સંન્યાસી થવાથી શું વળે ? સ્ત્રીપુત્ર, માબાપ, બધાજ જો ભક્ત બની જાય, તો પછી ઘર છોડવાની શી જરૂર ? માબાપ અભક્ત હોય છે, ત્યારે જ છોકરાઓ ઘર છોડીને ચલ્યા જાય છે."

તારીખ ૨૩-૩-૧૯૧૬

મહારાજશ્રી અને બાબુરામ મહારાજ નીચેના ગંગાકાંઠા તરફના વરંડામા પૂર્વાભિમુખે બેઠેલા છે. સામે ઘાટ છે અને ત્યારપછી તરતજ પતિતોદ્ધારિણી જાહ્નવી ગંગામૈયા છે. સ્કૂલ-કૉલેજના કેટલાક વિદ્યાર્થીઓ મઠનાં દર્શન કરવા આવેલા છે. મહાપુરુષજી અને બાબુરામ મહારાજને પ્રણામ કરીને સામેના નાના બાંકડા ઉપર તેઓ પશ્ચિમ તરફ મોં રાખીને બેઠા છે. તેમણે હમણાં વિદ્યાલયની પરીક્ષા પૂરી કરેલી છે. હાલમાં બેત્રણ મહિનાની રજા છે. તેમનાં સૌનાં ઘર પૂર્વબંગાળમાં છે. તેઓ રજાઓમાં ઘેર જવાના છે, તેથી એકવાર મઠનાં દર્શન કરવા આવ્યા છે.

મહાપુરુષજી-(વિદ્યાર્થીઓને ઉદ્દેશીને) "તમને જે બે મહિનાની રજા મળી છે, તેમાં તમારે ગામ જઇને એ રજાઓનો કેવો ઉપયોગ કરશો ? વાતોના તડાકા મારવા, ગપ્પાં મારવાં અને પાનાં રમવાં એ કંઇ ઠીક છે કે ? એમ જ હોય તો મઠમાં આવવાનું પ્રયોજન જ શું ? ગામ જતા પહેલાં જ્યારે મઠમાં આવ્યા છો, ત્યારે માત્ર મઠનું મકાન જોઇને અને થોડોક પ્રસાદ મેળવી લેવાથી મઠ જોવાઇ જતો નથી. અહીંની કંઇક ભાવના લઇ જઇને થોડુંઘણું સક્રિય કામ કરવાનો પ્રયત્ન કરો. સ્વામીજીનાં પુસ્તકો તો તમે વાંચ્યાં છે, તેમાં પણ છે અને હું કંઇ કહું છું તેમાંથી પણ જેટલું બની શકે તેટલું કરવાનો પ્રયત્ન કરો.

"તમે જાતે બેત્રણ રૂપિયા ખર્ચીને દેશમાં જતી વખતે એક હોમિયોપથીની પેટી ખરીદીને લેતા જાઓ. ત્યાં જઈને જે ગામમાં ગરીબ દુઃખીઓ રહેતા હોય, તે ગામમાં જઈને, ગરીબોની દવા કરો, તેમની સેવા કરો, તેમની સાથે છૂટથી ભળો. તેમને શી શી બાબતની તકલીફ છે, તે પૂછી પૂછીને જાણો. તમે જો હલકી ગણાતી જાતિના માણસોનાં શરીર ઉપર હાથ મૂકીને એકાદ વાત કહેશો, એટલે તેઓ તો તમારા ગુલામ થઈ જશે એ જાણો છો? એ ઉપરાંત જો તેમની સેવા કરશો અને દવા વગેરે આપશો, તો તમે તેમનાં હૃદય જીતી લઈ શકશો. તેમને ભણાવવા માટે રાત્રિશાળા સ્થાપો. તેમની આગળ સાથે સાથે બને તેટલી સ્વામીજી અને પરમહંસદેવની તેમજ દેશ સંબંધી વાતો કરજો અને નીતિનું શિક્ષણ આપજો. આરોગ્ય અને શિક્ષણ એ બધી બાબતોમાં પણ કંઈક કંઈક શિક્ષણ આપજો, વચ્ચે વચ્ચે કીર્તન અને ભજન પણ કરજો. બેચાર આનાનાં પતાસાં લાવી ભગવાનને ભોગ ધરાવી હરિ-કીર્તન કરાવજો અને પ્રસાદ આપજો. આ રીતે તેમને શિક્ષણ આપવું જોઈશે. તેમને જાગૃત કરવા પડશે. કદાચ તેઓ શરૂઆતમાં તમારે કશો સ્વાર્થ હશે, એમ ધારીને તમારી સાથે ભળશે નહિ. પછી જ્યારે જોશે કે તમારો કંઈ પણ સ્વાર્થ નથી, ત્યારે તેઓ તેમના પ્રાણ દેવાને પણ તૈયાર થશે. વળી સાથે સાથે તમે પણ નિઃસ્વાર્થ થતાં શીખજો. આ પ્રમાણે નિઃસ્વાર્થપણે કામ કરતાં કરતાં ચિત્તશુદ્ધિ થશે. ત્યારપછી ભગવાનના ભાવથી–ભગવાનના પ્રેમથી તમારું હૃદય ભરાઈ જશે. એમ ન બને અને ચિત્તશુદ્ધિ થાય નહિ તો તો હજાર વાર નામ લો, તો પણ કંઈ પત્તો ખાશે નહિ. સ્વાર્થપરાયણતા, હિંસા અને દ્વેષબુદ્ધિ મનમાં રાખીને માત્ર નામજપ

કરવાથી શું થશે ? દેશ તમોગુણથી ઘેરાયેલો છે, એમ સમજીનેજ સ્વામીજી મહારાજે આ પ્રમાણે કામ કરવાનું કહેલું છે. પરીક્ષા આપી, પાસ થયા, લખતાં વાંચતાં શીખ્યા પણ જો 'बहु जनहिताय' (ઘણા માણસોના હિતને ખાતર) **સ્વાર્થત્યાગ કરી શકયા નહિ તો ધૂળ પડી એ ભણતરમાં અને પરીક્ષામાં !** માત્ર ગુલામી કરવાથી શું વળવાનું છે ? તમે આર્ય ઋષિમુનિઓનાં સંતાન છો, હજી પણ તમારી નસોનાં પવિત્ર હિન્દુ લોહી વહે છે. બીજાઓની ગુલામી કરતા તમને શરમ નથી આવતી ? તમે સ્વદેશાભિમાન, સ્વદેશાભિમાન કર્યા કરો છો, તો આના જેવું રચનાત્મક સ્વદેશાભિમાન બીજું કયુ હોઇ શકે ? માત્ર "સોનાર ભારત તોમાય ભાલોબાશિ" (હે સુવર્ણમય ભારતવર્ષ ! હું તને ચાહું છું) નાં ગીત ગાવાથી અથવા ભાષણો આપવાથી શું વળે ? સાચા દેશસેવક થવા ઇચ્છો તો મેં જે કહ્યું છે તે કરજો. આ પ્રમાણે લોકશિક્ષણ આપતા રહો. તમે નવભારતના યુવકો છો, સ્વામીજીએ તમારા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખ્યો છે.

"સ્વામીજીએ યુરોપઅમેરિકા જઇને જે બી વાવ્યાં છે, તેનાં ફળ આવશે જ, યુરોપમાં પણ આ પ્રકારનો એક બળવો થઈ રહ્યો છે. તેમણે વિનાશકારી વિજ્ઞાન પકડયું છે. જોતા નથી કે જેપ્લિન, મશિન-ગન, સબમરીન' વગેરે મનુષ્યોને મારી નાખવાનાં કેટલાં બધાં સાધનો તૈયાર કર્યાં છે ! એટલે તો કરોડો માણસોના જાનની ખુવારી થાય છે. આપણા ડૉ૦ જગદીશચંદ્ર વસુને જુઓ, તેમણે વિજ્ઞાનમાં કેટલી બધી ઉન્નતિ કરી છે! વૃક્ષમાં પ્રાણ છે, તેમને સુખદુઃખ લાગે છે, એ બધું યંત્રદ્વારા બતાવી આપ્યું છે. એ કંઇ જેવી તેવી ઉન્નતિ છે ? અને આ વિજ્ઞાન શીખવા માટે કેટલા સાહેબલોકો

આતુર છે ! આપણું વિજ્ઞાન આ જાતનું જોઈએ. હાલમાં યુરોપમાં મારામારી અને કાપાકાપી ચાલી રહી છે. (તે સમયે યુરોપમાં મહાયુદ્ધ ચાલતું હતું. આજે ઇ. સ. ૧૯૩૯ માં પણ યુરોપમાં યાદવાસ્થળી ચાલી જ રહી છે.) એ બંધ થયા પછી જોશો કે સ્વામીજીનાં વાવેલાં બી ઊગી નીકળ્યાં છે. આ દેશમાંથી આધ્યાત્મિક લહરીઓ એ દેશોમાં જશે અને તમે પણ તેને માટે તૈયાર થાઓ. તમે ભારતમાં જનમ્યા છો, તમે મહાભાગ્યવાન છો, કારણ કે પરમહંસદેવ અને સ્વામીજી પણ ભારતવાસી જ હતા. તેઓ ઇચ્છત તો ગમે ત્યાં જન્મ લઈ શકત. પણ તેમણે તેમ શા માટે ન કર્યું ? તમે જોશો કે એમનાથી દેશનું મુખ ઉજ્જવળ થશે–એથી જ તેમણે આ બંગભૂમિમાં–ભારતભૂમિમાં જન્મ લીધો છે. તેની ખાતરી તમને થવી જ જોઈએ. 'बहु जनहिताय बहु जनसुखाय' અર્થાત્ નિઃસ્વાર્થ ભાવે કાર્ય કરવાની ભાવના સમસ્ત ભારતવર્ષમાં બંગાળમાં જ વધારે છે.*

"જો તમે ખરેખર દેશને ચાહતા હો તો આળસ ખંખેરીને જાગી ઊઠવાનો આ મહા સુયોગ છે, "उत्तिष्ठत जाग्रत" બધો તમોગુણ–આળસ–અંધકાર ખંખેરીને ઊઠો, જાગૃત થાઓ અને

* આ પછી તો દેશમાં અસહકાર અને સત્યાગ્રહનો પ્રચંડ જુવાળ ફરી વળ્યો હતો. અને તેના જીવનાચાર્ય ગાંધીજીની પ્રેરણા અને વિવિધ પ્રવૃત્તિઓદ્વારા ભારતવર્ષના પ્રાંતિપ્રાંતમાં દરિદ્રનારાયણની સેવાના જ ઉદ્દેશથી, 'बहु जनहिताय' ની ભાવનાથી જ જીવનસમર્પણપૂર્વક કાર્ય કરનારા યુવકો અને લોકસેવકો નીકળી આવેલા છે. એટલે દેશમાં લગભગ બધે જ સેવાભાવનાવાળા માનવદેવો જોવામાં આવે છે. તે અનેકગણા વધો ! અને ભારતમાતાની મુક્તિ વહેલી વહેલી થાઓ ! —અનુવાદક

જાતે જાગીને બીજાઓને જગાડો. આ પ્રમાણે સમાજને કેળવણી, આરોગ્ય અને નૈતિક ચારિત્ર્યનું શિક્ષણ આપીને સત્યને માર્ગે લઇ જાઓ, પ્રત્યેક ગામમાં અને પ્રત્યેક વિભાગમાં, પ્રત્યેક ઝુંપડે ઝુંપડે હરિજનો વગેરે પછાત કોમોમાં કેળવણી અને આરોગ્ય વગેરેનો પ્રચાર કરો. સ્વામીજી કહી ગયા છે કે તમારી નિઃસ્વાર્થપરાયણતા જોઇને દેશ જાગી ઊઠશે. આ પ્રમાણે બધી રજાઓમાં યોજાઇ જાઓ. તેમની સાથે રમતગમતમાં પણ ભાગ લેવો. રજામાં કેટલાક દિવસો આ પ્રમાણે કર્યાથી એક પ્રકારનું સ્થાયી કાર્ય થયેલું જણાશે. ઇચ્છા હોય તો તમારામાંથી કોઈ ગામડાંની મુલાકાતે ઊપડો અથવા પહાડો, વનો અને જંગલોમાં ઘૂમો. પર્વતે પર્વત ખૂંદી વળો. જાઓ, આળસમાં દિવસો ગુમાવશો નહિ. "સોનાર ભારત તોમાય બાલોબાશિ" એમ ગાયા કરવાથી કશું વળશે નહિ."

નવેમ્બર ૧૯૩૦

શ્રીમહાપુરુષજી શરીર અસ્વસ્થ થતાં પહેલાં થોડા દિવસ અગાઉ હવાફેર માટે મધુપુર આવ્યા છે. મધુપુરના શેઠને ત્યાં ઊતર્યા છે. જામતાડાથી સવારે આઠની ગાડીમાં હું અને બ્રહ્મચારી સુ–શ્રીમહાપુરુષજી મહારાજનાં દર્શન કરવા રવાના થયા. નવ વાગ્યા પછી થોડીવારે શેઠ ભિલાએ જઇને જોયું તો તેઓ ગરમ પહેરણ પહેરીને ઓસરીમાં બેઠેલા છે. અમે પ્રણામ કર્યા. તેમણે કુશળવર્તમાન પૂછ્યા. મને જોઇને તેમણે પ્રબાણને પૂછ્યુંઃ "આ બધા જામતાડાથી જમીને આવ્યા છે?" સાડાસાત વાગે જમીને બહાર નીકળ્યા છીએ, એમ સાંભળીને તેમણે કહ્યું કે, "ખૂબ વહેલા જમ્યા છો. ટેવ ના હોય તો આટલું વહેલું ખાવાથી ઘણી તકલીફ ઊભી થાય છે."

થોડી વાર પછી તેઓ સ્નાન કરવા ગયા. ડાબે હાથે વા

થયેલો છે. કુલાલીન બાંધેલું છે. જમ્યા પછી ઓસરીમાં આવીને બેઠા મેં કહ્યું: "બ્રહ્મચારી સુ–એ એક ગુરુસ્તોત્ર રચ્યું છે." તેમણે કહ્યું: "ઠીક, થોડી વાર પછી સાંભળીશ." થોડી વાર પછી ઘેર આરામ કરવા ગયા. આરામ કર્યો પછી મને કહ્યું: "ક્યાં છે, સુ–ક્યાં છે? સ્તોત્ર બોલવાનું કહ્યું હતું ને!" મેં તેમને બોલાવી આણ્યા. તે સ્તોત્ર બોલવા લાગ્યા. સ્તોત્ર સંસ્કૃતમાં લખેલું હતું. પહેલો શ્લોક વાંચ્યા પછી તેનો બંગાળી અનુવાદ વાંચવાનું શરૂ કરતાં તેમણે કહ્યું: "હું સંસ્કૃત જ સાંભળવા ઇચ્છું છું. બંગાળીની જરૂર નથી." આખું સ્તોત્ર સાંભળીને બોલ્યા: "સારું લખ્યું છે. હાલ કેટલાક સ્તોત્ર લખે છે. કેટલાં યે લખેલાં છે, તેમાંથી પાંચ છ વાંચી જઇ તેમાં થોડાક શબ્દોના ફેરફાર કરીને પતાવે છે. મે કહ્યું: "તો પણ છંદનું જ્ઞાન તો હોવું જોઇએ ને?" તેમણે કહ્યું: "હા, એ તો ઠીક છે."

ઘણી વાર ચૂપ રહ્યા પછી બોલ્યા: "ગુરુ મનુષ્ય નથી, ગુરુ તો સ્વયંભગવાન છે. ભગવાનની શક્તિ મનુષ્ય મારફતે આવિર્ભાવ પામે છે. મને તો બધા શિષ્યો યાદ પણ રહેતા નથી. પરમહંસદેવ–ભગવાન જ બધાનું ધ્યાન રાખે છે."

ત્યાર પછી ભણતર સંબંધી વાત નીકળી. તેઓ કહેવા લાગ્યા કે, "પરમહંસદેવ કહેતા કે પાસ થવું એ તો પાશમાં બંધાવા જેવું છે. જેટલા પાસ થાય છે. તેમના પાશ(બંધનો) વધે છે. બી. એ. એમ. એ. પાસ થઇને મનમાં ધારે છે કે, હું કેવો મોટો થઇ ગયો. વિશેષ શું થયું? બીજાઓનું લખેલું વાંચી તે યાદ કરીને પરીક્ષા વખતે લખી આવ્યા. એ જોઇને બીજાએ કહ્યું: "તમે પાસ થયેલા છો, પાસ થઇને બસો ત્રણસો રૂપિયાની નોકરી પામ્યા. બસ પતી ગયું. વળી હાલમાં

તો નોકરી પણ મળતી નથી, ઘણાએ સારી ડીગ્રીવાળાઓ બેસી રહેલા છે. અથવા સામાન્ય કામકાજ કરે છે. પછી તેઓ વિચાર કરે છે કે પાસ થયા, પણ કંઈ પત્તો આપો નહિ. તમે પણ એમ. એ. થઇને નોકરી સિવાય બીજું શું કરો છો? વળી હવે તો તમારા જેવી નોકરી પણ ઘણાને મળતી નથી. પરમહંસદેવ પાસ થવાને 'પાશ' કહેતા, વળી એમ પણ કહેતા કે બે ત્રણ પરીક્ષા પાસ કરે છે, તેનું મન કેળવાય છે. ભણવાથી એક વિષયમાં મન યોજી રાખવાનો અભ્યાસ થાય છે. ભગવાનમાં મન જોડતાં આ મનની એકાગ્રતાનું શિક્ષણ જ તેમને મદદ કરશે."

ત્યાર પછી તેઓ સી-મહારાજને બોલાવીને બોલ્યાઃ "મને લાગે છે કે તમે આમને ઓળખતા નથી." ત્યાર પછી બ્રહ્મચારી-સુ કે જેઓ હૃષીકેશમાં કેટલાક મહિના રહ્યા હતા અને તપસ્યા કરતા હતા તે વાત શરૂ થઈ. સી-મહારાજ બોલ્યા:-"ત્યાં કેવુંક લાગતું હતું? સાધુઓ તપસ્યા કરે છે, કે ત્યાં જઈ અડ્ડો જમાવી વાતો કરીને સમય ગુમાવે છે?" હું જ્યાં હતો, ત્યાં તો જોયું કે અનેક સાધુઓ છાપાં વાંચે છે, અને અડ્ડો જમાવીને સમય ગાળે છે. મોટા ભાગના ધ્યાનધારણા કરતા નથી."

મહાપુરુષજી મહારાજઃ—કેટલા માણસો બધો વખત ધ્યાનમાં મગ્ન રહી શકે? અનેક આ પ્રમાણે વાતો કરીને સમય વિતાવે છે. તો પણ ઠીક છે. સદ્‌ભાવોથી ભરપૂર જીવન ગાળી શકાય તો તે પણ સારું છે. સંસારની જ્વાળાઓ, બળબળતી અગ્નિશિખાઓ, પોતાના કહેવાતા માણસોને જ વિશ્વાસઘાત, ઈર્ષા, દ્વેષ વગેરેથી તો દૂર રહે છે. એ પણ ઓછો લાભ નથી.

સી-મહારાજઃ-આપણે જોઈએ છીએ કે થોડી વાર

**ધ્યાન કર્યા પછી વધારે ધ્યાન કરી શકાતું નથી. મગજ જાણે શૂન્ય થઈ જાય છે.** માત્ર દાળરોટી ખાધા કરે છે. દૂધ-ઘી તો મળે નહિ. મગજ એ સહન કરી શકતું નથી. આબુ પહાડમાં એક સાધુ એક દિવસ બધા સાધુઓને ભંડારો આપીને એક જગાએ એવો સંકલ્પ કરીને બેઠો કે સિદ્ધિ પ્રાપ્ત થયા સિવાય તે ઊઠશે નહિ. **થોડી વાર પછી તે વધારે સમય ધ્યાન કરી શકતો નહિ.** ગાંડા જેવો થઇ ગયો, મેં કહ્યુંઃ "**હમણાં ધ્યાન ઓછું કરીને લોકકલ્યાણનું કામકાજ કરો,** શાંતિ પામશો પણ તેમને એ વાતમાં વિશ્વાસ બેઠો નહિ."

મહાપુરુષજી મહારાજઃ—ભગવાનને શું સહેજે પ્રાપ્ત કરી શકાય કે? આટલા દિવસ આટલો સમય ધ્યાન કરતો, ત્યારે જ ભગવાન મળશે, એમ પણ કોઇ શરત નથી. ભગવાનને પ્રાપ્ત કરવા એ મહાકષ્ટસાધ્ય છે.

ત્યાર પછી હરિદ્વારના જળપ્રલયની વાત નીકળી. મહાપુરુષજી મહારાજે કહ્યું: "એક માણસ એમ. એ. પાસ થઇને સાધુ થઇને હરિદ્વારમાં તપસ્યા કરતો હતો. તે જળપ્રલયમાં તણાઇ ગયો. તેનો ભાઇ પણ કાશી હિન્દુ વિશ્વવિદ્યાલયમાં એમ. એ. માં અભ્યાસ કરતો હતો. પરીક્ષા આપતા પહેલાં થોડા દિવસ પહેલાં તે કાશી અદ્વૈત આશ્રમમાં ચાલ્યો આવ્યો. તે સાધુ થવા માગતા હતો. ત્યાંના સાધુઓએ તેને પરીક્ષા આપીને આવવાનું કહ્યું. તે તેણે ધ્યાનમાં લીધું નહિ. ત્યાં તે વખતે સી–મહારાજ હતા. તેઓ તેને દેવઘર વિદ્યાપીઠમાં લાવ્યા ને તેને કામમાં યોજી દીધો. થોડા દિવસ પછી તેની માતાના રુદનની વાત તેને યાદ આવવા લાગી. માબાપ પોતાના પુત્રને પાછો મેળવવા માટે ઘણાં તરફડતાં હતાં. મનમાં દુર્બળતા

આવી. વિદ્યાપીઠ છોડીને તે ઘેર ગયો. તેનો પિતા પશ્ચિમમાં ક્યાંક કોઇ સ્કૂલનો હેડ માસ્તર હતો. ત્યાં તે ગયો અને થોડા દિવસ પછી હિન્દુવિશ્વવિદ્યાલયમાંથી એમ. એ. ની પરીક્ષા આપી. તે અરસામાં તેના પિતાએ તેનાં લગ્નનું નક્કી કરી રાખ્યું હતું. તે પણ ખાસ વિરોધ કરી શક્યો નહિ અને પરણી નાખ્યું. હાલ ક્યાંક કામ કરે છે. પરંતુ તેના મનમાં હજી પણ વૈરાગ્યભાવ છે. રજા મળતાં જ તે અદ્વૈત આશ્રમમાં ચાલ્યો આવે છે. ભગવાન જો ક્યારે પણ સુયોગ આપે તો સંસાર છોડીને પણ આવી શકે તેમ છે. એ પણ ઠીક છે. સંસારમાં તદ્દન ડૂબી જવા કરતાં આ પણ સારું છે."

મહાપુરુષજી મહારાજના ઓરડામાં પરમહંસદેવનો જે ફોટો છે, તે ઘણો સુંદર છે, એમ વાત કરતાં તેઓ બોલ્યાઃ "આવા કેટલાક ફોટા એક માણસ જર્મનીથી તૈયાર કરી લાવ્યો હતો. એક નકલની કિંમત દસ રૂપિયા હતી. આ જાતના એક ફોટાની બેલુર મઠમાં પૂજા થાય છે. પૂ—બાબુના સસરા ભક્ત હતા. તેમણે એક ફોટો લીધો હતો. એ ફોટોજ અહીં આવેલો છે."

મેં કહ્યું—પરમહંસદેવનો આ બેઠેલી અવસ્થાનો ફોટો જ ઘણો પ્રસિદ્ધ થયેલો છે.

મહાપુરુષજી મહારાજ—એમાં શું ? પરમહંસદેવ એક થાંભલા આગળ હાથ રાખીને ઊભેલા છે–તે જ ફોટો બેલઘરમાં જયગોપાલ સેનના બાગમાં કેશવચંદ્ર સેનને જોવા ગયા હતા, ત્યારે લેવામાં આવેલો છે. વળી જે છબીમાં હાથ ઊંચો કરીને ઊભેલા છે, તે કેશવચંદ્ર સેનને ઘેર લીલી કોટેજમાં કીર્તન વખતે લેવામાં આવેલો હતો.

મેં પૂછ્યું—પરમહંસદેવ થાંભલાને હાથ અડાડીને ઊભેલા છે, તે પણ શું સમાધિઅવસ્થાની છબી છે?

મહાપુરુષ મહારાજ—સમાધિઅવસ્થાની જ છે, એમાં પૂછવાનું શું? તેઓ બીજે કોઈ સમયે છબી લેવા દેતા જ નહિ.

મેં કહ્યું—તે છબી સમાધિઅવસ્થાની જ હશે, એમ જણાય છે, પણ મનમાં ખાતરી થતી નથી.

મહાપુરુષજી મહારાજ—ફોટો જોઈને તેમની સમાધિદશા કેમ કરીને સમજી શકો? તેમને સમાધિ ક્યારે નહોતી? સૂતાં, સ્વપ્નમાં, નિદ્રાવસ્થામાં બધે વખતે તેઓ સમાધિસ્થ જ રહેતા. એક સામાન્ય સાધુ રામબાબુના બાગ (યોગોદ્યાન) નજીક થોડા દિવસ રહ્યો હતો. સાધુ ખૂબ શાંત પ્રકૃતિનો હતો. વાતચીત બહુ ઓછી કરતો. એક ઝાડ નીચે બેસી રહેતો–રામબાબુના બાગમાં જતાં રસ્તામાં તે જગા આવેલી છે. રામબાબુ તેને ખાવાપીવાનું પહોંચાડતા. રામબાબુએ પરમહંસદેવ પાસે એના વિષે વાત કરી. પરમહંસદેવે કહ્યું: "તો એક દિવસ એમને અહીં લઈ આવો." પછી રામબાબુ એક દિવસ ગાડીમાં બેસાડીને તેમને દક્ષિણેશ્વર લઇ ગયા. પરમહંસદેવે તેમનો આદરસત્કાર કરીને નાની પાટ ઉપર બેસાડ્યા. પોતે પણ એક બાજુ બેઠા. ઈશ્વર સંબંધી વાર્તાલાપ ચાલ્યો. ક્રમે ક્રમે સવિકલ્પ અને નિર્વિકલ્પ સમાધિની વાત ચાલવા લાગી. **પરમહંસદેવ નિર્વિકલ્પ સમાધિની વાત કહેતાં કહેતાં તદ્દન સમાધિસ્થ થઈ ગયા. પછી એક પગ પાટની બહાર ઝૂલે છે અને એક પગ પાટ ઉપર છે– એવી સ્થિતિમાં તદ્દન નિશ્ચળ-નિસ્પંદી થઈ ગયા.** સાધુએ ધાર્યું કે પરમહંસદેવ હવે ધ્યાનમાં બેસશે. પરમહંસદેવને જેમના તેમ બેસી રહેલા જોઇને સાધુ પરમ-

હંસદેવને બરાબર બેસીને ધ્યાન કરવાનું કહેવા લાગ્યો કે. "આસન લગાવીને બેસો, બરાબર બેસો." આ પ્રમાણે વારંવાર બોલવા લાગ્યો પણ એ વાત સાંભળે જ કોણ ? પરમહંસદેવનું મન તે સમયે શરીરમાં ન હતું. પરમહંસદેવને ગમે તે કામ કરતાં, ક્યારે ને કેવી અવસ્થામાં સમાધિ થતી તે કેમ કરીને સમજી શકાય ?

"આસન લગાવીને બેસો, બરાબર બેસો." એ વાત મહાપુરુષજી મહારાજ એવા ચાળા કરીને બોલવા લાગ્યા કે, હાજર રહેલા અમે બધા હસવા લાગ્યા. તેઓ પોતે પણ હસ્યા.

તેમની તબિયત વિષે પૂછતાં તેઓ બોલ્યા કે, "પહેલાં કરતાં ઘણું સારું છે. મઠમાં રહેતો ત્યારે ઘરમાંથી વરંડામાં જતાં કેટલીયે તકલીફ પડતી. ઊભા થતાં કષ્ટ પડતું. રાત્રે ઊંઘ આવતી નહિ. છોકરાઓને પણ ખૂબ તકલીફ આપવી પડતી. આખી રાત મને પંખો નાખતા. ધીમે ધીમે પંખો નાખ્યા કરતા." આ વાત કરીને છોકરાઓને કેટલી તકલીફ આપી હતી તેનું દુઃખ વ્યક્ત કરવા લાગ્યા અને પોતાના દુઃખની વાત તો ભૂલી જ ગયા.

ત્યારપછી મહાપુરુષજી મહારાજ થોડા સંદેશ ખાઈને બહાર ફરવા ગયા. ફરીને આવીને સંધ્યા સમયે ઘરમાં બેઠા. અમે વિદાય લેતા હતા. સ્ટેશને જવું હતું. સુ–એ કહ્યું: "અમારા ઉપર કૃપા કરજો."

મહાપુરુષજી મહારાજ બોલ્યા: "કૃપા તો વરસી રહેલી છે જ. ગુરુનું ધ્યાન કરીને, અંતરમાં તેમને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરો, એટલે ગુરુકૃપા પણ પ્રાપ્ત કરી શકશો. માત્ર શરીરને વળગી રહેવાથી કંઈજ વળશે નહિ. આત્માને પકડો. જેઓ મૂર્ખ છે તેઓ ધારે છે કે, ગુરુનો દેહ નાશ પામતાં ગુરુ

પણ ચાલ્યા ગયા છે, એમ માનીને રુદન શરૂ કરે છે કે, 'હાય રે, મારા ગુરુ ચાલ્યા ગયા!' અને બેભાન થઇ જાય છે. ગુરુ ક્યાં જવાનાં છે? તેઓ તો સર્વદા છે જ. દેહના નાશની સાથે જો તેમનો નાશ થઈ જાત તો અમે પણ શું બચી શકત? એટલા જ માટે હું કહું છું કે આત્માને પકડો, ભાવને પકડો અને તેજ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરો. આ પ્રમાણે કહીને તેમને ખૂબ ઉત્સાહ આપવા લાગ્યા. અમે પ્રણામ કરીને આનંદિત મને શ્રવણ કરેલી વાતોનો વિચાર કરતા વિદાય લઇને ચાલ્યા ગયા."

તારીખ ૭-૭-૧૯૨૮

એક ભક્તે "શરીરે કેમ છે?" એમ પૂછતાં તેઓ બોલ્યા: "શરીરનો શો ભરોસો? પરમહંસદેવ થાગડથીંગડ કરીને કોઈ પણ પ્રકારે ચલાવ્યે રાખે છે, વૃદ્ધ શરીર છે. એટલે કંઇને કંઈ ઉપાધિ તો રહેવાની જ. મારે હવે આ સંસારમાં કોઈ કામ કે કર્તવ્ય બાકી નથી; કંઈ કામ પણ નથી; ખાઇશ, ઓઢીશ, પહેરીશ, માનમરતબો મેળવીશ, વેપાર કરીશ, એવી કોઈ વાસના જ નથી. ભગવાન માલિક છે, તેઓ તેમના કાર્યને માટે આ શરીરને કેટલા દિવસ રાખશે, તે તો તેઓજ જાણે."

કેશવબાબુને એક દિવસ પરમહંસદેવે કહ્યું કે, "તમે સ્રીપુત્રાદિ સાથે કેમ રહો છો?" કેશવબાબુએ કહ્યું: "હું માત્ર મારી જ મુક્તિ ઇચ્છતો નથી, આ બધાંનો પણ ઉદ્ધાર થાય તો સારું, એવી મારી ઇચ્છા છે." પરમહંસદેવ આ વાત સાંભળી ઘણા ખુશ થયા ને કેશવબાબુની ઉદારતાની પ્રશંસા કરવા લાગ્યા. તેથી તમારું કર્તવ્ય તો સ્રી, પુત્ર, ભાઇ, બહેન, સગાંસંબંધી વગેરે જેથી ભગવાનને માર્ગે જઇ શકે, ભક્તિ પ્રાપ્ત કરી શકે તેવો પ્રયત્ન કરવાનું છે."

તારીખ ૧૯-૮-૧૯૨૮

બે રૂપિયા અર્પણ કરીને પ્રણામ કરતાં તેઓ બોલ્યા હતાઃ "તમારે રૂપિયા આપવાની શી જરૂર છે? તમારી આવક ઓછી છે; પગાર ઓછો છે, સંસારનું બાળબચ્ચાંને લીધે ખર્ચ વધારે છે, તમે પૈસા આપો છો, તેથી મને દુઃખ થાય છે. તમને જેથી સગવડ થાય તે મારે જોવું જોઈએ. તમે આવો જાઓ એટલું જ બસ છે. જેમની પાસે પૈસા હોય, તેઓ આપશે જ, પરમહંસદેવના દરબારમાં ખર્ચ કંઈ ઓછું નથી, તમારી પાસે પણ પૈસા થાય, ત્યારે આપજો, મને તો હાલ ખાસ જરૂર નથી. ભગવાન ખાવાનું આપે છે અને રહેવાની જગા પણ આપે છે. તેમ છતાં ગુરુને કંઈ આપવાનું મન થાય, પણ તમારા ગુરુ તો સંન્યાસી છે. તમારે રૂપિયા શું કામ આપવા? વળી આ તો વ્યવસાયી ગુરુ નથી. તેમ છતાં સાધુનાં દર્શને જતાં ખાલી હાથે જવું જોઈએ નહિ, તે શું અમે પણ જાણતા નથી? પરમહંસદેવ કહી ગયા છે કે, "અલ્યા, સાધુની પાસે ખાલી હાથે જવું નહિ; કંઈક ને કંઈક ઓછામાં ઓછાં એક પૈસાનાં પાન પણ લઈ જવાં. અમે બેપાંચ પૈસાનાં પાન લઈ જતા.' તેથી ભલે થોડું ફળપાન લાવજો.

"તમારું દાન હું અવશ્ય સ્વીકારું છું, પરંતુ હું જ પાછું તમને દઉં છું, તમે બેય રૂપિયા લઈ જાઓ. કંઈક ખરીદીને લઈ જજો અથવા તમારા વ્યવહારમાં ખર્ચજો."

એક ભક્તને એક દિવસ તેમણે કહ્યુંઃ "ઘેરથી સ્ત્રીવર્ગને અને છોકરીઓને પણ સગવડ પ્રમાણે અહીં લઈ આવજો. તેમને શું સંસારમાંજ પરોવી રાખવાં છે? તેમણે પણ ધર્મ-કાર્યો કરવાનાં છે, જેવો તમારો અધિકાર છે તેવો તેમનો

પણ અધિકાર છે. તેમને આદ્યાશક્તિના અંશ સમાન જાણજો."

તારીખ ૧૬-૯-૧૯૨૮

"શ્રીમહાપુરુષજી મહારાજનું શરીર કેમ છે?" એમ પૂછતાં તેઓ બોલ્યા: "બહુ સારું નથી, વળી ભાઇ આ તો વૃદ્ધ શરીર છે, થાગડ થીંગડ કરીને પરમહંસદેવ ચલાવ્યે રાખે છે. વળી શરીર સંબંધી મારી ઝાઝું વિચારવાનું પણ નથી. એક દિવસ તે પડવાનું જ છે. કશો વિચાર કરવાનો કે ચિંતા કરવાની નથી. પરમહંસદેવે બાલ્યકાળથી જ બધી જાતની ગરબડ–ગૂંચવણનો નિકાલ કરી દીધો છે. લગભગ ૫૦ વરસનું આ સાધુજીવન એમને જ આભારી છે તો પછી ભગવાનનું સ્મરણ કરવા–ભજન કરવા શરીરની જેટલી જરૂર છે, તેટલું ચલાવ્યે રાખે છે. કંઈજ તકલીફ નથી. વળી શરીરની તો કશી ચિંતા જ નથી. જે સાધુ શરીરની ચિંતા કરે છે. મરણથી ડરે છે, તે સાધુ જ નથી. તે હજુ સુધી સાધકદશામાં છે, હજી સાધુ થયો નથી એમ ગણાય. આ પ્રમાણે ચાલ્યા કરશે તો પણ બસ છે, **ભગવાન આ શરીરને જેટલા દિવસ રાખશે, તેટલા દિવસ ભગવાનનું કામ થશે. હું તો ભગવાનના તેડાની હમેશાં વાટ જ જોઈ રહ્યો છું.** શરીરની આટલી બધી શી ચિંતા કરવી? સુંદર ચહેરાની પણ કંઈ દરકાર નથી, નાશવંત શરીર ઉપર બહુ ભાર દેવાની શી જરૂર છે? વધારે પડતી ચિંતાની પણ શી જરૂર છે? ભગવાનનું ભજન કરવા યોગ્ય શરીર ચાલ્યા કરે એટલે બસ છે."

તારીખ ૨૩-૧૦-૧૯૨૮

આજે મહાનવમી છે. એક સાધુએ શ્રીમહાપુરુષજીને વિજયાની કથા કહેવાનું કહેતાં તેઓ બોલ્યા: "અહીં વિજયા

બિજયા નથી. અહીં તો માની જ કૃપા છે. તો પણ ખાસ તિથિએ તેઓનો વિશેષ પ્રકાશ હોય છે."

તારીખ ૧૧-૧૧-૧૯૨૮

આજે શ્યામાપૂજા છે. એક કૂતરીએ તેનાં બચ્ચાંને નિર્ભય સ્થાને રાખ્યાં છે, એ વાત સાંભળીને બોલ્યા: "આ મહામાયાની પાલક શક્તિ છે." મઠમાં કામનારહિત પૂજાની વાતનો ઉલ્લેખ કરતાં કહ્યું કે, "તેઓ ભારતવર્ષને માટે મા આગળ તેજ, વીર્ય, શક્તિ જ્ઞાન, પ્રેમ, વિવેક બધાની પ્રાર્થના કરે છે."

નિમતાવાસી એક સદ્‌ગૃહસ્થે પૂછ્યું કે, "તમારે બાળબચ્ચાં કેટલાં છે?" મહાપુરુષજી મહારાજ તરત જ બોલી ઊઠ્યા: "પરમહંસદેવ, પરમહંસદેવ જ પુત્ર. તેઓ જ પિતા અને માતા, સર્વ કંઇ તેઓ જ છે."

આ યુગમાં મા 'રામકૃષ્ણ'ના નામથી વધારે પ્રસન્ન થાય છે, જે 'રામકૃષ્ણ' નું નામ લેશે, તેમનું કલ્યાણ થશે. તેમનું નામસ્મણ કરતાં તેમના દરબારમાં પડયા રહેવાથી કોઈ દિવસ અવશ્ય ભગવાનની દયા થશે. ભગવાનનો મહિમા જીવને જણાવવા માટે તેમણે અવતાર લીધો હતો.

તારીખ ૧-૨-૧૯૨૮

ધ્યાન સંબંધી વાત નીકળતાં તેમણે કહ્યું: "નિરાકારનું ચિંતન કરવું ઘણું કઠણ છે. તેથી મૂર્તિનું ચિંતન કરવું એ જ ઠીક છે. પરમહંસદેવનું ધ્યાનચિંતન કરજો, તેઓ જ તમારા ગુરુ છે. આ (પોતાના શરીરને બતાવીને) તો માત્ર સાધન છે. ક્રમે ક્રમે તે હૃદયમાં જાગૃત થશે."

તારીખ ૪-૨-૧૯૨૯

એક સાધુ મઠમાંથી બહાર જનાર હતા. વિદાય લેવા જતાં પ્રણામ કરીને તેમણે નીચે પ્રમાણે કહ્યું:

સાધુ—મહારાજ, હું તો કામકાજ લઈ ને જાઉં છું. મારે એટલાથી જ પતશે?

મહાપુરુષજી—હા, એટલાથી ચાલશે, અવશ્ય ચાલશે. પરમહંસદેવનું કામ કરો છો, તમારું પોતાનું તો કંઇ જ નથી. નોકરી પણ કરતા નથી અને પગાર પણ લેતા નથી. જે કંઇ છે તે પરમહંસદેવનું છે.

સાધુ—કામ કરવામાં અનેક અગવડો છે. ઘણી વાર કામ કરતાં કરતાં પરમહંસદેવ સાંભરતા જ નથી.

મહાપુરુષજી—કામ કરતાં ઘણી મુશ્કેલીઓ આવે છે, ઘણી અગવડો નડે છે, પરંતુ ગમે તેમ તોયે પરમહંસદેવનું જ કામ કરો છો ને! કામ કરતાં પરમહંસદેવનું સ્મરણ રહે એ ઠીક છે, પરંતુ એટલું જ બસ નથી. પરમહંસદેવનું જ કાર્ય છે. તે શું તેઓ જોતા નથી, એમ માનો છો?

સાધુ—ઘણી વાર મને ભય લાગે છે કે મને કશું પ્રાપ્ત થશે નહિ.

મહાપુરુષજી—શાનો ભય? કશો જ ભય નથી, કંઈ જ ભય નથી. કેમ નહિ પ્રાપ્ત થાય? પરમહંસદેવને માટે, ભગવાનને ખાતર તો બધું સમર્પણ કરેલું છે. પોતાનો સ્વાર્થ તો આમાં કશો જ નથી. કંઈ વેતન પણ લેતા નથી. તમે મકાન ચણાવો છો, તો તે પણ તેમને જ માટે છે.

સાધુ—તો શું મારું કામ આટલાથી જ પતશે?

મહાપુરુષજી-હા, હા, અવશ્ય, હું કહું છું કે અવશ્ય થશે. જો એમ ના હોત તો હું તમને કામે મોકલત જ નહિ.

હું તમારું કલ્યાણ ઇચ્છું છું. તમારું જેનાથી અકલ્યાણ થાય, તેવું હું કરું જ નહિ.

સાધુ—ઘણી વાર મનમાં થાય છે કે, ધ્યાન, જપ, તપસ્યા વગેરે થાય તો આના કરતાં ઘણું જ સારું. કોઈ કોઇ વાર કામને લીધે ધ્યાન, જપ તદ્દન થઇ શકતું નથી.

મહાપુરુષજી—તમારું કલ્યાણ કેમ થાય, તે હું જાણું છું. જ્યારે કામ વધારે હોય ત્યારે ધ્યાન, જપ, કશું જ થતું નથી તે હું જાણું છું. પણ કામ પતી ગયા પછી ધ્યાન, જપ, બધું યે ખૂબખૂબ કરજો. કંઈ જ ડર નથી. ભગવાન તમને બધો વખત જુએ છે.

"ઠીક થયું, કે આખો દિવસ દક્ષિણેશ્વરમાં પસાર કરી આનંદમાં ગાળ્યો. મહામાયાનો પ્રસાદ લીધો. મા તમને ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય આપો. જય હો મા, આના ઉપર કૃપા કરો, એને જ્ઞાન પ્રાપ્ત થાઓ, વૈરાગ્ય પ્રાપ્ત થાઓ! મા પૂર્ણ જ્ઞાન આપો."

એક સજ્જને 'શરીર કેમ છે?' એમ પૂછતાં તેમણે કહ્યું: 'શરીર સારું નથી, ક્રમે ક્રમે નાશને માર્ગે ચાલે છે. વૃદ્ધ શરીર છે, વળી ૭૫ વરસ તો વીતી ગયાં. હવે શી ચિંતા છે? એક દિવસ તો એ નાશ પામવાનું જ છે. ગમે તો તે આજે નાશ પામો કે સો વર્ષ પછી. શી એની ચિંતા કરવી? શો વિચાર કરવો? મૃત્યુનો કંઈ જ ભય નથી, મા નથી, બાળબચ્ચાં નથી, કુટુંબકબીલાની ચિંતા નથી. જેમને મા-બાપ, બાળકો વગેરે છે, તેમને સંસારની ચિંતા કરવાની હોય. એમને 'હાય! મારું શું થશે? મારાં બચ્ચાંનું શું થશે?' વગેરે ચિંતા થાય. વળી જેમને વિવિધ પ્રકારના ભોગવિલાસો-ની ઇચ્છા રહેલી છે, તેમને જ મૃત્યુનો ડર લાગે છે. મને તો

પરમહંસદેવે જ્ઞાન આપ્યું હતું કે શરીરનું જે થવાનું હોય તે થાઓ, હું તો બરાબર છું. પોતાપણું કાઢી નાખવાથી જ પત્યું. આવું જ્ઞાન જાગૃત રહે એટલે બસ, બધું બરાબર છે. ભગવાન કૃપા કરીને આવું જ્ઞાન જાગૃત રાખ્યા કરો!"

તારીખ ૧૮-૮-૧૯૨૯

બપોરે ય–બાબુ, કૃ–સરકાર અને હું બેઠેલા છીએ. ય–બાબુએ કહ્યું: "આપ જ શિવ છો." મહાપુરુષજી આ સાંભળીને હસ્યા. મેં કહ્યું: "અમારું કેટલું અહોભાગ્ય છે કે અમે અહીં તેમના સેવકની પાસે બેઠેલા છીએ!" મહાપુરુષજી બોલ્યાઃ "ભગવાનને ખાતર જ સર્વ કંઇ છે. ભગવાનને ખાતર જ આપણે સૌ છીએ. વળી તમે પણ છો."

વિદાય લેતી વખતે તેઓ બોલ્યા કે, "તેઓ તો હૃદયમાં જ છે, પ્રત્યેક જીવના હૃદયમાં તેઓ ચૈતન્યસ્વરૂપે છે. તેથી પોતાના હૃદયના ચૈતન્યસ્વરૂપ આગળ હમેશાં જ્ઞાન, ભક્તિ, વિશ્વાસ, પ્રેમ વગેરે માટે પ્રાર્થના કરવી જોઇએ અને તે સર્વ સમયે, ખાતાં, પીતાં, સૂઇ જતાં, ફરતાં, ઊઠતાં, બેસતાં બધો વખત જ્ઞાનભક્તિને માટે પ્રાર્થના કરવી પડે છે. પરમહંસદેવ કહેતાઃ "જેટલી ક્ષણો અસ્તવ્યસ્તપણે ચાલી જાય છે, તેટલું અજ્ઞાન છે, જેટલી ક્ષણો ભગવાનના સ્મરણ, મનન અને ચિંતનમાં જાય છે તે જ્ઞાનદશાનું લક્ષણ છે."

તારીખ ૯-૧૨-૧૯૨૯

ધ્યાનમાંથી ઊઠીને સવારે પોતે જ એક ગાયન શરૂ કર્યું: "નટવરવેશે વૃંદાવને કાલો હોલે રાસ વિહારી." ગાયન આખું કંઠસ્થ નહિ હોવાથી 'રામપ્રસાદી સંગીત' નામનું પુસ્તક મંગાવીને ગાયન ગવડાવ્યું.

× × × ×

ત્યાર પછી બીજી વાતો થવા લાગી. તંદુરસ્તીની વાત કાઢતાં એક પ્રાચીન બંગાળી શ્લોક બોલવા લાગ્યા.

× × × ×

તારીખ ૧-૧-૧૯૩૦

એક મોટા અમલદારનાં પત્ની એક બહેનને સાથે લઇને આવ્યાં હતાં, ત્યારે હું પૂજા કરતો હતો. આવા મોટા કુટુંબની સ્ત્રી પરંતુ કેટલી વિનમ્ર, કેટલી મધુર બોલનારી! તે ધારતાં હતાં કે સ્વામીજીએ પ્રથમ આ સંઘની શરૂઆત કરી હતી. તેમને મેં વાત કરતાં કરતાં કહ્યું કે, "આ સંઘની યોજના અમે કરી નથી. પરમહંસદેવનું શરીર સારું નહોતું, તે સમયે તેમણે પોતે જ આ સંઘની સ્થાપના કરી હતી. તે વખતે તેમણે પોતે જ સ્વામીજી અને બીજા બધાને શિક્ષણ આપીને કેવી રીતે આ સંઘની રચના કરવી અને ચલાવવો એ શીખવ્યું હતું. આ મઠની સંસ્થાપના આ પ્રમાણે થયેલી છે." આ વાત મારી પાસેથી સર્વ પ્રથમ સાંભળીને તે સન્નારી આશ્ચર્ય પામ્યાં. તેઓ જાણતાં હતાં કે સ્વામીજીએ મઠની પ્રથમ શરૂઆત કરી છે."

તારીખ ૨-૧-૧૯૩૦

સવારમાં દર્શન થતાં તેઓએ કહ્યું: "કેમ ઊંઘ તો બરાબર આવી હતી ને? રાત્રે ત્રણ વાગ્યા પછી, મહારાજને સ્વપ્નમાં જોયા હતા. જાણે કાશી અદ્વૈત-આશ્રમમાં ગયો છું. મહારાજજી બેઠા હતા. હું તકિયાને અઢેલીને બેસી વાતો કરતો હતો. તેમને જોઈને ખૂબ આનંદ થયો. જ્યારે અલ્હાબાદ હતો, ત્યારે એક મુસલમાન ભજનિક ગંગાકિનારા ઉપરના ઘરના પગથિયા પર બેસીને ચાર સાડાચાર વાગે રોજ આવીને ભજન ગાતો. 'રામ કો જો શ્રીધર લિયા (બરાબર

હિંદી નહિ જાણનારને સમજાશે નહિ ) યમ કે કોઈ તરિયતરે.' વગેરે રોજ ગાતો હતો.

"ત્યારે ( દક્ષિણેશ્વર રહેતી વખતે ) પરમહંસદેવના ઓરડામાં એક મોટી મચ્છરદાનીની અંદર ઠંડીના સમયમાં બધા સૂતા. સૂતી વખતે પરમહંસદેવ આવીને કેમ કરીને સૂવું તે બધાને બતાવતા. **તેઓ કહેતા કે, ચત્તા સૂઈને છાતી ઉપર માનું ધ્યાન ધરતાં ધરતાં સૂઈ રહેવાથી સારાં સ્વપ્ન આવે છે. આ પ્રમાણે બધાએ ચિંતન કરતાં કરતાં સૂવું જોઈએ.** અહો! પરમહંસદેવનો કેટલો બધો સ્નેહ હતો, કેટલો બધો પ્રેમ હતો! પણ ખૂબ સાવધાનીથી રહેવું પડતું. × × × કયારેક ગ્રીષ્મ ઋતુમાં બહાર પૂર્વની ગેલરીમાં સૂઈ જતા. મચ્છર વગેરે કંઈ કરડતું જ નહિ. મહારાજને વચ્ચે વચ્ચે ઘેર જવાનું કહેતા. મહારાજ બધો સમય ઘેર જવા રાજી નહોતા. તેઓ કહેતા: 'ના, જાઓ, સાવચેતીથી રહેજો.' મહારાજ હાથ જોડીને બોલતા: 'આપ જાણો આપ જ રક્ષા કરનાર છો.' મહારાજનાં પત્ની ઊંચી કોટીનાં અને શુદ્ધ સાત્ત્વિક પ્રકૃતિનાં હતાં. તેઓ કહેતાં: 'તેઓ તો કામ–કાંચનના ત્યાગી છે.' તે મહારાજને ગોપાળસ્વરૂપે જોતાં."

"મહારાજ દક્ષિણેશ્વર હોય નહિ ત્યારે પરમહંસદેવને ખૂબ દુઃખ થતું. એક દિવસ રાત્રે એક વાગે બહારની ગેલરીમાં આવી મને કહ્યું: 'અરે, મને ગોપાળનું નામ થોડી વાર સંભળાવ તો.' મેં લગભગ એક કલાક એ પ્રમાણે કર્યું. કોઈ કોઈ દિવસ મધ્ય રાત્રિએ કોઈને પણ ન જોતાં દરવાનને બોલાવીને કયાં ય સુધી માત્ર રામનામ જ સાંભળતા."

તારીખ ૩-૧-૧૯૨૦

"મ–ભટ્ટાચાર્યની ખૂબ દયા છે. એવો માણસ બીજો જોયો

નથી. એકમાત્ર પુત્રના મૃત્યુ પછી તેના મનોભાવો બદલાઈ ગયા અને ત્યાર પછી એ આ સ્થિતિમાં છે. એને રાખવાની ઇચ્છા પહેલાં નહોતી. પણ છોકરો ખૂબ સારો છે. મેટ્રિક પાસ થઈને કામકાજ શીખે છે. મ–બાબુએ વધારે ભણવા દીધો નહિ. તેના શિક્ષકે તેની અંદર પવિત્ર ભાવો ભરી મૂક્યા હતા."

× × × ×

ડૉક્ટરોમાં જો દયા ન હોય તો તેઓમાં કંઇ જ નથી. દયા અને બીજા ગુણો હોય, પરંતુ ધર્મભાવના-ભગવાનમાં ભક્તિ-વિશ્વાસ ન હોય, એમ પણ બને. વળી પૂજા-અર્ચન કરે પણ દયા ન હોય એ પણ શક્ય છે. માત્ર આ જાતની ધર્મ-ભાવના હોય તો જ દયા હશે, એવો કંઇ નિયમ નથી."

બીજે પ્રસંગે તેઓ બોલ્યા: "બધું જ ભગવાનની ઇચ્છાને અધીન છે. ખરાબ હોય તે સારું બની જાય છે અને સારું હોય તે ખરાબ બની જાય છે. માતાજીની ઇચ્છાને અનુકૂળ વર્તવામાં બધું કુશળ છે. હમણાં જે દિવસો જાય છે, તે સારું છે–આ જ ભાવમાં કેટલાક દિવસો ચાલે તો સારું."

તારીખ ૭-૨-૧૯૩૦

"ઉત્સવપ્રસંગે શરદ્ મહારાજે કાળીપૂજા ઘણી સારી કરી. માની પૂજા એ જ ઉત્સવનું મૂળ અંગ છે. તેની પૂજાથી બધું કુશળ છે. મેં બધો પ્રસાદ થોડો થોડો લીધો-એ જ ઠીક કર્યું. પ્રસાદ વધારે લેવો જોઈએ નહિ." ત્યાર પછી બીજી વાતો ચાલી.

તારીખ ૯-૨-૧૯૩૦

હૃષીકેશથી આવેલા એક સાધુ પ્રત્યે તેઓ આમ બોલ્યા: "સ્વર્ગાશ્રમમાં કેવા સાધુઓ જોયા-ખાલી ભગવાંવાળા જ ને? મેં જોયું છે કે કેટલાક હોશિયારપુર સ્ટેશને સાદાં કપડાં કાઢી નાખી ભગવાં કપડાં પહેરીને ત્યાં કેટલાક મહિના ગાળી

આવે છે–તેમ છતાં યે વૈરાગ્યવાળા માણસોને માટે ભજનમાં સહાય આપનારું સ્થાન તો છે જ."

બીજી વાત કરતાં તેઓ કહેવા લાગ્યા: "અમંગળમાં થઇને મંગળ–કલ્યાણ આવે છે. અનેક માણસો પૈસાને માટે પ્રયત્ન કરતા હતા. ભગવાને તેમને પૈસા આપ્યા છે."

તારીખ ૧૨-૧-૧૯૩૦

કુંભના મેળામાંથી પાછા આવેલા સાધુઓ પ્રત્યે: "'माघे प्रयागे यदि कल्पवासः।' સચ્ચિદાનંદ–શિવ–શિવ–ઈશ્વર સાકાર નિરાકાર વળી તેનાથી પણ પર; અર્થાત્ તેઓ ધ્યાનગમ્ય, 'योगिनां योगगम्यः'–તેઓ કેવા છે, તે મુખે કહેવાય તેમ નથી. નિર્વિકલ્પ સમાધિની અવસ્થામાં એ બધી વાતો સમજાય છે."

"કુંભમાં ૩૦ લાખ માણસો એકઠા થયા હતા! ગમે તેટલી પાશ્ચાત્ય અસરો ભલે ને થયા કરે, પણ ભારતવર્ષનો પોતાનો સ્વભાવ તો કાયમ રહેવાનો જ છે. કેટલી બધી વાતો યાદ આવે છે! પાઉહારી બાવાને જોયા નથી. તૈલંગ સ્વામીને બે વાર જોયા છે. એક વાર બેઠેલા અને એક વાર સૂતેલા. ભાસ્કરાનંદ સ્વામીને સ્વામીજી, ગોપાલદા અને બાબુરામ મહારાજ સાથે જોવા ગયો હતો. સ્વામીજી કાયસ્થ છે. એ જાણીને એમને સારું લાગ્યું નહિ. વિવિધ તર્કો કર્યાં પછી તેઓ બોલ્યા: 'એઇ ગાલી, ઇસકો રાસ્તા દેખલાય દો.' છેવટે ચગેલીપુરીની વાત સાંભળી હતી. તેઓ ખૂબ ત્યાગી હતા. છોકરાઓને ગોળ–ચણા આપતા. મા–ભગવતીના ભક્ત હતા. (તેઓ એક પડિયામાંથી ચણા ખાતા હતા અને વચ્ચે વચ્ચે બોલતા હતા. 'શિવ કેદાર! ગૌરી કેદાર!'–સાંભળ્યું છે કે તેઓ તોતાપુરીના ગુરુભાઈ હતા. એક વાર તેમણે કહ્યું હતું કે,

દેવીએ તેમના ઉપર કૃપા કરી છે અને ૭૨ વર્ષની કઠોર તપશ્ચર્યા પછી દેવી તેમના ગુરુ ઉપર પ્રસન્ન થયાં હતાં.) નવરાત્રિના નવ દિવસ ઉપવાસ કરતા. મઝિરામ બરાબર નૈષ્ઠિક બ્રહ્મચારી હતા, ભારે ત્યાગી હતા, પવિત્ર હતા, છતાં બ્રાહ્મણત્વનું અભિમાન જતું નહોતું. ભાસ્કરાનંદ સ્વામીની ખૂબ પ્રતિષ્ઠા અને કડકાઈ હતી. બારતેર રાજાઓ તેમના શિષ્ય થયા હતા. મહેશનું બીન સાંભળીને પરમહંસદેવને સમાધિ થઈ હતી. તેઓ પ્રમદા મિત્તિ કે જેમની સાથે સ્વામીજીને ખૂબ પત્રવહેવાર થયો હતો, તેમના ભાણેજ થતા હતા. મેં મહેશ બાબુનું બીન સાંભળ્યું નથી. પ્રમદાબાબુએ તેમની પાસે શીખીને એક દિવસ રાત્રે મને સંભળાવ્યું હતું.”

તારીખ ૧૩-૧-૧૯૩૦

એક ભક્ત તેમને નમસ્કાર કરીને પરમહંસદેવને દર્શને જતો હતો, તેને કહ્યુઃ “એ શું? પહેલાં પરમહંસદેવને પ્રણામ કરીને ત્યાર પછી મને કરવા જોઈએ.-‘तस्यभासा सर्वमिदं विभाति’-તેમના પ્રકાશથી બધું પ્રકાશિત છે. આ બધાં ઝાડ, પાન, ફૂળફૂલ, ભક્ત, હું, લોકો બધું તેમનું છે. તેઓ છે એટલે તો આ બધાનું અસ્તિત્વ છે. તેમના સિવાય-ભગવાનના સિવાય કોઈનું અસ્તિત્વ જ નથી. તેઓ અસ્તિ-સ્વરૂપ છે. તેમના નામરૂપના એક એક કિરણના પ્રકાશથી રામ છે, હરિ છે, ચંદ્ર છે, સૂર્ય છે, જગત છે, તેઓ છે, તેથી તેમને લીધે જ આ બધું છે. વળી તેઓ જ સચ્ચિદાનંદ છે. જો અસ્તિત્વનું જ્ઞાન ન રહે તો તે અસ્તિત્વ તે અસ્તિત્વ જ નથી. તેથી જે સત્ (છે) તે જ ચિત્ (જ્ઞાન) છે. વળી સત્ય જ્ઞાન થતાં ત્યાં આનંદ અવશ્ય હોય છે. જ્યાં સત્ય જ્ઞાનનો અભાવ છે, તે જ નિરાનંદ છે. જ્યાં જેટલો સત્ય જ્ઞાનનો અભાવ છે, તેટલો

નિરાનંદ છે. તમને બધાને આશીર્વાદ આપું છું. ભગવાનની કૃપાથી તમને અચળ, અટલ સુમેરુવત્ વિશ્વાસ-ભક્તિ પ્રાપ્ત થાઓ."

તારીખ ૧૪-૧-૧૯૩૦

આજે પૂજ્ય હરિમહારાજનો જન્મદિવસ શુક્લ ચતુર્દશી મંગળવાર, પોષસંક્રાન્તિ છે. મઠમાં ઘણા ભક્તો પધારેલા છે. બપોરે ચાર વાગે અનેક સાધુબ્રહ્મચારીઓ મઠના પશ્ચિમ તરફના વરંડામાં એકત્ર થયેલા છે. પૂજ્ય અ-મહારાજ, સ-મહારાજ, નિ-મહારાજ વગેરે અનેક વૃદ્ધ સાધુઓ હાજર છે. પૂજ્ય મહાપુરુષજી મહારાજ પધારેલા સાધુબ્રહ્મચારીઓને કંઈક સદ્‌ઉપદેશ આપશે, એવી આશાથી બધા તેમની રાહ જોતા બેઠા છે. બધા શાંત છે.

પૂજ્ય મહાપુરુષ મહારાજ ત્યાં પધારતાં બધાએ ઊભા થઈ તેમને માન આપ્યું. તેઓ આરામ ખુરશીમાં બેઠા પછી બધાએ આસન લીધું. તે વખતે તેઓ તેમના સ્વભાવ-સિદ્ધ ભાવથી બોલવા લાગ્યા.

"આજે હરિમહારાજનો જન્મદિવસ છે. ઘણો શુભ દિવસ છે. એ મહાપુરુષ શુકદેવજીની પેઠે શુદ્ધસત્ત્વ પવિત્ર હતા. નાનપણથી શ્રીમદ્‌ગીતા અને વિવેકચૂડામણિ બહુ વાંચતા. એ બધાં પુસ્તકો એમને કંઠસ્થ હતાં. તેઓ ધ્યાનપરાયણ, નિર્જનતા-પ્રિય યોગી તપસ્વી હતા. સ્વામીજી તેમને જોર કરીને અમેરિકા લઈ ગયા હતા. તેઓ એવા નિષ્ઠાવાન હતા કે સહેજે જાય તેમ નહોતા. છતાં સ્વામીજીને તેઓ ખૂબ ચાહતા હતા, એટલે તેમની વાતને તેઓ ઉથાપતા નહિ. ત્યાં લગભગ ત્રણ વર્ષ રહ્યા હતા. તેમની પાસે જવાથી કેટલાક માણસોનાં જીવન તદ્દન પલટાઈ ગયાં હતાં. પાછા વળતી વખતે સ્વામી-

જીના દેહત્યાગની વાત સાંભળતાં આઘાત થવાથી હતાશ થઇ ગયા. સ્વામીજી પાસે મનની ઘણી ઘણી વાતો કરવાની હતી. અહીં આવ્યા પછી થોડા દિવસ રહીને તેઓ વૃંદાવન ચાલ્યા ગયા, સાથે કૃષ્ણલાલ ગયા હતા. પાંચ વરસ એ જગામાં ને આસપાસમાં ગાળ્યાં, પછી બોલાન્દરસ અને હરિદ્વાર પાસે બાંગલ વગેરે સ્થાને ગંગાકિનારે ઘણા દિવસો તપસ્યા કરી હતી.

'સંઘ ઉપર તેમને અગાધ પ્રેમ હતો. પરમહંસદેવની ઇચ્છા અને આદેશથી આ સંઘ સ્થપાયો છે. સ્વામીજીને પણ સંઘ પ્રત્યે કેટલો બધો પ્રેમ હતો! સંઘ સંબંધી તેમના ઉપદેશો હરિમહારાજને ખૂબ પ્રિય હતા. આખરના સમયમાં અસ્વસ્થ દશામાં પણ કાશીમાં ઘણા લોકોનું તે ભલું કરી ગયા છે. તેમના જીવનમાં સહેજ પણ દોષ નહોતો, સર્વ ગુણોથી સંપન્ન હતા. તેમનું જીવન પરમ પવિત્ર હતું. યોગ, જ્ઞાન, ભક્તિ, કર્મ બધું જ તેમના જીવનમાં દૃષ્ટિગોચર થતું હતું. તમારું સૌનું કર્તવ્ય છે કે તેમના ગુણોનું અનુસરણ કરવું અને અનુસરણ કરીને ઉન્નત જીવન જીવવું. મહારાજ તેમને ખૂબ ચાહતા. પાંચ વરસ સાથે પંજાબ, સિંધ, કરાંચી, રજપૂતાના વગેરે જગામાં ગાળ્યાં હતાં. બંને જણને ખૂબ પ્રેમ હતો. તેઓ થોડો સમય સાથે રહ્યા હતા એમ નહોતું. ઘણો સમય તેઓ સાથે રહ્યા હતા. મહારાજ કહેતા કે, 'ક્યારેક ક્યારેક હરિમહારાજનો સ્વભાવ સમજી શકાતો નહિ. (વાત કરતાં કરતાં સંઘની વાત ચાલી.)

"તમે ખાસ ખ્યાલ રાખીને જોજો કે સંઘ અને તમારાં કાર્યો એકબીજાને અનુરૂપ થાય છે કે નહિ. આ બધાં કાર્યોનો પ્રારંભ કાશીપુરમાં પરમહંસદેવનાં સેવાકાર્યોથી થયેલો

છે. ડૉક્ટર ખૂબ સેવા કરવાનું કહેતા. અમારામાંના ઘણા ભણતા હતા, કોઈ કોઈએ ભણવાનું છોડી દીધું. ભિક્ષા માગીને સેવા કરવાની હતી, સંઘનું બંધારણ અને સ્થાપના ત્યાંથી થયાં છે. સત્યપ્રાપ્તિ શાથી થાય, એ ભાવ સ્વામીજીના મનમાં બરાબર હતો. ત્યાર પછી ફરતાં ફરતાં સ્વામીજી જ્યારે મદ્રાસ આવ્યા, ત્યારે બ્રાહ્મણ–શૂદ્રના ભેદ અને શૂદ્ર–ભંગીના ભેદ અને વિવિધ પ્રકારનાં દુઃખો–કષ્ટો જોઈને તેમના હૃદયને ખૂબ લાગણી થઈ આવી. જનસમાજની–સામાન્ય જનતાની સેવા કરવી જોઈએ, લોકકલ્યાણ કરવું જ જોઈશે એ ખૂબ સમજાઈ ગયું. ત્યારપછી અમેરિકા ગયા, ત્યાં તેમને ખૂબ સફળતા મળી, ઘણા લોકો તેમને માનવા લાગ્યા. ત્યારે સ્વામીજીએ આલમબજાર મઠમાં શશી મહારાજને લખ્યું: 'જો, શશી, હવે બધું સમજી શકાય છે કે આ બધું ભગવાનનું કાર્ય છે, તેઓ આટલા બધા કેમ ચાહતા હતા, પ્રેમપૂર્વક બોલવતા, એ બધું હવે સમજાય છે.' પહેલાં તો સ્વપ્નમાં પણ વિચાર નહોતો કે કામકાજ ને સેવા કાર્યો કરવાં પડશે, આ તરફ વલણ પણ નહોતું. સ્વામીજીનો પત્ર મળતાં વિચાર થયો એટલે કંઈક તો કરવાનું નક્કી થયું. તે સમયે ભણવા તરફ વૃત્તિ હતી. પૈસાટકા કંઈ જ નહોતા. બરાબર એ જ વખતે મુંબઈથી એક ભક્તજન આવ્યા. તે કેટલાક રૂપિયા આપી ગયા. તેમાંથી કલકત્તાથી વેબ્સ્ટર ડિક્શનેરીનાં બે પુસ્તકો ખરીદી લાવ્યો. બુક–કેસ થયું, લખવાની ડેસ્ક આવી અને કંઈક કામ કરવાનો ભાવ પણ થયો. જો કોઈ કહે કે, તમારી ઈચ્છાનુસાર આ બધું કરો છો, તો તે ખોટું બોલે છે. સંઘની રચના બીજા કોઈએ નહિ પણ સ્વામીજીએ જ કરેલી છે. જેઓ ટીકા કરે છે, તેઓ સંઘનો ઈતિહાસ જાણતા નથી. તેમણે આ બધું

પરમહંસદેવની સૂચનાઓથી જ કર્યું છે.

× × × ×

"સ્વામીજી પરમહંસદેવને ત્યાં બે વખત બરાબર જતા હતા. ધ્યાનનું પ્રમાણ ખૂબ વધી ગયું હતું. એક દિવસ અમે આમ્રવૃક્ષની નીચે ઊભા હતા, સ્વામીજીનું શરીર છૂટયું તે પહેલાં બે ત્રણ અઠવાડિયાં અગાઉ, પરમહંસદેવના ઘરમાંથી બહાર આવી એક અલૌકિક દર્શન જોઈ બોલ્યા: "જુઓ, આ જે પ્રવાહ વહી રહ્યો છે, તે સાતસોઆઠસો વર્ષ સુધી ચાલશે." ત્યારપછી બીજી બધી વાતો થઈ. અમે થોડુંઘણું જોયું છે. તમે ઘણું ઘણું જોઈ શકશો. કેટલા બધા સારા સારા છોકરાઓ આવશે. મારી વાતમાં પૂરો વિશ્વાસ રાખો. હું બધું આગળથી જાણી–સમજી શકું છું. પરમહંસદેવ, માતા જગદંબા, આ બધું ચલાવે છે, તમે કોઈ ચલાવતા નથી. જ્યારે શંકા પડે, ત્યારે શાંત ચિત્તે વિચાર કરી જોવાથી બધું બરાબર સમજાઈ જશે. ગમે તેટલી ગરબડ ભલેને હોય, કશું યે રહેશે નહિ. જેમને એવો વિશ્વાસ છે કે સંઘ કોઈનો ચલાવ્યો ચાલે છે, તેમનું મન મેલું છે, પણ તેઓ પણ જો માને–પરમહંસદેવને પકડી રાખશે તો ઉન્નત થશે. પરમહંસદેવની દયા નિષ્કામ–અહૈતુકી છે. શ્રીભગવાને ગીતાજીમાં કહ્યું છે કેઃ–

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किञ्चन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥
यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥
उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्तास्यामुपहन्यामिमाः प्रजाः ॥

श्री० भ० गी० अ० ३–२२–२४

અર્થાત્ હે પાર્થ ! મારે ત્રણે લોકમાં કાંઈ કર્તવ્ય નથી કે નહિ મળેલું મેળવવાનું નથી, છતાં હું કર્મ કરતો જ રહું છું; કેમકે જો હું સાવધાન થઈ કર્મમાં પ્રવૃત્ત ન રહું, તો હે પાર્થ ! મનુષ્યો પણ સર્વ રીતે મારા માર્ગને અનુસરે. જો હું કર્મ ન કરું તો આ લોકો નાશ પામે અને હું વર્ણસંકરનો કર્તા થાઉં તથા આ પ્રજાઓનો નાશ પણ હું કરું.

"તેઓ તો પૂર્ણ ઈશ્વર છે, તેમને તો પ્રાપ્ત કરવાનુ કે પ્રાપ્ત નહિ કરવાનું પણ નથી–છતાં તેઓ જીવો પ્રત્યે કૃપા કરીને કાર્યો કરે છે–આ તેમની નિષ્કામ કૃપા છે. કાર્યવશાત્ બહુ લોકો એકઠા થવાથી કંઈ ને કંઇ ગરબડ થાય જ છે. પણ એ બધું ઠીક થઈ જશે. કોઈ પણ એક માણસને માન્યા વિના ચાલશે નહિ. સ્વામીજીની મઠની નિયમાવલિ છે, તેને અનુસરીને ચાલજો. મારી વાત પણ ખ્યાલમાં રાખજો. અહીં કોઈ નાનું નથી, એટલે હુકમ આપીને આમ કરો કે તેમ કરો–આમ કરો ને પેલું કરો–એમ કંઇ કહેવાની જરૂર નથી. જરૂર જણાશે તો હું કહીશ. મારે પણ વિશેષ કહેવાની જરૂર નથી. છતાં એક ધારણા હોવી જોઇએ કે હજુ પણ એકાદ જણ પરમહંસદેવનો આશ્રિત છે અને હું તો તમારી વચ્ચે જ રહ્યો છું. નીચે જવાની શક્તિ રહી નથી. વળી મને બીજાઓનાં કામમાં માથું મારવાની ટેવ નથી. તેમ જ સ્વભાવ પણ નથી. હું જાણું છું–મને શ્રદ્ધા છે કે માતાજી અને ભગવાન છે–તેથી જ બહુ થોડું બોલવાનું છે. તમે મારામાં વિશ્વાસ રાખજો. હું તો મારી બુદ્ધિમા જે આવે છે, તે બોલી નાખું છું.

"કામકાજની સાથે સાથે નિયમિત જપ–ધ્યાન ચાલુ રહે તો કશી ગરબડ થતી નથી. આપણે કામ તો કરવાનું જ છે. હરિદ્વાર હૃષીકેશમાં માધુકરી કરીને જીવન ગાળવું એ આપણું

જીવન નથી. સ્વામીજી હૃષીકેશ જઇને જાતે એ પ્રત્યક્ષ કરી આવ્યા છે. એ પ્રમાણે થોડાક દિવસ રહેવું ઠીક છે, પણ હંમેશને માટે સારું નથી. પરમહંસદેવે મારી પાસે દક્ષિણેશ્વરમાં અભિમાનત્યાગની ભિક્ષા માગી હતી. જાતિકુળ વગેરેના અભિમાનના ત્યાગ માટે બેચાર વાર માધુકરી કરવી પડશે. જુઓ છો ને ? સ્વામીજી અમેરિકા જઇને કેટલું બધું કામ કરી આવ્યા છે. નિયમિત ધ્યાનભજન નહિ કરવાથી સત્કાર્યો થઇ શકતાં નથી. એ તો કરવું જ જોઇએ. સંઘના પાંચ માણસો બધો વિચાર કરીને જે કહે તે કરવાથી જ કલ્યાણ થશે; બીજી રીતે નહિ બને. પાંચ જણ સાથે બેસીને એક જણે એક વાત કહી, બીજાએ બીજી અને એક જણ ચૂપ રહ્યો. આથી કોઇનું અનિષ્ટ થશે નહિ. 'હું પદ' અથવા પોતાપણાનું અભિમાન એ જ નુકસાનકારક છે. ભાઇલા, ધ્યાનભજન કરવું જોઈએ. હંમેશાં કરવું જોઈએ, એથી બધું સુધરી જશે. જ્યારે ધ્યાન કરો ત્યારે કામકાજ, સંઘ, મઠ, બધું ભૂલી જઇને એક તેઓ જ છે અને હું જ છું, એ ભાવે ધ્યાન કરજો. ધીરે ધીરે 'હું' ને પણ ભૂલી જવો જોઇશે. જે કામ કરવાથી મનમાં મલિનતા આવે, તે શું કામ કહેવાય કે? એ તો કુકર્મ કહેવાય.

"નારાયણનું જ્ઞાન થવાથી બરાબર સેવા થાય છે. શું તરત જ નારાયણનું જ્ઞાન થાય છે? શરૂઆતમાં નારાયણનું જ્ઞાન તો ગુરુવાક્યમાં શ્રદ્ધા રાખીને પ્રાપ્ત કરવાનું છે. પરમહંસદેવ, માતાજી અને સ્વામીજીએ કહ્યું છે, એવો વિશ્વાસ રાખીને પ્રાપ્ત કરવાનું છે.

"હું તો એ જ સમજ્યો છું કે, પરમહંસદેવ ધર્મસંસ્થાપક છે, સ્વામીજી વ્યવસ્થાપક છે. પરમહંસદેવ

જાણે સૂત્ર છે, સ્વામીજી ભાષ્ય છે, પરમહંસદેવના જીવન-પ્રસંગોમાંથી સ્વામીજીએ સેવાનો ભાવ લીધો છે. દેવઘરના દુષ્કાળપીડિત સંતાલોને જોઇને પરમહંસદેવે મથુરબાબુને પકડ્યા ને કહ્યું: 'તમે એ લોકોને તેલ, એકેક વસ્ત્ર અને ઓછામાં ઓછું એક વાર પેટપૂરતું અન્ન આપો. નહિ તો હું એમની વચ્ચે જઇને રહીશ. તીર્થ બધાં ચૂલામાં પડો! તમે માતાજીના ખજાનચી છો, તમે કેમ ના આપો?' ત્યારપછી બીજી એક વાર રાણાઘાટ, કુષ્ટિયા તરફ તેમની જમીનદારીમાં કેટલાં યે વર્ષોથી નહિ જોયેલો એવો ભયંકર દુષ્કાળ પડ્યો, ત્યારે પણ પરમહંસદેવે મથુરબાબુને પકડયાને કહ્યું કે, 'એ લોકોનું બધું મહેસૂલ માફ કરી દો.' આખરે એ જ પ્રમાણે થયું. આ પ્રસંગે પણ તેમણે કહ્યું કે, 'તમે તો જગદંબાના માત્ર ખજાનચી જ છો, તમારે એમને આપવું જ પડશે.' સ્વામી-' જીનું કેટલું બધું વિશાળ હૃદય! આ બધું જોઈને જ સેવાધર્મ ફેલાવ્યો.

મહારાજ કહેતા: "જે ચૌદ આના મન ભગવાનમાં રાખે છે ને બે આના મન દઇને કામકાજ કરે છે, તે ડૂબી જાય છે." શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીભગવાને કહ્યું છે કેઃ–

विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् । ગી૦ ૧૦–૪૨

અર્થાત્ હું (મારા) એક અંશવડે આ સમગ્ર જગતને ધારણ કરીને રહેલો છું.

"તેમણે જગતને એક અંશ વડે ધારણ કરેલું છે. ભગવાનનું સ્મરણ–મનન ખૂબ કરવું જોઇશે. તુલસીદાસજીએ કહ્યું કે, 'મુખે રામ, હાથસે કામ' હૃષીકેશમાં માધુકરી કરીને જીવવું એ આપણો આદર્શ નથી. હરિમહારાજ ખૂબ એકાંત ચાહતા. હૃષીકેશ વગેરે સ્થળોએ ઘણા દિવસ રહ્યા છે. તેઓ પણ એક

દિવસ બોલ્યા હતા: 'આપણે તો ચોર છીએ, આપણે શું આખો દિવસ ભગવાનનું નામ લઈએ છીએ? મહામહેનતે ત્રણચાર કલાક ધ્યાન થાય છે, બાકીનો વખત તો એમ જ ચાલ્યો જાય છે. ભાવપૂર્વક ચાલુ રાખવાથી છ માસ કે એક વરસનું સાધનભજન પૂરતું છે. જે જણુ હોય તો તો સરસ. વળી બીજી એક વાત વાંચવું-લખવું, વિદ્યાભ્યાસ કરવો એ ખૂબ સારું છે. જ્યારે જપ-ધ્યાન થાય નહિ ત્યારે શાસ્ત્રાદિનો પાઠ કરવાથી ચાલે અને વખત સારી રીતે પસાર થાય છે.' હરિમહારાજ પાસે હંમેશાં કોઈ ને કોઈ ધર્મપુસ્તક તો હોય જ-ગીતા, ચંડી, વિવેકચૂડામણિ, ઉપનિષદ, વેદાન્ત, દર્શન, એ બધાં તેઓ ખૂબ વાંચતા, તેમનું અભ્યાસમાં જ ધ્યાન હતું. ગીતાઉપનિષદના શ્લોકોનું સ્મરણ કરતાં કરતાં તેઓ ધ્યાન કરતા હતા. અભ્યાસ કરવો ઘણો સારો છે, એનાથી ઘણો લાભ થાય છે. કનખલમાં જોયું છે કે, સાધુ બે કોશ ચાલીને શૌચ જાય છે. બેચાર કલાક ફરવામાં ગાળી નાખ્યા. પણ આપણને તો એક કર્તવ્યનું જ્ઞાન થયેલું છે અને તે ખૂબ ધ્યાન-સમાધિ થવા છતાં યે જતું નથી. પરમહંસદેવ સમસ્ત જગતના કલ્યાણ માટે આવ્યા છે, આપણે તેમના દાસ છીએ. ધ્યાન કેટલો વખત થાય? બાકીનો સમય તો ગમે તેમજ ચાલ્યો જાય છે. બેચાર કલાકમાં બેએક મિનિટ ચકિત થઈને ધ્યાન થાય છે, ભગવાનની કૃપાથી થોડાકમાં આ પ્રમાણે બને છે.

"આજે હરિમહારાજનો જન્મ દિવસ છે, ભગવાનને પ્રાર્થના કરું છું કે, તમારું કલ્યાણ થાઓ, તમને જ્ઞાન પ્રાપ્ત થાઓ, ભક્તિ પ્રાપ્ત થાઓ; વિશ્વાસથી તમારું હૃદય પૂર્ણ થાઓ, તમે ખૂબ આગળ વધો, આગળ વધો, આગળ વધો-એ જ ભગવાન

આગળ મારી એક માત્ર પ્રાર્થના છે.”

તારીખ ૧૪-૧-૧૯૩૦

“પરમહંસદેવની ઇચ્છાથી જ સ્વામીજીએ આ સંઘ બનાવ્યો છે. આલમબજારમાં રહેતાં એક દિવસ તેમણે કહ્યું: ‘શશી, આપણે કંઈક કરવું પડશે. તમે બધા તૈયાર થાઓ.’ આની અંદર તેમના દાસ અને સંતાનો હજુ પણ છે. આ બધું કામ કોણ કરે છે? પરમહંસદેવની ઇચ્છાથી સ્વામીજી જ કરે છે. સ્વામીજીએ મને કહ્યું છે કે, ‘સાતસોઆઠસો વર્ષ સુધી આ કામ ચાલશે—કેટલા ય સારા સારા છોકરાઓ-શિષ્યો આવશે.’ પરંતુ ધ્યાનધારણા તો જોઈએ જ, ભગવાનની કૃપાથી હજુ પણ હું વાતો કરી શકું છું.” × × × ×

તારીખ ૧૫-૧-૧૯૩૦

“રોમાં રોલાંએ પરમહંસદેવનું જીવનચરિત્ર લખ્યું છે. જીવનચરિત્ર કેવા પ્રકારનાં લખવાં તે તેઓ જાણે છે. રામમોહન રાય, દેવેન્દ્રનાથ ઠાકુર અને કેશવચંદ્ર સેનથી શરૂ કરીને પરમહંસદેવ અને સ્વામીજીનું કેવું સુંદર ચરિત્ર-નિરૂપણ કર્યું છે—અહો! કેવું સુંદર આલેખન કર્યું છે! × × × કેવી નવાઈની વાત, કેવી રીતે બધા ભક્તો થાય છે. પરમહંસદેવ એક દિવસ બોલ્યા: ‘પીળા, સાદા, કેટલા યે રંગના ભક્તો થશે. ભગવાનને તો દેશ, કાળ, પાત્ર વગેરેનો વિચાર નથી, તેઓ કૃપામય છે. આપણે કેટલા ભાગ્યશાળી છીએ. પાન ચાવીએ છીએ, ×તમાકુ બનાવીને ખાઈએ છીએ-પીએ છીએ,

× કોણ જાણે કેમ? સંન્યાસીઓને પણ તમાકુ ખાતા, બીડીઓ ફૂંકતા અને હુક્કા ગગડાવતા અમે જોઈએ છીએ ત્યારે અમને દુઃખ થાય છે, બીજાણ વેદના પણ ઊપજે છે કે, સંસારનો ત્યાગ કરીને નીકળી ચાલેલા અને પ્રભુપ્રીત્યર્થે જીવન ગાળનારાઓ

સેવા કરીએ છીએ. કેટકેટલાં આદરમાન પામ્યા છીએ.'"

તારીખ ૧૯-૧-૧૯૩૦

"'એશિયા' નામના વર્તમાનપત્રમાં રોમાં રોલાંએ લખેલ પરમહંસદેવ વિષેનો નિબંધ વાંચ્યો છે કે નહિ?" એમ પૂછતાં બોલ્યાઃ "બધો વાંચ્યો નથી, છતાં સારો લખેલો છે. મનુષ્યને હિસાબે, અવતારને હિસાબે નહિ. એ વિચાર કરવાથી જાણી શકાય છે. ભગવાન તરીકે વિચારવાથી ઐશ્વર્યજ્ઞાન આવે છે, કંઇક ભેદબુદ્ધિ રહે છે. પણ તે શા માટે આવે છે? એ બધું તેમની અંદર આવી જાય છે–પછી ઐશ્વર્યનો ભય રહેતો નથી. કોઇના બાપે જો લાખેક રૂપિયા મૂક્યા હોય, તો શું તેને કશો ભય રહે છે?"

"પરંતુ અમારી સાથે પરમહંસદેવને જે ભાવ હતો, તેમાં ઐશ્વર્યનો ભાવ થોડો પણ નહોતો, હું મારી જ વાત કહું છું. પરમહંસદેવને મેં એ ભાવે જોયા નથી. તેઓ પણ એ જ વાત પસંદ કરતા–કોઇ અવતાર, ભગવાન વગેરે કહેતું તો તેઓ ગુસ્સે થતા. એથી અહંતા કંઈક ઓછી થતી. તમે મારાં માતા, તમે મારા પિતા, ભાઈ, સખા, બંધુ,–એ પ્રમાણે ભાવ લાવતાં પ્રેમનો ભાવ, સ્નેહનો ભાવ આવે છે. શ્રીરામાયણમાં ગુહક ચંડાળની વાત છે તે જાણો છો ને?"

તારીખ ૧૯-૧-૧૯૩૦

એક બ્રહ્મચારીએ સંન્યાસ દેવાની વિનતી કરતાં બધાને

---

ઉપર પણ આવી ટેવો શા સારુ ચડી બેસે છે? પ્રકૃતિ ઉપર તેઓ પણ વિજય મેળવી શકતા નથી, તો અમ પામર સંસારીઓનું શું ગજું? પણ એવી દોષદૃષ્ટિએ જોવાનો અમને શું અધિકાર? 'સમરથ કો નહિ દોષ ગુંસાઇ' એ વાક્યમાંથી સમાધાન મળી રહે છે.
—અનુવાદક

અનુલક્ષીને તેમણે કહ્યું: "પરમહંસદેવે અમને દક્ષિણેશ્વરમાં માત્ર ધ્યાન, જપ, કરવાને વખતે પહેરવા માટે એક ભગવું વસ્ત્ર આપ્યું હતું–એ તો ઠીક, તે તો જેમની ખુશી હોય, તે ધારણ કરો.' ત્યાર પછી સ્વામીજીએ વિરજાહોમનું પુસ્તક આણી બધાને સંન્યાસ આપ્યો. તે ભિક્ષાને માટે, નહિ તો અનેક માણસો આગળ પરિચય આપવો પડે. ભગવાન–પરમહંસદેવ અંતર્યામી, અંતરાત્મા છે. જગતની અને આપણી તેમનામાં ભક્તિ, પ્રીતિ, શ્રદ્ધા અને વિશ્વાસ થાય એટલે બસ છે. એ જે રીતે થાય તે પ્રમાણેનો પ્રયત્ન કરવો એ જ ઠીક છે. હોમ કરીને સંન્યાસ લીધો, એટલું જ બસ નથી. આવું ફારસ કરવાની મારી ઇચ્છા નથી. અહીં આવીને પણ જો સત્યની પ્રાપ્તિનો પ્રયત્ન થાય નહિ, તો પછી બીજું શું થવાનું? ભગવાનને પ્રાપ્ત કરવા એ મોટી વાત કે આ બધી બાહ્ય વસ્તુઓ મોટી? આ બધી વ્યાવહારિક વાતો બની ગઇ છે. કોઈ પણ પ્રકારે સંન્યાસ લીધો એટલે જાણે કે પત્યું. માત્ર ૐ–સિવાય મંત્રો પણ કોઈ સમજતું નથી–એક વર્ણ પણ નથી. સંન્યાસીનો નિત્યનિયમ છે કે, રોજ વિરજાહોમ કરવો, મનોભાવે પણ સતત કરવો. બ્રહ્મચર્ય એ જ સંન્યાસ છે. તેના ઉપર ભગવું! ભક્તોને આવી કશી જરૂર નથી. સ્વયં ભગવાન જ અવતરેલા છે, તેમનામાં વિશ્વાસ રાખવો અને મનપ્રાણ સમર્પણ કરવાં એ જ સંન્યાસ છે."

તારીખ ૨૦–૬–૧૯૩૦

એક સંન્યાસીને પૂર્ણજ્ઞાન અને સુષુમ્ણા નાડીના વાયુ સંબંધી ઉપદેશ કરતા હતા. × × × × તેને અંતે આ વાત થઇ હતી: "શું ફરી વાર આવું? આવ્યો છું તેમાં તો શંકા નથી, મનમાં થાય છે કે જાણે ફરી આવવાનું જ બનશે નહિ!"

પૂર્વોક્ત બ્રહ્મચારીએ ફરીથી આવીને સંન્યાસ ઇચ્છતાં સૌને અનુલક્ષીને તેઓ બોલ્યા: "ખરો અનુભવ, ભગવદ્‌વસ્તુની પ્રાપ્તિ એ જ મુખ્ય છે, સાર વસ્તુ છે. પરમહંસદેવના સંબંધમાં પણ શું ગાડરિયો પ્રવાહ ચાલશે? ભેખને ખાતર ભીખભગવાં ધારણ કરવાથી જ શું પત્યું? રોજ વિરજાહોમ કરવો જોઇએ. શૂન્યતા પ્રાપ્ત કરવાની જરૂર છે, બેત્રણ બીલીપત્ર ચઢાવવાથી જ પતવાનું નથી. ભગવાન આપણા અંતરાત્મા છે, જગતના અંતરાત્મા છે, એ જ અનુભવ થવો જોઇએ–લાખો સાધુઓ છે, સાધુ થવાથી કંઈ પતી જતું નથી. આપણા પરમહંસદેવના સંબંધમાં પણ શું એમ જ બનશે? સંન્યાસી ભક્તોની આ બધી વાતો નથી. સચ્ચિદાનંદ! સચ્ચિદાનંદ! શિવ! શિવ!"

તારીખ ૨૧-૧-૧૯૩૦

આજે પોષ વદિ સાતમ–સ્વામીજીનો જન્મદિવસ છે. વિવિધ વાતો કર્યાં પછી બોલ્યા: "સ્વામીજીને ભજન–ગાયન ઘણાં ગમતાં. તેઓ રોજ સવારમાં ભૈરવી રાગિણીમાં પોતે ગાતા હતા. સ્વામીજીના ઓરડામાં આજે કઠોપનિષદનો પાઠ થાય છે. આજે આનંદનો દિવસ છે, ખૂબ આનંદ કરો."

સૂ–મહારાજને ભજન ગાવાનું કહ્યું, તેમણે નીચેનું ભજન ગાયું.

ભૈરવ—ઝપતાલ

યોગાસને મહાધ્યાને મગ્ન યોગીવર,
અનંત તુષારે જેન, અનંત શેખર.
પ્રલય–નીરવ–માઝે એકાકી પુરુષ રાજે,
ભયે અગ્નિ ભસ્મ માઝે ઢાકે કલેવર!
શિશુ શશી નાહિ આર અંધકાર નિરાકાર,

એક, નાઇ દુઈ આર, પ્રકૃતિ નિથર,
કાલબદ્ધ વર્તમાને વ્યોમકેશ વ્યોમપાને,
નિત્ય સત્ય-પૂર્ણ-જ્ઞાને, પૂર્ણ મહેશ્વર!

ગાન સાંભળીને બોલ્યાઃ " આની અંદર ગિરીશબાબુએ "કાલબદ્ધ વર્તમાને" એ લીટીમાં ખૂબ લખ્યું છે." હ-મહારાજ પ્રણામ કરવા આવ્યા. તેમણે પૂછ્યું કે, "તમને ત્યાં કેવુંક ગમે છે?" તેમણે ઉત્તર આપ્યોઃ " પરમહંસદેવ અને માતાજીની ષોડશોપચારે પૂજા થશે." તેઓ બોલ્યાઃ "ઠીક, ઠીક, હવે ખૂબ ધ્રૂપદ જમાવો. ભગવાન (પખાજ વગાડનાર) ને બોલાવી લાવો." તેઓ બોલ્યાઃ "બંકિમ પણ આવ્યા છે. સૂ-મહારાજે બપોરે મોટા મોટા ગવૈયાઓને બોલાવ્યા છે. જલતરંગ પણ થશે. એ તો ઠીક, પણ તે પહેલાં તમારું પેલું શિવજીનું ભજન ગાઓ. આજે શિવજીનો જન્મદિવસ છે, તેઓ શિવકલ્પ હતા." ત્યાર પછી મુલાકાતે આવનારાઓને બેસવાના ઓરડામાં શિવજીનાં વિવિધ પ્રકારનાં ભજન થયાં.

તારીખ ૨૨-૨-૧૯૩૦

સવારે પ્રણામ કરવા જતાં બોલ્યાઃ "જય સચ્ચિદાનંદ બ્રહ્મ! જય મા કરુણામયી! જય દયામયી!" ત્યાર પછી હાથ જોડીને ધ્યાનસ્થ બેસી રહ્યા. થોડી વાર પછી પૂછવામાં આવ્યું કે, "કાલે ઘણા માણસોઆવ્યા હતા, આપને ઘણું કષ્ટ પડ્યું નહિ વારુ?" ઉત્તર આપ્યોઃ "ના, કષ્ટ શાનું? એવું કંઈજ મનમાં નથી. સ્વામીજીના ઉત્સવનો દિવસ, આનંદદિવસ છે, કેટલા યે લોકોને સ્વામીજી અને પરમહંસદેવના આકર્ષણથી ખેંચાઈ આવતાં જોઇ કેટલો બધો આનંદ થાય છે! વળી કષ્ટ શાનું? કષ્ટ તો એકાદ વાર થાય, પછી તેનો કશો ખ્યાલ જ રહેતો નથી."

તારીખ ૨૩-૧-૧૯૩૦

ત્યારે કુંભમેળો ચાલતો હતો. બીજી એક ટોળી જનાર છે. તેઓ રજા લેવા આવ્યા છે, તેમને ઉદ્દેશીને તેઓ બોલ્યાઃ "સાધુસંન્યાસી થયા છો ને કુંભમાં જાઓ છો, સત્કાર્યમાં કોણ અટકાવે તેમ છે? સરસ વાત તો એ છે કે ભગવાનનું નામ લેતા લેતા ચાલવા માંડો, ત્યારે તો અહીંના કામનો એક સારો બંદોબસ્ત થયો કહેવાય. (હસતાં હસતાં) ત્યાં તો સખ્ત ઠંડી પડે છે. થોડી ઠંડી સહન કરી આવો અને સાધુઓનો મેળો જોઈ આવો. જેમનું શરીર ખરાબ હોય તેઓ ના જાય. મેં કે-ને મના કરેલી છે. ચઢાવ ઉપર ત્રિવેણીમાં સખ્ત ઠંડી પડશે. ઘાસ બિછાવીને સૂજો, ઘાસ ઘણું ગરમ છે. હું કાશીમાં રહેતો ત્યારે ઠંડીના સમયમાં ઘાસ ઉપર સૂતો અને ઘાસની એક સાદડી બિછાવીને બેસી રહેતો. એટલે ઠીક ગરમ લાગતું. સત્કાર્યમાં મારા તરફથી કંઇ જ અડચણ નથી, મારી રજા લેવાની પણ કંઇ જરૂર નથી."

ગાં-મહારાજને અને હુ-બાબુ અને ભ-મહારાજને કુંભમાં મેળાપ થયો હતો, એ સાંભળીને બોલ્યાઃ "ઠીક છે, ભગવાનને નામે આ બધાં કામ જે કોઈ જેટલાં કરે તેટલાં સારાં છે. માત્ર કશામાં યે આસક્તિ અથવાં દ્વેષબુદ્ધિ ન હોવી જોઈએ."

તારીખ ૨૪-૧-૧૯૩૦

ન-બાબુને અનુલક્ષીને તેઓ બોલ્યાઃ "આ બધું જોતાં પરમહંસદેવ ઉપર વળી વિશેષ શ્રદ્ધા થાય છે. પરમહંસદેવે એમના હૃદયમાં એવો પ્રેમ ભરી મૂકયો છે કે કોઇ પણ પ્રકારની આશા રાખતા નથી. નિઃસ્વાર્થપણે રહીને નિઃસ્વાર્થભાવે સેવા કરતા જાય છે, કંઇ પણ ઇચ્છતા નથી, તેમનું કલ્યાણ જ થશે." ત્યાર પછી બીજી વાતોમાં એક ભક્તની

વાત નીકળી, તેઓ બોલ્યાઃ "એમનું જીવન અદ્ભુત છે, ભગવાન ભક્તની કેવા ભાવે રક્ષા કરે છે, તે એમના જીવનના અનેક બનાવો ઉપરથી સમજી શકાય છે. રસ્તો ભૂલી ગયા હતા, મોટા મોટા પહાડો, વિકટ રસ્તો અને ભયંકર નિર્જનતા! એવા સમયમાં એક સ્ત્રી તેમની આગળ આગળ ચાલવા લાગી. નદી પાર જઇને જણાવ્યું કે પાણી બહુ ઓછું છે. ત્યાર પછી કંઈ પણ જોવામાં આવ્યું નહિ. એ એક વાતો તો હું પણ જાણું છું. કેટલી યે વાતો છે. ભગવાન ઉપર એમને ઘણો વિશ્વાસ છે, નિર્ભરતા ખૂબ છે અને તપસ્યાપૂર્ણ જીવન પણ ખૂબ જીવે છે. જય ગુરુદેવ! જય કરુણામયી!

તારીખ ૨૫-૧-૧૯૩૦

પૂછતાં ગૈ–મહારાજને કહ્યું: "કામકાજ ઠીક છે, પરંતુ જેઓ **ઈશ્વરને પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેમને પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ** એ ચારે અવસ્થાઓ પસાર કરવી જ પડે છે. ત્યાર પછી સમાગમની ખાસ જરૂર છે. નહિ તો ભાવ રહી શકતો નથી. આ અવસ્થા બીજી કંઇ નથી, સ્થૂળમાંથી સૂક્ષ્મ, સૂક્ષ્મતર અવસ્થાની ધારણા અને તેમાંથી અવસ્થાન." ન–બાબુની વાત નીકળતાં કર્મયોગીનાં લક્ષણો વિષે બોલ્યા કે, "પ્રમાણિકતા, મહેનતુ સ્વભાવ અને ચતુરાઈ એ બધા વ્યક્તિ ગુણો જોઇએ, ત્યાર પછી લોકોને સમજાવવાની શક્તિ આવે છે."

તારીખ ૨૬-૧-૧૯૩૦

પછી ગૈ–મહારાજ પ્રત્યે બોલ્યાઃ "હલકા વિચારો આવે જાય એની બહુ ચિંતા ના કરશો. ભગવાનની કૃપાથી અભ્યાસ કરતાં કરતાં ખૂબ બળ આવશે. જપ, ધ્યાન, પૂજા, પાઠ, પ્રાર્થના, જ્યારે જે ભાવ આવે ત્યારે તેમાં જ મન પરોવી દેવું, ભગવાન બધું ઠીક કરી દેશે. પરમહંસદેવ કહેતાઃ 'મારે તો ઉત્તમ વસ્તુ જોઈએ છે.'"

અવતારી સ્થૂળ શરીરના ત્યાગ પછી સૂક્ષ્મમાં ભક્તની સાથે લીલાવિલાસ કરે છે કે નહિ? એમ પૂછતાં તેઓ બોલ્યાઃ "હા, એ બરાબર છે. એ તો આખર સુધી ચાલ્યા જ કરવાનું છે. નહિ તો આ બધું કેટલા દિવસ ચાલે? સૂક્ષ્મની તો જરૂર છે!" ધ્યાન સંબંધી જિજ્ઞાસા કરતાં તેઓ બોલ્યા કે, "સુષુમ્ણાનાં વિવિધ કેન્દ્રોનો વિચાર કરવાનો છે. હૃદયમાં (રક્તાવર્ણ દ્વાદશદલ પદ્મમાં) ઇષ્ટનું અને મસ્તકમાં (શ્વેત સહસ્રદલ પદ્મમાં) ગુરુસ્થાન, એ બધું ધ્યાન, જપમાં મદદ કરનાર છે, તેથી તે કરવું જ જોઇએ."

'સ્વાતંત્ર્ય દિવસ' સંબંધી સુ-મહારાજ અને નિ-મહારાજ વચ્ચે વાર્તાલાપ ચાલવા લાગ્યો. છેવટે તેઓ બોલ્યાઃ "પરમહંસદેવ અને સ્વામીજી ભારતવર્ષના અને જગતના કલ્યાણ માટે દેહ ધારણ કરીને આવ્યા હતા, એટલે અવશ્ય થશે જ, કંઇક કલ્યાણ તો થશે જ."

તારીખ ૨૭-૧-૧૯૩૦

પછી નિ-મહારાજ સાથે દેશ સંબંધી વાતચીત, અમેરિકા, જાપાન, ચીન, ઇંગ્લેંડ, સોશિયાલિઝમ, બોલશેવિઝમ, વગેરે સંબંધી વાતો થવા લાગી.

આજે કાલીપૂજાનો દિવસ હોવાથી માતાજીને શું ભોગ ધરાવવો, એ વિષે કથાવાર્તા કરતાં પરમહંસદેવના ખાનપાનસંબંધી પૂછતાં તેઓ બોલ્યો કે, "તેમના ખાનપાનમાં ખાસ વિશેષતા નહોતી-તેમનું જમવું એ સાધારણ માણસોના જેવું જમવું નહોતું, બાળકના જેવું હતું. જ્યારે ઇચ્છા થાય ત્યારે કંઇક ખાઈ લેતા. કોઈ વાર જીરા-મરીવાળું વંતાકનું શાક ખાવા ઇચ્છતા, થોડુંક ખાતા, પછી બસ. એક વખત કામારપુકુર બળદગાડીને

રસ્તે જતાં જતાં રસ્તામાં એક દુકાને ઊભા રહ્યા. ૧૧-૧૨ થયા હશે. તેમણે હૃદેને કહ્યું: 'ભાઈ હૃદે! મને વંતાકનું શાક ને ભાત ખાવાની ખૂબ ઇચ્છા થઈ છે.' હૃદેએ કહ્યું: 'અત્યારે રીંગણાં ન મળે મહારાજ.' દુકાનદારે પણ એમજ કહ્યું. પરંતુ માની ઇચ્છા તે થોડી જ વારમાં ત્યાં થઈને મોટાં મોટાં રીંગણાં લઈ જતો એક માણસ મળ્યો. એ જોઈને પરમહંસદેવ આનંદમાં આવીને બોલ્યા: 'હૃદે! હૃદે! આ ખરીદી લે. જો જો કેવાં સુંદર વંતાક આવ્યાં છે.' જલેબી પણ તેમને ખૂબ ગમતી. વળી કોઈ કોઈ વાર સંદેશ પણ રોજ ખાતા. પરંતુ બધું યે જરાક જેટલું. જલેબીને તેઓ 'ગવર્નર સાહેબની ગાડીનું પૈડું' કહેતા. એક દિવસ તેઓ બોલ્યા: "છન્નાની ખીર ખાવાની ઘણી ઇચ્છા થઈ છે." કલકત્તા ગયા સિવાય છન્નાની ખીર મળે તેમ નહોતું-પણ માની ઇચ્છા તો જુઓ! બાબુરામ મહારાજની મા છન્નાની ખીર પોતે તૈયાર કરીને લઈ આવ્યાં. પરમહંસદેવ ઘણા આનંદથી ખાવા લાગ્યા. આવી બધી વાત છે-આમાં શું સમજવું? એમનું ખાવાનું બાળક જેવું હતું-કશું નિશ્ચિત નહોતું. તેમજ એમને કશી આસક્તિ નહોતી."

તારીખ ૨૮-૨-૧૯૩૦

કા-મહારાજને સ્વામીજી સાથે તેઓ પહાડમાં રહેલા તેની વાત કરવા લાગ્યા. ત્યારપછી તેઓ દક્ષિણેશ્વર જશે એવી ઇચ્છા દર્શાવી. એ સાંભળીને તેઓ બોલ્યા: "જાઓ, જાઓ; જરૂર જાઓ, એ અમારું જેરુસલેમ, કાશી, કૈલાસ બધું યે છે-બધાં જાગ્રત જીવંતસ્થાન-બેલતલા, પરમહંસદેવનું સ્થાન, પંચવટી બધું ય એ છે." આમ કહેતાં કહેતાં ધ્યાનમુદ્રા બતાવી. ત્યાર પછી વળી બોલ્યા: "થોડુંક બેસીને ભાવના અને ચિંતન કરી આવો, જાઓ આજે ચતુર્દશીને મંગળવાર છે.'"

તારીખ ૩૧-૧-૧૯૩૦

આજે મહારાજજીનો જન્મ દિવસ છે. 'જય મહારાજ' કહેતા તેઓ હાથ વડે તાળી પાડવા લાગ્યા. મહારાજની આખરી અવસ્થાની વાતો ચાલી. તેઓ બોલ્યા: "પરમહંસદેવે પહેલેથી જ કહ્યું હતું: 'અરે, આ શું ? હવે એ શરીર રાખી શકશે નહિ.' આખરે થયું પણ તેમજ; બરાબર પરમહંસદેવ બોલ્યા હતા તે જ પ્રમાણે. માત્ર "કમલે કૃષ્ણ" "નૂપુર પરિચે દે" એ બધી વાતો બોલવા લાગ્યા.-અને ક્રમે ક્રમે વિવિધ પ્રકારની ભાવનાભરી વાતો કરતા જવા લાગ્યા."

તારીખ ૨-૨-૧૯૩૦

એક બાળક વાંચવાલખવાનું શીખવા ઇચ્છતો નથી. મૅટ્રિક પાસ થઇ શકતો નથી. તેની ઇચ્છા સાધુ થવાની છે. તેને સંબોધીને તેઓ બોલ્યા: "ભણવું એ સારી વાત છે, નહિ તો કરશે શું ? કોઈ ભિક્ષા પણ આપશે નહિ ! પરમહંસદેવનાં કેટલાં બધાં મોટાં મોટાં કાર્યો કરવાનાં છે, તે કરી શકશે નહિ. એટલે ભણીગણીને આવ્યો હોત તો સારું. પરમહંસદેવ ભણતરને ચાહતા હતા. જે છોકરાઓ ભણવાગણવામાં હોશિયાર હતા, એન્ટ્રન્સ, એલ. એ. કે બી. એ. પાસ થવા જતા, તેમની વાત કરતાં તેઓ કહેતા: 'એમનો જલદી વિકાસ થશે. તેઓ મનોયોગ જલદી કરી શકશે. કારણ કે ભણવાથી મન સ્થિર કરવાના અનેક પ્રયત્નો તેમણે કરેલા છે, તે હવે ભગવાન તરફ વાળી શકશે, તો વધારે સરસ.' વળી તેઓ એમ કહેતા કે, 'પાસ થવું એ તો પાશ-બંધન છે. એ બધા પાસ થતા નથી પણ બંધનમાં બંધાય છે.' તેમ છતાં યે તેઓ ભણેલા-ગણેલા યુવકોને વધારે ચાહતા હતા. વળી જેમનામાં વધારે વિવેક, વૈરાગ્ય, ભક્તિ, પ્રીતિ હતાં, તેમની વાત તો જુદી

જ છે; એ જેમનામાં છે, તેઓ અહીંતહીં ભટકતા નથી, તેઓ તો જપ-તપમાં તલ્લીન થાય છે. મંત્ર લીધો છે તો એકાગ્રચિતે જપ-તપ કરો."

તારીખ ૩-૨-૧૯૩૦

આજે સરસ્વતીપૂજા છે. સવારમાં ઊઠીને નમસ્કાર કરવા લાગ્યા:-

"ॐ गुरवे नमः। ॐ गुरवे नमः। ॐ ऐं ह्रीं सरस्वत्यै नमः। ॐ ऐं, ह्रीं सरस्वत्यै नमः। ॐ ऐं ह्रीं सरस्वत्यै नमः। ॐ रामकृष्ण ॐ रामकृष्ण ॐ रामकृष्ण, ॐ शारदा, ॐ शारदा ॐ विवेकानंद ॐ विवेकानंद ॐ विवेकानंद ॐ ब्रह्मानंद ॐ ब्रह्मानंद ॐ ब्रह्मानंद."

કેટલાક ઉત્તર-પશ્ચિમ તરફના ભક્તો આવ્યા હતા. તેમણે પૂછયું એટલે તેઓ બોલ્યા: "હજારો કામકાજ કે સુખદુઃખ કે સારીનરસી સ્થિતિ ભલે ને હોય, પરંતુ દિવસમાં બે વાર કે ઓછામાં ઓછું એક વાર પણ ભગવાન પાસે શરણાગત થઈને દંડવત પ્રણામ કરવા-ભજન કરવું. ખાસ કરવું-ભજન કરવાથી બધું યે ઠીક થઈ જશે. ભગવાનની કૃપાથી જ્ઞાન-ભક્તિ બધું પ્રાપ્ત થાય છે. સારા સંસ્કારો જન્મે છે અને વધે છે. ખોટા સંસ્કારો નાબૂદ થાય છે-પછી સારા ને ખોટા બધા ય ચાલ્યા જાય છે. કાંટા વડે કાંટો કાઢી નાખ્યા પછી કાંટો પણ ફેંકી દેવામાં આવે છે તેમજ. नादत्ते कस्यचित् पापं न चैव सुकृतं विभुः।"

તારીખ ૪-૨-૧૯૩૦

એક સાધુને કહ્યું: "હું કાર્યની અંદર તો ક્યારે ય રહેતો નથી. તેથી જેવાને જેવું લખવું જોઈએ તેવું લખતાં, કાગળપત્રના જવાબ આપતાં અથવા કથાવાર્તા કરતાં મને ખરા-

ખર આવડતું નથી." શિલાંગથી એક ભક્તે મનની ખરાબીની વાત કરતાં તેમણે કહ્યું કે, "અરે ભાઈ, એ તો હોવાનું જ. ભરતીઓટ સારુંનરસું બધું યે ચાલ્યા જ કરવાનું; છતાં એ બધાની વચ્ચે રહીને ભગવાનને શરણે જઈને ભગવાનનું ભજન કરો, ત્યારે જ શાંતિ પામશો. સુખદુઃખ તો હંમેશાં છે જ."

તારીખ ૫-૨-૧૯૩૦

સવારમાં ખૂબ આનંદપૂર્વક એ માળવાળા ગંગાકિનારાના વરંડામાં તે ફરતા હતા. કેટલાક દક્ષિણ દેશના સાધુઓ પ્રણામ કરવા જતાં તેઓ બોલ્યાઃ "હું હમણાં ચાલી શકતો નથી. શરીર અશક્ત થઈ ગયું છે. કંઈ ચિંતા કરતો નહિ–હું સુખી છું. મેં એ પૂર્ણમ્‌નો ગુરુમહારાજની કૃપાથી સાક્ષાત્કાર કર્યો છે," ત્યાર પછી સુસ્વરે બોલવા લાગ્યા. "ॐ પૂર્ણમદઃ પૂર્ણમિદં પૂર્ણાત્ પૂર્ણમુદચ્યતે, પૂર્ણસ્ય પૂર્ણમાદાય પૂર્ણમેવાવશિષ્યતે।" તમે પણ તે પૂર્ણમ્‌નો અનુભવ કરશો. તમે અનુભવ્યા છે, અનુભવો છો અને તમે અમારા પૂજ્ય ગુરુમહારાજની કૃપાથી વધારે ને વધારે અનુભવ કરશો. જેઓ શ્રીરામકૃષ્ણ પરમહંસદેવને આશ્રયે આવેલા છે, તેઓ એ મહાસત્યનો અનુભવ કરી શકશે."

તારીખ ૬-૨-૧૯૩૦

સવારમાં મધુર કંઠે ગાતા હતાઃ "નટવરવેશે શ્રીવૃંદાવને કાલી હલિમા રાસબિહારી" ગાતાં ગાતાં તેઓ બોલ્યાઃ "રામપ્રસાદ કવિ બહુ ભાવિક છે, જેવી ભાષા છે, તેવો જ ભાવ છે. ઇતિહાસવેત્તાઓએ બંગાળી સાહિત્યમાં તેમને સ્થાન આપેલું છે. પરમહંસદેવ પણ રામપ્રસાદનાં ભજનો વારંવાર ગાતા ગવરાવતા. તેઓ કહેતાઃ 'રામપ્રસાદને દર્શન દીધાં, કમળાકાન્તને દર્શન દીધાં અને મને દર્શન દેશો

નહિ?' સાંભળ્યું છે કે, રામપ્રસાદે કાશીમાં કૃષ્ણમૂર્તિમાં ભગવતીનું દર્શન કરીને આ ભજન લખ્યું હતું."

તારીખ ૮-૨-૧૯૩૦

એક સાધુ બહુજ કઠોર તપસ્યા કરે છે, એ સાંભળીને તેઓ બોલ્યાઃ "યજ્ઞ, તપસ્યા, દાન, શ્રુતિ કશા યે દ્વારા તેને પ્રાપ્ત કરી શકાતો નથી. 'यमेवैष वृणुते' તેઓ જેને પસંદ કરે છે, જેમના ઉપર કૃપા કરે છે, તે જ તેમને પ્રાપ્ત કરે છે. વળી એ વાત પણ છે જ કે, "नायमात्मा बलहीनेन लभ्यः।" અર્થાત્ દુર્બલ-નિરુત્સાહી માણસ ભગવાનને પ્રાપ્ત કરી શકતો નથી. શ્રીગીતાજીમાં પણ આવી બધી વાતો છે. "सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दन। पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत्" અર્થાત્ ઉપનિષદો ગાયો છે, યશોદાનંદને તેમનામાંથી શ્રીગીતામૃતનું દોહન કરેલું છે, પાર્થ એજ ગાયનો વાછરડો છે અને જ્ઞાનીઓ એ અમૃતના ભોક્તા છે."

હાથમાં એક પુસ્તક જોઇ પૂછતાં તેઓ બોલ્યાઃ "ચંડી! કાલે રાત્રે કોણ જાણે કેમ નિદ્રા જ આવતી નહોતી. ફરતાં ફરતાં આ શ્લોક મનમાં આવવા લાગ્યોઃ "सैषा प्रसन्ना वरदा नृणां भवति मुक्तये" એ જ દેવી પ્રસન્ન થઇને મનુષ્યોને મુક્તિનું વરદાન આપે છે, તે જ સવારમાં ઊઠીને ફરીથી વાંચું છું."

તારીખ ૧૩-૨-૧૯૩૦

'મન ક્યારે શુદ્ધ થાય છે?' એવો પ્રશ્ન એક સાધુએ પૂછતાં તેઓ બોલ્યાઃ "તે જ્યારે થાય છે, ત્યારે મન જ કહી દે છે-સંશયરહિત અવસ્થા થાય છે." હાથ જોડીને બોલ્યાઃ "આપણા ભગવાન આપણી અંદર છે-એવો અનુભવ થાય છે. શ્રીગીતામાં પુરુષાર્થ ઉપર ખૂબ જોર દેવામાં આવ્યું છે. उद्धरेदात्मनात्मानं नात्मानं भयसा दयेत्। आत्मैव ह्यात्मनो बन्धु-

रात्मैव रिपुरात्मनः ॥ અર્થાત્ પોતે જ પોતાનો ઉદ્ધાર કરવો પડશે. ક્યારે પણ આત્મનાશ થાય તેમ કરવું નહિ. આત્માએ જ આત્માનો બંધુ છે અને આત્મા જ આત્માનો શત્રુ છે. અહીં આત્મા એટલે મન, બુદ્ધિ, બધું જ બીજું કંઇ જ નહિ."

એક સાધુ પ્રણામ કરીને ઊઠતાં તેઓ બોલ્યા: "કેમ છો? "भूमैव सुखं नाल्पे सुखमस्ति" અર્થાત્ ભૂમામાં જ સુખ અલ્પમાં સુખ નથી. એ સમજ, ભાઈ!"

તારીખ ૧૫-૨-૧૯૩૦

અ-મહારાજ, નાલંદા, રાજગિરિનું શોધખોળનું કાર્ય જોઇ આવ્યા છે. બુદ્ધદેવની વાત નીકળતાં તેઓ બોલ્યા: "કેટલો બધો ત્યાગ, કેટલી બધી દયા!" તેઓ બોલ્યા: "સ્ત્રી, પુત્ર, રાજ્ય ઇચ્છયું નહિ, પણ સત્યને જ ઇચ્છયું." ખૂબ સુંદર. પરંતુ મા ભવતારિણી-આ મહાશક્તિ જ બુદ્ધરૂપે અવતર્યાં હતાં; હાલમાં ફરી પાછાં રામકૃષ્ણ-વિવેકાનંદરૂપે આવ્યાં છે. અવતાર તો એક ભાગ છે, તેઓ જ પૂર્ણ છે. આ જગત જ તેમના એક અંશમાં રહેલું છે. તેમના અંશમાંથી જ અવતાર થયેલ છે. સ્વામીજીની વાતો બરાબર ધ્યાનમાં લેવાથી કલ્યાણ થશે. તમે બધા ખૂબ ધ્યાન કરો, ભગવાનની કૃપાથી બધું કલ્યાણકારી થશે. તમે સારી ઇચ્છા રાખીને તેમનું ધ્યાન ધરો." ત્યાર પછી દેશની વાત ચાલી, તેઓ બોલ્યા: "શું કરવાથી શું થશે, તે તો ભગવાન જાણે, દ્રારિદ્રય, એકતાનો અભાવ, વિવિધ પ્રકારની અયોગ્યતાઓ, પાંચ માણસ પણ એક સાથે થઈ શકતા નથી. કોઈ કોઇને ય સહન કરવા તૈયાર નથી; કેમ કરવાથી શું થશે, તે તેઓ જ જાણે છે. પરંતુ પરમહંસદેવ કોઈ પણ દિવસ આ બધું વિચારતા નહિ, તેઓ કહેતા: 'માની ઇચ્છા' આ બધી વાતો તેમણે સ્વામીજીને સોંપી

હતી. સ્વામીજીએ વિચાર કરીને બધી વ્યવસ્થા કરી દીધી છે. સ્વામીજીનો દેશપ્રેમ ગાંધીજીમાં ઊતરેલો છે. ગાંધીજીનું ચરિત્ર બધાએ અનુકરણ કરવા યોગ્ય છે. દેશેદેશમાં આવા માણસો જન્મશે, ત્યારે જ શાંતિ સ્થપાશે." શરીર સંબંધી પૂછતાં તેઓ બોલ્યાઃ "મારું શરીર અશક્ત થઈ ગયું છે–છતાં માતાજીની ઇચ્છાથી, ભગવાનની કૃપાથી બોલવાની શક્તિ છે–વિચાર કરવાની શક્તિ પણ છે. આનંદ તો ખૂબાખૂબ છે, બસ દેહને તો જવું હોય તો ભલે જાય." વળી દેશ સંબંધી વાતચીત ચાલતાં બોલ્યાઃ "પ્રેમ જાઈએ, પ્રેમ–પ્રેમ, પ્રેમ ને પ્રેમ–લાગણી લાગણી ને લાગણી જોઇએ. સહાનુભૂતિ જોઇએ."

તારીખ ૧૭–૨–૧૯૩૦

અમેરિકન બ્રહ્મચારી કેડુલની સાથે વાતચીત ચાલતી હતી. તેણે કહ્યું: "મારાં માતાજી ખૂબ કામઠાં છે. કામ ન કરીએ તો ખાવાનું જ આપતાં નથી." એ સાંભળીને તેઓ બોલ્યાઃ "અમારે પણ એમ જ છે, ધ્યાન જપ, પૂજા, પાઠ સેવા જે કંઇ બને તે કંઇ ને કંઇ કરવું જ જોઇશે, બેઠા રહીને ખાવાનો સ્વામીજીનો સિદ્ધાંત નહોતો." મિસ મેકલાઉડ આવ્યાં તેમની સાથે બંગાળામાં પાણી સંબંધી ઉન્નતિ માટે નદીનાળાંના ઉદ્ધારની વાત થવા લાગી. તેઓ આખરે બોલ્યાઃ 'એંજિનિયર વિલકોકસ આવે છે, હું ગ્રેટ ઇસ્ટર્ન હોટેલમાં જાઉં છું, કાલે ગવર્નર સાથે મારે ઘણો વાર્તાલાપ થયો છે. વિલકોકસની ઉંમર ૭૫ વરસની છે, આટલી ઉંમરે પણ તેમની કાર્યપરાયણતા અને કાર્યશક્તિ અજબ છે. મને આશિષ આપો." તેમને માથે હાથ મૂકીને આશીર્વાદ આપ્યા.

તારીખ ૧૮–૨–૧૯૩૦

નીચે લખેલું ભજન સ્વામી વિવેકાનંદજીને ખૂબ ગમતું.

એક દિવસ વાતચીત પ્રસંગે પૂજ્ય મહાપુરુષજી મહારાજ એ ભજનનો ઇતિહાસ કહેવા લાગ્યાઃ "દેવીસહાય નામનો એક જન્માંધ શિવભક્ત વિશ્વેશ્વરના મંદિરનાં દર્શનની ઇચ્છાથી પોતાને ઘેરથી પગે ચાલતાં કાશીની યાત્રા કરતો હતો. યાત્રા કરતાં કરતાં હંમેશાં શિવનામ સિવાય બીજો કોઈ જ વિચાર તેના અંતઃકરણમાં આવતો નહિ. અર્ધો માર્ગ વટાવ્યા પછી કૈલાસપુરવાસી ગૌરીપતિની કૃપાથી એકદમ તે દેખતો થયો અને વિસ્મયથી અને આનંદથી તેની આંખોમાંથી અશ્રુધારાઓ વહેવા લાગી. ત્યાર પછી શિવનામ, શિવગાન અને શિવભક્તિ કોણ જાણે કયાયથી તેના હૃદયમાં ઊભરાઈ આવ્યાં. તે દિવસથી તે શિવનામ, શિવગુણકીર્તન પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો અને શૈવ-મનોરંજની નામનો એક અતિ અપૂર્વ અને સુંદર હિંદી ગ્રંથ તેણે પ્રસિદ્ધ કર્યો. એ જ ગ્રંથમાંથી આ ભજન ઉતારવામાં આવ્યું છે."

(આલાહિયા બિલાવલ–ત્રિતાલી)

અબ શિવ પાર કરો મોરી નૈયા,
ઔઘટ ઘાટ અગાધ મહાજલ, બલ્લી લગે ન ખિવૈયા.
બારિ બરોબર બારિ રહ્યો હૈ, તાપર અતિ પુરૈયા;
થરથરાત કંપત હિય મેરો, શિવકી દેત દુહૈયા.
દેવી સહાય પ્રભાત પુકારત શિવ પિતુ ગિરિજા મૈયા.

તારીખ ૬૦-૨-૧૯૩૦

એક સાધુએ, બેલુરમઠમાં આવતાં પહેલાં બ્રહ્માનંદ સ્વામી ક્યાં હતા, એ વાત પૂછતાં તેઓ બોલ્યાઃ "તારીખબારીખ તો મને ખબર નથી, બરાનગરમાં છ વરસ અને આલમબજારમાં પાંચ વરસ. મહારાજ તો બરાનગર મઠમાં આવ્યા. આલમબજારમાં ક્યારેક ક્યારેક રહ્યા છે. સ્વામીજીને એ ઘર પસંદ પડ્યું

નહિ, એટલે ગંગાને પેલે પાર નીલાંબર મુકર્જીના ઘરમાં થોડા દિવસ. ત્યારપછી અહીં (બેલુરમાં) સ્વામીજીએ પત્ર લખ્યો કે, એમને મઠમાં મોકલી આપો. તે વખતે હું ટિહરી, મસૂરી વગેરે બાજુ હતો. લખનૌમાં ઉનાળામાં મહારાજ અને હરિમહાજ-નો મેળાપ થયો, ઘણા દિવસો પછી મેળાપ થયો. કેટકેટલીયે વાતો ચાલતી. × × × × ×

તારીખ ૨૧-૨-૧૯૩૦

'વૈરાગ્ય સાધના ઉપર નિર્ભર રહે છે કે નહિ?' એમ પૂછતાં તેઓ બોલ્યાઃ "ના, સંસ્કાર ઉપર આધાર રાખે છે, વાસના શૂન્ય થતાં થાય છે. કોઈ પણ વાસના રહેવાથી બનતું નથી. વિચારયુક્ત અભિજ્ઞતાદ્વારા જ વૈરાગ્ય આવે છે. ત્યાર પછી સાધના તો જોઈએ. પરંતુ ભગવાનની કૃપા થતાં બધું આવી જાય છે. તેથી જ પરમહંસદેવ કહેતાઃ 'કૃપા, કૃપા, મા કૃપા કરો! હું સાધનભજન કશું યે જાણતો નથી, તમે કૃપા કરો!' ભગવાનની કૃપા વિના સાધનભજન કશું યે સંભવિત નથી. કોઈ પણ પોતાની ઇચ્છાથી કોઇ કામ કરતું નથી. બધું ભગવાનની ઇચ્છાથી થાય છે. તેઓ યંત્રી છે, બીજા બધા યંત્રો છે, આ બધું મનમાં રાખવું ઘણું કઠણ છે; આ પ્રમાણે વિચારવાથી સારુંનરસું કંઈ જ રહેતું નથી. ભગવાનની દયાથી જ બધું થાય છે. મહામાયાની કૃપાથી સાધન, ભજન, વૈરાગ્ય, બધું થાય છે. ભગવાનની વિદ્યા ને અવિદ્યા એ બે શક્તિઓ છે. તેઓ અવિદ્યા ખસેડી દઈને તેમની વિદ્યાશક્તિ દ્વારા મદદ કરતાં જ બધા સુયોગો ઠીક ઠીક આવી મળે છે. માત્ર પ્રાર્થના કરો કે, "માતાજી દયા કરો." તેઓ દયા નહિ કરે, તો કશું જ નહિ બને." આ પ્રમાણે બોલીને હાથ જોડીને આંખો મીંચી દીધી.

ત્યાર પછી પાછા બોલવા લાગ્યાઃ "ખોકા મહારાજ મારા કરતાં નાના છે, મારા ગુરુભાઈઓમાં મારી ઉંમર સૌથી વધારે છે. માતાજીએ મને આશ્રય આપ્યો છે, માત્ર મને જ નહિ, મારા બધા ગુરુભાઈઓને આશ્રય આપ્યો છે. વળી બીજા પણ કેટલા યે માણસોને આપ્યો છે અને આપશે. આ સંસાર-માયાપુરી થશે. માયાનો અંત છે, પણ તેનો અસ્વીકાર કરવાનું જોર નથી. જીવન તો માત્ર કેટલીક ક્ષણોનું જ છે. સત્ય તો એ સચ્ચિદાનંદ જ છે."

"વૃદ્ધ થયો છું એટલે બધા યે દીક્ષા, સંન્યાસ લેવાની ઉતાવળ કરવા માંડી છે. પરમહંસદેવ, સ્વામીજી, માતાજી અને મહારાજ એક પછી એક ચાલ્યાં ગયાં, તેથી શું તેમનું કામ કંઈ બંધ થયું છે? બધું જ ચાલશે."

તારીખ ૨૬-૨-૧૯૩૦

'મોડર્નરિવ્યુ'ના એક લેખ સંબંધી વાર્તાલાપ થતાં તેઓ બોલ્યાઃ—

एतावानस्य महिमातो ज्यायांश्च पुरुषः ।
पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ॥"

( पुरुषसुक्तम्-३ )

ત્રિકાલવર્તી સમસ્ત જગત વિરાટ પુરુષનો મહિમા અર્થાત્ ઐશ્વર્ય છે. એ જ પુરુષ આ મહિમાથી પણ વિશેષ છે. બધા જીવો તેમનાં પગલાં જ છે. તેમનાથી યે અમૃતમય ત્રિપાદ, સ્વપ્રકાશસ્વરૂપે હાજર છે. આ જગત એક પગલામાં છે, છતાં યોગીન સ્વામી ઠીક જ કહેતા કે, "શાસ્ત્ર, વેદ, વેદાંત, સાધુસંત તો છે જ, તેમ છતાં ભગવાનનો અવતાર થયા વિના ચાલે ખરું કે? અહેતુકી-નિષ્કામ કૃપા કરીને તેઓ આવીને

સમજાવે નહિ, ત્યાં સુધી શું પ્રાણુની ઇચ્છા તૃપ્ત થાય ખરી કે?" न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन। (ગીતા. ૩-૨૨) તેઓ તો ભગવાન છે, તેમને શાનો અભાવ છે? તેઓ તો પૂર્ણસ્વરૂપ છે, તેઓ દયા ના કરે તો બીજો ઉપાય શો? કેટલા યે સંપ્રદાયો છે, પણ ભગવાનની દયા ના હોય તો ત્યાગીઓ કયાં ય ઉત્પન્ન થાય નહિ."

સંન્યાસ લેવાની વાત ચાલતાં તેઓ બોલ્યાઃ "એ બધું બહિરંગ છે, ખરી વાત તો પરમહંસદેવના ચરણોમાં છે; ભગવાનનાં ચરણકમળોમાં મન લીન થઇ જાય, અર્પણ થઈ જાય, એકરૂપ થઇ જાય એ જ આવશ્યક છે. આ તરફ કોઇનું લક્ષ નથી. પરમહંસદેવના ચરણોનો સ્પર્શ કરી ભગવાં ધારણ કર્યાં એટલે કંઇ પતી જતું નથી. જ્ઞાનભક્તિ નિશ્ચળ થાય ત્યારે જ બધું સાર્થક છે.

"જાઓ આજે શિવરાત્રિ છે–ૐ નમઃ શિવાય! નમઃ શિવાય! નમઃ શિવાય!"

ॐ ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणाहुतम्।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना॥
(श्री. गीता ४-२४)

અર્પણ (શ્રુક્ શ્રુવાદિ) બ્રહ્મ, હવિ (ઘી) બ્રહ્મ, બ્રહ્મરૂપ અગ્નિમાં બ્રહ્મસ્વરૂપ યજમાને હોમ કરવાનો છે. આ બ્રહ્મરૂપ કર્મમાં તે (એકાગ્રચિત્ત સાધક) બ્રહ્મને જ પ્રાપ્ત થાય છે."

રાત્રિ પૂરી થતાં પૂજા પછી બોલ્યાઃ "બધું શિવમય થઇ ગયું છે–નમઃશિવાય સચ્ચિદાનંદાય–બધું શિવથી ભરપૂર છે! બધા ભૂખ્યા છે–બધાને પ્રસાદ આપો. "अन्नं ब्रह्मेति व्यजानात् अन्नाद्ध्येव खल्विमानि भूतानि जान्यते। अन्नेन जातानि जीवन्ति। अन्नं प्रयन्त्यभिसंविशन्ति॥" (तैत्तेरिय उपनिषद् ३-२)

અર્થાત્ અન્નને બ્રહ્મ તરીકે જાણતા હતા. સમસ્ત ભૂત-પ્રાણીઓ અન્નમાંથી જન્મીને અન્ન વડે જ જીવન ધારણ કરે છે. વળી વિનાશકાળે અન્નમાં જ પ્રવેશ કરે છે. વેદમાં કહ્યું છે, તે જાણો છો ને કે "अन्नं बहु कुर्वीत तद्व्रतं" (ऐ ३-९) અન્નની બહુ વૃદ્ધિ કરજો-અન્ન પેદા કરવું એ એક મહાવ્રત છે.'

તારીખ ૨૮-૨-૧૯૩૦

"તમે જો મારી વાત સાભળો, તો આ રામકૃષ્ણરૂપ જ્ઞાનાગ્નિ પ્રગટાવીને મનમા મનમાં પરમહંસદેવને મનપ્રાણ સમર્પણ કરો. ધ્યાનજપ નહિ કરવાથી કંઇ જ થાય નહિ. આ મારા મનની વાત છે-એ પછી તમારી ઇચ્છામાં આવે તેમ કરો. ગરબડગોટાળામાં પડીને જીવનનો અસલ ઉદ્દેશ ભૂલી જશો નહિ-ભગવાનની પ્રાપ્તિ કરવી એ જ જીવનનો ઉદ્દેશ છે. ચાલતા પ્રવાહમાં તણાઇને કંઇક સુખમાં જીવન ગાળવાથી ચાલશે નહિ. પ્રાણની વાત કહું છું-ધ્યાનજપ ને ભગવાનમાં શ્રદ્ધાભક્તિ જોઇએ. મન તો જુગારી છે, ચોર છે-કાળ પ્રબળ છે-બોલો ત્યારે શું કરશો?"

તારીખ ૨-૩-૧૯૩૦

શિવરાત્રીની વાત ચાલી. તેઓ બોલ્યા: "પરમહંસદેવને, સ્વામીજીને કુંડળ પહેરાવવાનું બહુ ગમતું, તેથી ઢાકાથી એક વાર કુંડળ લાવીને તેમને પહેરાવ્યાં હતાં."

તારીખ ૭-૩-૧૯૩૦

ચૈતન્ય મહાપ્રભુની વાત ચાલતા તેઓ બોલ્યા: "વૃંદાવન, મથુરા તેમણે જ શોધી કાઢ્યાં, નહિ તો કોણ જાણતું હતું? કોણ ઓળખતું હતું? જગન્નાથજી તે પણ તેમણે પ્રગટ કર્યા." એટલામાં બા-મહારાજ આવીને પ્રણામ કરતાં જ તેઓ બોલ્યા: "જુઓ, જે જ્ઞાનમાં ભક્તિ નથી, તે કેવું જ્ઞાન!"

તેઓ બોલ્યાઃ "મહારાજ એ જ્ઞાન તો જ્ઞાન જ નથી." સ્વામીજી એક દિવસ માતાજીને કહેતા હતાઃ "માતાજી, જ્ઞાન આપીને બધા સંસ્કારો કટ કટ કરીને કાપી નાખો છો," માતાજી હસીને બોલ્યાં: "ભાઇલા, મને તો કાપી નાખતો નથી ને?" સ્વામીજી હાથ જોડીને બોલ્યાઃ "જે જ્ઞાન ગુરુનાં ચરણકમળોને ભુલાવી દે, તે જ્ઞાન તે વળી જ્ઞાન કહેવાય?" માતાજી આ સાંભળીને હસવા લાગ્યાં.

ત્યાર પાછી ફરીથી બોલવા લાગ્યાઃ "એ જ તો વાત છે. ભક્તિ ન હોય તો ચાલતું નથી, પ્રાપ્તિ થતી નથી. જ્ઞાન-વિચાર ઠીક છે, પણ કંઈ મદદ થોડું કરે છે? પણ ભક્તિ જ સર્વ કંઈ છે. ભક્તિમાં જ્ઞાન છે, ભક્તિ શું સહેલી બાબત છે? ભક્તિ પ્રાપ્ત થાય તો બધું જ પ્રાપ્ત થયું. ભક્તિ ચમત્કારી વસ્તુ છે–એ પ્રાપ્ત થયા વિના મન નરમ પડતું નથી. મહાપ્રભુ, આપણા સ્વામીજી બધાએ ભક્તિ પ્રાપ્ત કરી હતી ઉપનિષદ તો ભક્તિથી ભરપૂર છે. તે વિષે ઉલ્લેખ કરતાં મહાપ્રભુ બોલ્યા છે કેઃ–

न धनं न जनं न कवितां सुन्दरी वा जगदीश कामये।
मम जन्मनि जन्मनि भवतु त्वयि अहैतुकी भक्तिरीश्वरे॥

સાકાર, સગુણ, નિરાકાર સગુણ–એટલે સુધી મન જાય છે, ત્યાર પછી મન વાણીથી પર છે. પરમહંસદેવ કહેતા, "ઈશ્વર શુદ્ધ મનથી દેખાય છે."

તારીખ ૧૧-૩-૧૯૩૦

મહાત્મા ગાંધીજીની વાત નીકળી અને વિવિધ વાર્તાલાપ ચાલવા લાગ્યો, ત્યાર પછી તેઓ બોલ્યાઃ "મહાત્માજી સારું

કામ કરે છે, તમે જાણો છો કે બધાના ઉપર ભગવાનની કૃપા છે. માતાજીની દયા વિના કશું જ બનતું નથી. વળી ભગવાનની કૃપા થતાં બધી બાજુએ સગવડ થઈ જાય છે.”

તારીખ ૧૯-૩-૧૯૩૦

“માત્ર પાંડિત્યમાં જ બધું સમાઈ જતું નથી.

वाग्वैखरी शब्दझरी शास्त्रव्याख्यान कौशलम् ।
वैदुष्यं विदुषां तद्वत् भूक्तये न तु मुक्तये ॥

આ શ્લોક શંકરાચાર્યના વિવેકચૂડામણિમાં છે. વાતોના વિવાદ પંડિતોના ભોગની વસ્તુ છે, મુક્તિ માટે નથી! એક જણ ભુવનેશ્વર જનાર છે, તેને કહ્યું: “ચમત્કારી સ્થળ છે, મહારાજનો મઠ છે, આનંદથી રહેજો, સાધનભજનની જગ્યા છે. ફરવા ઇચ્છો તો જુદી વાત, જો સાધુ બનવું હોય તો ભુવનેશ્વર જાઓ.”

તારીખ ૧૮-૩-૧૯૩૦

× × × આજે યોગાનંદ સ્વામીનો જન્મદિવસ છે. તે સંબંધી પૂછતાં બોલ્યા: “આ બધી ભક્તલીલા કોણ જાણતું હતું કે, આટલા સમય પછી તમે પૂછશો ? એમ જાણતો હોત તો યાદ રાખત. યોગીનસ્વામી ખૂબ ધ્યાન કરતા હતા, આંખો લાલ રહેતી. પરમહંસદેવ કહેતા: ‘અર્જુનની આંખો જેવી છે.’ સ્વામીજી કહેતા: ‘જાણે જગન્નાથજીની આંખો.’ ભારે પવિત્ર, ખૂબ રસિક હતા. બલરામ બાબુ એમને ખૂબ ચાહતા હતા. કાશીથી પ્રમદાબાબુના કહેવાથી હું જ્યારે ચાલ્યો આવ્યો, ત્યારથી યોગીન વળી વિશેષ તપસ્યા કરવા લાગ્યા. બલરામ બાબુને ઘેર એક દિવસ કર્મ સંબંધી તેમને સ્વામીજી સાથે વાદવિવાદ થયો. સ્વામીજી હસતાં હસતાં બોલ્યા:

"જો હું પ્રચાર ન કરત તો તમારા પરમહંસદેવને કોણ ઓળખત?" યોગીન સ્વામી બોલ્યા: "તેઓ ન હોત તો તમે બહુ જોર મારી મારીને બૅરિસ્ટર કે ઍડવોકેટ થાત." યોગીન સ્વામી ક્રમશઃ ગંભીર થતાં, સ્વામીજી ગંભીર થઈ ગયા અને ધ્રુસકે ધ્રુસકે બાળકની પેઠે રડવા લાગ્યા. ત્યાર પછી બોલ્યા: "યોગીન, હું તેમને કઇ દૃષ્ટિએ જોઉં છું, તે તું શું જાણે?" પરમહંસદેવ તેમના ભાવસંબંધી શું કહેતા તે હું જાણતો નથી, છતાં ઈશ્વર સમાન, ખૂબ ઉચ્ચ આધાર કહેતા. ઘણું કઠોર જીવન જીવનારા, સાદાસીધા, તેમને જ્યારે બહુ જ તકલીફ જણાવા લાગી, ત્યારે સ્વામીજીએ કહ્યું હતું: "યોગીન, તમે બચી જાઓ, હું મરું છું." નિરંજન સ્વામી કહેતા: "યોગીન તું મારા માથાનો મણિ છે." સ્વામીજી કોઈ પણ ઉપાયે તેમનું શરીર બચે, તેને માટે ઘણું વિચારતા હતા. દેહત્યાગ વખતે જ્યારે પૂછ્યું કે, "યોગીન, પરમહંસદેવનું ધ્યાન છે ને?" ત્યારે તેઓ બોલ્યા: "ઘણા ઘણા સ્મરણમાં છે." તેઓ એકાંત વધારે ચાહતા. શાસ્ત્રાદિના વાચનશ્રવણની ઝાઝી ચિંતા કરતા નહિ. એક શ્રીગીતા, ઉપનિષદ વગેરે. કાશીમાં હતા, ત્યારે સીતારામના અન્નક્ષેત્રની સામે રહેતા હતા. એક વાર વૃંદાવન માની સાથે ગયા હતા. આકાશના ચંદ્ર અને તારાને ખૂબ ચાહતા. તેઓ કહેતા: "હું વિચારું છું કે હું તો ચંદ્રલોકનો માનવી છું, આ પૃથ્વીનો નથી. મનમાં થાય છે કે, જાણે ચંદ્રલોકમાં તારાની માળા પહેરીને બેઠેલો છું. ગંગામાં નૌકા કરીને સ્વામીજીએ તેમને આ મઠ દેખાડયો હતો. મહાત્યાગી, સાધુપુરુષ, અતિપવિત્ર, શુકદેવજી જેવા તે હતા. કાશીમાં એક રોટલી ભીંજવી રાખતા, તેજ થોડી થોડી ખાતા. ઘણા દયાળુ અને દયાદાક્ષિણ્યવાળા

હતા. ગામના એક માણસનાં સ્ત્રીપુત્ર અસહાય હતાં. તે માણસ રેલમાં મરી ગયો હતો. યોગીનને ખૂબ લાગી આવ્યું, તેણે સ્વામીજીને કહ્યું: "હું તે વખતે મેકિનન મેકેન્ઝીમાં કામ કરતો હતો, ત્યારે મારી પાસે થોડા પૈસા હતા. મેં યોગીનને આપ્યા. તે જઈને દઈ આવ્યા. બોલ્યા કે, "આ ૩૦–૪૦ રૂપિયા પૂરતા છે." યોગીન દક્ષિણેશ્વર ક્યારે આવતા જતા, તે કોઈ જાણી શકતું નહિ. દિવસે દક્ષિણેશ્વર આવેલા યાદ નથી. તેમને મારી માફક કલકત્તાથી જવાનુ થતું નહિ. કાશીપુર મઠમાં એક સાથે જ હતા–બહુ ધ્યાનધારણા કરતા. તેમના જીવનની મુખ્ય વાત, માતાજીની સેવા જ હતી. એમના જીવનનું મુખ્ય કાર્ય માતાજીની સેવા જ હતું. તેઓ વૃંદાવનમાં, ઘુસુડીમાં બાગબજારમાં માની સેવા કરીને ધન્ય થયા છે. શરદ મહારાજને તેમણે જ માતાજીને ઓળખાવ્યાં હતાં. શરદ એક વાર બોલ્યા: "યોગીન, નરેનની બધી વાતો સમજાતી નથી, કેટલી યે જાતની વાતો કરે છે, જ્યારે જે વાત પકડશે ત્યારે તેને એવડી મોટી બનાવશે કે બીજી વાત તદ્દન નાની થઈ જાય." ત્યારે યોગીન બોલ્યા: "શરદ, તને એક વાત કહી દઉં છું, તું માતાજીનેજ માનજે. તેઓ જે બોલશે તે જ ઠીક છે."

તેમને જ્યારે બહુ જ તકલીફ થઈ હતી, ત્યારે માતાજી યોગીનની સ્ત્રીને એ ઘરમાં સેવા માટે લઈ આવ્યાં હતાં અને યોગીનને કહ્યું: "તું આને બેએક વાત કહે, કંઈક ઉપદેશ આપ." યોગીનને તે કંઈ ઠીક લાગતું નહિ. તે કહેતો: "એ બધું આપ જાણો, હું એવુંતેવું કરી શકીશ નહિ." માએ કહ્યું: "હું કહીશ, પણ તમે પણ બેએક વાત કહો."

પરમહંસદેવ પાસે જ્યારે રહેતો, તેમની સેવા કરતો ત્યારે કેટલા ય માણસો કથાઉપદેશરૂપે કેટલી યે વાતો કહેતા તે

કંઇ જ સારી લાગતી નહિ, પણ પરમહંસદેવ જે બેએક વાત કહેતા, તે હું સાંભળતો અને તે જ મને સારી લાગતી, બીજાની વાતો સાંભળવાની ઇચ્છા જ થતી નહિ.”

તારીખ ૨૦-૩-૧૯૩૦

એક જણને ગાયત્રી જે ભાવે ઉપદેશેલી છે, તે ભાવે તે કરી શકતો નહોતો તે જોઇ તેઓ બોલ્યાઃ “તને જેમ ઠીક લાગે તેમ કરજે. જોર કરીને કંઇ કરતો નહિ. જે જરૂરી હશે, તે પરમહંસદેવ જ કરી દેશે. ગાયત્રીની શું બીજી કોઇ મૂર્તિ છે? તે તો ત્રિજગત્પ્રસવિની બ્રહ્મશક્તિ મા છે. ઉપાસકની સગવડ ખાતર બ્રાહ્મી, વૈષ્ણવી અને રુદ્રાણીની મૂર્તિની કલ્પના કરવામાં આવી છે. તેમનું બીજું રૂપ જ ક્યાં છે? જેમ કરો છો, તેમ કરો. કાલે બધું ઠીક થઈ જશે, પછી ત્રિમૂર્તિ પરમહંસદેવમાં લય પામી જશે. ત્યાર પછી તેમને પણ પ્રાપ્ત કરી શકશો; વિદ્યાઅવિદ્યાને અને જ્ઞાનઅજ્ઞાનને પણ પારખી શકશો. ખરી વાત નામરૂપની પાર જવાની છે. ત્યાં કંઇ જ નથી તેમ છતાં બધું જ ત્યાંથી બહાર આવ્યું છે. નામરૂપની પારમાર્થિક સત્તા વાસ્તવિક નથી. આ બધાથી ઉપરની ભૂમિકામાં જવું જોઈશે. પરમહંસદેવ કહેતાઃ “અરે, માતાજી બધું કરી દેશે, માતાજીને પકડી રાખો, માતાજી યથાકાળે બધું બનાવી દેશે. બધું જ થશે, કાલે બધું થશે—હમણાં જેમ ચાલે છે, તેમ ચાલવા દો.”

શરીર કેમ છે? એમ પૂછતાં તેઓ બોલ્યાઃ “મને એ બધું મનમાં જ આવતું નથી કે ઊંઘ આવી અથવા નહિ, પરમહંસદેવ અને માતાજી જેટલા દિવસ જેમ રાખે તેમ રાખવા દો, ન રાખે તો પણ કંઇ નહિ. મારે શું છે? તેમની

જેવી ઇચ્છા હોય તે પ્રમાણે ભલે કરે. માત્ર ભગવાનનું જ્ઞાન અને ભગવાનનાં ચરણકમળોમાં ભક્તિ હોય એટલે બસ છે. અહો, ભવનાથને કેટલો બધો પ્રેમ હતો. એક ભજન ગાતા ત્યારે તેમની બે આંખોમાંથી અશ્રુધારાઓ વહેવા લાગતી."

× × × ×

તારીખ ૨૨-૩-૧૯૩૦

એક માણસને સાધનામાં ઉત્સાહભંગ થયેલો સાંભળી બોલ્યાઃ "એ ઠીક નથી, એ જાતનો ભાવ ક્યારે ય મનમાં આવવા દેશો નહિ. એથી ખૂબ ચંચળતા વધે છે. હંમેશાં વિચારજો કે તમે પરમ ભાગ્યવાન છો—આ બધાં પરમહંસદેવનાં સંતાનોને જુઓ છો અને આશ્રય પામ્યા છો. "જેમણે પુત્રને જોયો છે, તેમણે પિતાને પણ જોયા છે." આવા વિચારો કરી મનમાં બળ પ્રાપ્ત કરશો. મનમાં ખરાબ ભાવ આવતાં ઉપેક્ષા કરજો. જન્મ-જન્માન્તરના બધા સંસ્કાર અંદર છે જ ને? તે વચ્ચે વચ્ચે જોરપૂર્વક ઊઠી આવીને ધક્કો મારે છે. મનમાં ઘણું જ બળ ભેગું કરો, કોઇ ભય નથી, બધું થશે, બધું જ પ્રાપ્ત થશે. વધારે જપ કરવાથી બધું પતી જતું નથી. પ્રેમ છે કે નહિ તે જોવું પડશે. ખાલી શુષ્ક જપથી શું થશે? તો તો હજાર જપ કરો, ભગવાનના નામમાં ફળ છે. ખરી વાત પ્રેમની છે. 'તમે પિતા, તમે માતા, તમે બંધુ, તમે પ્રભુ, તમે સર્વ, તમે અંતર્યામિની જગન્માતા છો, હું તમારો છું.' આ જાતનો એકભાવ જોઇએ."

"સ્થિર થઈને બેસવું પડશે. સ્થિરચિત્તે બેસીને જપ કરવા એ જ ઠીક છે." ત્યાર પછી બોલ્યાઃ "આજે આઠમ લાગે છે, પંચાંગ જુઓ તો. મહારાજ પણ એમજ જાણી લેતા હતા." સૂતાં પહેલાં બોલ્યાઃ—

या देवी सर्व भूतेषु निद्रारूपेणसंस्थिता।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः॥

(चंडी ५-२५)

જે દેવી સર્વ ભૂતોમાં નિદ્રારૂપે વસી રહી,
નમું તેને, નમું તેને, નમું તેને લળી લળી.

એક જણ ચંડીપાઠ વાંચે તો સારું, આજે સારો દિવસ છે. સંક્ષેપમાં દેવીસૂક્ત વાંચવાથી બધું ચાલશે, એમાં બધું જ છે. પરમહંસદેવ કહેતાઃ "शक्रादय।" સ્તવન વાંચવાથી ચંડીનો પાઠ થયો ગણાય. હું કાશીમાં વાંચતો. પૂજા કરીને વાંચતાં માત્ર બે કલાક લાગતા. વળી બહુ જલદી કરતાં દોઢ કલાક–પોણા બે કલાકમાં થઈ શકતો. હરિમહારાજને ચંડી કંઠસ્થ હતી, એક કલાક લાગતો. બધો વખત પૂજાનો સામાન હોતો નથી, તેમ છતાં માતાજીની પાસે જ વાંચું છું. એવો વિચાર કરી ભક્તિભાવે માત્ર વાંચવાથી પણ ચાલે."

૨૩-૩-૧૯૩૦

"અહીં જેટલા દિવસ રાખે તેટલુ સારું જ છે—"

श्रोत्रस्य श्रोत्रं मनसो मनो यद्वाचो ह वाचं सउ प्राणस्य प्राणः।
चक्षुषश्चक्षुरतिमूच्य धीराः प्रेत्यास्माल्लोकादमृता भवन्ति॥

(केन उपनिषद् १-२)

તેઓ શ્રોત્રના શ્રોત્ર, મનના મન, વાક્યના વાક્ય, પ્રાણના પ્રાણ, અને ચક્ષુના ચક્ષુ છે. જે ધીર પુરુષો ઇચ્છાનો ત્યાગ કરીને સિદ્ધ થયા છે, તેઓ આ શરીરનો ત્યાગ કરીને અમૃતને પ્રાપ્ત થાઓ. એ "પ્રાણના પ્રાણ" જેટલો સમય પ્રાણ રાખશે, તેટલો વખત પ્રાણ રહેશે; ત્યાર પછી પૂર્ણ सच्चिदानन्द। શરીર પડયુ રહેશે, બસ પછી શું?" એમ બોલી ને હાથમાં તાળી આપી.

ત્યાર પછી પક્ષીઓ તરફ નજર પડતાં તેઓ બોલ્યાઃ "આ વખતે તેઓ માળો બાંધશે એ જોઉં છું, ડાળીડાંખળા લઈને ભમે છે. પરમહંસદેવ એક સરસ વાત કહેતા. પક્ષી અને દરવેશ, એમને કંઈ જ આસક્તિ નથી. પેટમાં ઈંડું હોય છે, ત્યારે વધારે ઊંઘતાં નથી." × × × ×

તારીખ ૨૬-૩-૧૯૩૦

સુ-મહારાજ આવતાં વૈષ્ણવો સંબંધી વિવિધ વાર્તાલાપ થવા લાગ્યો. "સુ-મહારાજ, બાબુરામ મહારાજ સાથે નવદ્વીપ ગયા હતા. તે પ્રસંગે વાર્તાલાપ ચાલતાં તેઓ બોલ્યાઃ "પેલે કિનારે બરાહનગરમાં મહાપ્રભુનું એક સ્થાન છે, મહાપ્રભુ ત્યાં આવ્યા હતા, ભાગવતપાઠ સાંભળતા હતા, તેમની એક કથા જેવું કંઈક છે." એમ કહીને નામસ્મરણ કરવા લાગ્યા.

"હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે;
હરે રામ હરે રામ, રામ રામ હરે હરે.
હરે કૃષ્ણ હરે રામ, નિતાઇ ગૌર રાધેશ્યામ."

"ચરણદાસ બાવાજીનું સ્થાન છે, રામદાસ બાવાજી ઘણું કીર્તન કરે છે, બહુ ચમત્કારી છે, ઘણી સારી રીતે કીર્તન કરે છે."

તારીખ ૩૧-૩-૧૯૩૦

"સારા સંસ્કારો જોઇએ. ભગવાનની કૃપા ઉપર બધું આધાર રાખે છે. તેઓ દયા કરે નહિ તો શું કામિની-કાંચન છૂટે? એમનો હાથ પકડવો એ બહુ જરૂરી વાત છે. ભાઇ, ભગવાનની કૃપા થયા વિના કશું જ બનતું નથી. કામના કરતાં કાંચનનું આકર્ષણ વળી વિશેષ છે. કાંચન રહેવાથી વળી બીજું પણ આવે છે."

કલકત્તાના હુલ્લડની વાત સાંભળીને દુઃખ પ્રગટ કરવા

લાગ્યા. તેઓ બોલ્યાઃ "આ ગ્રીષ્મ ઋતુના બપોરે ગાય, ભેંસ વગેરે પ્રાણીઓને ઘણું કષ્ટ થાય જ. એક કાયદો કરીને બપોર વખતે ગાડીઓ ચલાવવાનું બંધ કરવાની જરૂર છે. વળી જુઓ, ગાય, બળદ, ઘોડાનું રક્ષણ કરવા જતાં મનુષ્ય મરી ગયો. આ પૃથ્વીમાં કેવો ય દુર્યોગ ચાલે છે! આજે રેલનો અકસ્માત, કાલે હુલ્લડ, મેલેરિયા વગેરે."

અમેરિકાપ્રવાસી ધ–મુખોપાધ્યાય આવીને પ્રણામ કરીને તેમની શારીરિક સ્થિતિ જોઇ રડવા લાગ્યા. તેઓ બોલ્યાઃ "બુદ્ધ જ્યારે દેહત્યાગ કરવા ઇચ્છતા હતા ત્યારે આનંદ રડવા લાગ્યા. બુદ્ધ કહેઃ 'આનંદ, રડે છે શા માટે? આ જીવન તો પચાશ સાઠ બહુ બહુ તો સો વર્ષ સુધી છે. વળી હું તો અનંત જીવન પ્રાપ્ત કરવા જાઉં છું.' ત્યાર પછી જાતિ સંબંધી વાતચીત ચાલતાં તેઓ બોલ્યાઃ "સમાજમાં જે કંઇ હોય તે ભલે હોય, ભક્તની જાત નથી, પરમહંસદેવ કહેતા ભક્તની એક જુદી જ જાતિ છે. આપણે તો સંન્યાસી, આપણી નાત-જાત નથી અને અભિમાન તો અમે ઘણા દિવસોથી છોડી દીધું છે." ત્યાર પછી ગુરુ અને ઇષ્ટ સંબંધી વાર્તાલાપ ચાલ્યો. તેઓ બોલ્યાઃ "ગુરુ ઇષ્ટ એક, છતાં જ્યાં સુધી રૂપમાં છે, ત્યાં સુધી રૂપભેદ કરવો પડશે. ત્યાર પછી અસલ વસ્તુ જોતાં જોઈ શકાય છે કે, બન્ને એકજ છે. આ જાણવું સાધના ઉપર અવલંબે છે."

તારીખ ૭–૪–૧૯૩૦

એક મુસલમાન ભક્ત પ્રત્યે બોલ્યાઃ "તમે જાણજો કે, ભગવાન અને અલ્લા એક છે. પરમહંસદેવની વાતો વાંચી છે ને? ભગવાનને અલ્લા એક છે–ભાઇ, અલ્લાને છોડતો નહિ, તેઓ નિરાકાર ઈશ્વર છે. નિરાકાર ભાવનો પ્રચાર કરવા માટે

તેઓ મહમ્મદરૂપે આવ્યા હતા, તેઓ જ હાલમાં ફરીથી રામકૃષ્ણરૂપે આવ્યા છે. જાણો છો ને કે, તેઓએ મુસલમાન મત પ્રમાણે સાધના કરવાનું બતાવ્યું, એથી પણ ઈશ્વર પ્રાપ્ત થઇ શકે. તેમણે આ માર્ગે સિદ્ધિ પ્રાપ્ત કરી હતી."

રામનામ થશે એમ સાંભળીને તેઓ બોલ્યા: "નામ અને નામી અભિન્ન છે, જે નામ છે, તેજ નામી છે. રામ–નામ, હરિનામ."

તારીખ ૧૦–૪–૧૯૩૦

તેઓ સૂતા સૂતા બોલવા લાગ્યા:—

अखंडमंडलाकारं व्याप्तं येन चराचरं ।
तत्पदं दर्शितं येन तस्मै श्रीगुरवे नमः ॥
अज्ञानतिमिरान्धस्य ज्ञानांजन शलाकया ।
चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

( गुरुगीता )

અર્થાત્ અખંડ મંડલાકારરૂપ સચરાચર વિશ્વને વ્યાપી રહ્યા છે અને જેણે तत्पद (બ્રહ્મ)નું દર્શન કરાવ્યું છે, તે શ્રીસદ્ગુરુને નમસ્કાર હો. અજ્ઞાનરૂપી અંધકારથી અંધ થયેલાની આંખને જેણે જ્ઞાનની અંજનશલાકાથી ઉઘાડી છે; તે શ્રીસદ્ગુરુને નમસ્કાર હો.

ત્યાર પછી પ્રણામ કર્યા.

તારીખ ૧૨–૪–૧૯૩૦

ધ–મુખોપાધ્યાયે આવીને પ્રણામ કરતાં તેઓ બોલ્યા: "થોડુંક ધ્યાન કરો તો ? ધ્યાન કરવું ઘણું સારું છે–રામકૃષ્ણનું નામ લેતાં હૃદયમાં ચૈતન્યપ્રાપ્તિ થશે; માતાજી જાગૃત થશે–આ રામકૃષ્ણનું નામ લેવાથી જ માતાજી જાગૃત થાય

છે. નામસ્મરણ કરજો. નામસ્મરણ કરતાં કરતાં ધ્યાન કરવાથી તમને બ્રહ્મજ્ઞાન થઈ જશે." ત્યાર પછી તે દિવસે શ્રી. પ્રમદાદાસ મિત્ર પરમહંસદેવના સ્તવનનો પાઠ કરીને બોલ્યા: "પરમહંસદેવનાં એટલાં બધાં સ્તોત્ર છે, પરંતુ આમાં સૌ કરતાં વિશેષ ચમત્કાર છે. પ્રમદાદાસ બાબુ કવિ, ભક્ત અને લેખક હતા. સ્તવન આ પ્રમાણે છે:—

ॐ विशुद्ध विज्ञानमगाधसौख्यं विश्वस्यबीजं करुणापयोधिः ।
अनाद्यनन्तं प्रकृतेः परस्तात् तत्त्वमेकं भुवि रामकृष्णः ॥ १ ॥
न नेति भीत्या श्रुतयो वदन्ति वदन्ति साक्षान्न च यं कदाचित् ।
चिदेकरुपो शिव ऐश्वराणां महेश्वरोऽसौ भुवि रामकृष्णः ॥ २ ॥
यं नित्यमानन्दमनन्तमेकं शिवेति नाम्ना श्रुतयो गृणन्ति ।
तस्यावतारो नररुपधारी कृपासुधाब्धिर्भुवि रामकृष्णः ॥ ३ ॥
विज्ञानपीयुषनिमग्नमूर्तिः पस्पर्श यान् यान् दया करेण ।
ते कामिनी काञ्चनरिक्तचित्ताः सद्यो बभूवुर्भुवि रामकृष्णः ॥४॥
प्रेमाब्धि गंभीर तरंग भंगैरान्दोलितो यो भगवद्विलीनः ।
भक्तिर्विशुद्धा स्वयमाविरासीत् पुंविग्रहोऽहो भुवि रामकृष्णः ॥५॥
तमद्भुतं कंचिदचिन्त्यशक्तिं वन्दे प्रशान्तं परिपूर्ण बोधम् ।
ज्ञानस्य भक्तेश्च विशुद्धमूर्तिं द्विमूर्तिमेकं भुवि रामकृष्णः ॥ ६ ॥

અર્થાત્–જે વિશુદ્ધ વિજ્ઞાનરૂપ છે, જે અગાધ સૌખ્યરૂપ છે, જે વિશ્વના બીજરૂપ છે, જે કરુણાના સાગરરૂપ છે, જે આદિ ને અંતરહિત છે અને જે પ્રકૃતિથી યે પર છે તે તત્ત્વ આ પૃથ્વીમાં રામકૃષ્ણ છે. (૧) શ્રુતિઓ ભીતિએ કરીને જેને વિષે નેતિ નેતિ (આ નહિ, આ નહિ) કહે છે, જેને વિષે તેઓ ક્યારેય સાક્ષાત્ કહી શકતા નથી, જે ચિદ્રૂપે એકરૂપ

શિવ છે અને જે સર્વ ઐશ્વરોના મહેશ્વર છે, તે આ પૃથ્વીમાં આ રામકૃષ્ણ છે. (૨) જે નિત્ય છે, આનંદરૂપ છે, અનંત છે, એકરૂપ છે અને શ્રુતિઓ જેને શિવનામે સ્તવે છે, તેનો પૃથ્વીમાં નરરૂપધારી અવતાર કૃપાસિન્ધુ રામકૃષ્ણ છે. (૩) વિજ્ઞાનના અમૃતમાં સદૈવ લીન રહેનારા એ મૂર્તિમંત રામકૃષ્ણે જેને જેને દયાપૂર્વક હાથ મૂકચા છે, તેમનાં ચિત્ત કામિની અને કાંચનથી તરત જ મુક્ત થયાં છે. (૪) અહો! જે પ્રેમસાગરની ગંભીર તરંગમાલાઓથી જે આંદોલિત છે અને જે ભગવાનમાં વિલીન છે, તે આ પુરુષશરીરધારી રામકૃષ્ણ પૃથ્વીમાં વિશુદ્ધ ભક્તિનું સાક્ષાત્ પ્રાકટ્ય છે. (૫) અચિન્ત્ય શક્તિરૂપ, પ્રશાન્ત, પરિપૂર્ણ જ્ઞાનરૂપ, જ્ઞાન તથા ભક્તિની વિશુદ્ધ મૂર્તિરૂપ, દ્વિમૂર્તિરૂપ છતાં એકરૂપ એવા અને અદ્ભુત તે પૃથ્વીમાંના રામકૃષ્ણને હું વંદુ છું. (૬)

તારીખ ૧૪-૪-૧૯૩૦

એક માણસને કહ્યું કે, "આ બધી વાતો કોઈ પણ પુસ્તકમાં મળશે નહિ. એ તો માત્ર અહીંની જ વાતો છે. સ્વામીજી કહેતા: "મારા ઈષ્ટદેવનું રૂપ નિત્ય, નિત્ય સાકાર છે." પરમહંસદેવ કહેતા: "એવી જગા છે કે જ્યાં બરફ ઓગળતો નથી." હંમેશાં જ બરફ, એ નિર્ગુણ જ નિત્ય સાકારરૂપ ધરી રહેલ છે. શરીર કેમ છે? એમ પૂછતાં તેઓ બોલ્યા: 'કંઈ જ નથી. પરમહંસદેવ એક તણખલા વડે પોતાનું કાર્ય ચલાવે છે. એટલે ભગવાનને જેટલા દિવસ રાખવું હોય, તેટલા દિવસ રાખે. તેઓ સત્યસ્વરૂપ છે. સત્યને ખાતર જગતમાં આવ્યા હતા—તમે પણ બરાબર સત્યને માર્ગે જ આગળ વધો, ઉન્નત થાઓ, સત્યને જ પકડી રાખો. અહીં તેમનું કાર્ય કરવાને માટે તમે આવેલા છો, તમારી મારફત તેઓ કાર્ય કરાવે

છે. તમારા જીવનનું બીજું કોઈજ કાર્ય કે ઉદ્દેશ નથી તમે સત્યસ્વરૂપ છો. સત્યનેજ પકડી રાખો ”

તારીખ ૧૯-૪-૧૯૩૦

એક હિન્દુસ્થાની ભક્તને તેમણે કહ્યુ· “સંસારબંધન તો ભગવાનની કૃપાથી છૂટી જાય છે, તેમની કૃપા થવી જોઇએ. ભગવાનની કૃપા-દીક્ષા શુ છે? રામનામ, રામકૃષ્ણનુ નામ સ્મરણ કરો-એ જ દીક્ષા છે તમારી પત્નીને રામકૃષ્ણનુ નામ લેવાનુ કહો પછી સગવડ હશે તો એક વાર કલકત્તામા રહી જશે નક્કી કરીને અહી લઈ આવજો-દીક્ષા મળી જશે. તમારે તો એક છોકરો અને એક છોકરી છે બહુ નથી. એવી ભાવના કરો કે-બધુ નારાયણનુ-ભગવાનનુ છે, તમારું કઇ જ નથી બધાં તેમનામાથી આવ્યાં છે, તેમનામા ચાલ્યા જશે અને તેમનામાં જ રહેલા છે-જે કઈ છે તે બધુ ભગવાનની વિભૂતિ છે ”

તારીખ ૨૦-૪-૧૯૩૦

હાલમાં શ્રીમદ્ ભગવદ્ગીતાનો પાઠ ચાલે છે, વાર્તાલાપ કરતા તેઓ બોલ્યા·--

गतिर्भर्त्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।
प्रभवः प्रलयस्थानं निधानं बीजमव्ययम् ॥

( श्री० गीता ९-१८ )

અર્થાત્ ગતિ, પોષણકર્તા, પ્રભુ, સાક્ષી, નિવાસ, શરણ, સુહૃદ્, ઉત્પત્તિ, પ્રલય, સ્થાન, નિધાન (આધાર) તથા અવિનાશી બીજ હું છુ

“ઉપરનો શ્લોક મને બહુ જ પ્રિય છે, ઘણા ચમત્કારની વાત છે-શ્રીમદ્ ભગવદ્ગીતાની ખાસ મહત્તા જ એ છે કે,

ભગવાન બધું સીધેસીધું જ કહે છે–કોઈ પણ જાતની છુપાવવાની વાત નથી–સ્પષ્ટરૂપે બોલ્યા છે કે, "હું જ ગતિ, ભર્તા, પ્રભુ, સાક્ષી, નિવાસ, શરણ અને સુહૃત્ છું."

તારીખ ૨૧-૪-૧૯૩૦

કાશી અદ્વૈતઆશ્રમના પરમહંસદેવના મંદિરના પાયાનો પથ્થર, પૂજા વગેરે થયા પછી આણવામાં આવ્યો. તેને સ્પર્શ કરીને તેઓ બોલ્યા: "પૂજા કરી છે તે સરસ થયું છે. જય પ્રભુ ! જે જોઉં છું, તે સરસ છે. ભગવાનનું–પરમહંસદેવનું મંદિર થશે, તે સરસ છે." પથ્થરનો સ્પર્શ કરીને ધ્યાનસ્થ થયા. ત્યાર પછી બોલ્યા: "શ્રીકાશીજીમાં તો ભગવાન પહેલેથી જ બેઠેલા છે. છતાં હાલ એક સરસ મંદિર થશે ને તેનાથી કેટલાયે લોકોનું કલ્યાણ થશે. ભગવાન, આ મંદિર ભલે થાઓ–શ્રીકાશીમાં, શ્રીવિશ્વનાથની રાજધાનીમાં ફૂલ, ચંદન, બધું યે વસ્ત્રમાં બાંધીને લઇ જાઓ."

તારીખ ૪-૫-૧૯૩૦

એક સાધુની બેકાળજીથી રાત્રે મુસળધાર વરસાદથી સ્વામીજીના ઘરમાં પાણી દાખલ થતાં તેઓ બોલ્યા: "આવું કોઇ દિવસ ના કરશો. ભાઇ, આ તો સ્વામીજીનું ઘર છે–જીવતું જાગતું ઘર છે, જેવુંતેવું ઘર નથી, આ ઘરમાં સ્વયં શિવ આવીને રહ્યા છે. આ ઘરમાં કેટલું ધ્યાન, કેટલી સમાધિ, કેટલા ભાવો આવી ગયા છે, તે બધું તમે જાણો છો? ભાઇલા, સાવધાન, સાવધાન. ઘણા પ્રયત્નપૂર્વક આ ઘરની સંભાળ રાખજો, નહિ તો મુસીબત છે. સાવધાન, સાવધાન. ફરીથી આ પ્રમાણે કોઇ દિવસ કરશો નહિ. સાવધાન, આ સ્વામીજીનું ઘર છે."

તારીખ ૧૨-૫-૧૯૩૦

"આજે વૈશાખી પૂર્ણિમા છે, બુદ્ધદેવનો જન્મદિવસ છે. ત્રણગણો કલ્યાણકારી દિવસ છે-જન્મ, નિર્વાણ અને પરિનિર્વાણ એક દિવસે થયેલાં છે. અહો, એવી બુદ્ધિ અને સહૃદયતા બીજે જોવામાં આવતાં નથી. ભગવાનની બલિહારી છે. આપણા પરમહંસદેવ પણ બુદ્ધ, શંકર અને ચૈતન્યનું એક સ્વરૂપ છે. વળી બધા જ અદ્ભુત છે. જય પ્રભુ, જય કરુણામય, બધાને શાંતિ આપો-ભારતવર્ષમાં શાંતિ, જગતમાં શાંતિ, કલ્યાણ થાઓ, મંગળ થાઓ! ભારતવર્ષમાં જેવો ત્યાગનો આદર્શ છે, તેવો બીજે ક્યાં યે નથી. ભારતવર્ષ બચશે, તો જગતની રક્ષા થશે. પહેલાં હિંદુ-મુસલમાન વચ્ચે ઝગડા નહોતા-તેઓ એકબીજાને જુદા પણ ગણાતા નહિ-આ બધું હાલ જોઉં છું. અનેક દિવસોનાં પાપતાપ ભેગાં થયાં હતાં. હાલમાં કઠોર તપસ્યા જરૂરની છે. જો માતાજીની કૃપા થાય તો જોશો કે કેવી રીતે બધું ઠીક થઈ જાય છે." × × ×

તારીખ ૧૩-૫-૧૯૩૦

પેગુમાં ધરતીકંપ અને આગથી લગભગ ૩૦૦૦૦ માણસો ઘર વગરનાં થઈ ગયેલાં સાંભળીને તેઓ બોલ્યા: "મહામાયાના વ્યવહાર સમજવાની શક્તિ નથી-તેમની સંહારક શક્તિની આ ક્રિયા છે. તેથી જ પરમહંસદેવ કહેતા:

**'મા, આ બધું હું સમજતો નથી, સમજી શકતો નથી. તમે મારા ઉપર દયા કરો-તમારાં શ્રીચરણોની શુદ્ધ ભક્તિ અને શુદ્ધ જ્ઞાન આપો.'** સર્વ માતાજીની ઇચ્છા, તમે બીજું શું કરશો? તમે સેવા શરૂ કરો." × × × ×

તારીખ ૨૦-૫-૧૯૩૦

"પરમહંસદેવનો-ભગવાનનો આશ્રય લેવાથી ક્યારે પણ

નકામું જશે નહિ. રામલાલ દાદા કહેતા હતા: 'રસિક સુચિ પરમહંસદેવને પિતા, પિતા કહેતા. મૃત્યુ વખતે તેઓ બોલી ઊઠ્યા: ' આ બાપુજી આવ્યા છે. બાપુજી આવ્યા છે' એમ કહીને તુલસીવનમાં દેહત્યાગ કર્યો. પરમહંસદેવનો એ કેવો ભાવ! પાંચ વરસના બાળક જેવો–પુરુષોની વાત તો દૂર રહી, પણ છોકરીઓનો ભાવ પણ ક્યારેય બદલાતો નહિ."

× × × ×

તારીખ ૬૪-૬-૧૯૩૦

મન બધો વખત સારું કેમ રહેતું નથી, એમ પૂછતાં તેઓ બોલ્યા: "એ તો થશે, માત્ર પ્રાર્થના કરો–પરમહંસદેવ દયામય, શિવ, શંભો, હે મહાદેવ દયા કરો, શ્રદ્ધા દો, ભક્તિ દો, જ્ઞાન દો, વિવેક દો! ખરા હૃદયપૂર્વક ભગવાનની કૃપા માટે, ભક્તિ–શ્રદ્ધા માટે આંતરિક પ્રાર્થના કરો. સાધન, જપ, ધ્યાન બધા કરી શકતા નથી. માત્ર પ્રાર્થનાથી જ બધાનાં કામ થાય છે. તમને મહારાજશ્રી કેટલા બધા ચાહતા હતા! તમારું કલ્યાણ થશે જ. તેઓ ઈશ્વરતુલ્ય મહાપુરુષ હતા, તેમનો પ્રેમ અમોઘ હતો, તેમની પાસે આટલા દિવસો રહ્યા એ શું ઓછું છે? વચ્ચે વચ્ચે ભોગવિલાસના વિચારો આવશે. ભલે ને આવે, એમાં કંઈ નહિ; વિચાર કરશો એટલે ભાગી જશે." એક માણસને સાધુ થવાની ઈચ્છા હતી, પણ વિવિધ કારણોથી થઈ શકતો નહોતો, એ સંભાળીને તેઓ બોલ્યા: "ભોગવાસના હોય તો કંઈક ભોગ ભોગવીને તે ટાળી દેવી ઠીક છે, નહિ તો સાધુ થયા પછી પંચાત થશે. ગુરુકૃપાથી એ બધું ચાલ્યું જઈ શકે. વળી જો વાસના બહુ પ્રબળ હોય, તો ભોગો ભોગવીને વિચારપૂર્વક ત્યાગ કરવો એ જ સારું છે. નહિ તો પાછા એના એ જ વિચારો અને ભાવો રહેશે. બાકીનું તો વિચાર,

ગુરુકૃપા અને સાધુસંગથી ચાલ્યું જાય છે.” એક માણસે અર્વાચીન જગતની હાલની સ્થિતિ વિષે ભગવાનને કહેવાનું કહેતાં તેઓ બોલ્યા: “જેમનાથી બધું ઠીક થઈ જાય છે, જેમની ઇચ્છાથી બધું થાય છે, તેમને તો રાત્રિદિવસ જણાવું છું કે જીવો પ્રત્યે તેઓ દયા કરે. એક પ્રચંડ પરિવર્તન આવે છે અને તેથી બધો વિપ્લવ થશે જ. આ લોકો તો લગભગ દોઢસોબસો વરસ અહીં રહ્યા છે—આખરે ભગવાન બધાનું અવશ્ય કલ્યાણ કરશે.”

તારીખ ૧૮-૬-૧૯૩૦

શ્રીગીતા વિષે વાર્તાલાપ ચાલ્યો: “ **શ્રીધરની ટીકા ઘણી સુંદર છે-આવો જ્ઞાનભક્તિનો સમન્વય ક્યાં યે નથી. જેવા સાધુ તેવા જ મેધાવી-પ્રખર બુદ્ધિશાળી છે.** બીજી ટીકાટિપ્પણી કરવાથી ગરબડ થવાનો સંભવ છે. મહાપ્રભુ સાર્વભૌમની ટીકા સાંભળીને ઠીક જ બોલ્યા હતા: ‘ મૂળ સારી રીતે સમજી શકાય છે, પણ ભાષ્યમાં જાણે ગોળ મૂકી દીધો છે.’ × × × ×

“ગોપિકા ગીત બહુ સુંદર છે! સ્વામીજી સુંદર સ્વરે ગોપિકા ગીત ગાતા હતા. કેવો સુંદર શબ્દપ્રયોગ! “दयित दृश्यतां” હે સ્વામી! દર્શન દો. “ते अशुल्कदासिका” અમે તમારી વિનાપગારની દાસીઓ છીએ. ભગવાન ભક્તોની કેટલી રીતે રક્ષા કરે છે. “वैद्युतानलात्” વગેરે વળી:

विषजलाप्ययाद्व्यालराक्षसाद् वर्षमारुताद्वैद्युतानलात् ।
वृषमयात्मजाद्विश्वतो भयाद् ऋषभ ते वयं रक्षिता मुहुः ॥
( गोपिकागीता, भागवत १०-३१ )

અર્થાત્ હે શ્રેષ્ઠ! કાલીનાગનાં ઝેરી જળ, અઘાસુર, પવન, વર-

સાદ, પર્વતો પડવા, અગ્નિ, વૃષાસુર, મયપુત્ર, વ્યોમાસુર વગેરે બીજા સર્વ પ્રકારના ભયમાંથી તમે અમારી વારંવાર રક્ષા કરી છે.

ગોપીઓ જાણતી હતી કે તેઓ "अखिलदेहिनामन्तरात्मदृक्" છે, તેથી તેઓ લીલામૂર્તિની જ સેવા અને સંભોગ ઇચ્છતાં હતાં."

न खलु गोपिकानन्दनो भवान् अखिलदेहिनामन्तरात्मदृक् ।
विखनसार्थितो विश्वगुप्तये सख उदेयिवान् सात्वतां कुले ॥

અર્થાત્ હે સખે! તમે માત્ર યશોદાનંદન નથી, સર્વ પ્રાણીઓની બુદ્ધિના સાક્ષી છો. બ્રહ્માની પ્રાર્થનાથી તમે પૃથ્વી પાલન કરવા માટે સાત્વત કુલમાં જન્મ લીધો છે.

ત્યાર પછી પોતે જ સૂર કાઢીને ગાવા લાગ્યા—

तव कथामृतं तप्तजीवनं कविभिरीडितं कल्मषापहं ।
श्रवणमंगलं श्रीमदाततं भुवि गृणन्ति ते भूरिदा जनाः ॥

હે પ્રિય! તમારા વિરહથી અમારું મૃત્યુ થવા આવ્યું હતું, પુણ્યશાળીઓએ તમારું કથામૃત પાઈને તે અટકાવ્યું છે. કારણ કે, તમારું કથામૃત એ સંસારના તાપથી વ્યાકુળ થયેલા જનોનાં જીવન જેવું છે. બ્રહ્મજ્ઞ જનો પણ તેનું સ્તવન કરે છે, તેથી સર્વ ઇચ્છાઓ શાંત થાય છે. તમારી આ અમૃતવાણી માત્ર સાંભળવાથી પણ કલ્યાણ થાય છે; પૃથ્વી ઉપર જે લોકો તેનું પાન કરાવશે, તેઓએ પૂર્વજન્મમાં ઘણાં ઘણાં દાન કર્યાં હશે. અર્થાત્ તેઓ અતિશય પુણ્યશાળી છે.

ત્યાર પછી તેઓ બોલ્યા: "કેવો પ્રેમ! કૃષ્ણનાં ચરણોને થતો તૃણનો સ્પર્શ પણ તેમને અસહ્ય લાગતો."

તારીખ ૧૩-૯-૧૯૩૦

એક માણસને કહ્યું: "आशा हि परमं दुःखं नैराश्यं परमं

સુખં । સુખભોગની આશા રાખવી નહિ એ જ સારું છે. ત્યારે શું બધી આશાનો જ ત્યાગ કરવો પડશે ? જડ વસ્તુની વાસનાનો ત્યાગ કરવો પડશે; એટલે શું ભગવાન પ્રાપ્ત કરીશ, જ્ઞાનભક્તિ પ્રાપ્ત કરીશ, એ આશાનો પણ ત્યાગ કરવો પડશે ? તો પછી પ્રાપ્ત કરવાનું જ શું રહેશે ? આ બધી આશા તો રહેશે જ પણ વિષયભોગ બાબતની આશાઓનો ત્યાગ કરવો જરૂરી છે."

ધ્યાન કેમ થતું નથી ? એમ પ્રશ્ન પૂછતાં તેઓ બોલ્યાઃ "આત્માની પરીક્ષાની જરૂર છે. પોતાના મનનો પોતે અભ્યાસ નહિ કરવાથી નકામી વસ્તુઓનો ત્યાગ શી રીતે થવાનો ? ધ્યાન ન થાય તો પ્રાર્થનામાં પરાયણ થવું જોઈશે. ધ્યાનમૂર્તિ શું પ્રથમ દિવસે જ સ્પષ્ટ થાય કે ? જેટલા પશ્ચિમમાં આગળ વધશો તેટલી પૂર્વ દિશા પાછળ પડશે."

તારીખ ૧૬-૭-૧૯૩૦

કાલરાત્રે માસ્તર મહાશયની શુભ જન્મતિથિ નિમિત્તે તેમના આમહર્સ્ટ સ્ટ્રીટના ઘરમાં સાધુઓને ઘણા પ્રેમપૂર્વક જમાડવામાં આવ્યા હતા. આ બધા વાર્તાલાપ પ્રસંગે તેઓ બોલ્યાઃ "માસ્તરજી ઘણા ચમત્કારી માણસ છે, ભારે ભક્ત છે; આવા બીજા ભક્તો જોવામાં આવતા નથી. તેઓ લાંબો સમય જીવશે, તો ઘણા લોકોનું કલ્યાણ થશે. તેમના પુણ્યે અમારું પણ કેટલુંક કલ્યાણ થયેલું છે."

તારીખ ૧૭-૯-૧૯૩૦

કવિરાજને શરીર બતાવવાની વાત ચાલતાં તેઓ બોલ્યાઃ "કવિરાજ મને શું જોશે ? હું તો નિરાકાર છું." કહીને હસવા લાગ્યા. જગતનાં દુઃખદારિદ્ર્યની વાત ચાલી, તેઓ બોલ્યાઃ

"પરમહંસદેવ અને સ્વામીજી અધર્મનો નાશ કરી રામ-રાજ્યનું સ્થાપન કરવા આવ્યા હતા, તે થશે જ, નહિ તો તેઓ આવે શા માટે?"

તારીખ ૧૮-૭-૧૯૩૦

પૂજ્ય ખોકા મહારાજને રામાયણ વાંચતા જોઈને બોલ્યાઃ "પરમહંસદેવ અધ્યાત્મ રામાયણને બહુ જ ચાહતા હતા. 'અધ્યાત્મ રામાયણ' અને 'મુક્તિ અને તેનાં સાધન' નામના પુસ્તકો હંમેશાં તેમની નાની પાટ નીચે રહેતાં. પણ પોતે વાંચે જ શું? લગભગ ચોવીશે કલાક ભાવમાં મસ્ત રહેતા હતા. કોઈ આવે ત્યારે વચ્ચે વચ્ચે વાંચવાનું કહેતા. "મુક્તિ અને તેનાં સાધન" એ પુસ્તક હાલમાં મળતું નથી, કોનું લખેલું છે, તે હમણાં યાદ આવતું નથી."

એક માણસ દંડવત્ પ્રણામ કરીને આશીર્વાદ માગતાં બોલ્યોઃ "મહારાજ એવી આશિષ આપો કે હું સાચો મનુષ્ય થઈ શકું." જવાબમાં તેઓ બોલ્યાઃ "તમારે વળી એ બધું શું? સારા તો છો, તમારે આવું બોલવું એ પણ ઠીક નથી, ભક્ત કશું માગે જ નહિ, હંમેશાં સંતોષમાં જ રહે. ભગવાન જેમ રાખે તેમજ સારું છે. તમે સારું કામ કરો છો, તે કર્યે જાઓ."

તેઓ બોલ્યાઃ "સવાર થતાં જ કાગડા કા... કા... કરે છે. એમાં પણ કેટલું બધું શીખવાનું છે. સવાર થતાં જ આહાર શોધવા બહાર નીકળી જાય છે. બીજી કશી જ ચિંતા કરતા નથી. આહાર, નિદ્રા, ભય અને મૈથુન આ બધો પશુધર્મ છે. મનુષ્યની વિશેષતા તેના ધર્મમાં, ત્યાગમાં, ઈશ્વર સંબંધીના જ્ઞાનમાં છે."

એક માણસને સંસારનું સ્વરૂપ સમજાવતાં બોલ્યાઃ "ઈશ્વર-

પ્રાપ્તિની દૃષ્ટિએ તો સંસાર સર્વ નાશ કરવા યોગ્ય વસ્તુ છે, એના જેવું બીજું પાપ નથી. સંસારમાં અનેક પુણ્યકાર્યો હોય છે. એ વાત સાચી, પણ પરમાર્થની દૃષ્ટિએ એ બધાં પુણ્યકર્મો પણ પાપ છે, એમ ઉપનિષદમાં કહેલું છે. માયા વળી છે શું? તેના ચક્રાવામાં જે પડે છે, તેની દુર્દશાનો પાર નથી, નરકના કીડા થઇને રહેવાનું હોય છે, એમાં ડૂબવાથી બચવાનો ઉપાય નથી. પરંતુ મહામાયા બહુ અજબ છે! દુઃખ આવે છે, ત્યારે બધું ભુલાઇ જાય છે."

તારીખ ૨૦-૭-૧૯૩૦

એક માણસ ઘણું ઘણું ફરીને મઠમાં આવ્યો છે. એ સાંભળીને તેઓ બોલ્યાઃ "ઠીક, પેલા પક્ષીની વાત તો વાંચી છે ને? કથામૃતમાં છે. એ પંખી બધી દિશાઓમાં ફરી વળ્યું, જોયું કે ક્યાંયે કંઇ જ નથી, ત્યાર પછી તે પોતાના માળામાં આવીને બેઠું. એ જ પ્રમાણે જો રહો તો સારી વાત છે, નહિ તો માત્ર ભમ્યા કરવાથી કશું યે થતું નથી. જે કંઇ કરો તે બધું વિચારપૂર્વક કરજો. મૂળ વાત તો વિવેક-વૈરાગ્યની છે. મારી સંપૂર્ણ ઇચ્છા છે કે તમે પરિપૂર્ણ થઇ જાઓ, તમારું કલ્યાણ થાઓ."

તારીખ ૨૨-૭-૧૯૩૦

"રાત્રે ઊંઘ આવી નથી, થોડુંક ઊંઘી લો. લાટુ મહારાજ ક્યારેય રાત્રે ઊંઘતા નહોતા, આખી રાત ધ્યાન, જપ અને નામસ્મરણ કરીને વિતાવતા. હમણાં થોડુંક ઊંઘીને રાત્રિની ઓછી નિદ્રા પૂરી કરી લો. રાત્રે હવે વધારે તકલીફ ન પડે તેની બરાબર વ્યવસ્થા કરી દીધી છે. × × × ×

"રામપ્રસાદની ભાષા અતિશય સુંદર છે એમ સ્વ[illegible] કહેતા હતા. તેઓ અનેક ભાષાઓ જાણતા, સમ[illegible]

તેઓ રામપ્રસાદની ભાષા બહુ પસંદ કરતા, વળી પરમહંસદેવની ભાષા વિષે પણ કહેતા કે, 'ખૂબ ચમત્કારી ભાષા છે.' તેઓ કહેતાઃ 'કેવી અદ્ભુત શક્તિ! કેમ બોલવાથી કેમ થશે તે બરાબર જાણતા હતા.' એક દૃષ્ટાંત આપીને કહેતાઃ 'તું કરે છે શું?' જો વાતમાં 'શું કરે છે' બોલો તો તમારી વાતમાં એટલું જોર આવતું નથી. તેઓ કહેતાઃ "પરમહંસદેવના જેવો બોલવાનો કાયદો બીજે ક્યાંયે જોયો નથી. જ્યારે જેવું પ્રયોજન ત્યારે તેઓ જોરથી કે ધીમેથી બોલતા. ભાષાની અંદર મનુષ્યના મનમાં જે ભાવ છે, તે હજાર વાર લેખન સારું હોય તો પણ જોવામાં આવતા નથી. કથામૃત વાંચીને જેમણે એમની વાતો સાંભળી છે, તેમના જેટલી સમજ પડશે નહિ. એક માણસની વાત એક વાર સાંભળવાથી મૂળ અર્થ અવશ્ય ગ્રહણ કરી શકાય છે. પરંતુ લખવાવાંચવાથી મનના ભાવો કેટલા સમજી શકાય તે શંકાસ્પદ છે.

× × × ×

તારીખ ૨૩-૭-૧૯૩૦

હાથ વડે તાળી પાડતા પાડતા "સીતારામ જય સીતારામ જય" ગાવા લાગ્યા. તેમણે કહ્યું: "મહારાષ્ટ્રમાં તુકારામ ઘણા પ્રખ્યાત છે, આપણા દેશમાં જેમ શ્રીગૌરાંગ મહાપ્રભુજી છે તેમ જ. તેમનાં ભજનો ઘણાં સુંદર છે, તેઓ ભારે ભક્ત હતા. ભક્તિ અને જ્ઞાન, રૂપ અને અરૂપ એ મિશ્ર ભાવ છે.

તારીખ ૨૮-૭-૧૯૩૦

શશી મહારાજના જન્મદિવસ પ્રસંગે કાલે ઘણી વાતો થઇ હતી, એ સાંભળીને બોલ્યાઃ "શશિ મહારાજ પરમપવિત્ર ને વિશુદ્ધ છે. તેમનું જીવન જે વાંચશે, વિચારશે ને જાણશે તેમનું કલ્યાણ થશે. સ્વામીજી તેમને ઘણા જ ચાહતા હતા,

તેમનું જીવન કર્મયોગથી પરિપૂર્ણ હતું. હિમાલયમાં તપસ્યા બપસ્યા કશું કર્યું નથી. પશ્ચિમમાં વર્ધમાન જિલ્લામાં માનકર સુધી એક વાર ગયા હતા. × × ×

બહુ વાતો કરવાથી દુઃખ થાય છે. તેઓ બોલ્યાઃ "પરમહંસદેવ પરમ દયાળુ છે. ૐ નમઃ શિવાય વિપત્તે મધુસૂદનમ્ । વિપત્તે મધુસૂદનમ્ । વ્યાકરણ પ્રમાણે વિપત્તૌ મધુસૂદનમ્ થવું જોઈએ નહિ વારુ? છોકરીઓ મારી પેઠે વિપત્તે (વિપદે) બોલે છે." ત્યાર પછી ફરીથી શશી મહારાજની વાત કહેવા લાગ્યા. "શશી મહારાજ વ્યાકરણ જાણતા, વળી ગણિત બહુ સારું જાણતા. તે ગણિતબુદ્ધિવાળા હતા. બેઠા બેઠા પોતાના મનમાં આંકડા ગણતા. મહિમાચરણે બરાનગરમાં કાશીનાથ હાઈસ્કૂલ કાઢી હતી. તેઓએ બોલ્યાઃ "તમે થોડું થોડું ભણાવો." શશી ગણિત શીખવવા તૈયાર થયા. પચાસ રૂપિયા લેતા. પિતાજીને આપતા અને ભગવાનની સેવામાં ખરચતા. તે સુવિખ્યાત થયા હતા, પણ બે એક મહિનાથી વધારે કરી શકયા નહિ.

તારીખ ૩૧-૬-૧૯૩૦

"સ્વામીજી ખૂબ રસિક હતા. કોઈ કંઈ ભાગી નાખે અથવા અવાજ કરે તો તેઓ કહેતાઃ "કેમ તમે કર્યું ને?"

× × × ×

તારીખ ૪-૮-૧૯૩૦

એક માણસે સેવાના કાર્યમાં ખૂબ રૂપિયા દાન કર્યું છે. એ સાંભળીને તેઓ બોલ્યાઃ "સ્વામીજી કહેતા કે, મા કાલીનું રૂપ ભગવાનનું બરાબર પ્રતીક છે. એક બાજુ મૃત્યુરૂપી તલવાર પકડેલી છે, જેમકે રોગ શોક, દુષ્કાળ, પ્લેગ વગેરે અને એક બાજુએ દયા, દાન વગેરે છે. સેવા કરવાથી તો સંતાન ઉપર વહાલ કરનારી, મા સંતાનોનું રક્ષણ કરે છે. તેને કેવી રીતે સમ-

જવી ? જાણવી પણ શી રીતે ? પરમહંસદેવ કહેતાઃ "મા, તમને જાણવા ઇચ્છતો નથી–કોઇ તમને કદી પણ જાણી શકે તેમ નથી." તેઓ દયામયી માતા છે; તેમને જાણવા ઇચ્છતો નથી, તેઓ પૂર્ણશ્રદ્ધા ભક્તિ આપો–તેમના પ્રત્યે ભક્તિ થાઓ–મારે બીજું કંઈજ જોઇતું નથી. બસ એટલુંજ."

× × × ×

તારીખ ૮–૮–૧૯૩૦

જીવનસંગ્રામમાં આશા અને ભય અવશ્ય રહેવાનાં. એકધારું જીવન એ જીવન નથી. મનુષ્યના જીવનમાં જો યુદ્ધ ના હોય, તો સૌ ઇન્દ્રિયપરાયણ જીવન જ ગાળ્યા કરે, અને એમ થાય તો માણસ કોઇ દિવસ ઈશ્વર કે, આત્મા સંબંધી કંઈ પણ ઉચ્ચ વિચાર જ કરી શકે નહિ. તો પછી પશુના જીવનમાં અને માણસના જીવનમાં ફેર શો ? પણ માત્ર ભય અને દુઃખ મનુષ્યને આગળ આવવા દેતાં નથી. નાનો બનાવ્યે રાખે છે. તેથીજ કહું છું કે જેઓ મનુષ્યને દાબી રાખવા માગે છે, તેના જેવું પાપી બીજું કોઇ નથી."

× × × ×

તારીખ ૧૦–૮–૧૯૩૦

અધ્યાપક જયગોપાળ બંદોપાધ્યાય અને હિંદુ વિશ્વવિદ્યાલયના રજિસ્ટ્રાર શ્રીયુત શ્યામાચરણ દે એ પ્રશ્ન પૂછતાં તેઓ બોલ્યાઃ "ભગવાનની ઇચ્છાથી જૂનાઓમાંનો હું હજી હયાત છું. તેમની જેટલી ઇચ્છા હશે, તેટલા દિવસો રાખશે. જેટલા દિવસ રાખવો હોય તેટલા દિવસ રાખે, મને કશી હરકત નથી, કે કોઈ પ્રકારનો ખેદ નથી. શરીર નાશ પામે તેમાં મારું શું જાય છે ? ભગવાને દયા કરીને એવું જ્ઞાન આપ્યું છે કે હું શરીર નથી, શરીરરહિત આત્મા છું. તેમણે કૃપા

કરીને આ જ્ઞાન મને આપ્યું છે. આપ સૌ રહેજો ને ખૂબ કલ્યાણકારી કાર્યો કરજો. આપ સૌને ભગવાનમાં ખૂબ શ્રદ્ધા-ભક્તિ થાઓ. જો વાચન અને શ્રવણથી ભક્તિ, વિશ્વાસ અને જ્ઞાન ઉત્તરોત્તર વૃદ્ધિ પામે તો એ વસ્તુ ઘણી સારી છે. શ્રદ્ધા-ભક્તિ એજ મૂળ વસ્તુ છે. બીજું કંઈ જ નથી. હું હવે ઊઠું છું. તમે પ્રસાદ લઈને જજો. આજે ભગવાનનું નામ-સ્મરણ કરવા અનેક માણસો આવ્યા હતા; બે ત્રણ કલાક બેઠો છું-શરીર વૃદ્ધ થયું છે ને!"

× × × ×

તારીખ ૧૭-૮-૧૯૩૦

આજે જન્માષ્ટમી હોવાથી વહેલા ઊઠીને પ્રણામ કર્યા.

नमो ब्रह्मण्यदेवाय गोब्राह्मणहिताय च ।
जगद्धिताय कृष्णाय गोविन्दाय नमोनमः ॥

અર્થાત્ જેઓ બ્રહ્મણ્યદેવ, ગાય, બ્રાહ્મણ અને જગતના કલ્યાણકારી છે, એ જ શ્રીકૃષ્ણ ગોવિંદને હું પુનઃ પુનઃ નમસ્કાર કરું છું.

જન્માષ્ટમી સંબંધી વિવિધ વાતો થવા લાગી. ત્યાર પછી ભજન ઉપાડ્યું—

"જયગોપાળ ગોવિંદ, ભૂભારહરણ,
ધર્મસંસ્થાપક જયહરિ નારાયણ."

પહેલાં અહીં બધાં ભજનનો થતાં હતાં—

"નન્દેર આનંદ આજ નન્દેરિ આનંદ,
ગોકુલે ગોવાળા નાચે પાઇયે ગોવિંદ."

આજે સારી રીતે દેવકીનંદનની પૂજા કરો. રાત્રે હોમ થશે. પરમહંસદેવ ઘણો આનંદ કરતા. આ દેહ ધારણ કરીને,

આ જ માનવદેહમાં ભગવાનની કેટલી કેટલી લીલાઓ જોઇ. જય ભગવાન, જયશિવશંભો.' × × ×

તારીખ ૨૧-૮-૧૯૩૦

હું હમણાં કથામૃત અને વીરવાણી બહુ વાંચું છું. એ તો પરમહંસદેવનો વાર્તાલાપ છે, એમાં બધાં શાસ્ત્રોનો સાર આવી જાય છે. મારું શાસ્ત્ર પરમહંસદેવની વાણી છે. બીજું શાસ્ત્ર કેવું? એ જ શાસ્ત્ર છે. મને એ ઘણું સરસ લાગે છે. વીરવાણી કેવી ચમત્કારી છે, એવું લખાણ, એવી કવિતા, એવું ગાયન બીજું નથી. આ બધું સ્વામીજીએ સ્વહસ્તે લખેલું છે. પરમહંસદેવનાં કેટલાં યે સ્તોત્ર છે. પણ "आचंडालाप्रतिहतरयो यस्य प्रेमप्रवाहः" (વીરવાણી) આ સ્તવન જેવું બીજું નથી. શંકરાચાર્યની પદ્ધતિમાં એ લખેલું છે. મોટા મોટા માણસોનાં લખાણ, ભાવ બધું એક પ્રકારનું હોય છે. પહેલાં આરતીમાં 'જયદેવ દેવ, જય જય નરદેવ.' બોલવામાં આવતું. જેવું બંગાળી તેવું જ અંગ્રેજીમાં 'સખા પ્રત્યે' મને ઘણું જ સરસ લાગે છે.

"આજકાલ એક ભારે મજા જોઉં છું, એનું અવલંબન લઇને બે વેપાર ચાલે છે, એક શરીરનો, બીજો આત્માનો. શરીર તરફથી વ્યાધિ વગેરે અને આત્મા તરફથી નિર્મળ આનંદ જોઇને અને વિચારીને બહુ આનંદ થાય છે.

"જે સત્ય છે તે જ ટકી રહેશે. સત્ય જ આખરે જય પામશે. જે સત્ય છે તે જ ટકે છે. જે મિથ્યા છે તે ટકશે નહિ, તેથી તેને માટે દુઃખ પણ શાનું?" × × ×

એક જણે ગાયત્રીનો અર્થ પૂછ્યો. 'જપ કરજો' કહીને તેઓ બોલ્યાઃ "બહુ સરસ છે, બહુ જપ કરજો. પરમહંસદેવ જ ગાયત્રી છે. એકનું જ્ઞાન એ જ જ્ઞાન છે, બીજું બધું

અજ્ઞાન છે. "તુમિ સંધ્યા, તુમિ ગાયત્રી, તુમિ જગદ્ધાત્રી, ગો મા." એ જ બ્રહ્મ છે, તેમનાં બીજાં કેટલાં યે રૂપ છે. શક્તિની જ ઉપાસના થાય છે. ગાયત્રીનાં ત્રણ રૂપ છે–કુમારી, યુવતી, વૃદ્ધા, બ્રાહ્મી, વૈષ્ણવી, રૌદ્રી, પ્રાતઃ, મધ્યાહ્‌ન, સાયં-સૃષ્ટિ, સ્થિતિ, લય પરમહંસદેવ જ એ બધું છે. ભૂઃ ભૂવઃ સ્વઃ ત્રણે લોક, સવિતુઃ–પ્રસવિતુઃ–જેમણે જન્મ આપ્યો છે, તેમનાં वरेण्यं=ઇચ્છવા યોગ્ય, પૂજવા યોગ્ય भर्गोदेवस्य–એ દેવતાના એટલે કે બ્રહ્મના, भर्गः એટલે તેજ અર્થાત્ શક્તિ; धीमहि=ધ્યાન કરીએ છીએ, પ્રાર્થના કરીએ છીએ. धियोयोनः प्रचोदयात् ॐ—તેઓ અમારી બુદ્ધિને સન્માર્ગે પ્રેરો.

"વળી ઇષ્ટગાયત્રી છે, ઇષ્ટગાયત્રીની ઉપાસના ઘણી સરસ છે; બહુજ ઉચ્ચ પ્રકારની ઉપાસના છે. ઇષ્ટનામ અને ગાયત્રી એક જ વસ્તુ છે. ગાયત્રીના જપ કરવાથી ઇષ્ટમંત્રના જપ થાય છે. વળી ઇષ્ટમંત્રના જપ કરવાથી જ ગાયત્રી સિદ્ધ થાય છે. પણ **ખરી વાત તો ભગવાનની ભક્તિ, પ્રેમ, શ્રદ્ધા અને સ્નેહ જ છે, નહિ તો કંઈ જ કશા કામનું નથી.**

"શરીર તરફ ધ્યાન આપવું જરૂરતું છે. શરીર સારું હોય તો જ ભણવા–ગણવાનું, લખવા–વાંચવાનું, ધર્મકર્મ, ધ્યાનજપ બને છે. શરીર નાશ પામતાં બધું જ નાશ પામે છે."

તારીખ ૧૯–૧૦–૧૯૩૦

સંન્યાસદીક્ષા દેવાની છે, તેથી એક જણને વિરજાહોમમાં જરૂરી ત્રિસુપર્ણ, મેધામંત્ર અને પંચબ્રહ્મમંત્ર નારાયણ ઉપનિષદમાંથી બોલવાનું કહ્યું.

તારીખ ૧૮–૫–૧૯૩૨

એક સાધુ પ્રણામ કરવા આવ્યા હતા. મહાપુરુષજીએ તેમને અનુલક્ષીને કહ્યું: "પેલે દિવસે ખગેન મિત્ર કીર્તન સંભ-

ભાવવા આવ્યા હતા. પ્રોફેસર અને પંડિત હોવા છતાં કેટલી ભક્તિ છે! માત્ર તાલબાલની વાત કરતો નથી, પણ કેટલા બધા ભાવથી ગાતા હતા. તેમની મંડળીના બીજા માણસો હાથપગ હલાવતા હતા, પણ તેઓ તો સ્થિરજ હતા. ભગવાનના રૂપની સતત શબ્દધારા વહેતી હતી. અહો! એ કેવું રૂપ–"યોગેશ્વર" "સાક્ષાત્ કામદેવ" ભગવાનનું રૂપ. કાલિન્દીને કાંઠે તેમને જોઈને ગોપીઓ અવાક થઈને તેમના તરફ તાકી રહેતી હતી. અદ્ભુત મોહિની શક્તિ. એજ મોહિની–શક્તિથી સભામાં કૌરવોને અને યુદ્ધમાં કર્ણને મુગ્ધ કર્યા હતા. કર્ણ રોજ વિચારતો કે, કાલે અર્જુનને એકાગ્નિ મારીને મારી નાખીશ. પણ શ્રીકૃષ્ણને જોઇને બધું ભૂલી જતો. તમે એકવાર ખગેન બાબુનાં કીર્તન સાંભળો.

સાધુ—મહારાજ, ભાગવતમાં એક જગાએ લખેલું છે કે સમસ્ત જગત કામિનીની માયામાં મુગ્ધ છે, એજ કામિનીઓ ભગવાનની માયા ઉપર મુગ્ધ થતી હતી. જેટલી માણસમાં દેવી સંપત્તિ વધે છે, તેટલી તેની લક્ષ્મી વધે છે, એજ લક્ષ્મી ઉપર બધા મુગ્ધ થાય છે.

મહાપુરુષજી––હા, સાત્ત્વિક ભાવ આવતાંજ મનુષ્યની અંદર આ શક્તિ આવે છે. તેથી પ્રથમ અવસ્થામાં અતિ સાવધાન થઈને ચાલવાનું હોય છે. આંખો તરફ જોતાં જ લોકો મુગ્ધ થઇ જાય છે. તે વખતે દૃષ્ટિ ફેરવીને જલદી જલદી ચાલ્યા જવાનું હોય છે. આ પ્રમાણે એકવાર થયુ હતું. હું ત્યારે કાશ્મીરમાં જેલમને કિનારે એક ત્રણ માળવાળા ઘરમાં રહેતો હતો. બારીમાંથી જોયું તો એક માણસ સૂતેલો છે. જોતાં જ તદ્દન જડવત્ મુગ્ધ બની ગયો. એ હાલતો યે નહોતો ને ચાલતો યે નહોતો. હું તરત જ આંખ ફેરવીને બીજી બાજુ

ગાળ્યો ગયો. સમજ્યો કે માણસ આમ મરી જાય છે, જે કંઈ ખરાબ ભાવો હોય છે, તે આ વખતે જાગી ઊઠે છે—અને જેમના મનમાં સદ્‌ભાવ હોય છે, તેમનામાં એજ જાગી ઊઠે છે.

સાધુ—મહારાજ, ગોપીઓ શું સામાન્ય સ્ત્રીઓની જેમ મુગ્ધ થઇ હતી, કે શ્રીકૃષ્ણ તરફ તેમને ઈશ્વરબુદ્ધિ હતી?

મહાપુરુષજી—હતી એટલે શું? ગોપિકાગીતમાં સ્પષ્ટ લખેલું છે કે:—

न खलु गोपिकानन्दनो भवान् अखिलदेहिनामन्तरात्मदृक् ।
विखनसार्थितो विश्वगुप्तये सख उदेयिवान् सात्वतां कुले ॥

અર્થાત્ હે સખે, તમે ગોપિકાનંદન નથી, સમસ્ત દેહીઓના અંતરાત્મા છો, બ્રહ્માજીની પ્રાર્થનાથી વિશ્વની રક્ષા માટે સાત્વતકુલમાં જન્મેલા છો—ગાડા વૈષ્ણવો શ્રદ્ધા રાખતા નથી કે અદ્વૈત બુદ્ધિ હોવા છતાં પણ ભગવાનને ભક્તિ વડે અનુભવી શકાય છે. પરમહંસદેવ પહેલાં અદ્વૈત બ્રહ્મજ્યોતિનો સાગર જોતા હતા. ત્યાર પછી નામસ્મરણ કરતાં કરતાં સમાધિસ્થ થતા, એ જ ભાવે એ અરૂપ સાગર ઘનરૂપ ધારણ કરીને એ જ મૂર્તિમંત થતો. મહાપ્રભુજીમાં પણ ગોપીભાવ હતો, અંતરમાં અદ્વૈત પણ ભગવાનનો મધુરભાવે ઉપભોગ કરતા. હું તેથી જ પેલા ગાંડાઓને કહું છું કે, "આ શ્લોકનો અર્થ કરી જુઓ તો! તેઓ કરી શકતા નથી." સ્વામીજીએ એક વાર પરમહંસદેવને કહ્યું: "ભાઈ સાહેબ, આપ તો માત્ર ચૈતન્ય, ચૈતન્ય કરો છો, પણ એ તો માત્ર ભગવાન છે. એનાથી જગતનું શું કલ્યાણ થશે?"

પરમહંસદેવ બોલ્યાઃ—એ શું? તેઓ તો ભગવાન છે.

તેમની અંદર સર્વ ભાવો છે. તે મનુષ્ય પોતાની બુદ્ધિથી વર્ણન કરવા જતાં એકદેશી બની ગયો છે. તેમની અંદર બધા ભાવો હતા, તેઓ તો ભગવાન હતા! તેથી તો મેં આને (એક સેવકને બતાવીને) ગોવિંદદાસના કડચા વાંચવાનું કહ્યું છે. તેમા લખેલું છે કે, તેઓ પરિભ્રમણ સમયે જે મંદિરમા જતા, ત્યા તે ભાવાવેશમા આવી જતા. શિવમંદિરમા જઈને આનંદનૃત્ય કર્યું હતું ગાડાઓ આ બધુ માનવા ઈચ્છતા નથી

સાધુ—મારા ભગવાન સંબંધી આ ભાવસમન્વય સંબંધી મને હવે કોઈપણ શંકા ઊઠતી નથી. કારણ કે કહેવાય છે કે આ બનાવો તો ભાષામાં ઊતરી આવેલા છે.

મહાપુરુષજી—ભગવાન સંબંધી વળી પાછી શી ગરબડ? હાલ પણ જેમણે જોયુ છે, સાભળ્યુ છે, તેઓ હયાત છે ન-બરાબર જાણે છે. દિવસો જાય છે, તેમ તેમ પરમહંસદેવ અને સ્વામીજીની વાતોનો ઠીક ઠીક મેળ મળતો જાય છે. આ બધું જોઈ સાંભળીને જ જગતના મોટા મોટા લોકો માને છે કે જગતમા શાન્તિ સ્થાપવા માટે તેઓ આવ્યા હતા. ભાવનો સમન્વય નહિ થતાં બહારનો સમન્વય અથવા શાંતિ બીજા કશાથી થશે નહિ. તેથી સૂક્ષ્મમાં તેઓ ભાવનો સમન્વય કરી ગયા છે, ક્રમે ક્રમે સ્થૂલમાં તે પ્રગટ થતાં શાંતિ પ્રાપ્ત થશે ખરી, પણ સમય લાગશે. સમયનુ એક લક્ષણ જોયું છે ને? બધું કાર્ય એકતા તરફ જ થાય છે.

તારીખ ૬-૮-૧૯૩૧

માજદિયાના સ-બાબુ સાથે મૃત્યુ અને આત્મા સંબંધી બોલતાં બોલતાં બોલ્યા: "આ પરમહંસદેવ, માતાજી અને સ્વામીજીના દેહ ગયા છે, પણ શું તેમનો અંત આવ્યો છે?

ભગવાન તો વ્યાપક થઈને રહેલા છે, હંમેશાં શ્વાસે શ્વાસે હું તેમનાં દર્શન કરું છું.'

તારીખ ૨-૪-૧૯૩૨

એક સજ્જન—આપે કહ્યું હતું કે, 'ગયા જઈ આવ, પછી મન સ્થિર કરવાની એક રીત શીખવીશ.' મહાપુરુષજી મહારાજ—આ રીત આ રહી. ગયા થઈને જ ઠાકુર આવ્યા હતા. ગદાધર ઠાકુર માનવશરીર ધારણ કરીને આવ્યા હતા, એટલું નિશ્ચિતરૂપે સમજો, બીજી રીત કેવી?"

તેમને પૂછ્યુંઃ "આજે રહેશો? આ તમારું જ ઘર છે. ગંગાસ્નાન ક્યાં કરશો?" તે દિવસે વારુણીનો યોગ હતો. સંધ્યાકાળે શ્રીભગવાનની આરતી પછી મહાપુરુષજીનાં શ્રીચરણોમાં તેઓ હાજર થતાં પૂછ્યુંઃ "રાતે શું ખાઓ છો? અહીં બધું જ છે, રોટલી, ભાત, થોડી પ્રસાદી પૂરી પણ છે." ત્યાર પછી શ–મહારાજ તરફ જોઈને બોલ્યાઃ "વારુણી ક્યારે લાગશે?" શ–મહારાજ "રાતે દોઢ વાગે" પેલા સજ્જનને પુછ્યુંઃ "સ્નાન કરશો કે નહિ?" તેઓ બોલ્યાઃ 'ના.' મહાપુરુષજીએ કહ્યુંઃ "ના, ના, સ્નાન કરો ને" તેઓએ જવાબ આપ્યોઃ "આપનાં શ્રીચરણોનો સ્પર્શ કર્યો છે, પછી સ્નાન શું?" સેવક તરફ જોઈને બોલ્યાઃ "આ રહેશે? કયા ઘરમાં રહેશે?" બીજે દિવસે તેઓ સવારે પ્રણામ કરવા જતાં કંઈ અગવડ પડી હતી કે નહિ અને નિદ્રા બરાબર આવી હતી કે નહિ તે પૂછ્યું.



# પરિશિષ્ટ

## સાધના–પ્રાણાયામ

(લેખકઃ–સ્વામી શ્રીશિવાનંદજી)

સાધના એટલે ભગવાનને પ્રાપ્ત કરવાના અથવા આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાના ઉપાય. ગમે તે ભક્તિમાર્ગના પ્રવાસી હો કે જ્ઞાનમાર્ગના પથિક હો, **સૌને સાધનાની આવશ્યકતા છે.** સાધના કર્યા સિવાય કોઈ પણ માણસ ઇષ્ટપ્રાપ્તિ કરી શકતો નથી. જેમને શ્રદ્ધા છે કે ભગવાન જુદી જુદી મૂર્તિઓમાં, ગોલોકમાં, શિવલોકમાં, વૈકુંઠલોકમાં રહે છે અને જેમનું લક્ષ્ય દેહ પડયા પછી ભગવાનની કૃપાથી પોતપોતાના ઇષ્ટલોકમાં જવાનું છે, તેમણે પણ સાધન અવશ્ય કરવું જોઇએ. તેમણે પૂજા, અર્ચન, જપ, ધ્યાન, ભાગવતકથાનો સ્વાધ્યાય, ભગવત્પ્રેમીઓનો સમાગમ વગેરે બધું જ કરવું પડે છે. તેઓ સાધનામાં થોડાક આગળ વધતાં જ એકાંતવાસ પ્રિય થાય છે અને ઘણો વખત ઇન્દ્રિયો વગેરેનું જ્ઞાન પ્રાપ્ત કરીને આપોઆપ ઇષ્ટચિંતનમાં મગ્ન થાય છે. તેઓ કેવળ એકદમ જ ભગવાનમાં લય થઇ જવા ઇચ્છતા નથી, પણ સેવ્ય-સેવક ભાવ ચાલુ રાખવા માગે છે. પણ તેઓ ભગવાનના ધ્યાનમાં આનંદ, ભગવાનના જપમાં આનંદ, ભગવાનના નામસ્મરણમાં આનંદ, બીજા ભક્તો સાથે સત્સંગ કરવામાં આનંદ અને ભગવાન પ્રાણી માત્રમાં વિરાજમાન છે, એવું દર્શન કરીને સર્વ પ્રાણીઓની સેવા કરીને પણ આનંદ ભોગવે છે. આથી બરાબર સમજાય છે કે, સાધના પહેલાં સાધકની જે ધારણા–ભગવાન ખાસ ખાસ રૂપે ખાસ ખાસ લોકમાં રહે છે

અને એ બધા લોક આ જગતથી પર છે–તેમની એવી ધારણા ક્રમે ક્રમે સ્વચ્છ થઇને છેવટે આ મનુષ્યનું હૃદય જ ભગવાનનું નિવાસસ્થાન અને એ જ વાસ્તવિક સ્વર્ગ, ગોલોક, શિવલોક, વગેરે છે, એવું જ્ઞાન થાય છે. સાધના વડે ચિત્તશુદ્ધિ થયા પછી ભાગ્યશાળી સાધક, ભગવાનનાં હૃદયમાં જ દર્શન કરે છે અને ત્યારે જ દ્વૈતવાદી અને અદ્વૈતવાદીની કાચી બુદ્ધિમાંથી જન્મેલા બધા વાદવિવાદો મટી જાય છે અને શક્તિ પ્રાપ્ત થાય છે.

જ્ઞાનમાર્ગને પથિક જે 'બ્રહ્મ સત્ય અને જગત્ મિથ્યા' અથવા 'નેતિ નેતિ' બોલ્યા કરે છે અને 'अहं ब्रह्मास्मि' પ્રાપ્ત કરવાને જેમને ઉદ્દેશ છે, તેઓ 'ગુરુ અને વેદાન્તનાં વાક્યોમાં શ્રદ્ધા,' 'આ લોકમાં અને પરલોકમાં કોઇ પણ પ્રકારનાં કર્મફળ ભોગવવાની ઇચ્છા ન રાખવી' અને 'શમ,' 'દમ' 'તિતિક્ષા' 'ઉપરતિ' વગેરેની સાધના કરે છે. ઉપરોક્ત ભગવાનના નિવાસસ્થાન સ્વર્ગ વગેરેમા જવું અને સુખ ભોગવવાં વગેરે તેમનો હેતુ નથી. તેમના મત પ્રમાણે આ બધું જ અનિત્ય અને મનોરાજ્યમાં આવેલું છે, જ્ઞાની મનની બહાર જવા ઇચ્છે છે 'अवाङ मनसो गोचरम्' અવસ્થા પ્રાપ્ત કરવા ઇચ્છે છે. તે 'क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति' એ અવસ્થા ઇચ્છતો નથી. તેઓ જાણે છે 'मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति' અર્થાત્ 'આ જન્મે આ શરીરમાં જેઓ જીવ અને બ્રહ્મની એકતાનું દર્શન કરતા નથી, તેઓ વારંવાર જન્મમૃત્યુ પામે છે.' **આ જીવન્મુક્ત પુરુષ પછી આત્માનું સર્વ ભૂતોમાં દર્શન કરીને તેમની સેવામાં જ યોજાઈ જાય છે, તેમના દ્વારા જગતમાં મોટાં મોટાં કલ્યાણકારી કાર્યો પણ થાય છે.**

હવે સમજાઇ ગયું હશે કે જે કોઇ પણ માર્ગે ભગવા-

નને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે, તેમને બધાને સાધનાની જરૂર છે. શાસ્ત્રમાં પણ વિવિધ ઉપાયો બતાવેલા છે. એ બધા ઉપાયોમાં પ્રાણાયામ અનન્ય છે. હું ભગવાનની પ્રાપ્તિ અથવા આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે જે પ્રાણાયામરૂપી સાધન જરૂરી છે તે જ કહીશ. વર્તમાન સમયમાં ઘણા શારીરિક સ્વસ્થતા પ્રાપ્ત કરવા માટે અને બીજાં કાર્યો સિદ્ધ કરવા માટે પણ પ્રાણાયામનો અભ્યાસ કરે છે અને સાંભળીએ છીએ કે એ જાતના ઉપદેશકો અથવા શિક્ષકો પણ છે. મારા અભિપ્રાય પ્રમાણે આ જાતના લૂખા પ્રાણાયામ મહાઅનિષ્ટકારક હોઈ અનેક માણસો "अन्धेनैव नियमाना यथान्धाः" થઈને છેતરાઈ જાય છે અને કોઈ કોઈ તો અકાળે મૃત્યુ પણ પામ્યા છે.

'પ્રાણાયામ' શબ્દ સમજવો સહેલો છે—એટલો સહેલો છે કે સહેજે સમજાવવાથી બધા જ સમજશે. આપણે દરરોજ બધા જ અજાણતાં પ્રાણાયામ કરીએ જ છીએ અને તેનો અભ્યાસ કરવો પણ ઘણો સહેલો છે. (જ્યારે તમે કોઈ અદ્ભુત બનાવોથી ભરપૂર વાર્તાનું પુસ્તક વાંચો છો અથવા આગ્રહપૂર્વક કોઈ નવીન દેશનો ઇતિહાસ ભણવા માંડો છો, અથવા એકાગ્રચિત્તે ગણિતના કોઈ અઘરા દાખલાઓ ગણવામાં મશગૂલ થઈ જાઓ છો; ત્યારે તમે એટલા તલ્લીન થઈ જાઓ છો કે, વાર્તા પૂરી થયા સિવાય અથવા ગણિતનો હિસાબ સાચો ગણાયા સિવાય તમને કોઈ પણ કારણે એ છોડીને ઊઠવાનું મન થતું નથી.) આ બધો સમય જો તમે તમારા શ્વાસની ગતિ ખાસ ધ્યાનપૂર્વક જોશો તો તમે જોઈ શકશો કે, શ્વાસપ્રશ્વાસનો સ્વાભાવિક વેગ અતિશય ઓછો થયો છે, તે ખૂબ ધીમે ધીમે ચાલે છે. જાણે હૃદયની અંદર

શ્વાસોચ્છ્વાસ ઘણો રોકાઇ રહ્યો છે. દુઃખજનક બનાવ વાંચતાં વાંચતાં જોવામાં આવે છે કે, દુઃખમાં હૃદય જાણે ભારે થઇ જાય છે અને આનંદજનક બનવામાં હૃદય જાણે હસી ઊઠે છે. આ બન્ને અવસ્થામા શ્વાસોચ્છ્વાસ લગભગ રોકાયેલો હોય છે. જો ઘણો જ દુઃખજનક બનાવ વાચશો તો તો કદાચ કયારેક હૃદયનો ભાર અશ્રુપાતથી ઘણો જ હળવો કરી નાખશો અથવા અત્યંત આનંદનો ઊભરો આવતાં હાસ્ય અથવા આનંદાશ્રુ દ્વારા તે બહાર કાઢશો. પણ આ બાબતમાં ધ્યાનથી જુઓ તો જણાશે કે, બન્ને પ્રસંગોએ શ્વાસોચ્છ્વાસ (જે પ્રાણવાયુનું કાર્ય છે) ઘણો સંકોચાયેલો રહે છે. આ બધાં દૃષ્ટાંતોથી સારી રીતે સમજાય છે કે, **કોઇ એક ખાસ વિષયમાં મન રોકાઈ જતાં શ્વાસોચ્છ્વાસનું કાર્ય સ્વાભાવિક રીતે જ રોકાઈ જાય છે અથવા આપોઆપ પ્રાણાયામ થાય છે.** એક બીજી વાત ધ્યાનમા રાખવા જેવી છે, કે જ્યારે આ પ્રમાણે એકાગ્ર ચિત્તે અભ્યાસ કરતી વખતે અથવા ગણિત ગણતી વખતે શ્વાસ ધીરે ધીરે વહે છે કે નહિ તે ધ્યાનમાં લેતા જશો, ત્યારે એ પાઠ અથવા આંકડાઓ તરફ મન રહેશે નહિ; શ્વાસ તરફ મન જશે અને જોશો કે તે વળી ક્રમે ક્રમે સ્વાભાવિક ભાવ ધારણ કરે છે. પણ તમે સારી રીતે સમજી શકશો કે શ્વાસ રોકાઇ રહ્યો હતો. હવે સ્વાભાવિક ભાવ ધારણ કર્યો છે. ઉપરોક્ત સિદ્ધાંત સાથે આ બાબતની સરખામણી કરવાથી જણાશે કે, મન કોઈ પણ એક ભાવમાં તદ્દન લીન થઈ જવાથી પ્રાણવાયુ આપોઆપ કંઇક રોકાઇ જાય છે અને એ ભાવ જ મુખ્ય હોય છે. પ્રાણનિરોધ ગૌણ બની જાય છે. આ પ્રમાણે આપણે પ્રાણાયામ હંમેશાં અજ્ઞાતપણે કર્યા જ કરીએ છીએ.

હવે જોઈએ કે, સાધનમાર્ગના પ્રાણાયામ એટલે શું? એ પણ આ પ્રમાણે સ્વાભાવિક છે કે કોઈ પણ પ્રકારે કંઈક કૃત્રિમ કરવાના હોય છે અને સાધન પોતે જ સ્વાભાવિક છે કે નહિ?

આનો ઉત્તર એ છે કે, સાધન સ્વાભાવિક છે અને સાધનના ઉપાયો જેટલા શાસ્ત્રોક્ત છે, તે બધું જ સ્વાભાવિક છે. જેમ ભૂખતરસ એ શરીરનો સ્વાભાવિક ધર્મ છે, તેમ તેના નિવારણના ઉપાય પણ વિવિધ અને મનુષ્ય કરી શકે તેવા અને સ્વાભાવિક હોય છે. બધાને સમય થતા ભૂખ લાગે છે. એક માણસ જમે છે એ જોઇને જેનું પેટ ભરેલું છે, તેને કયારે પણ ભૂખ જણાશે નહિ. જો કોઇને જણાય તો જાણવું કે તેનું પેટ ભરાયું નથી, તેનો પણ જમવાનો સમય થયો છે, તેથી તેનું કર્તવ્ય છે કે તે યથાશક્તિ ભોજનનો પ્રયત્ન કરે છે અને ભોજન કરે છે. જો કોઇને પણ ભોજન કરતો જોઇને ભૂખ ન હોય છતાં પણ કોઇ જમવા ઇચ્છે છે, તો તેણે કૃત્રિમ ઉપાયો વડે ભૂખ જગાડવી પડે છે, તેથી ક્રમશઃ તે રોગી બને છે. જુલાબ વગેરે ઉપાયો લેવાથી પણ ઘણે ભાગે એમ જ બને છે. વળી કોઇ માણસને જો ખરેખર ભૂખ લાગતી જ નથી, તો જાણવું કે તેને કોઈ રોગ થયો છે, તેને કોઈ પણ દવા લેવાની જરૂર છે. ઔષધ લેવાથી તેને લાભ પણ થયેલો જણાય છે.

જે પ્રમાણે શારીરિક અવસ્થામાં છે, તે જ પ્રમાણે આધ્યાત્મિક બાબતમાં પણ છે. માનવદેહ ધારણ કરીને જેઓ માત્ર આહાર, નિદ્રા, ભય, મૈથુન અર્થાત્ કેવળ પોતાનાં જ સુખભોગ, પોતાનો જ સ્વાર્થ સાધવામાં મશગૂલ છે, તેઓએ માત્ર મનુષ્યદેહ ધારણ કરેલો છે, એટલું જ; પણ તેમની અંદર પશુભાવ હજુ યે હયાત છે. જેમનામાં ભગવદ્ચિંતન

અથવા ભજન, સાધન, સત્સંગ, શાસ્ત્રપાઠ, દયા, દેશકલ્યાણની ભાવના વગેરે નથી, તેઓ હજુ પણ મનુષ્ય ગણાવાને લાયક નથી. તેથી તેઓ મનુષ્યસમાજના નિયમો પ્રમાણે ચાલતાં દુઃખ અનુભવે છે અને તે પ્રમાણે ચાલી શકતા પણ નથી.

આહાર, વિહાર, અધ્યયન, ચિંતન, ગુરુજનોની સેવા, સ્વજન–બંધુ–બાંધવો સાથે સદ્‌વ્યવહાર, મનુષ્ય તરીકે ઓળખાતા માનવીમાં સ્વાભાવિકપણે જરૂરનાં છે અને બધા તે પ્રમાણે કરે જ છે. તે જ પ્રમાણે ધર્મસાધના એ પણ મનુષ્યની સ્વાભાવિક આધ્યાત્મિક જરૂરિયાત છે. અને મનુષ્ય તરીકે ઓળખાતા બધા જ માણસો કોઇ ને કોઇ રૂપે ધર્મસાધના કરે જ છે. કોઇ સ્વાભાવિક આધ્યાત્મિક પ્રયોજન અનુસાર ધર્મસાધના કરે છે, બીજા કોઇ તેમનું આચરણ જોઈને પોતાનો પણ સમય આવેલો જાણીને સરળતાથી સાધના શરૂ કરે છે. કોઇ બીજાની દેખાદેખીથી અસમયે ધર્મસાધનાની ઇચ્છા કરે છે અને શરીરમાં કૃત્રિમ ભૂખ જગાડવાની પેઠે આધ્યાત્મિક રાજ્યમાં પણ સાધનાને લગતા વિવિધ ઉપાયો, જેવા કે સાધુસમાગમ, શાસ્ત્રપાઠ, પ્રાણાયામ વગેરે કરવાનો પ્રયત્ન કરે છે. પણ પ્રાણની ખરી ઇચ્છા ન હોવાથી કોઇ દુર્ભાગ્ય ગમે તેવા ગુરુમાં ફસાઈ જાય છે. શાસ્ત્રનો ગૂઢ મર્મ નહિ સમજી શકવાથી ખાલી પ્રાણાયામ વગેરે કરીને શારીરિક રોગગ્રસ્ત અને ધર્મ ઉપર સર્વનાશક ભાર રૂપ થઈ પડે છે. તેમનું આ જીવન નકામું જાય છે. ધર્મ ઉપરના શાપ અથવા ભાર જેવો આધ્યાત્મિક રાજ્યમાં બીજો કોઈ કઠણ રોગ નથી. ખાસ કરીને જેઓને જોઈ જાણીને અને ખેંચી તાણીને આવી અવસ્થા થાય છે, તેમનો રોગ અસાધ્ય ગણાય છે. છેવટે એક બીજી શ્રેણિના લોકો પણ છે, જેમને

એવી આધ્યાત્મિક અરુચિ હોય છે કે, હજારો માણસોને ધર્મસાધના કરતાં જોવા છતાં પણ તેમને ધર્મસાધનાની ઇચ્છા નામમાત્રની પણ થતી નથી. ઠીક જ કહ્યું છે કે,

शान्ता महान्तो निवसन्ति सन्तो वसन्तवल्लोकहितं चरन्तः ।
तीर्णाः स्वयं भीम भवार्णवं जनानहेतुनाऽन्यानपि तारयन्तीः ॥
( विवेकचूडामणि )

અર્થાત્ સંયમી, સાધુ મહાપુરુષો વસંતઋતુની પેઠે નહિ માગવા છતાં પણ લોકકલ્યાણ કરતા કરતા વિચરતા રહે છે. તેઓ આ ઘોર સંસાર-સમુદ્ર પોતે તરી ઊતરીને નિષ્કામ દયાવશ થઈને બીજાઓને પણ બચાવે છે. કોઈ મહાત્મા જો દયાર્દ્ર ચિત્તવાળા થઇને તેમના આધ્યાત્મિક અજીર્ણતારૂપી ભવરોગનું ઔષધસેવન કરાવે છે, તો તે તેમને માટે અવશ્ય કલ્યાણકારક થઇ શકે છે. તેમનામાં ત્યારે સ્વાભાવિક ધર્મની ભૂખ જાગી ઊઠે છે.

સાધનાનાં મુખ્ય અંગ-ગુરુએ ઉપદેશેલ નામ, જપ અને સ્વાધ્યાય છે. ગુરુ અથવા આચાર્યસેવા, સત્સંગ, સત્શાસ્ત્રનું ધ્યાન, વગેરે દ્વારા આ ગુરુએ ઉપદેશેલ નામ, જપ, ધ્યાન વગેરેમાં વધારે પ્રેમ થાય છે, તેથી મનનો સંયમ પણ વધારે થઇ શકે છે. જ્ઞાનમાર્ગ કે, ભક્તિમાર્ગ બધા જ માર્ગોમાં જપ, ધ્યાન તો સાધકે કરવાનાં જ છે. જ્ઞાનીને માટે પ્રણવ-જપ, ભક્તને માટે શિવ, તારા, હરિ ઇત્યાદિ ઘણા પ્રકારના નામજપ છે. ભગવાનનું સ્મરણમનન પ્રત્યેક સાધક હંમેશાં કરે છે અને હંમેશાં સ્મરણમનનનો મુખ્ય ઉપાય-નામજપ પણ પ્રેમપૂર્વક કરે છે.

હવે સાધનમાર્ગના પ્રાણાયમ શું છે તે જોઇએ. પ્રાણાયામ

કરવાથી જ શું ભગવાનની પ્રાપ્તિ અથવા આત્માનુભવ થાય છે? ના, કયારે ય નહિ. શ્રીરામકૃષ્ણ પરમહંસદેવ કહેતાઃ "માને પોતાનાં બાળકો ઉપર જેટલું આકર્ષણ અથવા વહાલ હોય છે, સતી સ્ત્રીને પોતાના પતિ ઉપર જે ભાવ હોય છે, કંજૂસને ધન જેટલું વહાલું હોય છે, તે જ પ્રકારનું આકર્ષણ ભગવાનને માટે જ્યારે કોઈને ભાગ્યવશાત્ થાય છે, ત્યારે તેને ઘણા જ થોડા સમયમાં સાચી વસ્તુ અર્થાત્ ભગવત્પ્રાપ્તિ થાય છે. જ્યારે કોઇના હૃદયમાં આવી વ્યગ્રતા–વ્યાકુળતા જાગી ઊઠે, ત્યારે જ તેના પ્રાણવાયુની સ્થિતિ રુંધાઇ જાય છે. આ અવસ્થામાં સાધક જપ, ધ્યાન, ગાન, શાસ્ત્રપાઠ વગેરે જે કંઇ કરે છે, તે અતિ સંયમ અને વિશેષ અનુરાગ તથા પ્રેમપૂર્વક થાય છે અને પ્રાણવાયુની આવી અવસ્થાને જ પ્રાણાયામ કહે છે. નહિ તો અનુરાગ નથી, આકર્ષણ નથી, પ્રેમ નથી, શુદ્ધ શ્વાસનો નિગ્રહ અને અતિ ધીરે ધીરે તેનો ત્યાગ કરવાથી જ્ઞાનભક્તિ પ્રાપ્ત કરવાની કંઇ જ સગવડ થતી નથી. યોગદર્શનમાં 'योगश्चित्तवृत्ति निरोधः' અને 'तदाद्रष्टुः स्वरूपेऽवस्थानम्'। સૂત્રમાં ચિત્તવૃત્તિના નિરોધનું નામ યોગ અને એ જ નિરોધ સમયે દ્રષ્ટા અર્થાત્ આત્માની સ્વસ્વરૂપમાં અર્થાત્ પરમાત્મામાં સ્થિતિ થઇ છે એમ કહેવાય છે અને આ અવસ્થા પ્રાપ્ત કરવાના વિવિધ ઉપાયો ક્રમે ક્રમે કહેવામાં આવ્યા છે. જેઓ સ્વસ્વરૂપની શોધ કરવાના પ્રેમી છે, તેમને જ માટે આ બધા ઉપાયો બતાવેલા છે. જેઓ એ સદ્ગુરુસેવા, બ્રહ્મચર્ય, ગુરુમુખેથી શાસ્ત્રાર્થના શ્રવણ અને મનન વડે ચિત્તની શુદ્ધ અવસ્થા પ્રાપ્ત કરી છે, તેઓને સ્વરૂપનું પરોક્ષ જ્ઞાન થાય છે. તેઓ પછી ક્રમેક્રમે ધ્યાનમાં નિમગ્ન રહે છે અને તેમના પ્રાણાયામ આપોઆપ થાય છે. નહિ તો અશુદ્ધ

ચિત્તમાં તો સ્વરૂપ શું ચીજ છે અને સ્વરૂપનું જ્ઞાન પણ કેવા પ્રકારનું છે, એવો સંશય હંમેશાં રહે છે. સ્વરૂપનું પ્રત્યક્ષ જ્ઞાન થતાં સમાધિ થાય છે, તે પ્રાણાયામની પરાકાષ્ઠા છે, તે પછી ધ્યાન, ધ્યેય, ધ્યાતા એ ત્રણેય નું જુદાપણું રહેતું જ નથી.

આ બધાનો સાર એ જ છે કે, હૃદયની વ્યાકુળતાપૂર્વક ભગવાનના નામનાં જપ, સ્મરણ અને મનન કરવાથી પ્રાણાયામ આપોઆપ જ થાય છે. ફળ આધ્યાત્મિક જીવનમાં અમાપ છે. વ્યાવહારિક જીવનમાં મનની શક્તિ વધે છે, ચરિત્રની શુદ્ધિ, ચિત્તનો વિસ્તાર, દયા, દૃઢવ્રતતા અર્થાત્ ઈશ્વરકૃપાથી તેમના અનંત ઐશ્વર્યનો કેટલોક ભાગ તેમના ભક્તોમાં આવે છે, તેમાં કશી જ શંકા નથી. આ માર્ગમાં શ્રદ્ધા, ભક્તિ અને સત્સંગ એ જ સ્વાભાવિક ઉપાય છે. સત્સંગ પ્રાપ્ત કરવો એ સૌથી પહેલું કર્તવ્ય છે. સત્સંગ મળવો એ ભગવાનની વિશેષ કૃપા જ છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે, 'तद्विज्ञानार्थं सगुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठ' ભગવાનને વિશેષ રૂપે જાણવા માટે સમિધ (યજ્ઞનાં લાકડાં) હાથમાં લઈને વેદપારંગત અને બ્રહ્મનિષ્ઠ ગુરુ પાસે જવું.

(બંગાબ્દ-૧૩૦૯ના "ઉદ્બોધન" ના ચૈત્ર-અંકમાંથી)

ॐ शांतिः शांतिः शांतिः

## એક સમયનો રોગી કર્મયોગી બને છે

(લેખકઃ-સ્વામી શ્રીશિવાનંદજી)

ચોવીસ પરગણા જિલ્લાના બસિરહાટ સબડિવિઝનના શ્રિકરા ચટ્ટાબેડ ગામમાં ઉપેન્દ્રનાથ નામનો ૩૦-૩૧ વરસનો એક યુવક રહેતો હતો. પિત્તળનાં તાળાં બનાવી તે વેચીને લગભગ દશેક રૂપિયા કમાતો. ઘણા દિવસથી તે મેલેરિયા તાવથી ઘણું

કષ્ટ પામતો હતો. તાવની તકલીફ વધારે ને વધારે થતા તે કંટાળ્યો અને ત્રણેક વર્ષ દુખમા દિવસો કાઢ્યા. છેવટે જીવનની આશા છોડીને મુક્તિપુરી શ્રીકાશીધામમા દેહત્યાગ કરવાની ઈચ્છાથી આવ્યો. અહી ગગાસ્નાન, વિશ્વેશ્વર, અન્નપૂર્ણાનાં દર્શન, અન્નક્ષેત્રની ભિક્ષા વડે કઈક પેટ ભરીને અને અન્નક્ષેત્રના છાપરા વિનાના ઓટલા ઉપર સૂઈ જઇને કોઈ પણ પ્રકારે જીવન ગાળવા લાગ્યો 'औषध जाह्नवीतोय वैद्यो नारायणो हरि' આ શાસ્ત્રવાકય આ વખતે જાણે તેના જીવનના આધારરૂપ હતુ

ઉપેન્દ્રનું શરીર ક્રમે ક્રમે દુર્બળ થવા લાગ્યું અન્નક્ષેત્ર તો કાશી નગરીમા ઘણા યે છે, પણ તે બધા બ્રાહ્મણોને માટે છે, બ્રાહ્મણેતર વ્યક્તિ શ્રીકાશીજીમા ભિક્ષા ઉપર જીવવા જાય તો તેને 'નિર્વાણપદ' મળતા વધારે સમય લાગે નહિ! ગગા કિનારે અથવા શ્રીવિશ્વનાથ અન્નપૂર્ણાને દ્વારે કપડુ બિછાવી બેચાર કલાક બેસી રહેવાથી અન્નપૂર્ણાદેવીની કૃપાથી એક માણસ અથવા વધારેને માટે જરૂરી એટલા ચોખા ભિક્ષામા મળે ખરા, પરતુ આપણા ઉપેન્દ્રમાં એટલી શક્તિ નહોતી કે તે આ પ્રમાણે ભાતની ભિક્ષા માગીને તેને પાછો રાધીને ખાઈ શકે વળી તેને રાધી ખાવાનુ સ્થાન પણ કયા હતુ? તેથી અન્નક્ષેત્રમા બ્રાહ્મણોના ભોજન પછી જે અન્ન વધતું, તે જ માગી ખાઇને મહાકષ્ટે જીવનનિર્વાહ કરતો હતો.

આ પ્રમાણે કેટલાક માસ વીત્યા એક દિવસ કોઈએક સજ્જને દયા આવતા ઉપેન્દ્રને રામકૃષ્ણ સેવાશ્રમની વાત કરી અને તેને કહ્યુ કે, 'ત્યા જવાથી કશા ખર્ચ વિના દવા, પથ્ય, આહાર અને રહેવાની જગા બધુયે મળશે' ઉપેન્દ્ર આ ખબર મળતાં શરૂઆતમા સેવાશ્રમમા આવી દવા લઇ જતો,

પણ સેવાશ્રમના કાર્યકર્તાઓએ જોયું કે આથી એનો રોગ મટતો નથી. એટલે તેઓ તેને આશ્રમમાં રાખીને તેની દવા તથા સેવા શુશ્રૂષા કરવા લાગ્યા. તેમના પ્રયત્નો અને સેવાથી લગભગ સાતઆઠ મહિના રોગની પીડા વેઠ્યા પછી ઉપેન્દ્ર પૂરેપૂરો તંદુરસ્ત થયો અને ક્રમે ક્રમે બળવાન થવા લાગ્યો.

બરાબર સાજો થયા પછી આશ્રમના અધિકારીઓએ તેને કહ્યું કે, 'જો તમે તમારે દેશ પાછા જવા ઇચ્છતા હો તો તમને આશ્રમ તરફથી ત્યાં પહોંચાડવા વ્યવસ્થા કરી આપીએ.' ઉપેન્દ્રનાથ આ સાંભળી બોલ્યોઃ 'મને મારે દેશ પાછો ફરવાની ઇચ્છા નથી; આપ જો દયા કરીને આશ્રમમાં રાખીને તેના કોઇ પણ કાર્યમાં મારો ઉપયોગ કરો, તો હું આપનો હંમેશને આભારી થઇશ.' આશ્રમના અધિકારીઓ સંમત થતાં ઉપેન્દ્ર અતિશય આનંદપૂર્વક જીવસેવારૂપી મહાન કાર્યમાં જોડાઈ ગયો. વૃદ્ધ, ડોશીઓ, ગાંડા, લૂલાંલંગડાં, આંધળાં અને બીજા રોગીઓની તે કેવા ભાવપૂર્વક અને શ્રમપૂર્વક સેવા કરતો તે અવર્ણનીય છે. તેની સેવા જોઇને જણાતું કે, તે જાણે પોતાનાં જ વૃદ્ધ માતાપિતાની સેવા કરે છે. ગાંડા રોગીઓ ખાતા નહિ, તેમને પોતાને હાથે કોળિયા ભરાવી તેમને ખવડાવતો. તેઓ મારતા, ગાળો દેતા, પણ ઉપેન્દ્ર તે સાંભળતો નહિ. તે પોતાનું સેવાકાર્ય કર્યે જતો હતો. ઉપેન્દ્ર થોડા દિવસમાં જ સેવાશ્રમનો એક ઉપયોગી સેવક ગણાવા લાગ્યો.

સેવાશ્રમના સેવકો લગભગ બધા જ શ્રીમદ્ સ્વામી વિવેકાનંદજીના બ્રહ્મચારી શિષ્યો હતા. તેઓ બધા સેવાકાર્યમાંથી સમય મળતાં, શ્રીરામકૃષ્ણદેવ, સ્વામી વિવેકાનંદ અને પરમહંસદેવના બીજા ભક્તોનાં જીવન અને ઉપદેશની ચર્ચાઓ કરતા, ઉપેન્દ્ર પણ તેમાં જોડાતો. સ્વામી વિવેકાનંદજી મહા-

રાજના કર્મયોગના ઉપદેશો તેના હૃદયમાં ઊંડા ઊતરી ગયા. ક્રમે ક્રમે સેવાકાર્યમાં તેની નિષ્ઠા એટલી બધી વધી કે, તે રાતદહાડો રોગીઓની પડખે બેસી રહેતો. કેટલીયે વાર તેમના વિચારોમાં જ તેને નિદ્રા પણ આવતી નહિ. આ પ્રમાણે ઘણા વિશેષ પરિશ્રમથી તેને માથાનો સખ્ત દુઃખાવો ઊપડયો. ડૉક્ટરોના કહેવા પ્રમાણે તેને કેટલાક દિવસ રોગીઓ પાસે જવા દેવામાં આવતો નહિ. થોડા દિવસના આરામ અને સેવા પછી તે તંદુરસ્ત થઇ ગયો.

વાચકોએ જાણવું જોઇએ કે, સેવાશ્રમની મદદ માટે અહીં કાશીવાસી અનેક સહૃદય વ્યક્તિઓને ત્યાં એક એક હાંડી અથવા માટલી મૂકી આવવામા આવે છે. તેઓ દરરોજ તેમાં રાંધતાં પહેલાં એકેક મૂઠી ચોખા ભિક્ષારૂપે નાખ્યા કરે છે. અને અઠવાડિયામાં એક દિવસ આશ્રમનો એક બ્રહ્મચારી ઘેરે ઘેર જઇને તે ભેગું કરી લાવે છે. આ રીતે મહિને ૫-૬ મણ ચોખા સેવાશ્રમમાં આવે છે અને તેની મારફતે અનેક દીન-દરિદ્ર દુઃખીઓની સેવા થાય છે. ઉપેન્દ્રનાથે હવે આ કાર્યને પોતાનું કર્યું. તેણે પોતાના પ્રયત્નથી માટલીની સંખ્યા પહેલાં કરતાં લગભગ બમો જેટલી વધારી દીધી અને આ રીતે આશ્રમની ઠીક ઠીક સેવા થવા લાગી.

હમણાં લગભગ એક માસ થયાં, સેવાશ્રમના એક સેવક–એક વસંત-શીતળાના રોગીની સેવા કરતાં કરતાં પોતે એ રોગમા સપડાયો. ઉપેન્દ્રે તેમની સેવાચાકરી કરી તેમને તો બચાવ્યા, પણ પોતે એ રોગમાં સપડાઇને ૬ ઠ્ઠી મે ને શુક્રવારે સ્વર્ગવાસ પામ્યો છે.

ઉપેન્દ્ર આશ્રમના જે સઘળા રોગીઓની સેવા શુશ્રૂષા કરતો અને ઘેરે ઘેર જઇને જે બધા દરિદ્ર, અનાથ અને અશક્ત

રોગીઓને ઔષધિ અને પથ્ય–કાંજી વગેરે–હંમેશાં પહોંચાડી આવતો, એ બધા તેના આ અકાળ–મૃત્યુથી રાત્રિદિવસ તેના ગુણોનું સ્મરણ કરતા કરતા અશ્રુ સારે છે. ધન્ય ઉપેન્દ્રનાથ! તેં જે મૂળમંત્ર પ્રાપ્ત કર્યો હતો, તે મંત્રની સિદ્ધિને માટે તું બરાબર નિષ્કપટતાથી પ્રાણની માયા છોડીને સતત યત્નવાન હતો. વાચકો શું એ મંત્ર સાંભળશે? ઈશ્વર જ જગતમાં જીવરૂપે વિચરે છે, નિઃસ્વાર્થભાવે જીવસેવા કરવાથી આપોઆપ ઈશ્વરસેવા જ થાય છે નિષ્કામભાવે ઈશ્વરનું ધ્યાન, જપ, પૂજા, પાઠ, તપસ્યા, વગેરેથી મનુષ્ય જે ફળ પ્રાપ્ત કરે છે, તે જ ફળ નિષ્કામ લોકસેવાથી પ્રાપ્ત થાય છે. વળી કોઈ કોઈના મત પ્રમાણે તો તેથી યે અધિક ગણાય છે. ઉપેન્દ્ર જ્યારે સેવાશ્રમમાં સેવક તરીકે જોડાયો, ત્યારે આ જીવસેવાનો મંત્ર તેણે સ્વીકાર્યો હતો અને એ જ મંત્રની સિદ્ધિ માટે પોતાની જાતને હોમી દઈને સમર્પિત થઈ ગયો. તે સેવાશ્રમમાં રોગી તરીકે દાખલ થયો હતો, તે જ સ્થાને પાછો સેવાયોગી થઈને ભગવાનનું કાર્ય નિઃસ્વાર્થભાવે કરતાં કરતાં આ મુક્તિધામ શ્રીકાશીપુરીમાં તેણે પોતાનો દેહ સમર્પણ કરી દીધો. ધન્ય શ્રીમદ્‌સ્વામી વિવેકાનંદજીનો કર્મયોગનો ઉપદેશ! ધન્ય તેમના ગુરુદેવ, કે જેમણે લોકકલ્યાણ સાધનારા જીવંત મહામંત્રથી તેમને દીક્ષા આપી હતી અને જેઓએ સ્વામીજી પાસેથી આ સેવાધર્મનો મંત્ર સ્વીકારી દીક્ષા લીધી છે, તેઓ પણ ધન્ય છે!

(બંગ ૦૬ ૧૩૧૧ના 'ઉદ્બોધન'ના [illegible] અંકમાંથી)



# સ્વામી શ્રીપ્રેમાનંદજી

( લેખકઃ–સ્વામી શ્રીશિવાનંદજી )

હુગલી જિલ્લામાં આંટપુર નામે એક પ્રસિદ્ધ ગામ છે. ઘણા જૂના સમયથી ત્યાં ઘણા બ્રાહ્મણો અને કાયસ્થો રહેતા હતા. કાયસ્થોમાં ઘોષ અને મિત્રવંશની વિશેષ ખ્યાતિ હતી. બાબુરામ મહારાજના પિતા સ્વ. તારાપ્રસાદ ઘોષ ઉપરોક્ત ઘોષ વંશમાં અને તેમનાં દિવ્ય ગુણશાળી માતાજી શ્રીમતી માતંગિની મિત્રવંશમાં જનમ્યાં હતાં. લગ્ન થયા પછી તેમને ઈશ્વરકૃપાથી પ્રથમ કૃષ્ણભાવિની નામની કન્યા અને પછી તુલસીરામ, બાબુરામ અને શાન્તિરામ નામના ત્રણ પુત્રો થયા હતા. એમાંના વચલા પુત્ર બાબુરામ જ ઉત્તરાવસ્થામાં શ્રીરામકૃષ્ણ સંઘમાં શ્રીપ્રેમાનંદ સ્વામીના નામથી સુપ્રસિદ્ધ થયા અને અસામાન્ય રૂપગુણવાન એકમાત્ર કન્યા શ્રીમતી કૃષ્ણભાવિની, શ્રીરામકૃષ્ણદેવના પ્રિય પાર્ષદ–સેવક બલરામ વસુ સાથે પરણ્યાં હતાં અને તેમનાં સેવા અને ભક્તિના ગુણોથી શ્રીરામકૃષ્ણના બધા ભક્તોનાં પૂજ્ય બન્યાં હતાં.

લગ્ન પછી બલરામ ઘણો વખત સુધી ઓરિસ્સાના બાલેશ્વર જિલ્લામાં તેમને ગામ ભદ્રક મહકુમાર કાછારીને ઘેર અથવા ભદ્રકથી કેટલાક માઇલ દૂર કોઠાર નામના ગામમાં રહીને શ્રીશ્યામચંદ્રની મૂર્તિની સેવા, પૂજા, પાઠ વગેરે ધર્મકાર્યોમાં ચોજાઇ રહેતા હતા. જમીનદારીનાં કાર્યો તેઓ ક્યારે પણ જોઇ શકતા નહિ. તેમના પિતા અને ભાઇઓ એ બધું સંભાળતા. પોતાની સૌથી મોટી કન્યા શ્રીમતી ભુવનેશ્વરીના વિવાહપ્રસંગે બલરામબાબુ કલકત્તાના ઘરમાં આવીને રહેવા

લાગ્યા. અને શ્રીપરમહંસદેવનાં પુણ્યદર્શનથી ધન્ય થઈને ઓરિસ્સા પાછા ફર્યા જ નહિ. બલરામે અત્યારથી સકુટુંબ પરમહંસદેવનો આશ્રય સ્વીકાર્યો અને કહેવાય છે કે, પ્રથમ દર્શને જ પરમહંસદેવ તેમને પૂર્વપરિચિત પરમ નિકટના ભક્ત તરીકે સમજી ગયા હતા. આ મેળાપ પછીથી બલરામ ઘણેભાગે દરરોજ પરમહંસદેવનાં દર્શન કરવા જતા હતા. વચમાં વચમાં તેઓ પોતાની સ્ત્રી, પુત્ર અને કન્યાઓને પણ સાથે લઈ જતા અને તેમનાં પોતાનાં સગાંસંબંધી અને સ્વજનો જે ત્યાં હતાં, તેમને બધાંને ક્રમે ક્રમે પરમહંસદેવના ચરણોમાં લાવીને તેમનાં ભક્ત બનાવ્યાં હતાં. જે વસ્તુ તેમને સારી લાગી હતી, તેનો પોતાનાં સ્વજન બંધુબાંધવો બધાં જ સ્વાદ ચાખે, એવો તેમનો મનોભાવ હતો. બલરામબાબુ તેમનાં સાસુને પણ આ વખતે પરમહંસદેવને ચરણે લાવ્યા હતા.

બાબુરામ મહારાજ (પ્રેમાનંદ સ્વામી) આ વખતે કલકત્તામાં અંગ્રેજી વિદ્યાલયમાં ભણતા હતા. કલકત્તામાં કંબુલેટોલા નામના મહોલ્લામાં એક ભાડાના ઘરમાં તેઓ રહેતા હતા. તેઓ પરમહંસદેવના પરમપ્રિય ભક્ત શ્રીયુત્ મહેન્દ્રનાથ ગુપ્ત (માસ્ટર મહાશયજી) ના વિદ્યાર્થી હતા. તેમની પાસે જ તેમણે પ્રથમ પરમહંસદેવ સંબંધી સાંભળ્યું હતું અને તેમના પ્રત્યે ખેંચાઈને વચમાં તેમનાં દર્શને દક્ષિણેશ્વર આવતાજતા હતા. ધીમે ધીમે તેઓ પરમહંસદેવને સંબંધીમાંથી પરમ સંબંધી સમજી શક્યા; પરમહંસદેવ પણ તેમને ચાહવા લાગ્યા. થોડા સમય પછી પરમહંસદેવે એક દિવસ તેમનાં માતાને કહ્યું: "આ છોકરાને તમે મને આપો." ત્યારે તેઓ અતિશય ખુશી થઈને બોલ્યાં: "ભગવાન, આપ-

ની પાસે બાબુરામ રહે એ તો મારું પરમ સૌભાગ્ય કહેવાય.” આ બનાવ પછી બાબુરામ મહારાજ પરમહંસદેવ પાસે નિશ્ચિંત મને વારંવાર જવા લાગ્યા. બાબુરામ અને તેમનાં બહેન ભાવિની સંબંધી પરમહંસદેવને ઊંચો અભિપ્રાય હતો. તેમના અંતરમાં નિઃસ્વાર્થ ભગવદ્પ્રેમ જોઈને તેઓ બોલતાઃ “તેઓ શ્રીમતીના અંશથી જન્મેલા છે.” આ વાતનું સ્મરણ કરીને જ શ્રીમદ્ સ્વામી વિવેકાનંદજીએ છેલ્લા સમયમાં બાબુરામ મહારાજનું નામ પ્રેમાનંદ રાખ્યું હતું.

પરમહંસદેવે દેહત્યાગ કર્યા બાદ કેટલાક માસ પછી ૧૮૮૬ ની સાલમાં ડિસેમ્બર મહિનામાં સ્વામીજી તેમના બધા સંન્યાસી ભાઈઓને બાબુરામ મહારાજને ઘેર આંટપુર ગામે લઈ ગયા હતા. અઠવાડિયાથી વધુ સમય તેઓએ ત્યાં સાધન-ભજન કરીને અતિશય આનંદમાં ગાળ્યો હતો. પરમહંસદેવની દુઃખી સ્થિતિમાં છેલ્લી ઘડી સુધી જેઓએ સેવા કરી હતી, પરમહંસદેવના દેહત્યાગ પછી તેઓ બધા જ ઘણે ભાગે વિખૂટા પડી ગયા હતા; કારણ કે તેમને એકત્ર રહેવાનું કોઈ નિશ્ચિત સ્થાન નહોતું. તેથી જ તેઓમાંના ઘણા આ વખતે પોતપોતાને ઘેર રહેતા હતા. પરંતુ લગભગ દોઢ માસ પછી પરમહંસદેવના પ્રિયભક્ત શ્રીસુરેશચંદ્ર મિત્ર મહાશયે તેમનો આ અભાવ દૂર કરવા માટે બરાહનગરમાં એક ઘણું જૂનું ભાંગ્યુંતૂટ્યું ઘર થોડા રૂપિયામાં ભાડે લઈ આવ્યા, પછી સ્વામીજી વગેરે ત્યાં આવીને રહ્યા હતા. બધા ભેગા તો થયા, પણ તે આંટપુર ગામમાં બાબુરામ મહારાજને ઘેર ગયા પહેલાં નહિ. તેથી ત્યાંથી આવીને જ અમે બધા બરાહનગર મઠમાં લગભગ છ વર્ષ સુધી સાથે રહ્યા હતા એમ કહેવું ઠીક છે. આ વખતે સ્વામી રામકૃષ્ણાનંદ (શશી મહારાજ) પરમહંસ-

દેવની સેવાપૂજામાં યોજાયલા રહેતા હતા. સ્વામી રામકૃષ્ણાનંદને મદ્રાસ મઠ સ્થાપવા માટે મોકલવામાં આવ્યા. પછી બાબુરામ મહારાજ પરમહંસદેવની સેવાપૂજા થોડોક સમય કર્યા પછી તીર્થભ્રમણમાં નીકળી પડચા હતા. પછી સ્વામીજીએ જ્યારે બેલુર મઠની સ્થાપના કરી તે પહેલાં થોડા દિવસે બાબુરામ મહારાજ તીર્થદર્શન કરીને પાછા ફરીને ફરીથી ભગવાનની પૂજાસેવા કરવા લાગ્યા.

સ્વામીજીના દેહત્યાગ પછી કેટલાંક વર્ષો પછી સ્વામી બ્રહ્માનંદજીને મઠ અને મિશનના કાર્યને અંગે ભારતવર્ષનાં વિવિધ સ્થાનોમાં ફરવાનું થયું. ત્યારે બાબુરામ મહારાજ જ મઠનું બધું કામકાજ સંભાળતા અને મઠના સાધુબ્રહ્મચારીઓને હંમેશાં શિક્ષણ અને એકત્ર થયેલી ભક્તમંડળીને તેઓ ઘણા પ્રેમપૂર્વક ધર્મોપદેશ કરતા. મઠના સાધુબ્રહ્મચારી અને બહારથી આવેલા ભક્તો બધાં જ તેમનાં આદર, પુરુષાર્થ અને નિષ્કામ ભાવથી એકે અવાજે કહેતા કે, 'પ્રેમાનંદ સ્વામી જાણે મઠનાં માતાજી છે, આવો સ્નેહ અમે ક્યાંયે જોયો નથી.' કેવી રીતે મઠ ચલાવવો, દેશેદેશ અને ગામેગામ કેવી રીતે પરમહંસદેવની ભાવનાનો પ્રચાર કરવો જોઇએ, એ સંબંધમાં સ્વામી વિવેકાનંદજીએ તેમને ખાસ શિક્ષણ આપ્યું હતું; અને તેઓએ પણ તેમના પોતાના જીવનમાં ઉતારવા માટે પૂરતો પ્રયત્ન કર્યો હતો અને કૃતકૃત્ય થયા હતા. બાબુરામ મહારાજ પૂર્વબંગાળને બહુ ચાહતા અને એ પ્રદેશમાં ઘણી વાર ફરવા ગયા હતા. તેમનાં ઉત્સાહ અને પ્રેરણાથી પૂર્વબંગાળમાં અનેક સ્થાનોએ પરમહંસદેવના મઠ અને સેવાશ્રમો સ્થપાયા છે. પૂર્વબંગાળના ભક્તો તેમને બહુ ચાહતા હતા. પૂર્વબંગાળના ઘણા ભક્તો હજી પણ તેમની વાતોનું સ્મરણ

કરીને અશ્રુ સારે છે. એ પ્રદેશમાં ઘણા મુસલમાન ભકતો પણ તેમના ઉદાર ધર્મભાવ ઉપર મુગ્ધ થયા હતા. તેમના જીવનમાં મુખ્ય લક્ષ્યમાં રાખવા જેવી વસ્તુ તેમનો પ્રેમ હતો. લોકોને પોતાના કરી લેવા એ જાણે તેમનો સ્વભાવસિદ્ધ ગુણ હતો. તેથી યુવકો તેમને અત્યંત ચાહતા હતા. યુવકોમાં ધર્મભાવ જાગૃત કરવાની તેમનામાં ખાસ બળવાન ઇચ્છા હતી. શ્રીપરમ-હંસદેવ અને સ્વામીજીની પાસેથી જ તેઓએ આ ભાવ ગ્રહણ કર્યો હતો. ઉનાળાની રજાઓમાં અથવા બીજે વખતે કલકત્તાથી સ્કૂલ–કૉલેજના છોકરાઓ જ્યારે તેમનાં દર્શન કરવા મઠમાં આવતા, ત્યારે તેઓ તેમને પરમ આદરપૂર્વક શિક્ષણ આપતા અને તેમને જમાડતા. છોકરાઓ તેથી તેમને પોતાના પરમ બંધુ ગણતા. મઠમાં રહેનાર સંન્યાસી–બ્રહ્મચારીઓ તેમના મધુર વ્યવહારથી મુગ્ધ રહેતા અને કેવી રીતે મઠનું કામકાજ કરવું અને કેવી રીતે આવેલા ભક્તોની સેવા કરવી, તે તેમની કૃપાથી શીખ્યા હતા. મઠના બાગનાં ફૂલઝાડની દેખરેખ રાખવી, ગોસેવા કરવી, એ બધું તેઓ પોતે સંભાળતા અને મઠના છોકરાઓને એ પ્રમાણે કરવાનું શિક્ષણ આપતા. મઠના સંન્યાસી-બ્રહ્મચારીઓ આ બધી બાબતમાં હજી સુધી તેમને બતાવેલે માર્ગે ચાલે છે.

મઠનું નિત્યકાર્ય ચલાવવા માટે સ્વામી વિવેકાનંદજી જે નિયમો લખી ગયેલા હતા, તે બધા નિયમોનું પાલન કરવાનો તેઓ પ્રયત્ન કરતા હતા. મઠમાં શાસ્ત્રપાઠ હંમેશાં થાય એ સ્વામીજીની આંતરિક ઇચ્છા હતી. તેથી બાબુરામ મહારાજ જેટલો સમય મઠમાં રહ્યા, તેટલો સમય એ બાબતમાં તેમણે બનતું ધ્યાન રાખ્યું હતું. આથી મઠમાં એક સંસ્કૃત પાઠશાળા લગભગ દસ વર્ષથી સ્થપાયેલી છે. વેદાંતતીર્થની

પદવીવાળા એક સુયોગ્ય પંડિત બ્રાહ્મણને તેના સંચાલન માટે યોજવામાં આવ્યા છે. અંગ્રેજી દર્શનાદિની ચર્ચા પણ મઠમાં નિયમિત થાય, એ બાબતમાં બાબુરામ મહારાજનું વિશેષ ધ્યાન હતું. એ સિવાય પરમહંસદેવની સેવાપૂજા વગેરે સ્વહસ્તે કરવામાં અને ભક્તોની સેવા અને ઉત્સવ વગેરે કાર્યમાં તેમને ઘણોજ પ્રેમ હતો. વળી ભક્તો કોઇ પણ જગાએ પરમહંસદેવના ઉત્સવની યોજના કરીને મઠમાં નિમંત્રણ મોકલતા તો બાબુરામ મહારાજ પોતે મઠમાં રહેનાર સાધુ-બ્રહ્મચારીઓને સાથે લઇને તેમાં હાજર રહેતાં ખાસ આનંદ અનુભવતા હતા. કલકત્તા અને તેની પાસેનાં બધાં સ્થાનની તો વાત જ નહિ, પણ દૂર દેશમાંથી આ જાતનાં આમંત્રણ આવતાં. તેઓ ત્યાં જઇને ભકતોના આનંદમાં વૃદ્ધિ કરતા તથા ઉપદેશ આપીને લોકોને સંકીર્તનમાં મસ્ત બનાવી દેતા. આ પ્રમાણે અતિશય પરિશ્રમે તેમનું શરીર વખતોવખત ઘણું થાકી જતું. જીવનના છેલ્લા સમયમાં પૂર્વ બંગાળનાં કેટલાંક સ્થાનોમાં આ પ્રમાણે ઉત્સવાદિ કરવા જતાં તેમણે જોયું કે, ગામનું તળાવ, ઝાડનાં પાન વગેરેના કચરાથી ગંદું થયેલું છે અને તેનું પાણી ખરાબ થઇ ગયું છે, એટલે તે પાણી પીને લોકો અનેક રોગોના ભોગ બને છે. તેથી તેઓ ગામના લોકોને આ બધાં જળાશયો સ્વચ્છ કરવાનો ઉત્સાહ આપવા લાગ્યા. પણ ઘણા યે સમયથી એકત્ર કરેલ સ્વાર્થ-જન્ય બેદરકારીને લીધે તેઓ તદ્દન જડવત્ નિરુદ્યમી થઈ ગયેલા હોવાથી તેમની વાત તેમણે ધ્યાનમાં લીધી નહિ; ત્યારે તેમણે બીજો કોઈ ઉપાય ન જોતાં પોતે જાતે તળાવમાં ઉતરીને એ બધાં ઝાડપાનનો કચરો સાફ કરવા લાગ્યા હતા. ગામના બધા માણસો આ જાતના દૃષ્ટાંતથી મુગ્ધ થઇને

તેમને પગલે ચાલીને તળાવ સાફ કરવા લાગ્યા હતા.

શ્રીપરમહંસદેવજી પાસે બાબુરામ મહારાજે જે ઉપદેશો સાંભળ્યા હતા, તે તેમના દેહ, મન અને પ્રાણમાં સદાકાળ જાગ્રત રહ્યા હતા. ભક્તોને ઉપદેશ આપતી વખતે અને કોઈ પણ આધ્યાત્મિક વિષયની મીમાંસા કરવાની આવતાં તેઓ એ ઉપદેશોને મૂળ સત્યસ્વરૂપે અવલંબીને આગળ ચાલતા હતા. આ પ્રમાણે તેઓ પરમહંસદેવની ભાવનાઓને સંપૂર્ણપણે ધ્યાનમાં રાખતા હતા. તેને પરિણામે તેમની પાસેથી ધર્મોપદેશ પામીને બધાને શ્રીપરમહંસદેવ ઉપર શ્રદ્ધા અને ભક્તિ ઊભરાઈ આવતાં હતાં. તેમના હૃદયના અસાધારણ નિષ્કામ પ્રેમથી તેઓ શ્રોતાઓને એકદમ પોતાના બનાવી લેતા. તેમની સાથે પરિચય કરીને તેમનાં જીવન તદ્દન ફેરવાઈ જતાં હતાં. ભક્તો ઉપર તેમનો આ નિષ્કામ પ્રેમ જ છેવટે તેમના શરીર ઉપર મહાવ્યાધિ લાવ્યો અને તેમના દેહાંતનું કારણ બન્યો. દેહત્યાગ અગાઉ દોઢ વરસ પહેલાં તેમને ઉત્સવનું નિમંત્રણ મળતાં તેઓ પૂર્વ બંગાળમાં ગયા હતા અને આહાર, નિદ્રાદિ બધી શારીરિક બાબતોની તદ્દન અગવડ સ્વેચ્છાથી સ્વીકારી લઈને ભક્તોના પ્રેમને ખાતર બેત્રણ માસ હંમેશાં જુદે જુદે સ્થળે ફરતાં ફરતાં તાવથી સપડાઈને મઠમાં પાછા આવ્યા. ડૉક્ટરોએ તપાસ કરીને કહ્યું કે, તેઓ કાળા જ્વરમાં સપડાયા છે. દોઢ વરસ સુધી આ રોગથી કષ્ટ પામ્યા પછી સતત ચિકિત્સા, સેવા અને હવાફેરથી જ્યારે ઉપરોક્ત ભયંકર વ્યાધિના મુખમાંથી મુક્ત થયા છે એમ માની અમે આનંદ અનુભવતા હતા; તેવામાં ઇન્ફલ્યુએન્ઝાનો ઉપદ્રવ સમસ્ત ભારતવર્ષમાં અને બંગાળનાં જુદાં જુદાં સ્થળોને સ્મશાન બનાવીને દેવઘર વૈદ્યનાથમાં આવતો હતો. અકસ્માત્ એક દિવસ ખબર આવ્યા કે બાબુ-

રામ મહારાજને ફરીથી થોડો તાવ આવ્યો છે, ડૉકટરો ઇન્ફ્લ્યુએન્ઝા ધારે છે અને તેમને કલકત્તા લઇ જવાની ભલામણ કરે છે. તેમને કલકત્તા લાવવામા આવ્યા. બાગબજારમાં નં. ૫૭, કામાકાન્ત વસુની ગલીમાં 'બલરામ-મંદિર'માં સુપ્રસિદ્ધ ડૉકટરોએ તેમના આવ્યા પછી તરત જ રોગની પરીક્ષા કરી, પણ આરોગ્યની કંઇ પણ આશા આપી શકયા નહિ. ત્યાર પછી કલકત્તા આવ્યાને ચોથે દિવસે તા. ૩૦ મી જુલાઇ ૧૯૧૮ ને મંગળવારે બપોરે તેમણે સ્વામી બ્રહ્માનંદજી વગેરે ગુરુભાઈઓ અને પુત્ર જેવા બીજા સાધુબ્રહ્મચારીઓ સમક્ષ પરમહંસદેવનું નામ શ્રવણ કરતાં કરતાં ધીરભાવે મહાસમાધિમાં લયલીન થઇ ગયા અને તેમના સ્થૂળ દેહને બેલુર મઠમાં લાવીને સત્કારવામા આવ્યો. વ્યાધિના પ્રબળ પ્રકોપથી શરીર દિવસે દિવસે હાડપિંજર જેવું થયેલું હોવા છતાં અને ઘણું દુઃખ પામવા છતાં, તેઓ કદી પણ અસ્થિર થયા નહોતા. જેમ સ્વસ્થ અવસ્થામાં રહેતી વખતે હતા, તે જ પ્રમાણે આ વખતે પણ તેઓ સતત ભગવન્નામ લેતા હતા અને સદાય બોલતા કે, "કૃપા, કૃપા, પરમહંસદેવની-ભગવાનની કૃપા એ જ એકમાત્ર પાથેય-ભાથું છે." પરમહંસદેવ કહેતાઃ "સંસારમાં એક એવી કોટીના મનુષ્યો જન્મે છે કે, જેઓ ભોગ, સુખ, નામ, યશ વગેરે બધા દુન્યવી વ્યવહારોથી ઉદાસીન રહીને ભગવદ્દભક્તિ પ્રાપ્ત કરવાનો માર્ગ બતાવતા લોકકલ્યાણની પ્રવૃત્તિઓમાં પોતાની જાતને સતત રોકાયેલી રાખે છે. તેમનામાં ભગવાનનો વિશેષ પ્રકાશ રહે છે." આમ જણાવીને પરમહંસદેવ આવાં માણસોને ઈશ્વરી કોટીના કહેતા હતા. બાબુરામ મહારાજને તેઓ તેઓમાંના અનન્યરૂપે સ્વીકારીને એ વાત અમને અનેક વાર કહેતા હતા.× × બેલુરમઠ, ૩૦ મી જુલાઇ, ૧૯૨૨

# શ્રીમહાપુરુષજીના પત્રો

(૧)

અલ્હાબાદ
તારીખ ૨૭-૧૦-૧૯૩૦

પ્રાણપ્રિય મહાશય,

આપને 'મહાશય' લખતાં જાણે કંઇક પડદો રહેતો જણાય છે. આપનો છેલ્લો પત્ર કેટલો બધો આશ્ચર્યજનક અને પ્રેમથી ભરપૂર છે કે આ તે પત્રમાંલખીને શું જણાવું? આપના અંતર્દર્શનને ધન્ય છે, આપ ધન્ય છો, આપનું કુળ ધન્ય છે; ગુરુદેવ આપનો પ્રેમ દિનપ્રતિદિન વૃદ્ધિ કર્યા કરો. આપ ઓતપ્રોત થઇને શિવજ્યોતિનાં દર્શન કરો. સંસારમાં આ વસ્તુ અતિ દુર્લભ છે; ઈશ્વરની વિશેષ કૃપાદૃષ્ટિ થઇ ન હોય તો આ પ્રમાણે બને નહિ. પરમ દિવસના એક પત્રમાં મારા બધા મનોભાવો મેં લખ્યા છે. આશા છે કે તે મળ્યો હશે. એક વાર થોડા દિવસ ભ્રમણ અને દર્શનાદિ કરી આવ્યો, પછી તમારી સાથે મેળાપ થાય તો સારું એવી પ્રબળ ઇચ્છા થતી હતી. હમણાં શ્રીરામેશ્વરનું આકર્ષણ થયું છે; માત્ર રામેશ્વર નહિ, રસ્તામાં ૐકારનાથ, ઉજ્જયિનીમાં શ્રીમહાકાળેશ્વર અને ગોદાવરીતટે શ્રીત્ર્યંબકેશ્વર-એ જ્યોતિર્લિંગનાં દર્શન કરવાં છે; તેઓ પણ આકર્ષણ કરે છે. બધું જ ગુરુરૂપ છે. મને લાગે છે કે, પરમહંસદેવ શ્રીરામકૃષ્ણદેવની ખાસ ઇચ્છા છે કે હું આ બધાં સ્થાનનાં દર્શન કરું. તેમ ન હોય તો આટલી ઇચ્છા શા માટે થાય? આ મન તો તેમને વેચાઈ ગયેલું છે. ધારવા પ્રમાણે શુક્રવાર પહેલાં યાત્રા શરૂ કરી

દઈશ. શ્રીગુરુદેવની જેવી ઇચ્છા. આપને અનેક સ્નેહસ્મરણ મોકલું છું–હૃદયના ઊંડાણમાંથી બોલું છું–એ જ

શુભેચ્છક તારકનાથ (શિવાનંદ)

(૨)

શ્રીગુરુદેવો જયતિ

આગમારા કોટે, આલમોડા

તારીખ ૨૩–૧–૯૩

મહાશય,

આપનો મોકલેલો પત્ર સમયસર મળ્યો છે, તે વાંચી ઘણો ખુશી થયો છું. આપનું ચિત્ત દિનપ્રતિદિન શિવામૃત-સિંધુમાં નિમગ્ન રહેવા શક્તિશાળી થાઓ, એ જ મારી ખાસ ઇચ્છા છે. એમ ધારતા નહિ કે માત્ર પત્ર લખતી વખતે જ ઇચ્છા પ્રગટ કરું છું, આપના સંબંધી અનેકવાર વિચાર કરું છું અને પ્રાર્થના કરું છું. સત્યની સાથેનો સંબંધ કદી ભુલાતો નથી. મહાભારતમાં વાંચ્યું છે કે, સાવિત્રી–સત્યવાનના ઉપાખ્યાનમાં–સાવિત્રી અને યમરાજના વાર્તાલાપમાં, સાવિત્રીએ યમને કહ્યું કે, 'મહારાજ, સદાત્મા સાથેનો સંબંધ એક વાર સ્થપાયા પછી તે ચિરકાળ સુધી જીવતો રહે છે.' આપે યથાર્થ કહ્યું છે કે, ઈશ્વરની કૃપા સિવાય ઊંડા ધ્યાનનો આનંદ પ્રાપ્ત થતો નથી. પણ ભગવાને કૃપા કરીને શ્રીગીતામાં કહ્યું છે કે—

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकं ।
ददामि बुद्धियोगं तं येनमामुपयान्ति ते ॥

અર્થાત્ સતત મારું ચિંતન કરનાર અને પ્રેમપૂર્વક મારું પૂજન કરનાર વ્યક્તિને હું જે બુદ્ધિયોગ આપું છું, તેની મદદથી તે મને પામે છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતા ૧૦–૧૦

'સતતયુક્ત' એટલે બધા જ વિષયોનો ત્યાગ કરીને માત્ર અહોરાત્ર ધ્યાન કરવું, એવો અર્થ મારા ધારવા પ્રમાણે નથી. નિયમિત ધ્યાન સમયે જો માત્ર એક વાર ઊંડા વિમળ આનંદનો અનુભવ થાય, તો તેની માદકતા (અથવા નશો) ચિત્તમાં ૨૪ કલાક સુધી રહે છે. ગમે તે કામ ભલને કરો! કયારે ય એ તંતુ તૂટતો નથી; પણ વિષયી કાર્યોમાં મન રોકાયેલું રહેવાથી અવશ્ય કંઇક ન્યૂનાધિકતા થઈ શકે છે, એ જ.

શુભેચ્છક શિવાનંદ

---

(૩)

શ્રીગુરુદેવો જયતિ

મદુરા

તારીખ ૧૩-૨-૯૪

મહાશય,

અહીં આવીને આપનો પત્ર મળ્યો. વાંચીને જે આનંદ થયો છે, તે કહી શકતો નથી. આપ હંમેશાં શિવાનંદસિંધુમાં મગ્ન રહો, એવી મારી હાર્દિક ઇચ્છા છે. જો કે દુન્યવી બાબતોમાં અનેક વાર વિઘ્નો આવે છે, છતાં એ બધી બાબતો ઈશ્વરપ્રેમી ઉપર કયારે પણ વિજય પામી શકશે નહિ. પરંતુ ક્ષણ વારના વિક્ષેપ પછી બમણા પ્રેમપૂર્વક ફરીથી આનંદ પ્રાપ્ત કરશો. હું નક્કી કહું છું કે તમને સંસાર કયારે ય પણ ડુબાડી શકશે નહિ, તમે કમળની પેઠે નિર્લેપ રહેશો. જો કે કમળનાં મૂળ અને શાખા–ઉપશાખાઓ પાણીમાં ડૂબેલ હોય છે, છતાં ફૂલ તો જળ ઉપર દેખાય છે. કોઇ કોઇ વાર પ્રબળ વાયુ લહરીઓ જળમાં ઉચ્ચ તરંગો લાવીને જાણે કે કમળને પાણીમાં ડુબાડી દેશે એમ લાગે છે, પણ તે સ્વાભાવિક નથી,

જો તે ડૂબી જાય છે, તો પણ તે ક્ષણ વાર માટે જ. ગંગાધર બાવાજીના સમાચાર ગયા ડિસેમ્બર મહિનામાં મળ્યા હતા, ત્યારે તેઓ રાજપૂતાનાના માલસીશ્વર નામના સ્થાનમાં કોઈ સદ્‌ગૃહસ્થને ત્યાં હતા. ત્યાર પછી કંઈ ખબર મળ્યા નથી. નરેન્દ્રબાવાજીના સમાચાર તેમની પાસેથી કંઈ પણ મળ્યા નથી. મદ્રાસમાં તેમના ઘણા મિત્રો છે કે જેઓ કૉલેજના પ્રૉફેસર, હાઈકોર્ટના વકીલ, ડૉક્ટર અને જેઓ બધા જ બ્રાહ્મણ છે, કોઈ કોઇ કાયસ્થ પણ છે. તેમણે ફંડ ભેગું કરીને લગભગ ચાર હજાર રૂપિયા એકઠા કરીને તેમને અમેરિકા મોકલ્યા હતા. તેમની પાસે વિવેકાનંદજીએ મોકલેલા કેટલાક પત્રો જોયા છે. તેમણે અમેરિકાના લોકોમાં ઘણી ખ્યાતિ મેળવી છે. હિન્દુ ધર્મ સંબંધી જાણવા માટે તેઓ ખાસ પ્રયત્નશાળી બન્યા છે. તેમની સ્વાભાવિક જિજ્ઞાસુ જેવી સ્થિતિ છે. મદ્રાસના સજ્જનો તેમના ઉપર એટલી બધી ભક્તિ રાખે છે કે, તેમનામાંના કોઇ કોઈએ તો પોતાની સંપત્તિનો થોડોક ભાગ વેચીને પૈસા ભેગા કરી રાખ્યા છે. જો તેઓ ત્યાંથી જરૂરિયાત લખી મોકલે તો તરત જ તેઓ તેમને મોકલી આપશે; પણ અમેરિકાના લોકો તેમના પ્રત્યે એટલો બધો પ્રેમ રાખે છે કે, તેઓનું બધું ખર્ચ તેઓ જ આપે છે. તેમણે લખ્યું છે કે. ત્યાંનું ખર્ચ સામાન્ય લોકોને માટે દરરોજ એક પાઉન્ડ છે, પણ તેઓ ઘણા સંતોષથી ખર્ચ કરે છે. ટોળાબંધ લોકો હિંદુ ધર્મ વિષે સાંભળવા આવે છે. આ પ્રમાણે તેમના પત્રમાં વાંચીને જાણ્યું છે. આ પત્રમાં શ્રીરામેશ્વરની પ્રસાદીરૂપ બીલીપત્ર મોકલું છું. એ જ

શુભાકાંક્ષી શિવાનંદ

(૪)

શ્રીગુરુદેવો જયતિ

એમ. એન. બેનરજી એસ્કવાયર,
ગવર્નમેન્ટ પ્લીડર, દાર્જિલિંગ
તારીખ ૨૧-૬-૯૮

મહાશય,

આપને એક લાંબો પત્ર લખવાનું મેં કહ્યું હતું, પણ થોડા દિવસમાંજ અહીં આવીને લગભગ ભૂલી ગયો હતો, તેથી ક્ષમા કરશો. અહીં વિસ્મરણનાં અનેક કારણો છે. હિમાલયનું ગાંભીર્ય અને સૌંદર્ય–ખાસ કરીને અહીંથી સામેનું જ કાંચનશૃંગ, ઘણે ઊંચે સુધી પથરાયેલ બરફના ઢગના ઢગ, એ બધું જોઇને બીજું કંઈ જ મનમાં રહેતું નથી. પ્રકૃતિપતિ મહેશ્વર જાણે સૌંદર્ય અને ગાંભીર્યનાં પ્રતિમૂર્તિ ઉમાને ખોળામાં લઇને સદા વિરાજેલા છે. અનેક વાર તે બધાની સાથે એકાગ્રતા સાધીને પરમાનંદ અનુભવું છું. બીજી એક બાબત અહીં ખાસ સુખકારક છે. આ સ્થળ ઘણું જ શીતળ છે અને જળવાયુ સ્વાસ્થ્યપ્રદ છે. હું આનંદ ભોગવું છું, તે વખતે આપને પણ એ જ અવસ્થામાં મારી સાથે જોડીને ધ્યાન કરું છું. હું પ્રાર્થના કરું છું કે, આપ માનસિક અને શારીરિક બાબતમાં ઘણા આનંદમાં રહેજો. હું શહેરથી દૂર વસું છું. ઘણું નિર્જન સ્થાન છે. મનમાં ઇચ્છા છે કે, કાંચનશૃંગની વિશેષ નજીકમાં કયાંક જાઉં. આવા સ્થળમાં ક્રમેક્રમે વૈરાગ્ય અને ચિત્તની મહાશાંતિ પ્રાપ્ત થાય છે. ખાસ કરીને જ્યારે કાંચનશૃંગના હંમેશના બરફના ઢગલાઓથી છવાયેલાં આકાશ સાથે વાતો કરતાં સ્વચ્છ શુભ્ર શિખરો ઉપર દૃષ્ટિ પડે છે, ત્યારે મનમાં મહાદેવનો પેલો "शुक्रमकायमव्रणम्" ભાવ

ઉદય પામવાથી મલિનતા વગેરે દૂર થઈ જાય છે. બીજું વિશેષ શું લખવું? લાંબા પત્રમાં આ બધી બાબતો સિવાય બીજું કશું લખવા જેવું નથી. જય મહાદેવ! જય મહેશ્વર! એ જ.

શુભાકાંક્ષી શિવાનંદ

---

(૫)

શ્રીગુરુદેવ, શ્રીચરણ ભરોસો

બેલુર મઠ. પો. ઓ. હાવરા

તારીખ ૨૧-૧૨-૧૧

પ્રિય.... બાબુ

તમારો પત્ર સમયસર મળ્યો છે. પ્રત્યુત્તરમાં મારે ખાસ લખવાનું નથી એમ લાગે છે; કારણ કે તમારા પોતાના પ્રશ્નનો ઉત્તર તમે પોતે જ સમજ્યા છો અને લખ્યો છે. કંઈ પણ શુભકાર્ય અર્થાત્ કંઈ પણ નિષ્કામ કર્મ કરવું એ પ્રત્યેક માનવીને માટે યોગ્ય છે. પોતાનું ઉદરપોષણ અથવા સગાસંબંધીનું પાલનપોષણ તો બધા જ કરે છે. શુભકાર્ય અથવા નિષ્કામ કર્મ એટલે-યથાશક્તિ જો એક ખરેખરા ગરીબને અન્ન આપીને તેનું પોષણ કરી શકો, અથવા એક દુઃખી બાળકને પણ આહારાદિ આપી લખવાવાંચવાનું શીખવી શકો, તો પણ બહુ થયું કહેવાય. નહિ તો પોતે એકલાથી જે કરવાની શક્તિ નથી, તે બેચાર બંધુબાંધવો સાથે મળીને પણ કંઈક આ પ્રકારનું શુભ કાર્ય કરી શકો છો. કોઈ કોઈ નિરાધાર દુઃખીની સેવા કરી શકો છો. આ પ્રમાણે અનેક કાર્યો તમારી અતિશય નજીકમાં પડેલાં છે-જો એ પ્રકારનો પ્રાણ હશે તો તમે અનાયાસે જ કરી શકશો અને આ પ્રમાણે કંઈક કરી શકવાથી જોઈ શકશો કે જીવન એટલું બધું વિષમય નથી. સાથે સાથે ભગવાનનાં ધ્યાન, જપ અને

ગુણગાન વગેરે પણ કરવાં જોઇશે, આ પ્રમાણે કરવાથી શાંતિ પ્રાપ્ત કરશો.

શ્રીમદ્ વિવેકાનંદ સ્વામીજીના બધા ઉપદેશો મહાન અને જીવોનું યથાર્થ કલ્યાણ કરનારા છે. હાલના સમયમાં તો એ બધા ઘણા જરૂરના છે. આપણે ખરી રીતે તો તમસથી ઘેરાયેલા પડયા છીએ, આપણી ધર્મભાવના પણ એ ગુણમાંથી ઉત્પન્ન થાય છે. સત્ત્વના ભાનમાં પણ તમોગુણ જ કાર્ય કરે છે, તેથી આપણાં મનમાં-'સંસારમાં કઇ જ કર્તવ્ય નથી, ચાલો સંસાર છોડીને વનમાં જઇને ભગવાનને બોલાવીએ-' વગેરે ભાવો ઉદય પામે છે. પણ તે કેટલા કઠણ છે તે જેઓ કંઇક કંઇક ધર્મપાલન કરે છે, તેઓ સમજી શકયા છે; અને હાલના સમયમાં જો એ જ કર્તવ્ય હોત તો યુગાવતાર શ્રીરામકૃષ્ણદેવ તેમના શિષ્યોને એ જ પ્રકારનું શિક્ષણ આપત. અને પોતે પણ તેને જીવનમાં આચરી બતાવત. વળી શ્રીમદ્ સ્વામી વિવેકાનંદજી અને તેમના સુયોગ્ય શિષ્યો એ જ પ્રમાણે કરત તથા લોકોને તેમ કરવાનું કહેત. વધારે શું લખવું ? સંસારમાં જેમ કામકાજ કરો છો તે કરો અને બને તેટલું ઉપર બતાવેલું કંઇક નિષ્કામ શુભ કાર્ય કરતા રહો. મારા આંતરિક આશીર્વાદ. ભગવાન તમારા ઉપર કૃપા કરો ! એ જ.

શુભાકાંક્ષી શિવાનંદ

---

(૬)

બેલુર મઠ પો. ઓ. હાવરા

તારીખ ૯-૩-૧૨

પ્રિય—

તમારો પત્ર સમયસર મળ્યો, વાંચી બધી બીના જાણી છે. ભગવાન તમારો ભક્તિભાવ દિનપ્રતિદિન વધારીને તેમનાં

ચરણુકમળોની તદ્દન નજીકમાં લઈ જાઓ, એવી મારી આંતરિક પ્રાર્થના છે. અને પૂર્ણ શ્રદ્ધા છે કે, જેમણે શ્રીરામના ચરણોનો આશ્રય લીધો છે, તેમને આ ભવસંસાર તરી જવાની ચિંતા નથી. તમને શ્રીરામકૃષ્ણ અને તેમના ચરણાશ્રિત ભક્તો ઉપર જે પ્રેમ છે, તે તમારા અનેક જન્મોના પુણ્યનું ફળ છે, એમાં કંઈ જ શંકા નથી, એ વાત ખાતરીથી જાણજો.

તમારા પહેલા પ્રશ્નનો જવાબ એ છે કે, તમારામાં જેટલી અભેદબુદ્ધિ થઈ છે, તેમા જો મોચીનું અન્ન ગ્રહણ કરવાની રુચિ ન થાય તો સમાજમાં જે રીત પ્રચલિત છે, તે જ પ્રમાણે કરવું સારું છે. ખરેખર અવજ્ઞા કરવી એ કદી પણ યોગ્ય નથી. મોચી હો કે તેના કરતાં યે (લોકો જેને નીચ કહે છે તે) ,નીચ હોય, તો પણ કોઈની કયારે પણ અવજ્ઞા કરવી સારી નથી. પરંતુ પ્રેમ, સહાનુભૂતિ અને સમભાવ બધા સાથે રાખવાં એ ખાસ જરૂરી છે. કોઈનું અન્ન ન લેવાથી તેની અવજ્ઞા થાય છે એમ નથી. જો કોઈ કયારેક તેને માટે આગ્રહ પણ કરે, તો મીઠી વાણીથી તેને ના પાડવાનું સભ્ય સજ્જન માટે અસંભવિત નથી. પ્રેમ, સહાનુભૂતિ અને સેવાભાવ, એ જ હૃદયનું આકર્ષણ કરે છે.

બીજું—આમિષ ( માંસ વગેરે ) નિરામિષ ભોજનની વાત તમે પૂછી છે. ધર્મમાં એનો કશોને બાધ નથી, છતાં પ્રાણમાં જો જીવહિંસા ખરાબ છે એમ લાગે, તો નિરામિષ ભોજન કરવું એ જ વખાણવા યોગ્ય છે.

ત્રીજું—તમે જે ભાવથી જીવસેવા માટે પૈસા વાપરો છો, તેને હું પૂરેપૂરું અનુમોદન આપું છું. બને ત્યાં સુધી એ પ્રમાણે જ કરજો. માતાજીની સેવાને જરૂર અગ્રપદ આપજો.

સેવામાં જીવન અર્પણ કરો એના કરતાં પ્રભુને વિશેષ વહાલું કાર્ય બીજું નથી. તમે મારી પ્રેમપૂર્વક શુભેચ્છાઓ સ્વીકારજો એ જ.
શુભાકાંક્ષી શિવાનંદ

(૭)

રામકૃષ્ણ મિશન સેવાશ્રમ, પો. કનખલ
જિ૰ સહરાનપુર યુ. પી.
તારીખ ૩-૪-૧૨

પ્રિય—

તમારા પત્રો મળ્યા છે. તમારા મનમાં જે જાતનો ભાવ થયો છે, તે સ્વાભાવિક છે; કંઈ પણ અસ્વાભાવિક નથી. જ્યારે ઇચ્છેલી વસ્તુ મળતી નથી, ત્યારે સ્વાભાવિક રીતે અશ્રદ્ધા વગેરે વિવિધ પ્રકારના ભાવ મનમાં જાગે છે અને અભિમાન પણ થાય છે. ખરેખરો ભક્ત બીજા કોના ઉપર ગુસ્સો અથવા અભિમાન કરશે ? તેમનું જે કંઈ છે, તે બધું ભગવાનના ઉપર છે. પ્રેમ એ પણ ભગવાનની સાથે, કલહ, તે પણ તેમની સાથે-તેથી પ્રભુને છોડતા નહિ. પ્રેમથી કે અપ્રેમથી ભગવાનને છોડી શકશો નહિ. જેમણે શ્રીરામકૃષ્ણનો આશ્રય એક ક્ષણ વાર માટે પણ સમસ્ત પ્રાણપૂર્વક ગ્રહણ કરેલો છે, તે તેમને છોડવા ઇચ્છે તો પણ તે તેમને છોડશે નહિ, એ નક્કી જાણજો.

હું લાંબો પત્ર લખી શકું તેમ નથી, છતાં એટલું તો કહી શકું કે, હું અંતર્યામી નથી અને મને પ્રભુ કયારે ય પણ ગુરુ થવાની બુદ્ધિ ન આપે તેમજ હું તે કયારે પણ ઇચ્છતો નથી; છતાં પ્રભુનો દાસ સમજીને તમે જો મારા ઉપર શ્રદ્ધા રાખો છો, તો તેનું ફળ ભગવાન તમને અવશ્ય આપશે.

જો મારી સલાહ સાંભળવાની ઇચ્છા હોય, તો વર્તમાન અવસ્થામાં સંતુષ્ટ રહીને જેટલું બની શકે તેટલું ભગવાનનું સ્મરણ, મનન, ધ્યાન, જપ વગેરે કરો અને સ્થિતિ પ્રમાણે જીવસેવામાં યોજાઈ રહો. મને શ્રદ્ધા છે કે એથી તમારું પરમ કલ્યાણ થશે. મનને વધારે અશાંત થવા દો નહિ. અશાંતિ થાય તો ભગવાનની આગળ બાળકની જેમ રુદન કરી કરીને પ્રાર્થના કરજો, એટલે અવશ્ય શાંતિ પામશો.

શ્રીબ્રહ્માનંદ સ્વામીજી વગેરે અમે પાંચસાત જણ કોઈ કાર્યપ્રસંગે અને તંદુરસ્તી માટે પણ અહીં થોડાક દિવસ માટે આવ્યા છીએ. અહીંથી કોણ ક્યાં જશે તે નક્કી નથી. તમે મારા આંતરિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ-સ્વીકારજો એ જ.

શુભેચ્છક શિવાનંદ

(૮)

રામકૃષ્ણ સેવાશ્રમ,<br>
કનખલ, સહરાનપુર, યુ. પી.<br>
તારીખ ૧૫-૭-૧૨

પ્રિય—

તમારો પત્ર મળતાં બધી વિગત જાણી. તમે જે રીતે ધ્યાન, જપ કરો છો, તે જ પ્રમાણે કરો, તેમાં કોઇ પ્રકારની અગવડ નથી; અર્થાત્ શ્રીમૂર્તિ સામે રાખીને આંખો મીંચીને હૃદયમાં એ જ મૂર્તિની કલ્પના કરીને પ્રેમપૂર્વક ખૂબ પ્રાર્થનામાં તેમના ગુણોની ભાવનામાં ડૂબી જાઓ. અર્થાત્ "તેઓ જ પૂર્ણ સચ્ચિદાનંદ છે, હાલમાં જીવનો મુક્તિમાર્ગ સાફ કરી આપવા માટે નવું રૂપ ધારણ કરેલું છે; જેમ પહેલાં બીજા બીજા યુગોમાં કર્યું હતું, તે જ પ્રમાણે હાલમાં આ રામકૃષ્ણરૂપ ધારણ કરેલું

છે અને ઘણા લોકોમાં શ્રદ્ધાભક્તિ જાગ્રત કરી દીધાં છે, દે છે અને દેશે. તેઓ જ પિતા, માતા, બંધુ, ગુરુ–બધું જ તેઓ છે." આ પ્રમાણે આત્મસમર્પણ કરજો. આ પ્રમાણે ભાવના કરતાં કરતાં તમારાં શ્રદ્ધાભક્તિ અત્યંત વૃદ્ધિ પામશે, એ અવશ્ય જાણજો. જપ વખતે પણ મૂર્તિની કલ્પના અવશ્ય કરજો. એક માત્ર ભક્તિ, શુદ્ધ ભક્તિ ઇચ્છવાથી બધું મંગાઈ ગયું છે, તેમાં કંઇ જ શંકા નથી.

જેણે શ્રીરામકૃષ્ણદેવનું બરાબર શરણ લીધું છે, તેને તેઓ અવશ્ય અવળે રસ્તેથી બચાવે છે–તેની સ્પષ્ટ સાબિતી તમારા જીવનમાં રહેલી છે. તેથી જ પ્રભુભક્ત શારદાનંદ સ્વામીએ તમને ભૂલભરેલે માર્ગેથી બચાવ્યા છે. ખરી રીતે આ જાતના લોકો હાલમાં અનેક ફરે છે. સાચા શરણાગત ભક્તને ભય નથી, તેને ભગવાન અવળે માર્ગેથી બચાવીને સુમાર્ગે લાવી દેશે.

તમે ધીરજથી ત્યાં રહીને ભગવાનને શરણે જાઓ–તેઓ ક્રમે ક્રમે બધી સગવડ કરી દેશે. ભક્તોનો સમાગમ પણ મળશે અને બીજી બાબતોમાં પણ લાભ થતો જશે, જેથી સેવા વગેરે ઇચ્છા પ્રમાણે કરી શકશો–દુઃખી થશો નહિ.

પ્રસન્ન થઇને જે જે આપે તેને ભગવાનનો પ્રસાદ સમજજો. મેં તમને જે સંદેશ ખાવા આપ્યા હતા, તે પ્રેમપૂર્વક આપ્યા છે તેથી તેને પ્રસાદ સિવાય બીજું કંઇ જ માનતા નહિ.

શ્રીમદ્ બ્રહ્માનંદ સ્વામી તમારા ઉપર કંઇ જ ગુસ્સે થયા નથી–તેઓ મહાપુરુષ છે–પરમ દયાળુ છે. તમે અમારી સૌની શુભેચ્છાઓ જાણશો. એ જ

તમારો શુભેચ્છક શિવાનંદ

(૯)

રામકૃષ્ણ અદ્વૈત આશ્રમ
લુકસા, બનારસ સીટી. યુ. પી.
તારીખ ૧૨-૧૧-૧૨

પ્રિય—

તમારો પત્ર મને કનખલ મળ્યો હતો, પણ આવવાની ઉતાવળમાં અને અહીં આવીને શ્રીશ્યામાપૂજા માટે બધા જ રોકાયેલા હોવાથી આટલા દિવસ તમારા પત્રનો ઉત્તર આપી શક્યો નથી… ….

તમે જે સ્વપ્ન જોયું છે, તે સારું સ્વપ્ન છે એમાં શંકા નથી. અને તમારા ઉપર ભગવાનની કૃપા છે તેનું દ્યોતક છે. તમે આશ્વાસન લેજો–પ્રભુ તમારા ઉપર વળી વિશેષ કૃપા કરશે, એ નક્કી જાણજો. સંસારી લોકોનો સમાગમ બને તેટલો ના કરવો એ જ કર્તવ્ય છે. છતાં ક્યારેય તિરસ્કાર કરવો ઉચિત નથી. તેઓ જ બધું છે. માતાજી બધાં બાળકોને જમાડે છે, ત્યારે જેમને જે જ્યારે દેવાનું હોય છે, તે તે જાણે છે. તેની ઇચ્છા પ્રમાણે તે–જ્યારે જેને પોતાને પડખે લાવવાનો હોય છે, ત્યારે લાવે છે અને કોઇને ધાવણી દઇને ભુલાવામાં રાખે છે–બધું તેની જ ઇચ્છા છે….

તમને મારા આશીર્વાદ છે. ભગવાનનાં ચરણોમાં તમને પૂર્ણ શ્રદ્ધાભક્તિ થાઓ, એ જ મારી આંતરિક પ્રાર્થના છે. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

(૧૦)

રામકૃષ્ણ અદ્વૈત આશ્રમ
લુકસા, બનારસ સીટી. યુ. પી.

પ્રિય— તારીખ ૧૭-૧૨-૧૨

તમારું મોકલેલ પહેરણ અને ગંજીફ્રાક પહોંચ્યાં છે. તમે લખ્યું છે કે, તમારે સંન્યાસી, બ્રહ્મચારી કે ગૃહસ્થ બ્રહ્મચારી કે શું થવું પડશે? ભગવાનને શરણે આવ્યા છો, તેઓ જે કરશે તે જ થશે; પણ મારા મત પ્રમાણે હાલમાં તમે તદ્દન શરણાગત થઈને ઘેર રહીને વૃદ્ધ માતાની સેવા કરો અને ત્યાંની સ્કૂલમાં કામ કરો. તમારા વિવાહ ન કરવાને કારણે જો તમારાં માતાજીના મનમાં દુઃખ થાય તો ભલે થાય, એ બધું માયાવશ છે, એમ જાણજો. છતાં તે માતા છે અને વૃદ્ધ છે, તમે પુત્ર છો ને તેમને ઉપયોગી છો; તેમની સેવા કરવી. તેમની પાસે રહેવું એ તમારું કર્તવ્ય છે અને ઘેર રહીને પણ ભગવાનનાં સેવાપૂજા, ભજનભક્તિ, નિત્યપાઠ–સ્વાધ્યાય વગેરે કરજો તેથી ભગવાનની દયા તમારા ઉપર અવશ્ય થશે–તેમાં કંઈ પણ શંકા લાવશો નહિ. તમે મારા અને અમારા આશીર્વાદ અને સ્નેહસ્મરણ સ્વીકારજો અને વચમાં વચમાં તમારા સમાચાર આપજો. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

---

(૧૧)

રામકૃષ્ણ અદ્વૈત આશ્રમ
લુકસા, બનારસ સીટી. યુ. પી.

પ્રિય— તારીખ ૨-૩-૧૩

તમારો પત્ર પ્રાપ્ત થતાં બધી વિગત જાણી. તમારો આ પહેલાંનો પત્ર પણ મને મળ્યો હતો. પણ તેમાં તમે જે

લખ્યું હતું, તે મને તદ્દન યુક્તિસંગત લાગ્યું નહોતું અને હું સમજ્યો હતો કે તમે પ્રલાપ કરો છો. વૃદ્ધ માતાની સેવા કરવામાં તમે નહિ રોકાઓ–તમે સંન્યાસી થશો–વગેરે વગેરે વિવિધ પ્રલાપ કાઢ્યા હતા. તેથી એ પત્રનો જવાબ આપવાની મને ઈચ્છા થઈ નહોતી. જે એકમાત્ર ઉપયોગી પુત્ર હોઈને વૃદ્ધ માતાની સેવાશુશ્રૂષા નહિ કરતાં માત્ર સંન્યાસી થવા ઈચ્છે છે, તે મારા સમજવા પ્રમાણે ભગવાનનો ભક્ત થવાનો અધિકારી નથી. તમે જે સ્થિતિમાં છો, અનાયાસે શ્રીભગવાનનાં ચરણોમાં મન–પ્રાણ દઈને ભક્તિ કરી શકો છો અને તમારા ઉપર ભગવાનની કૃપા થશે એમ મને લાગે છે. તેથી ધીરજ રાખીને જે અવસ્થામાં ભગવાને રાખ્યા છે, તેજ અવસ્થામાં રહો. "બિલાડીનાં બચ્ચાં" ની પેઠે રહેવાનો ભક્તનો સ્વભાવ હોય છે. ભગવાન ગમે તે અવસ્થામાં ભલેને રાખે, કેવળ તેમને બોલાવી શકો એટલે બસ. આ જાતના ભાવમાં જો વિશ્વાસ રાખીને રહી શકો તો શાંતિ પામશો, નહિ તો સંન્યાસી થાઓ કે બીજું જે કંઈ કરો, પરિણામે અશાંતિ જ પામશો. જો ભગવાનની ઈચ્છા તમને સંસારત્યાગી કરવાની હશે, તો તેઓ બધી સગવડ કરી આપશે; ગભરાવાથી અથવા વ્યાકુળ થવાથી કંઇ બનશે નહિ. આનંદપૂર્વક વૃદ્ધ માતાની સેવા કરો, જેમ કામકાજ કરો છો, તેમ કર્યા કરો અને દિલ દઈને ભગવાનનું સ્મરણમનન કરો, એનાથી જ શાંતિ પામશો.

અમે હજી અંહીં છીએ, સંભવ છે કે, શિવરાત્રિ પછી મઠે જવાનું થશે. તમે આવશો તો ત્યાંજ મેળાપ થશે. મારા આંતરિક આશીર્વાદ. એ જ.

શુભાકાંક્ષી શિવાનંદ

(૧૨)

રામકૃષ્ણ અદ્વૈત આશ્રમ
લુકસા, બનારસ સીટી, યુ. પી.
તારીખ ૨૩-૪-૧૩

પ્રિય—

તમારો પત્ર ઘણા સમય પછી પ્રાપ્ત થતાં આનંદ થયો છે. મેં ગુસ્સો કરીને તમારા ઉપર પત્ર લખ્યો નથી, એમ માનવાનું કશું જ કારણ નથી, હું તમને ગુસ્સે થઈને કશું જ લખતો નથી. જે ઠીક ને યોગ્ય લાગ્યું તેજ લખ્યું છે, તેથી તમે કશું મનમાં લાવશો નહિ. અમે હજુ પણ અહીં છીએ, ઉત્સવ સમયે આ વખતે બધા જ અહીં હતા. આજે સ્વામી બ્રહ્માનંદજી મઠમાં જાય છે. હું અને તુર્યાનંદ સ્વામી હમણાં અહીં જ રહીશું, પછી લાગે છે કે પાછા કનખલ જઈશું. સંસાર તમને જેટલી યાતનાઓ આપશે, તેટલું ભગવાનનાં ચરણકમળોનું વિશેષ સ્મરણ થશે–જેટલું ભગવાનનું સ્મરણ મનન થશે, તેટલાં તમારાં બંધન કાપી નાખીને પોતાના ચરણકમળોની નિકટમાં લેશે, એ અવશ્ય જાણજો. સંસારની આ બધી તકલીફો અને હેરાનગતિઓ ભગવદ્ભક્તિને ખાતર જ થાય છે. ભક્તો આ પ્રમાણે ભગવાનને માર્ગે આગળ વધે છે. થોડો વૈરાગ્ય, થોડી ભક્તિ અને થોડી શ્રદ્ધા થતાં ન થતાંમાં જેઓ સંસારનો ત્યાગ કરે છે, તેમની ભક્તિ થોડા દિવસમાં જ સુકાઈ જાય છે અને ફરીથી સંસારમાં બમણા અથવા ચોગણા આસક્ત થઈને તેઓ ડૂબી જાય છે અથવા ડૂબકાં ખાય છે. તમે એવા ન થતાં સંસારમાં રહીને તમારાં જે જે કર્તવ્યો છે, તે કરતા રહો અને ભગવાનને સર્વ પ્રકારે શરણે જાઓ. આથી તમારાં ભક્તિ અને શ્રદ્ધા ક્રમેક્રમે વિશેષ

દૃઢ થશે અને તમારું ધાર્મિક જીવન દૃઢ અને મજબૂત બનશે, જે કોઈ પણ સમયે કોઈ પણ અવસ્થામાં બદલાશે નહિ–એ ચોક્કસ જાણજો. વિશેષ શું લખવું? તમને મારા આશીર્વાદ. અવારનવાર તમારા સમાચાર લખતા રહેજો.

તમારો શુભેચ્છક શિવાનંદ

(૬૩)

રામકૃષ્ણ મિશન સેવાશ્રમ
કનખલ, પો. ઓ. જિલ્લે સહરાનપુર
તારીખ ૨-૬-૧૯૧૩

પ્રિય—

તમારો પત્ર સમયસર મળ્યો હતો. ભગવાનની પૂજા હંમેશાં જે રીતે અને જે ભાવથી કરો છો, તેજ પ્રમાણે કર્યા કરજો. બીજી વિધિનું કંઈ ખાસ પ્રયોજન નથી. વિધિપૂર્વકની ભક્તિ કરતાં પ્રેમપૂર્વકની ભક્તિ શ્રેષ્ઠ છે. પૂજાની સામગ્રી વગેરે ભગવાનની મૂર્તિ સમક્ષ પવિત્ર ભાવે રાખીને ભક્તિભાવે વિનમ્રપણે તેમને ગ્રહણ કરવાની પ્રાર્થના કરવી એજ પૂરતું છે. મઠમાં પણ અમે એ પ્રમાણે કરીએ છીએ. ભગવાનના નામના જપ, ધ્યાન અને કથામૃતનો પાઠ, ભગવાનના નામનું ગાયન અને ભજન, ભક્તોનો સમાગમ થતાં ભગવાન વિશે જ વાર્તાલાપ, એ બધું કરતાં શાંતિ પ્રાપ્ત થશે–ભગવાન કૃપા કરશે. ભગવાનની કૃપા પ્રાપ્ત થતી નથી, તેટલા માટે મનમાં અશાંતિ રહે એ ઘણી સારી વાત છે, નહિ તો માણસ આગળ વધે જ શી રીતે? જે મનમાં ભગવાનની કૃપા પ્રાપ્ત થતી નથી, પવિત્ર રહેવાતું નથી–એ જાતના ભાવો ન આવે; જે મન સંસારી સુખ ઇચ્છે અને થોડું મળતાં જ સંતુષ્ટ થાય તેને ભગવાનના પ્રેમ, ભક્તિ અને શ્રદ્ધાના રાજ્યમાં પ્રવેશ કરવાનો સમય હજી

પણ થયો નથી એમજ જાણવું. ભગવાનના વિરહથી અશાંતિ થવી એજ ભક્તને માટે ભગવાનના રાજ્યમાં આગળ વધવાના કારણ અથવા હેતુરૂપ છે. પાછળથી જાણે કોઇ ધક્કો મારે છે એવો ભાવ છે. હું ભગવાનને ચરણે તમારાં ભક્તિ-શ્રદ્ધા વધે તે માટે આંતરિક પ્રાર્થના કરું છું, એમ અવશ્ય જાણજો. બીજે સ્થળે જતાં ભગવાનની પૂજાનું શું કરવું, એ જાણવા ઇચ્છો છો, પણ અહીંથી એ વિષે શું કહેવાય? તમારા સ્વજનો અને બંધુઓ છે કે નહિ, તે હું જાણતો નથી, તેથી જે ઠીક લાગે તે પ્રમાણે કરજો. તમારાં માતાજી પણ પૂજા વગેરે કરી શકે.

સ્વામી પ્રેમાનંદનાં દર્શનનો લાભ ત્યાં બેઠાં જ મળ્યો છે, એ મહાભાગ્યની વાત છે, તેઓ ખરેખર રામકૃષ્ણમય થઇને જ રહે છે-તેમનો પ્રેમ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયા છો, એ તમારા ઉપર ભગવાનની કૃપા છે, એનો જીવતો જાગતો પરિચય છે.

તમને મારા હાર્દિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ. એજ

તમારો શુભેચ્છક, શિવાનંદ

---

(૧૪)

ચીલ્કાપીટા હાઉસ,
આલ્મોરા યુ. પી.
તારીખ ૧૨-૭-૧૯૧૩

પ્રિય—

તમારો પત્ર મને અહીં મળ્યો છે. અહીં અકસ્માત્ આવવાનું બન્યું છે. કંઈજ વિચાર નહોતો-બધુંજ ભગવાનની ઇચ્છા છે. શ્રીરામકૃષ્ણ કથામૃતમાં જેમનો ઉલ્લેખ છે, તે પલ્ટુનું નામ તો તમે વાંચ્યું હશે. તેઓ તેમનો એકમાત્ર પુત્ર અત્યંત કઠીન રોગમાં સપડાવાથી કલકત્તાના સુવિખ્યાત ચિકિત્સકોની સલાહ લેવા અહીં ગયા એપ્રિલ માસમાં એમને

લઇને આવેલા છે. અહીં એકલા છે, કંઇ બીજું કામકાજ નથી. તેઓ હંમેશાં ચિંતાગ્રસ્ત રહેતા હતા તેથી કનખલ મને લખ્યું કે હું અહીં આવું તો સારું. પરમહંસદેવ સંબંધી વાર્તાલાપ અને શાસ્ત્રાદિ સંબંધી વાતો કરતાં કરતાં બધી નકામી ચિંતાઓ અને ખોટી ભાવનાઓનો નાશ થાય અને જેનાથી શ્રદ્ધાભક્તિ વધે, એજ તેમનો ઉદ્દેશ્ય છે. તેથી ગઇ ૧૬ મી જૂને અહીં આવ્યો છું. ભગવાનની કૃપાથી તેઓ કંઇક સારા છે. છોકરાઓ પણ કંઇક સારા લાગે છે. તેઓ પણ ખૂબ ભક્તિભાવવાળા છે.

તમે ખુશીઆનંદમાં છો, જાણીને ખૂબ આનંદ થયો છે. તમે અવશ્ય ખુશીઆનંદમાં જ રહેવાના. તમે કોનો આશરો લીધો છે? જીવંત, જ્વલંત, જાગ્રત યુગાવતાર-જેઓએ આ કળિયુગના જીવોનો ઉદ્ધાર કરવા નરદેહ ધારણ કર્યો હતો અને જેમની ઉદ્ધારક શક્તિનું કાર્ય પૃથ્વીમાં ચોતરફ સ્પષ્ટપણે દેખાય છે-હજુ કેટલાયે સમય સુધી આ પ્રમાણે ચાલ્યા કરશે તેની હદ નથી-તેમનો આશ્રય લીધો છે. એટલે ખુશી આનંદમાં તો અવશ્ય રહેશો જ. એથીયે વિશેષ આનંદમાં કેટલા રહેશો તે આગળ ઉપર જોઈ શકશો-આ તો શરૂઆત જ છે! ભગવાન ઉપર પૂર્ણ વિશ્વાસ રાખવાથીજ અવશ્ય આનંદ મળશે-હું ભગવાનનો શરણાગત છું. ભગવાનનો દાસ છું. ભગવાનનો પુત્ર છું. પછી મારે ચિંતા શાની કરવાની? મેં શ્રીરામકૃષ્ણનો આશ્રય લીધો છે ત્યારથી જ મારો તો ઉદ્ધાર જ થઇ ગયો છે. પછી મારે વિચાર જ શો કરવાનો? આ ભાવ મનમાં ખૂબ જાગ્રત રાખજો. વળી વિચારજો કે તેમના સાક્ષાત્ શિષ્ય અને ભક્તો મને ચાહે છે, ઉપદેશ આપે છે, અંતઃકરણથી આશીર્વાદ આપે છે, પછી

મારે ચિંતા શી છે? આ પ્રકારનું ચિંતન હમેશાં કર્યા કરજો. વળી જ્યારે મનમાં શ્રદ્ધા, ભક્તિ અને પ્રેમનો સહેજ પણ અભાવ જુઓ ત્યારે ભગવાનનું ચિંતન કરવાથી આ બધા સદ્‌ભાવો સો ઘણા જાગી ઊઠશે અને આનંદ, શાંતિ અને આશાથી હૃદય ઊભરાઈ ઊઠશે. હું અંતઃકરણથી આશીર્વાદ આપું છું કે ભગવાન તમારી મનોવાંછા પૂર્ણ કરો.

વરસમાં એક વાર ઉત્સવ કરવા કરતાં મને લાગે છે કે બે ચાર ભક્તો મળીને હંમેશાં અથવા બે ચાર દિવસને આંતરે ભગવાન સંબંધી ચર્ચા અથવા કોઈ પણ સદ્‌ગ્રંથનો પાઠ અને કંઈક ભજન કીર્તન, ક્યારેક કંઈક ભોગ ધરવો અને બધાએ મળીને પ્રસાદ લેવો. આ પ્રમાણે કરવાથી સારું છે. વળી જો ગામમાં ક્યારેક ઉત્સવ કરવાની ઇચ્છા થાય ત્યારે ભગવાનનો જન્મોત્સવ ઊજવવો એ મારા મત પ્રમાણે સારી વાત છે.

હું તમારી પાસે શું માગી લઉં? હું એજ ઇચ્છું છું કે તમે ભગવાનને ખૂબ બોલાવો. ભગવાનના ભાવમાં મસ્ત થઈ રહો. ઠીક, તમે મને એક સારું ધોતિયું મોકલાવી આપજો, હું પહેરીશ-કેમ હવે ખુશી થયાને? ધોતિયું પાતળું નહિ જોઇએ. અહીં ઠંડી વધારે છે-પર્વતનો પ્રદેશ છે-એટલે ખાદી જેવું ધોયેલું હશે તો સરસ.

ફરીથી મારા આશીર્વાદ અને સ્નેહસ્મરણ સ્વીકારજો. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

---

તા. ક. વિશેષમાં આ પ્રદેશ ઉત્તરા ખંડમાં આવેલો છે. શ્રીબદરિકાશ્રમ જવા અને આવવાનો આ એકજ માર્ગ છે. શ્રીકૈલાસ પણ આ સ્થાને થઇને જવાનું હોય છે. અહીંથી બદરિકાશ્રમ, કેદારનાથ અને કૈલાસનાથનાં હિમાચ્છાદિત સફેદ શૃંગોની હારમાળાનાં ઘણાં સુંદર દર્શન થાય છે.

તમને મારા આંતરિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ. ભગવાનની કૃપાથી, સંસારમાં તમને જરૂરી દ્રવ્ય માટે મુશ્કેલી નહિ આવે, એ અવશ્ય જાણજો. ભગવાનનું ખૂબ સ્મરણ, મનન, ધ્યાન, જપ, કીર્તન અને પાઠ કરતા રહેજો, તમને કોઇ પણ પ્રકારનો અભાવ જણાશે નહિ. હૃદયમાં ભગવદ્-પ્રેમ-ભક્તિ ભરેલાં રહેશે, તો સાંસારિક અભાવોની કશી અસર જ નહિ થાય; હૃદયમાં હમેશાં સંતોષ રહેશે અને ભક્તોની જે કંઇ ઊણપો અને અધૂરાપણું હશે, તે બધું ભગવાન જ પૂર્ણ કરી દે છે. એજ

તમારો શુભેચ્છક, શિવાનંદ

(૬૬)

ચીલ્કાપીટા હાઉસ, આલ્મોરા.
કુમાયુ યુ. પી.
તારીખ ૧-૧૧-૧૯૧૩

પ્રિય—

તમારા બે પત્રો એક પછી એક મળ્યા છે. તમે તમારાં માતાને લઇને કાલીઘાટ, દક્ષિણેશ્વર, બેલુરમઠ અને શ્રી-માતાજીનાં શ્રીચરણોનાં દર્શન કરીને, તેમના આશીર્વાદ લઈ, પ્રેમાનંદ સ્વામીના આશીર્વાદ લઇ ઘેર પાછા ફર્યા છો, એ જાણી ઘણો આનંદ થયો છે.

તમે જે બધી ભૂલો જોઇ છે, તે ખરેખર સત્ય છે, બધુંજ છેતરપિંડી છે. આ સંસાર એ પણ એક ભ્રમજાળ જ છે–એમ જાણીને જેઓ સંસારમાં રહે છે, તેઓ ક્યારે પણ તેમાં આસક્ત થતા નથી. પરમહંસદેવે કહ્યું છે કે–હાથે તેલ લગાવીને ફણસ ભાગવું જોઇશે. તેલ લગાડવું એ બીજું કંઇ

(૬૫)

ચીલ્કાપીટા હાઉસ, પો. ઓ. આલ્મોરા.
કુમાઓન. યુ. પી.
તારીખ ૧૯–૯–૧૩

પ્રિય—

તમારો ૯ મી તારીખનો પત્ર સમયસર મળ્યો છે. તે વાંચી ઘણો આનંદ થયો છે.

ખરી રીતે સંસારની આસક્તિ છોડાવવા માટેજ ભગવાને તમને આ પ્રમાણે રાખેલા છે. તમે ભગવાનની કૃપાથી સંસારમાં હોવા છતાં ભગવાનને કયારેય ભૂલશો નહિ, એટલું જ નહિ, પરંતુ તમારાં શ્રદ્ધા–ભક્તિ વિશેષ વધશે.

જન્માષ્ટમીનો દિવસ એક ઉત્સવ–દિન તરીકે ઊજવ્યો હતો, એ જાણી ઘણો જ આનંદ થયો છે., તેઓ જ બધી જોગવાઇ કરી આપે છે. તમે લખ્યું છે કે, “હું શું ઇચ્છું ? ભગવાન કે મુક્તિ ?” હું કહું છું કે, “ભગવાન, તમે ભગવાનને ચાહશો–ભગવાનને પ્રાપ્ત કર્યા પછી મુક્તિ તો હસ્તામલકવત્ છે–ભગવાન સાકાર છે, નિરાકાર છે અને સાકાર નિરાકારથી પર પણ છે, આપણે જે વિચારી શકીએ છીએ, તેનાથી પણ અતીત–પર–વિશેષ છે. જ્યારે જે ભાવે ચિંતન કરવાની ઇચ્છા થાય, તે ભાવે ચિંતન કરજો, કોઈ પણ જાતની જુદાઈ રહેશે નહિ. ભગવાન તમને જે રીતે રાખશે તેમાં જ તમારું કલ્યાણ છે. તેઓ જો તમને તેમના ચિન્મય ધામમાં રાખીને તેમની નિત્ય–સેવામાં રાખે, તો અતિ ઉત્તમ વાત છે. તેઓ જો તમને તેમની નિરાકાર જ્યોતિમાં લઇ જાય, તો તે પણ ઉત્તમ છે–તેથી તમે કશી જ ચિંતા કરશો નહિ. તેઓ તમને જે સ્થિતિમાં રાખવા ઇચ્છશે, તેજ ઉત્તમ છે.

તમને મારા આંતરિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ. ભગવાનની કૃપાથી, સંસારમાં તમને જરૂરી દ્રવ્ય માટે મુશ્કેલી નહિ આવે, એ અવશ્ય જાણજો. ભગવાનનું ખૂબ સ્મરણ, મનન, ધ્યાન, જપ, કીર્તન અને પાઠ કરતા રહેજો, તમને કોઇ પણ પ્રકારનો અભાવ જણાશે નહિ. હૃદયમાં ભગવદ્-પ્રેમ-ભક્તિ ભરેલાં રહેશે, તો સાંસારિક અભાવોની કશી અસર જ નહિ થાય; હૃદયમાં હમેશાં સંતોષ રહેશે અને ભક્તોની જે કંઇ ઊણપો અને અધૂરાપણું હશે, તે બધું ભગવાન જ પૂર્ણ કરી દે છે. એજ

તમારો શુભેચ્છક, શિવાનંદ

(૧૬)

ચીલ્કાપીટા હાઉસ, આલ્મોરા.
કુમાયુ યુ. પી.
તારીખ ૧-૧૧-૧૯૨૩

પ્રિય—

તમારા બે પત્રો એક પછી એક મળ્યા છે. તમે તમારાં માતાને લઇને કાલીઘાટ, દક્ષિણેશ્વર, બેલુરમઠ અને શ્રીમાતાજીનાં શ્રીચરણોનાં દર્શન કરીને, તેમના આશીર્વાદ લઇ, પ્રેમાનંદ સ્વામીના આશીર્વાદ લઇ ઘેર પાછા ફર્યા છો, એ જાણી ઘણો આનંદ થયો છે.

તમે જે બધી ભૂલો જોઇ છે, તે ખરેખર સત્ય છે, બધુંજ છેતરપિંડી છે. આ સંસાર એ પણ એક ભ્રમજાળ જ છે–એમ જાણીને જેઓ સંસારમાં રહે છે, તેઓ ક્યારે પણ તેમાં આસક્ત થતા નથી. પરમહંસદેવે કહ્યું છે કે–હાથે તેલ લગાવીને ફણસ ભાગવું જોઇશે. તેલ લગાડવું એ બીજું કંઇ

જ નથી પણ આ બધું પ્રપંચ છે એવું જ્ઞાન થવું અને ફણુસ ભાંગવું એટલે સંસારનાં કામકાજ કરવાં.

મને તમે નિષ્કામભાવે ચાહવા ઇચ્છો છો, એ ઉત્તમ વાત છે. મારું હૃદયસર્વસ્વ અને પરમ ધન તો ભગવાન રામકૃષ્ણ દેવ છે. પવિત્રતા, શુદ્ધતા અને દયાના આધાર તેઓ જ નિષ્કામભાવે જીવોનો ઉદ્ધાર કરવા પૂર્ણરૂપે અવતર્યા છે. તેઓ જ એકમાત્ર સિદ્ધસંકલ્પ છે. તમે આ આધારને જેટલા ચાહશો, તે ભગવાનને જ પહોંચશે અને તેના પ્રત્યેનો પ્રેમ પણ તેમની પાસેથી પ્રાપ્ત કરશો. તેમણે તો તમારા જેવા ભક્તિ–પ્રેમવાળા બાળકને શોધી શોધીને બહાર કાઢ્યા છે–તેઓએ તમને પોતાના કરી લીધેલા છે–તેમને હવે ખૂબ ચાહજો. તમે ભાગ્યશાળી છો, શ્રીદક્ષિણેશ્વરમાં પરમહંસદેવનાં લીલાસ્થાનોનાં દર્શન અને સ્પર્શ પામ્યા છો અને તમારી જનેતાને પણ દર્શન કરાવ્યાં છે, આવું સ્થાન અમે પૃથ્વીમાં ક્યાંયે જોયું નથી. મેં ઘણી ઘણી યાત્રાઓ અને દેશાટન કર્યાં છે, ઘણાંયે પવિત્ર અને સુંદર પવિત્ર સ્થાનોનાં દર્શન કર્યાં છે, પણ ભગવાનના લીલાસ્થાન જેવાં સુંદર, સુશોભિત પવિત્ર સ્થળો ક્યાંયે જોયાં નથી. એ મારું કૈલાસ, મારું કાશી, વૈકુંઠ અને સ્વર્ગલોક છે. વિશેષ શું કહેવું ?

શ્રીમાતાજી કોઇના આગળ ઘૂમટો ખોલતાં નથી. મારી આગળ પણ નહિ–અવશ્ય છોકરીઓ અને સ્ત્રીઓની વાત તો જુદી જ છે. તેમણે આશીર્વાદ આપ્યા છે, પછી તમારે કશી ચિંતા કરવાનું કારણ નથી, એ અવશ્ય જાણજો. માતાજી ગમે તેવાં સ્ત્રી નથી તે અવશ્ય જાણજો. પરમહંસદેવ દક્ષિણેશ્વર રહેતા હતા, ત્યારથી અત્યાર સુધી અમે કોઇએ માતાજીનાં ચરણકમળો સિવાય તેમનું મુખ ક્યારે ય જોયું નથી. તેઓ

હમણાં જ ઘૂમટો રાખે છે, એમ નથી, તેમણે મસ્તક હલાવીને તમારી પ્રાર્થનાનો ઉત્તર દીધો છે. તમે અવશ્ય મહાભાગ્યશાળી છો.

તમે ખુશીઆનંદમાં છો, જાણીને ખુશી થયો છું. મારું શરીર પણ અહીં ખરાબ નથી, પણ ઠંડી ખૂબ પડી છે. અહીંથી નજીકમાં જ, એટલે કે લગભગ ૨૫–૩૦ માઇલ દૂર બરફથી છવાયેલાં પર્વતશિખરોનું ઘણું જ સુંદર દૃશ્ય છે. હાલમાં ત્યાં બરફની વૃષ્ટિ થવાથી બધાં શિખરો વળી વિશેષ ઉજ્જવળ બન્યાં છે. એક બે મહિના પછી અહીં ચારે બાજુ ઊંચાં ઊંચાં શિખરો ઉપર બરફ પડશે અને અહીં પણ કંઈક કંઈક પડશે, ત્યારે અસહ્ય ઠંડી પડશે.

તમને મારાં હાર્દિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ. અવારનવાર તમારા સમાચાર લખજો. એ જ

તમારો શુભેચ્છક શિવાનંદ

---

(૧૭)

ચીલ્કાપીટા હાઉસ,
પો. આલ્મોરા. કુમાયુ. યુ. પી.
તારીખ ૨૬–૨–૧૯૧૪

પ્રિય—

તમારા બે પત્રો મળ્યા છે. છેલ્લા પત્રમાં જે લખ્યું છે, તે ભગવાનની ઇચ્છાને પૂરેપૂરું અનુકૂળ છે. તમારે ચિંતા કરવાનું કંઇ જ કારણ નથી. ભગવાનનું ખૂબ ભજન કરો. તેઓ તમને પૂર્ણ કરી દેશે. ખૂબ અગ્નિ પ્રગટો, ભક્તિમાં તદ્દન લયલીન થઈ જાઓ, તમને કંઈ પણ અભાવ રહેશે નહિ. તમે જે જે વસ્તુઓ મારી પાસે માગી છે, તેમાંથી એકાદ સિવાય બધી મોકલાવી આપીશ.

અહો! ત્યાં ખૂબ સુંદર ફૂલો આવ્યાં છે, એ સાંભળી જે આનંદ થયો છે, તેની શી વાત કરવી? મનના ભાવથી ભગવાનને ખૂબ ફૂલ વડે શણગારજો. તેઓ શ્રીદક્ષિણેશ્વરની ફૂલવાડીમાં રહેતા હતા. તેમને પુષ્પો ખૂબ વહાલાં હતાં–તેઓ ફૂલને અત્યંત ચાહતા હતા. આ વસંત ઋતુમાં બીજાં પણ સુંદર સુંદર ફૂલો ખીલશે, ભગવાનને ખૂબ ચડાવજો! તમારા પિતા ભક્તિવાન હતા, એ જ પુણ્યે કરીને તમને પણ ભગવાન શ્રીરામકૃષ્ણ પ્રત્યે ભક્તિ થઈ છે, એમાં કંઇ જ શક નથી. ભગવાનની આંતરિક અને બાહ્ય રીતે સારી રીતે પ્રતિષ્ઠા કરવી જોઇશે. આંતરિક પ્રાણપ્રતિષ્ઠા થતાં બહારનો અભાવ રહેશે નહિ.

તમને મારાં હાર્દિક સ્નેહસ્મરણ અને આશીર્વાદ. અવારનવાર કુશળસમાચાર લખતા રહેજો. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

---

તા. ક. અહીં ૭–૮ દિવસ ખૂબ વરસાદ પડ્યો છે. અને છેલ્લા બે દિવસ તો ખૂબ બરફ પડ્યો હતો. પહેલે દિવસે લગભગ ૪–૫ ઇંચ, બીજે દિવસે લગભગ ૭ ઇંચ. અતિશય ઠંડી છે, પણ બરફ પડવાથી હિમાલયે કેવી શોભા ધારણ કરી હતી એ વિષે વિશેષ શું વર્ણન કરું? જાણે શિવમય હિમાલય!! દેશના ધાન્યાદિને પણ સારો ફાયદો થયો, તંદુરસ્તીની દૃષ્ટિએ તો કંઈ કહેવાનું જ નથી, દેશ તદ્દન નીરોગી થઈ જાય છે. બરફ પડવાથી આ દેશ ઉપર ઘણો ઉપકાર થાય છે. દેશનું ઘણું કલ્યાણ થાય છે. ભગવાનની ઇચ્છાથી આ વૃષ્ટિ અને બરફથી આ દેશ દુકાળના સુખમાંથી મોટે ભાગે બચી ગયો છે. નહિ તો લોકો અને પાળેલાં પ્રાણીપશુઓના દુઃખની સીમા જ રહેત નહિ, કેટલા યે જીવો ભૂખે મરી જાત.

પો. અલ્મોરા કુમાયુ તા. ૯-૪-૧૯૧૪

પ્રિય—

તમારો તા. ૨૩-૩-૧૪ નો પત્ર સમયસર પહોંચ્યો હતો.

× × × ×

તમે મારા જીવન સંબંધી જાણવા ઇચ્છયું છે, મારા જીવનમાં એવી કોઇ ખાસ ઘટનાઓ નથી કે જે લખવા જેવી હોય. પણ એક સૌથી સરસમાં સરસ વાત જે બની હતી તે શ્રીરામકૃષ્ણના શ્રીચરણોનું દર્શન અને તેમની કૃપા–તે પણ તેમના પોતાના ગુણથી જ. મારામાં એવો કોઇ ગુણ નહોતો કે જેના વડે તેમની કૃપા પામી શકું. જેઓ ઇચ્છામય, સ્વતંત્ર અને સ્વાધીન છે, તેઓની ઇચ્છા થતાં મારા ઉપર દયા કરી છે; આ જ એક માત્ર બનાવ આ જીવનમાં બનેલો છે.

કોઇને પણ સમજાવીને ઊભા કરવાથી શું ભગવાન બનાવી શકાય કે? જે ભગવાન છે, તે તો ભગવાન જ છે; તેમને લખી-વાંચીને ઊભા કરવાના હોતા નથી. સૂર્યને ઓળખાવવા માટે દીપકની જરૂર હોતી નથી, સૂર્ય પોતાના પ્રકાશથી જ સ્વયં-પ્રકાશિત છે. તેથી તમે કદી પણ એવો વિચાર કરશો નહિ. ભગવાનની ઇચ્છા પ્રમાણે ચાલ્યે જાઓ. ભગવાન શ્રીરામકૃષ્ણના આશ્રિત થયા છો, એટલે ધન્ય થઇ ગયા છો. બીજું કંઈ વિચારવાની જરૂર નથી. ધરાઇને પ્રેમભાવથી ભગવાનનું ભજન કરો; ભગવાનનાં આ જન્મમાં જ દર્શન કરી શકશો.

સાંભળ્યું છે કે, પ્રેમાનંદ સ્વામી પૂર્વ બંગાળમાં વિવિધ સ્થાનોમાં ફરે છે અને પરમહંસદેવ સંબંધી ઘણો પ્રચાર કરે છે. જો સગવડ હોય તો તેમનાં કોઇ સ્થળે દર્શન કરવાનો પ્રયત્ન કરજો.

તમે જે જે પ્રશ્નો પૂછ્યા છે, તેનો ઉત્તર શું આપવો તે

હું જાણતો નથી; હું શ્રીરામકૃષ્ણના ચરણોનો દાસ છું, એટલું જ જાણું છું, એથી બીજું સત્ય હું જાણતો નથી. તેઓ દયા કરીને જ્યારે તેમનું સ્મરણ કરાવે છે, ત્યારે જ તેમનું સ્મરણ કરું છું; જ્યારે કરાવે છે, ત્યારે પુસ્તક વગેરેનો પાઠ કરું છું, ફરું છું, કોઇ કોઇની સાથે ધાર્મિક વાર્તાલાપ કરું છું, એ મારું કામકાજ છે; એકમાત્ર શ્રીરામકૃષ્ણદેવની કૃપાનો આશરો છે. એ બાબતમાં નિશ્ચિંતતા છે. આ જીવનમાં મારું બીજું કશું જ નથી અને તેમની કૃપાથી બીજી કોઇ આકાંક્ષા પણ નથી!

તમે બરાબર ધ્યાન દઇને શ્રીરામકૃષ્ણનું ભજન કરજો, તમને અવશ્ય શાંતિ પ્રાપ્ત થશે. વધારે શું લખવું? તમને મારાં હાર્દિક સ્નેહસ્મરણ અને આશીર્વાદ, એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

---

પો. અલ્મોરા કુમાયુ તા. ૨૬-૪-૧૯૧૪

પ્રિય—

તમારો એક પત્ર મળ્યો. વાંચી આનંદ થયો છે. તમારી પહેલાંના સ્વપ્નની વાત વાંચીને મારા મનમાં જે થયું હતું તે મેં ગયા પત્રમાં લખ્યું છે. આ સ્વપ્ન પણ ઘણું આશ્ચર્યજનક છે! ભગવાનની તમારા ઉપર ઘણી કૃપા છે કે તેઓ તમને ગોપાલભાવે દર્શન દે છે–તમે બને તો તેમના પ્રત્યે શ્રીનંદ અથવા શ્રીમતી યશોદાને ભાવે તેમને જોજો, ભજન કરજો અને આ પ્રમાણે કરવાથી ઘણો જ આનંદ આવશે, હૃદય શુદ્ધ અને પવિત્ર થશે. તમે ખરેખર ભાગ્યશાળી છો, તેથી ભગવાન તમને આ પવિત્ર ગોપાળભાવે દર્શન દે છે. એથી તમારી ઘણી જ ઉન્નતિ થશે એ અવશ્ય જાણજો.

સારી વાત છે કે, તમે ઉનાળાની રજાઓમાં કલકત્તાના

મઠ વગેરે પવિત્ર તીર્થ અને પવિત્રાત્માઓનાં દર્શન કરવાનો પ્રયત્ન કરશો. હું તે વખતે ભગવાન જ્યાં રાખશે, ત્યાં જ રહીશ. મારે પોતાને તો કંઇ જ કર્તવ્ય નથી, ભગવાન જે પ્રમાણે કરાવશે તે જ પ્રમાણે કરીશ.

આ સ્થળ ઘણું દૂર છે, રસ્તો ઘણો વિકટ છે અને મુસાફરી બહુ ખર્ચાળ છે, તેથી તમારે અહીં આવવાનું કંઇ જ પ્રયોજન નથી. કલકત્તામાં અમારાં પૂજ્ય અને પરમ વંદનીય માતાજી છે, શારદાનંદ સ્વામી છે અને માસ્ટર મહાશય (શ્રી મહેન્દ્રનાથ ગુપ્ત—રામકૃષ્ણ કથામૃતના સંગ્રાહક અને લેખક) વગેરે ભક્તો છે. તેમનાં દર્શન કરજો. મઠમાં પ્રેમાનંદ સ્વામી, સુબોધાનંદ સ્વામી અને બીજા ભક્તો છે, તેમનાં દર્શન કરજો. ભગવાનનાં ચરણકમળોમાં તમારી ભક્તિ વળી વિશેષ વૃદ્ધિ પામશે. જ્યારે ભગવાનની ઇચ્છા હશે, ત્યારે મારી સાથે મેળાપ થશે. બધું ભગવાનના ઉપર છોડી દેજો. નિર્ભરતાના જેવો આનંદ અને શાંતિ ક્યાંયે નથી એ જાણજો. જો ઘરમાં બેસીને તેઓ તેમના પ્રેમ અને ભક્તિનો અનુભવ કરાવે તો ક્યાંયે જવું પડશે નહિ. રજાના દિવસોમાં થોડુંક સ્થાનપરિવર્તન કરવું એ તો અવશ્ય બહુ સરસ છે. વળી ભગવાનના ભક્તોનાં દર્શનથી શારીરિક અને માનસિક બંને પ્રકારે કલ્યાણ થાય છે.

તમે મારો હાર્દિક પ્રેમ અને આશીર્વાદ સ્વીકારજો. મારું શરીર હાલમાં બહુ સારું નથી. આ સ્થળ ઘણું શીતળ છે—ગરમી તો લગભગ પડતી જ નથી. બપોરે સૂર્ય તપતો હોય છે, છતાં યે હમેશાં શીતળ વાયુ જ વહે છે. જળ બહુ ચમત્કારી અસરોવાળું છે અને દૃશ્યો પણ ઘણાં મનોરમ અને ઉચ્ચ ભાવો જાગૃત કરનારાં છે.

તમારો શુભેચ્છક શિવાનંદ

પો. આલ્મોરા કુમાયુ તા. ૬-૧૦-૧૯૧૪

પ્રિય—

તમારા બન્ને પત્રો ક્રમશઃ ગળ્યા છે અને વાંચીને ઘણો આનંદ થયો છે. ઘણા છોકરાઓ તમારી સાથે આવ્યા છે અને તેઓ પરમહંસદેવને ચાહે છે અને ભક્તિભાવ રાખે છે, તેથી કેટલો આનંદ થાય છે અને આશાઓ ઊભરાઈ આવે છે, કે તે લખીને વ્યક્ત કરી શકાય તેમ નથી. ભગવાન આ જ રીતે લીલાવિસ્તાર કરે છે. તમે તમારા સાથીઓને ખૂબ ચાહજો અને બ્રહ્મચર્ય, ભક્તિ, માનવપ્રેમ વગેરે બાબતોની ખૂબ સમજણ પાડજો અને તમે પોતે પણ આ બધાંનું પાલન કરજો. મારી પણ ઇચ્છા છે કે તમારા સ્વર્ગસ્થ પિતાએ ઉછેરેલા મહાન બીલીના ઝાડ પાસે પરમહંસદેવનું મંદિર અને ભજનમંડળ તૈયાર થાય અને ઉત્તમ પ્રકારે ભગવાનની સેવા થાય. ભક્તોનો સમાગમ, ભગવચ્ચર્ચા, પાઠ, કીર્તન વગેરે થાય અને ભગવાનની પણ સેવા થાય-ગરીબો અને દીનદુઃખીઓની પણ સેવા થાય. અવશ્ય બધું જ ભગવાનની ઇચ્છા ઉપર આધાર રાખે છે; ભગવાનને બધું જણાવતા રહો, જ્યારે તેમની ઇચ્છા થશે, ત્યારે તેનો ઉપાય પણ ક્યાંકથી નીકળી આવશે.

નિ–ને મારાં હાર્દિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ જણાવશો. તેઓ તમને આટલા બધા ચાહે છે અને તમે પણ તેમને ચાહો છો, ત્યારે તે અવશ્ય સારો છોકરો છે. તેના ઉપર ભગવાનની કૃપા થયેલી છે એમ તેને કહેજો. શ્રીગૌરાંગ-ભક્ત શ્રીમાન-શ્રીકથામૃતના પાઠથી આનંદ અનુભવે છે અને ચમત્કારી સ્વપ્ન જોયાં છે, સાંભળી ઘણો જ ખુશી થયો છું. ભગવાન કેટલા ભક્તો ઉપર કૃપા કરે છે અને કરશે, તે તો તેઓ જ જાણે છે. તમને નિમિત્ત માત્ર બનાવીને તેઓ

તેમના ઉપર કૃપા કરે છે, વચ્ચે ઉપયોગમાં આવીને તમે ધન્ય થાઓ છો. ભગવાનના ચરણોમાં તમારાં શ્રદ્ધા-ભક્તિ આ કારણે વળી વિશેષ વૃદ્ધિ પામે છે અને પામશે, તેમાં કંઇ જ શક નથી. સ્વપ્નમાં તીર્થસ્થાનો અથવા સાધુઓનાં દર્શન એ અવશ્ય ઘણાં સારાં સ્વપ્ન છે. તેમને મારા ખૂબ આશિષ કહેજો. ભગવાન એમના ઉપર કૃપા કરો, એ જ મારી હાર્દિક પ્રાર્થના છે. એમને મારાં સ્મરણ કહેજો.

મને હવે તમારે બીજું કશું આપવાનું નથી, તમે માત્ર ભગવાનની ભક્તિ કરશો, એથી મને પરમઆનંદ થશે. ભગવાનની કૃપાથી મને બહુ ઓછો અભાવ રહ્યો છે અને જે કંઇ હોય છે, તે તેઓ દયા કરીને પૂર્ણ કરી દે છે. તેથી તમે કોઇ પણ પ્રકારની ચિંતા કરશો નહિ. તમે મારા હૃદયનો સ્નેહ અને આશીર્વાદ સ્વીકારજો. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

---

લુક્સા બનારસ સીટી તા. ૧૯-૧૨-૧૯૧૪

શ્રીમાન—

કેટલાક દિવસથી તમારો પત્ર આવેલો છે, તે વાંચી બધી વિગતથી માહિતગાર થયો છું.

તમારું અભ્યાસી જીવન, અભ્યાસ એ જ હાલમાં જીવનનું આવશ્યક કાર્ય છે. વળી પિતામાતા અને પોતાનાં સ્વજનો, ગુરુ, શિક્ષક વગેરેની સેવા કરવી એ પણ જરૂરનું છે. સત્સંગ જે પ્રમાણે કરો છો, તે પ્રમાણે કરજો. હાલમાં તો ભગવાન આગળ પ્રાર્થના કરવી એ જ તમારું કર્તવ્ય છે. શુદ્ધ ચારિત્ર્ય અને બ્રહ્મચર્યનું પાલન એટલે કે સાચા પ્રયત્નોદ્વારા લગ્નજીવનથી દૂર રહેવું, એ બધું હાલ જરૂરી છે,

અત્યારથી જ 'મને કંઇ પ્રાપ્ત થયું નહિ' એવો ભાવ મનમાં લાવીને અશાંતિ ભોગવવાનું કંઇ જ પ્રયોજન નથી. ભગવાન શ્રીરામકૃષ્ણદેવ જીવોના કલ્યાણ માટે પૂરેપૂરા અવતરેલા છે, એવી શ્રદ્ધા દૃઢ કરજો. તેઓ પવિત્રતા, વિશ્વાસ, શ્રદ્ધા, જ્ઞાન, ભક્તિ, પ્રેમ, ત્યાગ, દયા–એ બધાંની પ્રત્યક્ષ મૂર્તિ છે. તેમનું ચિંતન કરવાથી આ બધા ગુણો ભક્તોમાં આવે છે. એ પ્રમાણે વિચારજો. તમારા ગુરુ કોણ છે, એવી ચિંતાથી મનને વ્યગ્ર થવા દેશો નહિ. જેમણે તમને શ્રીરામકૃષ્ણ પ્રત્યે શ્રદ્ધા-ભક્તિ શીખવ્યાં છે, તે જ તમારા ગુરુ છે. એક, બે કે અનેક જણ પણ હોઇ શકે છે.

તમને મારા આશીર્વાદ અને સાચા હૃદયનાં સ્નેહસ્મરણ. ભગવાન તમારા ઉપર કૃપા કરો. શ્રીમાનને પણ મારા આશીર્વાદ અને મારાં સ્નેહસ્મરણ જણાવશો. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

---

ચીલ્કાપીટા, આલ્મોરા તા. ૧૯–૪–૧૯૧૫

પ્રિય—

તમારો પત્ર મઠમાંથી અહીં આવ્યો છે. તમને આરોગ્ય પ્રાપ્ત થયું છે અને ભક્તો ભગવાનને નામે અનેક શુભ કાર્યો કરવા તત્પર થયા છે, જાણી જે આનંદ થયો છે, તે લખીને જણાવી શકતો નથી. ધન્ય પ્રભુ! ભગવાનનો જયજયકાર હો! અમે આ બધું સાંભળી અને જોઇને ધન્ય થઇએ છીએ. હજુ પણ કેટલું કેટલું કાર્ય થશે, તે કોણ જાણે છે? આ તો માત્ર શરૂઆત છે. ભગવાનને ધન્ય છે, તમને પણ ધન્ય છે!

આશ્રમમાં ભક્તો શ્રીકાલીપૂજા કરશે એ ઘણી આનંદની વાત છે. પણ ત્યાં બલિદાન દેવાય એવી મારી પણ ઇચ્છા નથી. પૂજા તો સાત્ત્વિકભાવે થાય તે જ ઉચિત છે.

તમારા ઉપવાસી દિવસોની વાત સાંભળી ઘણું દુઃખ થયું. ભગવાન તમને આ સ્થિતિમાં બહુ વાર નહિ રાખે. પણ ભક્તો જેટલું દુઃખ વેઠે છે, તેટલા વિશેષ પ્રબળ વેગથી ભક્તિ કરી શકે છે. અને કહે છે કે, "ભગવાન! આપની ઇચ્છા જ પૂર્ણ થાઓ!" તમે આળસુ નથી-કામકાજ કરવામાં યે પાછા પડેલા નથી. તેઓ બધું જ જુએ છે. આ પ્રકારની તમારી સ્થિતિ વધારે દિવસ રહેશે જ નહિ.

"મને પ્રત્યક્ષ મળવા પહેલાં જ ભગવાને તમારા ઉપર કૃપા કરેલી છે." એનું રહસ્ય કંઇ જ નથી. તમે જ્યારે મઠમાં મને મળવા આવ્યા હતા, તે પહેલાંથી તમને ભગવાન ઉપર શ્રદ્ધા-ભક્તિ થયાં હતાં. તમે શ્રીરામકૃષ્ણ કથામૃત વાંચ્યું છે અને કોઇ કોઇ ભક્તો પાસે પરમહંસદેવ સંબંધી સાંભળીને તેમના ઉપર શ્રદ્ધા થયેલી છે, ત્યાર પછી મઠમાં આવીને મારી સાથે પ્રત્યક્ષ સમાગમમાં આવ્યા છો. એટલું જ, બીજું કંઈ જ રહસ્ય આ વાતમાં નથી.

તમને મારાં હાર્દિક સ્નેહસ્મરણ અને આશીર્વાદ. દરેક ભક્તને પણ મારી આશિષ કહેજો. તેમને કહેજો કે, હું તેમને બધાને માટે તેમનામાં શ્રદ્ધા-ભક્તિની વૃદ્ધિ થાય તે માટે ભગવાનના ચરણોમાં હૃદયપૂર્વક પ્રાર્થના કરું છું.

આ વખતે સ્વામી તુર્યાનંદ (હરિમહારાજ) જેમને તમે કાશી સેવાશ્રમમાં જોયા હતા, તેઓ અને હું અને સેવાશ્રમનો એક બ્રહ્મચારી-જે તેમની સેવામાં છે, એમ ત્રણ જણ ગઇ આઠમી એપ્રિલે અહીં આવ્યા છીએ.

શ્રીમાન--ની સાથે આ વખતે મઠમાં બેત્રણ વાર મેળાપ થયો હતો. ઘણા ધીરજવાળા અને મુગ્ધ કરે એવા સ્વભાવના છે. ભગવાન એમના ઉપર ખૂબ દયા કરો, એવી મારી હાર્દિક

પ્રાર્થના છે એમ તેમને જણાવજો. અવારનવાર તમારા અને ભક્તોના કુશળસમાચાર લખીને આનંદ આપજો. એ જ.

શુભેચ્છક શિવાનંદ

---

ચીલ્કાપીટા, આલ્મોરા તા. ૨૩-૫-૧૯૧૫

પ્રિય—

તમારો પત્ર વાંચી બધી વિગત જાણી છે. ભગવાનનું સ્મરણ એ જ એક માત્ર ઉપાય છે. ચિંતન શુદ્ધ હોય પછી કોઈ પણ જાતનો ભય નથી. ભગવાનનું સ્મરણમનન હંમેશાં જરૂરી છે. જેટલો સમય મળે તેટલો વખત ધ્યાન, જપ કરજો, ત્યાર પછી ભગવાનની કૃપા થતાં તેઓ બધી સગવડ કરી દેશે. આંતરિક ઇચ્છા હોવી જોઇએ. શ્રીરામકૃષ્ણ કથામૃત. મારા ધારવા પ્રમાણે ત્યાં અવશ્ય કોઇકની પાસે હશે જ, પ્રયત્ન કરશો તો મળી આવશે.

જો એક વાર મઠમાં આવીને સ્વામી પ્રેમાનંદનાં દર્શન કરીને ઉપદેશ વગેરે લઇ જઇ શકો, તો ઘણી સારી વાત. મારું નામ દઇને તેમને કહેજો કે, મેં તમને તેમનાં દર્શન કરવાનું કહ્યું છે. તેઓ તમને ખૂબ ચાહશે અને તમારા ઉપર દયા કરશે.

બનતા પ્રયત્ને શ્રાદ્ધનું અન્ન તજવા યોગ્ય ગણવું જોઇએ. તમારી સાંસારિક સ્થિતિ સારી ન હોય તો ભાઈભાંડુઓની મદદ લઈને આવવાજવાનું ભાડું મેળવી લેવું એમાં કંઈ જ દોષ નથી. શુદ્ધ બુદ્ધિપૂર્વક છોકરાઓને ધર્મપ્રસંગો કહેશો, એ તો ઉત્તમ વાત છે. એ છોકરાઓ ધર્મમાર્ગે ચાલશે, એ તો મહાભાગ્યની વાત છે. તેથી તમે પણ ધન્ય થશો, જેઓ સાંભળશે, ધારણ કરશે અને અનુસરણ કરશે તેઓ પણ અવશ્ય ધન્ય થશે.

તમે ભગવાનનું શરણ લીધું છે, તમને કશો ડર નથી. તમે ભગવાન આગળ બાળકની પેઠે બધી જ બાબતો માટે પ્રાર્થના કરજો, તેઓ અવશ્ય સાંભળશે. ભક્તિ, શ્રદ્ધા, પ્રેમ, પવિત્રતા અને તે પ્રાપ્ત કરવાની અનુકૂળ અવસ્થા માટે ખૂબ ગદ્‌ગદ કંઠે રુદન કરી કરીને પ્રાર્થના કરજો, તેઓ બધી જ સગવડ કરી આપશે એ અવશ્ય જાણજો. જ્યાં છો, ત્યાં જ ભક્ત–સમાગમ થશે. અસતનો સમાગમ અવશ્ય છોડજો. દુષ્ટ ચરિત્રવાળા છોકરાઓ સાથે કોઇ પણ પ્રકારનો વહેવાર ન જ રાખવો સારો છે.

તમને મારાં હાર્દિક સ્નેહસ્મરણ અને આશીર્વાદ, એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

---

ચીલ્કાપીટા, અલ્મોરા તા. ૨૭-૬-૧૯૧૫

પ્રિય—

તમારો પત્ર સમયસર મળ્યો, વાંચી બધી વિગત જાણી છે. મઠમાંથી કેટલાક સંન્યાસી અને બ્રહ્મચારીઓ આવ્યા છે, તે મેં મઠ તરફથી જાણ્યું છે. ભગવાનની કૃપાથી જો દુષ્કાળપીડિત દરિદ્રનારાયણોની કંઇ પણ સેવા ભગવાનના મિશન દ્વારા થાય, તો તે ઘણા જ આનંદની વાત છે. દેશની ઘણી જ ખરાબ સ્થિતિ છે. અન્ન નહિ મળવાથી લોકો મૃત્યુ પામે છે–કેટલો બધો સર્વનાશ થઈ રહ્યો છે! ભગવાન દયા કરીને આ દુઃખનું નિવારણ કરે; એ જ મારી ભગવાનને ચરણે હાર્દિક પ્રાર્થના છે. જેઓ સેવા કરવા ગયા છે, તેમનાં તંદુરસ્ત શરીરો દ્વારા ભગવાન ખૂબ કાર્ય કરાવો, તેમને પૈસાની મુશ્કેલી નડો નહિ.

તમારી દુઃખી સ્થિતિ જાણીને વિશેષ દુઃખી થયો છું.

ભગવાન તમને અવશ્ય દર્શન દેશે. પ્રેમથી પ્રાર્થના કરજો. બાળકની પેઠે એકાંતમાં રુદન કરી કરીને પ્રાર્થના કરજો. લોકોને ખબર જ પડવા દેશો નહિ. ગુપ્ત રીતે ભગવાનને ખૂબ પોકારજો–બોલાવજો. લોકો જાણી જવાથી ભક્તિ અથવા અનુરાગમાં ઊણપ આવે છે. લોકો કહેશે કે અમુક માણસ ઘણો ભક્ત છે, તેમ તેમ તમે જાણો નહિ તેવી રીતે ધીરે ધીરે તમારામાં અહંકાર પ્રવેશ કરશે અને પ્રેમભક્તિ ઓછાં થશે. તેથી બહુ જ સાવધાનપણે ગુપ્ત રીતે તેમને બોલાવજો. એકાંતમાં બાળકની જેમ રડી રડીને પ્રાર્થના કરજો. સંકીર્તન પાંચ માણસને સાથે રાખીને કરી શકાય અને પોતાની સાધના અર્થાત્ જપધ્યાનાદિ એકાંતમાં કરવાનાં હોય છે. ભક્તોને કીર્તન કરતાં, ભગવાનના નામનું ગાયન કરતાં કરતાં અવશ્ય અશ્રુપાત વગેરે થાય છે, પરંતુ ભાવ જેટલો રોકી શકાય તેટલો અંતરમાં વૃદ્ધિ પામતો રહે છે. તેમ ન થતાં આંતરિક ભાવ હોય તેટલો બહાર પડી જતાં વિશેષ આંતરિક ભાવ જાગી શકતો નથી. ભગવાન સૌનાં હૃદયમાં છે અને હાલમાં તેઓ અનેકનાં હૃદયમાં જાગેલા છે અને વળી વિશેષ જાગી ઊઠશે. તમે તે જુઓ અને બોલો–'ધન્ય પ્રભુ! ધન્ય! માત્ર બોલો–પ્રભુ કૃપા કરો, ભક્તિ આપો, હું અતિશય દીન, અતિ હીન, ભક્તિહીન, ભાગ્યહીન, જ્ઞાનહીન, સાધનહીન વિદ્યાહીન, બુદ્ધિહીન છું, મારા ઉપર કૃપા કરો'–આ પ્રમાણે એકાંતમાં એકલા બેસીને રુદન કરતાં કરતાં પ્રાર્થના કરજો. પછી બધું પ્રાપ્ત થશે–ભગવાન દર્શન દેશે, દયા કરશે–પ્રેમ, ભક્તિ બધું જ આપશે. સાંસારિક દુઃખ પણ તેઓ રહેવા દેશે નહિ. કંઈ પણ ભય નથી. તમને મારાં હાર્દિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ.

તમારો ભક્તના જેવો સ્વભાવ છે, તે તે જ પ્રમાણે રહેશે. ભગવાન બધું જ ઠીક કરી દેશે. ભક્તનો સ્વભાવ તૃણથી યે વિશેષ નમ્ર, વૃક્ષથી યે વિશેષ સહનશીલ, માન નહિ આપવા યોગ્યને પણ માન આપે, તો પછી માનપાત્રની તો વાત જ શી? × એ પ્રમાણે થતાં ભક્ત બની શકાય છે. પરમહંસદેવ કહેતા કે, ત્રણ 'સ' છે એટલે કે શ, ષ અને સ એનો અર્થ છે-સહન કરો, સહન કરો, સહન કરો. વિરોધીઓ જેટલી તકલીફ આપે છે, તેટલા ભક્તો ભગવાનને વિશેષ યાદ કરે છે અને ભગવાનને જેટલા વિશેષ બોલાવે છે, તેટલાં શ્રદ્ધા-ભક્તિ વિશેષ વૃદ્ધિ પામે છે અને તેટલાં જ શાંતિ અને આનંદ પ્રાપ્ત થાય છે અને ભક્તોનાં એ શાંતિ અને આનંદ જોઈને વિરોધીઓનાં મન પણ ભગવાનના ચરણો તરફ વળે છે અને વિરોધ રહેતો નથી, અડચણો ને વિઘ્નો આવ્યા વિના મનુષ્ય આગળ વધી શકતો નથી, તેથી મોટા માણસોએ, મહાત્માઓએ અને સૌએ અડચણો અને વિઘ્નોને ઘણાં જ કલ્યાણકારી બંધુ તરીકે ગણ્યાં છે. વિશેષ શું લખવું? પત્ર ઘણો લાંબો થયો છે. તમને કશો ડર નથી.

શ્રીમાન-ને પત્ર લખ્યો છે. તમને એક વસ્ત્ર હું મોકલી આપું છું-તમારી પાસે પહેરવાઓઢવાનું વસ્ત્ર નથી, તેથી ઘણું દુઃખ થયું છે-મારી પાસે એક પોતિયું વિશેષ છે. તમને મારાં આંતરિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ. જેઓ મઠમાંથી આવ્યા છે, તે બધાને મારા આશીર્વાદ કહેજો અને તમે બધા તેમને ખૂબ મદદ કરજો. જો કે આ વાત લખવાની મારે જરૂર નથી જ. એ જ. —તમારો શુભેચ્છક શિવાનંદ

×तृणादपि सुनीचेन तरोरिव सहिष्णुना ।
अमानिना मानदेन कीर्तनीयः सदा हरिः ॥

તા. ક. બધા ભક્તોને મારાં હાર્દિક સ્નેહસ્મરણ અને આશીર્વાદ જણાવશો. શ્રીમાન–ને પિતાનો વિયોગ થયો છે જાણી દુઃખી થયો છું. બધું જ ભગવાનની ઇચ્છા પ્રમાણે થાય છે. શરીર ધારણ કરેલું છે, તેનો નાશ અનિવાર્ય જ છે; માત્ર ભગવાન જ એકમાત્ર અવિનાશી છે. તેથી ભગવાનની દયામાં મન રાખી શકવાથી આપણે બધા અવિનાશી છીએ, એવું જ્ઞાન થઈ જાય છે.

ચીલકાપીટા, આલ્મોરા તા. ૨૭–૧૦–૧૯૧૫

પ્રિય—

તમારો પત્ર મળતાં ઘણો જ આનંદ થયો. તમે પૂજા કરતી વખતે ભગવાનની પ્રતિષ્ઠા દૃઢ થતી જુઓ છો, તે મારે મન વિશેષ આનંદની વાત છે; વળી વિશેષ દર્શન પણ તમને થશે.

પહેલા પ્રશ્નનો ઉત્તરઃ–સંસારમાં પાછા ફરવું પડશે કે નહિ એ બધી ભાવના અજ્ઞાનમાંથી પેદા થાય છે, ભક્તો એવી ચિંતા કરતા નથી. જેમણે ભગવાનને જીવન અર્પણ કરેલું છે, તેઓ ભગવાનની ઇચ્છા ઉપર સંપૂર્ણ આધાર રાખે છે. પાછા ફરવું ના ફરવું તે તો તેઓ જ જાણે છે. જવાનું પણ તેમની પાસે છે અને રહેવાનું પણ તેમની પાસે છે. જો પાછા ફરવાનું હશે, તો પણ તેમની સાથે જ છે. તેઓ જીવનમરણના સાથી છે.

બીજા પ્રશ્નનો ઉત્તરઃ–બધા ભાવો ભગવાનના જ છે. જ્યારે જે ભાવનો ઉદય થાય, ત્યારે તે ભાવમાં ડૂબી જઈ લયલીન થઈ જવું સારું છે. હાલમાં ભગવાનના જે ભાવમાં તલ્લીન થયા છો, તેથી બધું ઠીક થઈ રહ્યું છે, તેથી જ માતૃભાવ સારો લાગે છે–એ જ ભગવાન શ્રીરામકૃષ્ણનો ભાવ છે, સઘળા ભાવો શ્રીરામકૃષ્ણદેવમાં એકઠા થયેલા જોયા છે.

ત્રીજો ઉત્તરઃ–નવા નામનું કંઈ પ્રયોજન નથી. એથી શ્રદ્ધા, ભક્તિ, પ્રેમ, કશામાં અગવડ આવતી નથી. હાલ જેમ છે, તે જ બરાબર છે.

ઘણા આનંદની વાત છે કે, એ પ્રદેશમાં ભગવાનના ભક્તોની સંખ્યા વધતી જાય છે. ઘણી જ વધો. યુગાવતાર આ પ્રમાણે જ તેમનો મહિમા ફેલાવે છે. ભક્તોના પ્રાણેપ્રાણમાં પ્રેમ, અદ્ભુત સહાનુભૂતિ, એ બધું એ ભગવાનની યોગમાયાના બળથી જ થાય છે, એ ઘણું જ સુંદર છે!

શ્રીમાતાજીની મૂર્તિ પ્રાપ્ત કરીને પૂજા કરો છો, એ સાંભળી મને ખાસ વિશેષ આનંદ થયો છે. તમારું જીવન ધન્ય થઈ રહ્યું છે. લાયબ્રેરીનો ઉત્કર્ષ થાય છે, એ ઘણા જ આનંદની અને આશાસ્પદ વાત છે. તેનું ખાસ પ્રયોજન છે.

મારા એ પ્રદેશમાં આવવા સંબંધી હું કશું જ જાણતો નથી. ભગવાનની ઇચ્છા પ્રમાણે થશે.

તમને મારા તરફથી શ્રીવિજયાના આંતરિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ. અવારનવાર ખબરઅંતર લખતા રહી આનંદ આપતા રહેજો. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

તા. ક. મારું શરીર એકંદરે સારું છે. શરીર છે એટલે સારુંનરસું ચાલ્યા જ કરવાનું. ભગવાનનું સ્મરણ જેટલો સમય કરી શકાય તેટલું સારું છે, નહિ તો બધું જ ખરાબ છે.

---

**શ્રીરામકૃષ્ણ અદ્વૈત આશ્રમ, લુકસા, બનારસ શહેર**

પ્રિય— તા. ૨૯-૧૧-૧૯૧૫

તમારો પત્ર સમયસર મળ્યો હતો. પણ હું અહીં આવવાની તૈયારીમાં રોકાયેલો હતો. શ્રીશ્યામાપૂજા સમયે અહીં

તા. ક. બધા ભકતોને મારાં હાર્દિક સ્નેહસ્મરણ અને આશીર્વાદ જણાવશો. શ્રીમાન–ને પિતાનો વિયોગ થયો છે જાણી દુઃખી થયો છું. બધું જ ભગવાનની ઇચ્છા પ્રમાણે થાય છે. શરીર ધારણ કરેલું છે, તેનો નાશ અનિવાર્ય જ છે; માત્ર ભગવાન જ એકમાત્ર અવિનાશી છે. તેથી ભગવાનની દયામાં મન રાખી શકવાથી આપણે બધા અવિનાશી છીએ, એવું જ્ઞાન થઈ જાય છે.

ચીલકાપીટા, આલ્મોરા તા. ૨૯–૧૦–૧૯૧૫

પ્રિય—

તમારો પત્ર મળતાં ઘણો જ આનંદ થયો. તમે પૂજા કરતી વખતે ભગવાનની પ્રતિષ્ઠા દૃઢ થતી જુઓ છો, તે મારે મન વિશેષ આનંદની વાત છે; વળી વિશેષ દર્શન પણ તમને થશે.

પહેલા પ્રશ્નનો ઉત્તરઃ–સંસારમાં પાછા ફરવું પડશે કે નહિ એ બધી ભાવના અજ્ઞાનમાંથી પેદા થાય છે, ભકતો એવી ચિંતા કરતા નથી. જેમણે ભગવાનને જીવન અર્પણ કરેલું છે, તેઓ ભગવાનની ઇચ્છા ઉપર સંપૂર્ણ આધાર રાખે છે. પાછા ફરવું ના ફરવું તે તો તેઓ જ જાણે છે. જવાનું પણ તેમની પાસે છે અને રહેવાનું પણ તેમની પાસે છે. જો પાછા ફરવાનું હશે, તો પણ તેમની સાથે જ છે. તેઓ જીવનમરણના સાથી છે.

બીજા પ્રશ્નનો ઉત્તરઃ–બધા ભાવો ભગવાનના જ છે. જ્યારે જે ભાવનો ઉદય થાય, ત્યારે તે ભાવમાં ડૂબી જવું લયલીન થઈ જવું સારું છે. હાલમાં ભગવાનના જે ભાવમાં તલ્લીન થયા છો, તેથી બધું ઠીક થઈ રહ્યું છે, તેથી જ માતૃભાવ સારો લાગે છે–એ જ ભગવાન શ્રીરામકૃષ્ણનો ભાવ છે, સઘળા ભાવો શ્રીરામકૃષ્ણદેવમાં એકઠા થયેલા જોયા છે,

ત્રીજો ઉત્તરઃ—નવા નામનું કંઈ પ્રયોજન નથી. એથી શ્રદ્ધા, ભક્તિ, પ્રેમ, કશામાં અગવડ આવતી નથી. હાલ જેમ છે, તે જ બરાબર છે.

ઘણા આનંદની વાત છે કે, એ પ્રદેશમાં ભગવાનના ભક્તોની સંખ્યા વધતી જાય છે. ઘણી જ વધો. યુગાવતાર આ પ્રમાણે જ તેમનો મહિમા ફેલાવે છે. ભક્તોના પ્રાણેપ્રાણમાં પ્રેમ, અદ્ભુત સહાનુભૂતિ, એ બધું એ ભગવાનની યોગમાયાના બળથી જ થાય છે, એ ઘણું જ સુંદર છે!

શ્રીમાતાજીની મૂર્તિ પ્રાપ્ત કરીને પૂજા કરો છો, એ સાંભળી મને ખાસ વિશેષ આનંદ થયો છે. તમારું જીવન ધન્ય થઈ રહ્યું છે. લાયબ્રેરીનો ઉત્કર્ષ થાય છે, એ ઘણા જ આનંદની અને આશાસ્પદ વાત છે. તેનું ખાસ પ્રયોજન છે.

મારા એ પ્રદેશમાં આવવા સંબંધી હું કશું જ જાણતો નથી. ભગવાનની ઈચ્છા પ્રમાણે થશે.

તમને મારા તરફથી શ્રીવિજયાના આંતરિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ. અવારનવાર ખબરઅંતર લખતા રહી આનંદ આપતા રહેજો. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

તા. ક. મારું શરીર એકંદરે સારું છે. શરીર છે એટલે સારુંનરસું ચાલ્યા જ કરવાનું. ભગવાનનું સ્મરણ જેટલો સમય કરી શકાય તેટલું સારું છે, નહિ તો બધું જ ખરાબ છે.

---

શ્રીરામકૃષ્ણ અદ્વૈત આશ્રમ, લુક્સા, બનારસ શહેર

પ્રિય— તા. ૨૯-૧૧-૧૯૧૫

તમારો પત્ર સમયસર મળ્યો હતો. પણ હું અહીં આવવાની તૈયારીમાં રોકાયેલો હતો. શ્રીશ્યામાપૂજા સમયે અહીં

આવ્યો છું અને ત્યારનું શરીર સારું નથી. આ બધાં કારણો-થી તમારા પત્રનો ઉત્તર આપી શક્યો નથી. તમે ભગવાનની કૃપાથી તેમનું શરણ લીધું છે. તમે ઇચ્છા હોય તે પ્રમાણે ભગવાનનું સ્મરણ કરજો. ગમે તે ભાવે તેમને પોકારો. તેમની પાસે બાળકની જેમ પ્રાર્થના કરો. ભક્તિ, શ્રદ્ધા, પ્રેમ, પવિત્રતા બધું જ તેમના શ્રીચરણોમાં પ્રાર્થના કરવાથી પ્રાપ્ત થશે. ભગવાન શરીર ધારણ કરે છે, તે માત્ર જીવને ભક્તિ, વિશ્વાસ અને જ્ઞાન આપવા માટે. તેઓ યુગાવતાર છે, એવી શ્રદ્ધા હૃદયમાં ધારણ કરીને ભગવાનને શ્રદ્ધા–ભક્તિને માટે પ્રાર્થના કરવાથી હૃદયમાં શાંતિ અને આશાની અમરવેલ ઊગશે. મારી આ વાતો શ્રદ્ધાપૂર્વક યાદ રાખજો–હું તેમનો ચરણાશ્રિત દાસ છું. હું ભગવાનની જ ઇચ્છાથી તમને આ પ્રમાણે ઉપદેશ આપું છું, એવી શ્રદ્ધા રાખજો. ભગવાનનું સ્મરણમનન કરવું, તેમને ચાહવા, એ બધી પ્રાણરૂપ વાતો છે. એમાંથી કોઇ પણ માણસ કોઇ પણ રીતે અડચણ અથવા તકલીફ આપીને તમને તેમના શ્રીચરણોમાંથી વંચિત કરવા શક્તિમાન થશે નહિ. શ્રીરામકૃષ્ણદેવનું શરણ લીધા પછી મુક્તિ વિષે વધારે ચિંતા કરવાની રહેતી જ નથી. તમારું હમણાં અભ્યાસી જીવન છે, ઘણી જ કાળજીપૂર્વક અભ્યાસ કરજો. શ્રીગુરુજનોની યથાશક્તિ સેવાપૂજા કરજો. મારા હાર્દિક આશીર્વાદ.

તમારો શુભેચ્છક શિવાનંદ

તા. ક. ભક્તોમાં મનનું મેલાપણું હોય, એ ભક્તનાં સારાં લક્ષણ નથી–એ દૂર થાય તેને માટે ભગવાનને પ્રાર્થના કરજો.

શ્રીરામકૃષ્ણ અદ્વૈત આશ્રમ લુકસા, બનારસ શહેર
પ્રિય—

તમારો પત્ર મળતાં ખૂબ જ આનંદ થયો છે. ભગવાને તમારા ઉપર કૃપા કરેલી છે. ભગવાનને સ્વપ્નમાં જોવાથી પણ પરમ કલ્યાણ થાય છે, એમાં શંકા નથી. તમારું ઘણું ઘણું કલ્યાણ થશે, એમ અવશ્ય જાણજો. તમારા મોટાભાઈ પણ ભક્તિમાન છે, તેમનું પણ પરમ કલ્યાણ થશે. અહો! તેમના ચારપાંચ વર્ષના છોકરાની વાત સાંભળીને ભગવાનનો મહિમા કેટલે કેટલે સ્વરૂપે પ્રગટે છે, તે વિચારીને હૃદય આનંદથી ઊભરાઈ ઊઠે છે અને માત્ર જય પ્રભુ! ધન્ય પ્રભુ! એવો જ ભાવ મનમાં જાગે છે. અહો! એ છોકરો દીર્ઘાયુષી થાઓ અને તેનામાં વિદ્યા, ભક્તિ, શ્રદ્ધા, પ્રેમ, દિવસે દિવસે વૃદ્ધિ પામતાં રહો. ભગવાનની ઇચ્છા હશે, તો અમારો કોઈ દિવસ મેળાપ થશે. ભગવાન તમારા ઉપર અત્યંત કૃપા કરો, એવી તેમના શ્રીચરણોમાં મારી અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે.

તમારા માસ્તર મહાશયની વાત સાંભળીને વિશેષ આશા અને આનંદ ઊપજે છે. ભગવાન તેમના ઉપર વળી વિશેષ કૃપા કરો. તેઓ સારી કોટીના ભક્ત લાગે છે. છોકરાઓ પણ એવા જ નીવડશે. તેમનામાં તો શ્રદ્ધા–ભક્તિ હમણાંથી જાગશે. બાળકહૃદયમાં જ ભગવાન સહેજે જાગી ઊઠે છે. બાળકનું હૃદય શુદ્ધ, સરળ અને વિષયબુદ્ધિ વિનાનું હોય છે. ભગવાન બાળક ઉપર વિશેષ કૃપા કરતા અને હાલ પણ કરે છે. તમે ધન્ય થઈ ગયા છો, પછી ભય શાનો? મારા આંતરિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ. તમારા મોટાભાઈ અને તેમનાં બાળકોને પણ સ્નેહસ્મરણ અને આશીર્વાદ કહેજો. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

મઠ, પોસ્ટ બેલુર તા. ૨૩-૬-૧૯૧૬

પ્રિય—

તમારો પત્ર મળતાં બધા સમાચાર જાણ્યા છે. મારું શરીર સારું નહોતું, તેથી જવાબ આપી શક્યો નથી, હજુ પણ શરીર બહુ સારું નથી.

તમે માતાજીને ઘેર જઈને તેમનાં દર્શન કરીને તેમની કૃપા પામી આવ્યા છો અને શ્રીકામારપુકુર મઠનાં દર્શન કર્યાં છે, એ સાંભળી ઘણો આનંદ થયો. આ સમયમાં પણ એ બધાં સ્થાનો મહાતીર્થ છે. સાક્ષાત્ કૈલાસ અને વૈકુંઠ ધામ છે. શિવુદા પરમહંસદેવને ઘણા વહાલા હતા—ભગવાનનાં ભજન અને કથાવાર્તા સાંભળી આવ્યા છો, એ ઘણી ઉત્તમ વાત છે. તમે ભાગ્યશાળી છો, તમને મારાં હાર્દિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

---

મઠ, પોસ્ટ બેલુર તા. ૧૯-૮-૧૯૧૬

પ્રિય—

તમારો પત્ર મળતાં બધા સમાચાર જાણી ઘણો આનંદ થયો છે. તમે નિ–વગેરે શ્રીપરમહંસદેવના ભક્તોના બંધુ છો, તેથી તમે પણ ભગવાનના ભક્ત છો, તેમાં કાંઈ જ સંદેહ નથી.

ભગવાને તમારા ઉપર અવશ્ય કૃપા કરી છે. જેઓ અર્વાચીન યુગાવતાર પરમદયાળુ કલિકલુષહારી શ્રીરામકૃષ્ણ દેવનું શરણ લે છે, તેઓ અમને ઘણા જ વહાલા છે. તેમનાં શ્રીચરણકમળોમાં તેમને શ્રદ્ધાભક્તિ પ્રાપ્ત થાય તે માટે અમે હૃદયપૂર્વક પ્રાર્થના કરીએ છીએ, તે જાણજો. તમે હવે ધર્માંધ નથી. જે ક્ષણે શ્રીરામકૃષ્ણદેવનું શરણ લીધું છે ત્યારથી જ તમારાં ચક્ષુ ઊઘડી ગયાં છે, અમે તેમના ચરણા-

શ્રિત દાસ છીએ. અમારા ઉપર તમને શ્રદ્ધા થઇ છે, તો ભગવાને તમારા ઉપર અવશ્ય કૃપા કરી છે, એમ જાણજો. તમને મારા હાર્દિક આશીર્વાદ. હાલ એ જ

તમારો શુભેચ્છક શિવાનંદ

તા. ક. હાલમાં તમારું વિદ્યાર્થીજીવન છે. સવિશેષ ધ્યાન દઇને લખજો, ભણજો અને ગુરુજનોમાં શ્રદ્ધાભક્તિ રાખજો. દીન, દુઃખી ને દરિદ્ર ઉપર દયાભાવ રાખજો.

---

મઠ, પોસ્ટ બેલુર  તા. ૧૪-૯-૧૯૧૬

પ્રિય—

તમારો પત્ર મળ્યો છે. ભગવાનને પકડી રાખજો. પછી બધું થઇ રહેશે. હૃદય અનંત પ્રકાશમય બની રહેશે. અવતારની શક્તિ અનંત છે, દેવતાની સાન્ત છે, એટલો બેમાં ફેર છે. ભગવાનને બરાબર પકડી રાખજો. માયાની જાળમા ફસાશો નહિ. તેમને પકડી રાખશો, તો કશો ભય રહેશે નહિ. ભગવાનને પ્રાર્થના કરજો કે, હે ભગવાન! તમે મને પકડી રાખજો. હું તમને પકડી રાખીશ તો કદાચ પડી પણ જાઉં, પરંતુ તમે મને પકડી રાખશો તો પછી બીજો કશો ભય નથી. ખૂબ પ્રાર્થનાપરાયણ થજો. એમ થતાં ખોટા વિચારો કે કુબુદ્ધિ મનમાં જાગ્રત થવા છતાં યે રહેવાનું સ્થળ પામશે નહિ—હંમેશાં સ્મરણ—મનન કરજો. મારા આશીર્વાદ સ્વીકારજો. એ જ. તમારો શુભેચ્છક શિવાનંદ

---

મઠ,  તા. ૨૧-૧૦-૧૯૧૬

પ્રિય—

તમારો પત્ર હમણાં જ મળ્યો. તમે ત્યાં નિર્વિઘ્ન-સુખરૂપ પહોંચ્યા છો, જાણીને ખુશી થયો છું. તાવ આવ્યો હતો.

થોડા સમયમાં આરામ થશે. કશી ચિંતા નથી. વૈદ્યનાથ ઘણું જ આરોગ્યપ્રદ સ્થાન છે.

તમે ભગવાનની ઇચ્છા પ્રમાણે જે રીતે જીવન ગાળો છો, તે જ તમારે માટે બરાબર ઉપયોગી છે, એમ મને લાગે છે. માતાની સેવા, શ્રીપરમહંસદેવની અને શ્રીમાતાજીની સેવા વગેરે, વગેરે, જેનામાં તમારું મન આકર્ષાય છે, તે અતિ ઉત્તમ છે. તમારે એ બધાનો ત્યાગ કરવાની જરૂર નથી. તમારું એથી જ પરમકલ્યાણ થશે.

તમે કોઇ કોઇ યુવકો સંબંધી જે મત જણાવ્યો છે, તે ભૂલભરેલો છે. તમે થોડા સમયમાં મનુષ્ય–સ્વભાવ સમજવા ઇચ્છો છો, એ તમારું અત્યંત વાયડાપણું અને અલ્પબુદ્ધિનું પ્રદર્શન કરાવે છે. ગમે તેમ, તો ય તમે હજી બાળક છો, પાછળથી ક્રમે–ક્રમે બધું સમજી શકશો. મનુષ્ય–પ્રકૃતિ સમજવી ઘણી કઠણ છે. એ જાણજો.........

તમને મારા હાર્દિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ.

તમારો શુભેચ્છક શિવાનંદ

---

શ્રીવારાણસી તા. ૧૭–૧–૧૯૧૭

પ્રિય—

તમારો પત્ર પ્રાપ્ત થતાં બધી વિગત જાણી છે. જતાં પહેલાં શ્રીદક્ષિણેશ્વરનાં દર્શન, શ્રીમાતાજીના પ્રસાદનું ભોજન વગેરે કરતા ગયા છો, તે ઘણી ઉત્તમ વાત છે. આ બધું અનેકના નસીબમાં હોતું નથી. તમે અવશ્ય ભાગ્યશાળી છો, તેમાં સંદેહ જ નથી. હું તમને પહેલાં જે ભાવથી જોતો હતો, તે જ ભાવથી હાલ પણ જોઉં છું, કંઇ ફેરફાર થયો નથી. મનનો ભાવ કોઈ કોઈ વાર એ જાતનો થઈ જાય છે, પછી

ભગવાનની કૃપાથી બદલાઇ જાય છે. તેથી કશી ચિંતા કરશો નહિ.

ભ–નો શ્રીપરમહંસદેવ સંબંધી જે ભાવ છે, તે ભલે રહ્યો. તમારે એ બાબતમાં ચિંતા કરવાનું પ્રયોજન નથી. ભગવાન તેમને જેવી બુદ્ધિ આપશે, તે પ્રમાણે જ તેઓ સમજશે–તમે તમારો ભાવ રાખીને ચાલજો. તેઓ ઘણા સારા માણસ છે, ઘણા સદ્‌ગુણસંપન્ન છે. આ જાતના માણસો સમાજમાં બહુ ઓછા જોવામાં આવે છે.

તમને મારાં હાર્દિક સ્નેહસ્મરણ અને આશીર્વાદ. ભગવાનનું વિશેષ સ્મરણ, મનન, જપ, ધ્યાન, ગુણગાન કરજો; તમે જોશો કે એથી કેટલો બધો આનંદ આવે છે. વળી કેટલાંક દર્શન પણ થશે. એ જ. તમારો શુભેચ્છક શિવાનંદ

---

બેલુર મઠ તા. ૧–૭–૨૭

શ્રીમાન્—

તમારો પત્ર મળ્યો વાંચી બધી વિગત જાણી છે. તમે ભગવાનનું નામસ્મરણ કરવાનું કોઇ કોઈને કહ્યું છે, તે ઉત્તમ વાત છે, હજુ પણ કોઈ સત્સંગી, શ્રદ્ધાળુ, પવિત્ર અને પ્રેમી માણસો સાથે તમારે મેળાપ થાય અને તમને ઇચ્છા થાય તો તેમને કહેજો, તેમાં કંઇ જ નુકસાન નથી. પરિણામ સંબંધી કંઇ પણ ચિંતા કરવાનું તમારે પ્રયોજન નથી, એ બધું ભગવાન જોશે. શ્રીમાન્ સંબંધમાં પણ એજ વાત છે. પણ મને થાય છે કે તેઓ પરમહંસદેવને છોડી શકશે નહિ, ભગવાનની ઇચ્છાથી ભલે એમ જ થવા દો.

ગાયની વાત લખી છે તેનો જવાબ આ પ્રમાણેઃ–ભવિષ્યમાં આ પ્રમાણે ગુસ્સો કરીને કોઈ પણ જીવને મારશો

નહિ. જે કંઈ કર્યું છે, તેને માટે ભગવાન આગળ ક્ષમા માગજો, એટલે તમારું એ પાપ રહેશે નહિ.

મારું શ્રીપુરી જવાનું કંઈ નક્કી નથી. બાબુરામ મહારાજ પૂર્વ બંગાળમાંથી પાછા ફર્યા છે, ત્યારના માંદા છે—હમણાં ખૂબ ખરાબ દશામાં છે—એટલે સુધી કે જીવવાની પણ આશા નથી. કલકત્તામાં શ્રીબલરામ બસુને ઘેર છે. અમે બધા તેમને માટે ચિંતાતુર છીએ. ભગવાન દયા કરીને જો ભક્તની રક્ષા કરે, તો જ બચે તેમ છે. આશા છે કે ભગવાન દયા કરીને તેમનું જીવન બચાવશે. ભક્ત જગતમાં નહિ હોય તો ભગવાનનું જીવ-ઉદ્ધારનું કાર્ય બીજું કોણ કરશે? તેઓ પોતે માનવ શરીર ધારણ કરીને ભક્તોને વેશે ભક્તો સાથે જીવોના ઉદ્ધાર માટે આવ્યા છે, તેથી ભક્તોને જગતમાં નહિ રાખે તો જગતને બચવાનો ઉપાય શો છે? અવશ્ય તેમને ભગવાન બચાવશે,

તમને મારા હાર્દિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ. અંગ્રેજી ભણો છો—તો ખૂબ ભણો—જલદી જલદી ઉન્નતિ કરો. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

---

મઠ, પો. બેલુર તા. ૭–૯–૧૯૧૭

પ્રિય—

તમારો પત્ર મળ્યો છે. તમે ભગવદ્‌ભક્ત છો, ભગવાનને શરણે આવેલા છો, ભગવાનની કૃપા ઉપર સતત નિર્ભર રહેજો, ભગવાનનું સ્મરણ-મનન બને તેટલું વિશેષ કરજો, તેઓ તમને જ્ઞાનભક્તિનું દાન પૂરેપૂરા ભાવથી દેશે. તૈલંગ સ્વામી વગેરે મહાત્માઓ અન્ય માર્ગના સાધકો છે. તેમની સાથે તમારા જીવનની સરખામણી કરવા જશો, તો ઊંડા જળમાં ડૂબી જશો. તેઓમાંથી કોઇ હઠયોગી, કોઈ અષ્ટાંગ યોગી તો કોઇ જ્ઞાન

યોગી છે, તેમનું જીવન અને તેમનો માર્ગ અને તમારું જીવન તથા તમારો સાધન માર્ગ તદ્દન જુદાં છે. તમે ભગવાનની કૃપાથી પરમહંસદેવના ભક્ત છો, નિર્ભરતા–અનન્યાશ્રય એ જ તમારો મુખ્ય ધર્મ છે. હંમેશાં સ્મરણ, મનન અને સમય મળતાં ભગવાનનું ધ્યાન, જપ, પ્રાર્થના, ગાન, એ બધું તમારું કર્તવ્ય છે, સમય આવતાં તેઓ તમને પૂર્ણ ભક્ત અને પૂર્ણ જ્ઞાની બનાવી દેશે. હમણાં સંસારમાં તમારું કંઈક કર્તવ્ય છે, માતૃસેવા, દેવું પતાવવું, ત્યારપછી ત્યાં ભગવાનનો આશ્રમ વગેરે બનાવવું. કે જ્યાં ઘણા ભક્તોનો સમાગમ થાય અને ભગવાનના મહોત્સવ પ્રસંગે પૂજા–કીર્તનાદિ થશે અને અનેક લોકોનું કલ્યાણ થશે, તમે આકુળવ્યાકુળ થશો નહિ–તમારું સર્વ કંઇ પ્રભુઇચ્છાએ બની રહેશે.

જીવન્મુક્ત અને દેહ પડતાં બ્રહ્મસ્થ થવું એ જાણે ઘર અને આંગણા જેવી વાત છે. એક પગ અંદર ને એક પગ બહાર; જે અવસ્થામાં અંદર પણ દેખાય છે અને બહાર પણ દેખાય છે, તેજ જીવન્મુક્ત અવસ્થા છે. વળી એકદમ ઘરની અંદર દાખલ થઇ શકાય છે, દેહાન્ત થયા પછી તદ્દન બ્રહ્મલીન થઇ જવું, બહારનું બીજું કંઇજ જ્ઞાન રહેતું નથી સમજ્યા?

મારા હાર્દિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ સ્વીકારજો. ભગવાન તમારું કલ્યાણ કરશે, એ અવશ્ય જાણજો. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

---

મઠ, પોસ્ટ બેલુર 　　　　 તા. ૧૯–૧–૧૯૧૮

પ્રિય—

તમારો પત્ર મળતાં બધું જાણ્યું છે અને ખૂબ આનંદ થયો છે. ભગવાન તમને શ્રદ્ધા, ભક્તિ અને પ્રેમ આપીને તે અચળ–નિશ્ચય દૃઢ હિમાલય જેવાં દૃઢ કરી દો–કે જેથી તમારું

અને અનેક લોકોનું કલ્યાણ થાય, એ જ મારી આંતરિક પ્રાર્થના છે. તમારા ગામથી છ માઇલ દૂર કેટલાક સ્કૂલના છોકરાઓ જાતે ઈંટો પાડીને ભગવાનનું મંદિર બનાવવાનો પ્રયત્ન કરે છે, એ સાંભળીને જે આનંદ થયો છે, તે બોલી શકાતો નથી. ધન્ય છે ભગવાનના મહિમાને! તેઓ કયે સ્થળે, કયે વખતે, કયા ભક્ત મારફત કેવા પ્રકારની લીલા કરે છે અથવા કરાવે છે, અથવા કરશે, તે સામાન્ય જીવો શું સમજી શકે? ભગવાનનો મહિમા અપાર છે. ઈશ્વિરાવતારનું કાર્ય કોણ સમજી શકશે? જેમ ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયની વ્યવસ્થા જીવોને માટે અગમ્ય છે અને પાર પામી શકાય તેવી નથી, તે જ પ્રમાણે ભગવાનના સત્ત્વગુણના ઐશ્વર્યની વ્યવસ્થા પણ અગમ્ય અને પાર ન પામી શકાય તેવી છે. હાલમાં તેમજ ભવિષ્યમાં કેટલો પ્રકાશ થશે, તે કોણ જાણે છે? ભારતવર્ષની તો વાત જ નથી. ભારત સિવાયના બીજા દેશોમાં પણ આ યુદ્ધ–મહાવિપ્લવ શાંત થયા પછી જોશો કે, શ્રીરામકૃષ્ણના મહાન ઉદાર પવિત્ર ધર્મનો કેટલો બધો અભ્યુદય થયો છે. વિશેષ શું કહેવું–કથવું? યુગાવતારનો યુગધર્મ આ રીતે જ ફેલાય છે.

બાબુરામ મહારાજ લગભગ આઠ મહિનાથી અને હરિ મહારાજ લગભગ ચાર માસથી પીડાય છે. બંને પથારીવશ છે, છતાં મનનો આનંદ અથવા ઉત્સાહ અથવા શ્રદ્ધા, ભક્તિ, પ્રેમ કોઈનાં યે સહેજ પણ ઓછાં થયાં નથી, બલકે વધ્યાં છે.

તમને મારા હાર્દિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ. એજ.

તમારો શુભેચ્છક શિવાનંદ

રામકૃષ્ણ મઠ, પો. બેલુર તા. ૧૮-૧-૧૯૧૯

પ્રિય—

તમારો રીપ્લાઇ પોસ્ટકાર્ડ મળ્યો.....ભગવાનની કૃપાથી તમે જે મંત્ર પ્રાપ્ત કર્યો છે, તે જપ કરો છો અને તેથી આનંદ પામો છો, તે તમારે માટે ઘણા સદ્ભાગ્યની વાત છે. ભગવાનની લીલાથી તમારો વિશ્વાસ વળી વિશેષ દૃઢ થયો છે, એ તમારું મહા સદ્ભાગ્ય છે. તમે અવશ્ય તેના જ જપ કરજો....

ભગવાન તો દીન-દરિદ્રના નારાયણ છે-તેઓ હૃદયનાં પ્રેમ-ભક્તિથી જ સંતુષ્ટ છે. પ્રેમપૂર્વક પુષ્પાંજલિ દેવાથી તેઓ સંતુષ્ટ થાય છે-પ્રેમપૂર્વક પતાસાં, દૂધ વગેરેનો ભોગ ધરવાથી તેઓને સંતોષ થાય છે. તેઓ હૃદયનો સ્વીકાર કરે છે. પ્રેમપૂર્વક તમે તેમને પર્ણકુટીમાં રાખો, તો પણ તેઓ સંતોષ પામે છે-તેઓ માત્ર હૃદયનો પ્રેમ માગે છે.

તમને મારા હાર્દિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ. હ–ને કહેજો કે ભગવાન તેમની મનોવાંછના પૂર્ણ કરશે, કોઇ પ્રકારની ચિંતા નથી. જેમણે જીવતા જાગતા ભગવાનનું શરણ લીધું છે, તેમને બીજો કશો ભય નથી, હું અવશ્ય કહું છું. મારા હાર્દિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ તેમને જણાવજો. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

---

રામકૃષ્ણ મઠ, બેલુર ૨૮, ફાગણ ૧૩૨૫

મા—

આપના આશીર્વાદથી ભગવાનનો જન્મોત્સવ પ્રત્યેક વર્ષની પેઠે સારી રીતે થઈ ગયો છે. લોકોની સંખ્યા કોઇ કોઇ કહે છે કે, બીજાં વર્ષો કરતાં વધારે હતી. શ્રીકાલીકીર્તન, શ્રીહરિનામ સંકીર્તન, દરેક વર્ષની પેઠે થયું હતું. હરિનામ

સંકીર્તનની મંડળીઓ બીજાં વર્ષો કરતાં આ વર્ષે ઘણી વધારે આવી હતી. સૌએ સાથે બેસીને પ્રસાદ લીધો હતો. આ રીતે ૧૫-૧૬ હજાર ભક્તો આવ્યા હતા. યુવકોએ ખૂબ પરિશ્રમપૂર્વક બધો બંદોબસ્ત આપના આશીર્વાદથી સરસ રીતે કર્યો હતો.

બીજી એક ખબર તમને કોઇએ જણાવી છે કે નહિ તે જાણતો નથી. ઉત્સવને આગલે દિવસે એટલે કે શુક્રવારે લગભગ સાડાઆઠ વાગ્યા પછી ગવર્નર સાહેબ+ મઠ જોવા આવ્યા હતા. શરદ્ મહારાજે અને મેં સાથે ફરીને તેમને મઠનાં બધાં સ્થાનોનાં દર્શન કરાવ્યા હતાં. ગવર્નર સાહેબે પરમહંસદેવ સંબંધી ઘણી વાતો પૂછી હતી. લગભગ દોઢ કલાક રહ્યા હતા અને બધો વખત ધાર્મિક વાર્તાલાપજ કરતા હતા.

આપના કુશળ સમાચાર અને રાધુને કેમ છે, તે લખવાની કોઇને આજ્ઞા કરશો. મઠમાં બધા આપની કૃપાથી કુશળ છે. આપના આશીર્વાદ હંમેશાં ઇચ્છીએ છીએ.

મારા અને મઠના બ્રહ્મચારીઓના આપના શ્રીચરણોમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ સ્વીકારજો. એ જ.

તમારો સ્નેહાંકિત તારક (શિવાનંદ)

---

શ્રીરામકૃષ્ણ મઠ, બેલુર તા. ૩૦-૧-૨૦

શ્રીમાન—

તમારો પત્ર પ્રાપ્ત થતાં બધી વિગત જાણી છે. તમે અને તમારા મોટાભાઈ ભગવાનની કૃપાથી તંદુરસ્ત થયા છો, એ જાણીને ઘણો જ આનંદ થયો છે.

રોગ બાબતમાં તમારા મનમાં જે વિચારો આવ્યા છે, તે બહુ સારા છે. ભક્તો બધો જ ભાર ભગવાનનાં શ્રીચરણોમાં

---

+ બંગાળના ભૂતપૂર્વ ગવર્નર લોર્ડ રોનાલ્ડ્શે.

અર્પણ કરીને નિષ્કામ ભાવે ભગવાનનું સ્મરણમનન કરે છે. નિયમિત ચિકિત્સા–સારવાર અને પથ્યાદિનું સેવન કરવું ખાસ જરૂરનું છે. કારણ કે બધું વિજ્ઞાનશાસ્ત્ર એ ભગવાનની જ જુદી જુદી વિદ્યા છે.

શ્રીમાતાજીએ તમને જપ અને ધ્યાન સંબંધી જે કહેલું છે, તે પ્રમાણે કરજો. જપની સાથે સાથે ધ્યાન ખૂબ ફાવશે, એ ખૂબ સરસ છે. કોઇ મૂર્તિનું હૃદયમાં ચિંતન કરવું એ એક પ્રકારનું ધ્યાન છે, પણ તે મનમાં ચૈતન્યમૂર્તિરૂપે રહેવી જોઇએ, જડ નહિ. ભગવાન જાણે તમને જુએ છે, તમારા ઉપર દયા કરે છે, સ્નેહપ્રેમ ભરી આંખો વડે જુએ છે, આ પ્રમાણે વિચાર કરવાથી તમારું હૃદય આનંદ, આશા અને પ્રેમથી ઊભરાઇ ઊઠશે અને જીવન ધન્ય થઇ જશે. ભગવાનની કોઇ ચૈતન્યમૂર્તિના ધ્યાન સમયે તેમના ગુણચિંતન સાથે સાથે સ્મરણ રાખવું અને એક પ્રકારનો ચિંતનપ્રવાહ એ મૂર્તિ સંબંધી મનમાં રાખવો, એ બંને એક પ્રકારનું ધ્યાન છે. ગુણનું ચિંતન કરવું તે પણ ધ્યાન છે. આથી મન ધ્યાન વખતે બીજા વિચારો કરી શકશે નહિ. પ્રેમપૂર્વક ભગવાનના ગુણોનું ચિંતન કરતાં કરતાં ભક્ત બીજું કોઇ ચિંતન અથવા વિચાર કરી શકે જ નહિ. જો કદાચ આવી જાય તો તે તેને તુચ્છ સમજીને ભગાડી દે છે.

ઘણા દિવસથી રોગનું દુઃખ ભોગવ્યા કરો છો, એ જાણી મને ઘણું દુઃખ થાય છે. ભગવાનને પ્રાર્થના કરું છું કે તમે તરત રોગમુક્ત થઇને ઓફિસનું કામકાજ કરો અને ભગવાનના ભજન અને સાધનાદ્વારા જીવનને ધન્ય કરો........

તમને મારા હાર્દિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ. માતાજી તમારા ઉપર કૃપા કરો. એ જ.—તમારો શુભેચ્છક શિવાનંદ

શ્રીરામકૃષ્ણ મઠ, બેલુર તા. ૨

શ્રીમાન—

તમારો પત્ર મળ્યો. શ્રીમાતાજીને એ જ ભ
વાન જાણે કે શું થશે–ભગવાનની અગમ્ય લી
કોઇનામાં યે શક્તિ નથી. આપણને પૂર્ણ
પ્રેમ અને સેવાપરાયણતા કૃપા કરીને
અમારી પ્રાર્થના છે.

તમે જે જાણવા ઇચ્છયુ છે, તેનો ઉ
છેઃ–ગમે તે ભાવે જપ અથવા જપ અને '
તેમના ગુણોનું ચિંતન (તે પણ એક પ્રકારનું
થાય તેમા મનને રાખી શકાય તો ઉત્તમ
બહુ ચિંતા કરશો નહિ. ભગવાનની કૃપા એ
તેમની કૃપાથી જ મુક્ત થશો. સાધના
પ્રાપ્ત કરી શકતું નથી. તેમની કૃપાથી જ
તેઓ સ્વતંત્ર છે, પરતંત્ર નથી. તેઓ સાધનાને
દયા કરીને કોઇને સાધના કરાવે, તો તે
ચિંતા કરશો નહિ. માતાજીએ કૃપા
જપ કરવાનું કહ્યું છે, તો પછી કશું
તેટલી સાધના કરો, વધારે ખેંચતાણ
હૃદય પૂર્ણ થઇ જશે–ભગવાન કૃપા કરે છે
પ્રાર્થના છે કે તમારાં માતાને આરોગ્ય પ્ર
બધા સર્વ પ્રકારે સુખી રહો. એજ. —શુ

શ્રીરામકૃષ્ણ મઠ, બેલુર તા.

શ્રીમાન—

તમારો પત્ર મળતાં બધી વિગત જાણી છે.
શરીર સારું નથી. તેઓ ક્રમે ક્રમે વધારે દુર્બળ

છે. તાવ કેમે કર્યો ઊતરતો નથી. દવા જેટલી કરી શકાય તેટલી કરી છે. હવે ભગવાનની ઇચ્છા. મને લાગે છે કે હવે તેમનું શરીર વધારે દિવસ રહેશે નહિ. બધું જ ભગવાનની ઇચ્છા પર છે. એમનું–અવતારનું શરીર છૂટવાથી પણ તેમના કાર્યમાં કંઇ નુકસાન થવાનું નથી–બલકે વિશેષ વેગથી ચાલશે. યુગધર્મની સંસ્થાપના કરવાનું કાર્ય સંસ્થાપકનું શરીર જવા છતાં પણ અટકતું નથી. પરંતુ જોરથી ચાલે છે–એવી મારી શ્રદ્ધા છે અને "फलेन परिचीयते" અર્થાત્ પરિણામથી પણ જણાય છે.

કેમિલ્લામાં તમે શ્રીરામકૃષ્ણ સેવાશ્રમ શરૂ કર્યો છે અને મ–બાબુનું પીઠબળ છે, એ સાંભળીને ખૂબ આનંદ થયો છે. ભગવાનની ઇચ્છાથી ઘણું સારું થયું છે. કેમિલ્લામાં પરમહંસદેવનું ઘણું કામ થશે એમ લાગે છે. પરમહંસદેવના ઘરની ઉપરની છત તૂટી પડી છે. તેથી કોઇ પણ પ્રકારની કુશંકાથી ચંચળતા આવવા દેશો નહિ. છત ખરાબ હતી, તે તૂટી પડી છે. તે સારી બનાવજો, બીજી કશી શંકા લાવશો નહિ. ભગવાનની ઇચ્છાથી બધું ઠીક થઈ જશે.

તમે અષાઢ મહિનામાં બનશે તો કલકત્તા આવશો, એ ઉત્તમ વાત છે. ભગવાનની ઇચ્છા હશે તો મળાશે. બનતાં સુધી તો મળાશે જ. અહીં તાપ અતિશય પડ્યો છે. કોઈ ઠંડે સ્થાને જવાની ઇચ્છા થાય છે, પણ શ્રીમાતાજીનું શરીર ખૂબ ખરાબ છે. ક્યારે શું થશે તે કંઇ કહેવાય તેમ નથી અને બીજાં કારણોથી અમારી ઇચ્છા થવા છતાં ભગવાનની ઇચ્છાથી ક્યાંયે જવાનું બનતું નથી.

તમને અને શ્રીમાન–ને મારા હાર્દિક આશીર્વાદ અને

શ્રીરામકૃષ્ણ મઠ, બેલુર તા. ૨૦-૫-૧૯૨૦

શ્રીમાન—

તમારો પત્ર મળ્યો. શ્રીમાતાજીને એ જ પ્રમાણે છે. ભગવાન જાણે કે શું થશે—ભગવાનની અગમ્ય લીલા સમજવાની કોઇનામાં યે શક્તિ નથી. આપણને પૂર્ણ શ્રદ્ધા, ભક્તિ, જ્ઞાન, પ્રેમ અને સેવાપરાયણતા કૃપા કરીને આપો, એ જ અમારી પ્રાર્થના છે.

તમે જે જાણવા ઇચ્છયું છે, તેનો ઉત્તર આ પ્રમાણે છેઃ—ગમે તે ભાવે જપ અથવા જપ અને ધ્યાન સાથે કરીને તેમના ગુણોનું ચિંતન (તે પણ એક પ્રકારનું ધ્યાન) જે રૂપે થાય તેમાં મનને રાખી શકાય તો ઉત્તમ છે. સમયને માટે બહુ ચિંતા કરશો નહિ. ભગવાનની કૃપા એજ મૂળ વસ્તુ છે. તેમની કૃપાથી જ મુક્ત થશો. સાધના કરીને કોઇ તેમને પ્રાપ્ત કરી શકતું નથી. તેમની કૃપાથી જ તેમને પ્રાપ્ત કરે છે. તેઓ સ્વતંત્ર છે, પરતંત્ર નથી. તેઓ સાધનાને અધીન નથી, છતાં દયા કરીને કોઇને સાધના કરાવે, તો તે કરી શકે છે. તમે ચિંતા કરશો નહિ. માતાજીએ કૃપા કરીને તમને "નામ" જપ કરવાનું કહ્યું છે, તો પછી કશું કરવાનું નથી. તમે બને તેટલી સાધના કરો, વધારે ખેંચતાણ કરશો નહિ. તમારું હૃદય પૂર્ણ થઇ જશે—ભગવાન કૃપા કરે છે અને કરશે. મારી પ્રાર્થના છે કે તમારાં માતાને આરોગ્ય પ્રાપ્ત થાઓ. તમે બધા સર્વ પ્રકારે સુખી રહો. એજ. —શુભેચ્છક શિવાનંદ

---

શ્રીરામકૃષ્ણ મઠ, બેલુર તા. ૧૨-૬-૧૯૨૦

શ્રીમાન—

તમારો પત્ર મળતાં બધી વિગત જાણી છે. શ્રીમાતાજીનું શરીર સારું નથી. તેઓ ક્રમે ક્રમે વધારે દુર્બળ થતાં જાય

છે. તાવ કેમે કર્યો ઊતરતો નથી. દવા જેટલી કરી શકાય તેટલી કરી છે. હવે ભગવાનની ઇચ્છા. મને લાગે છે કે હવે તેમનું શરીર વધારે દિવસ રહેશે નહિ. બધું જ ભગવાનની ઇચ્છા પર છે. એમનું–અવતારનું શરીર છૂટવાથી પણ તેમના કાર્યમાં કંઇ નુકસાન થવાનું નથી–બલકે વિશેષ વેગથી ચાલશે. યુગધર્મની સંસ્થાપના કરવાનું કાર્ય સંસ્થાપકનું શરીર જવા છતાં પણ અટકતું નથી. પરંતુ જોરથી ચાલે છે–એવી મારી શ્રદ્ધા છે અને "फलेन परिचीयते" અર્થાત્ પરિણામથી પણ જણાય છે.

કોમિલ્લામાં તમે શ્રીરામકૃષ્ણ સેવાશ્રમ શરૂ કર્યો છે અને મ–બાબુનું પીઠબળ છે, એ સાંભળીને ખૂબ આનંદ થયો છે. ભગવાનની ઇચ્છાથી ઘણું સારું થયું છે. કોમિલ્લામાં પરમહંસદેવનું ઘણું કામ થશે એમ લાગે છે. પરમહંસદેવના ઘરની ઉપરની છત તૂટી પડી છે. તેથી કોઇ પણ પ્રકારની કુશંકાથી ચંચળતા આવવા દેશો નહિ. છત ખરાબ હતી, તે તૂટી પડી છે. તે સારી બનાવજો, બીજી કશી શંકા લાવશો નહિ. ભગવાનની ઇચ્છાથી બધું ઠીક થઈ જશે.

તમે અષાઢ મહિનામાં બનશે તો કલકત્તા આવશો, એ ઉત્તમ વાત છે. ભગવાનની ઇચ્છા હશે તો મળાશે. બનતાં સુધી તો મળાશે જ. અહીં તાપ અતિશય પડ્યો છે. કોઈ ઠંડે સ્થાને જવાની ઇચ્છા થાય છે, પણ શ્રીમાતાજીનું શરીર ખૂબ ખરાબ છે. ક્યારે શું થશે તે કંઇ કહેવાય તેમ નથી અને બીજાં કારણોથી અમારી ઇચ્છા થવા છતાં ભગવાનની ઇચ્છાથી ક્યાંયે જવાનું બનતું નથી.

તમને અને શ્રીમાન–ને મારા હાર્દિક આશીર્વાદ અને

સ્નેહસ્મરણ. મઠના બીજા સમાચાર ભગવાનની ઇચ્છાથી એક પ્રકારે સારા છે. એ જ. —તમારો શુભેચ્છક શિવાનંદ

શ્રીરામકૃષ્ણ મઠ, બેલુર તા. ૧-૧-૧૯૩૦

શ્રીમાન—

તમારો પત્ર મળતાં બધી વિગત જાણી છે. હું વચમાં ત્રણ દિવસ અહીં નહોતો. તમારું શરીર ઘણા દિવસથી સારું નથી એ જાણીને ઘણો ચિંતાતુર થયો છું. ગમે તેમ પણ ભગવાનની કૃપાથી તેમના દરિદ્રનારાયણોની સેવા લગભગ પૂરી કરી છે અને હજુ જે બાકી છે, તે તદ્દન પૂરી કરીને મહારાજનાં દર્શન અને તેમના આશીર્વાદ મસ્તકે ધારણ કરીને ચાલ્યા આવજો. ત્યાર પછી તમને જ્યાં ઠીક પડે ત્યાં જઇને થોડા દિવસ આરામ લેજો. શરીર તંદુરસ્ત થવાથી અને વિશ્રામ લઈ શકવાથી મન ભગવાનના શ્રીચરણોમાં આપોઆપ જશે અને આનંદ થશે, તેમાં કંઇ જ શંકા નથી. તમે તેમના ત્યાગી સંતાન છો. તેમનાં કાર્યોમાં જોડાઇ રહ્યા છો. તેઓ હંમેશાં તમને જુએ છે, એ આપણે અવશ્ય જાણીએ છીએ. તમને અને શ–ને મારા હાર્દિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ. ય–ને કહેજો કે તેમનો પત્ર મળ્યો છે. તમને સૌને શ્રીવિજયાના મારા તરફથી આશીર્વાદ છે. મઠમાં પૂજા બહુ સારી રીતે થઈ છે. પ્રતિમા ઘણી સુંદર થઇ હતી.....ઘણા સુંદર ભક્તિભાવે અને આનંદપૂર્વક માતાજીની પૂજા થઇ છે. —તમારો શુભેચ્છક શિવાનંદ

શ્રીરામકૃષ્ણ મઠ, બેલુર તા. ૨૪-૧-૨૧

શ્રીમાન—

તમારો પત્ર મળ્યો. મેં સાંભળ્યું છે કે ત્યાં શ્રીપરમહંસદેવનું મંદિર ઉત્તમ પ્રકારે તૈયાર થયું છે; ભગવાન બધા

કાંટા–અડચણો દૂર કરી દેશે–ભગવાનનું કાર્ય છે, તે તેઓ જ કરાવશે, તમે તો નિમિત્ત માત્ર છો. શરીરને ખૂબ સાચવીને કામ કરજો. કારણ કે આ શરીર વડે જ ભગવાનનું કામ કરવાનું છે.

ભગવાનને સારી રીતે શણગાર્યાથી તમને આનંદ થાય છે, એ ઉત્તમ વાત છે–તમે એ પ્રમાણે જ કરજો.

ભગવાન તમને એ રીતે આગળ વધારે છે, તમે એ પ્રમાણે જ ચાલો. તેમના ભક્તોમાં બહુ પ્રકારના માણસો છે; જેને તેઓ જે ભાવે ચલાવે છે, તે તેજ ભાવે ચાલે છે–બધું જ સારું છે. તેમની ફૂલવાડીમાં વિવિધ પ્રકારનાં ફૂલ છે. કોઇ કોઇના કરતાં ઊંચાંનીચાં નથી. ગુલાબ ગુલાબ જ છે. બોરસલી બોરસલી જ છે, જૂઈ જૂઇ જ છે, ચમેલી ચમેલી જ છે. બધાં જ પોતપોતાને સ્થાને સારાં છે. તમે પરમહંસદેવને–ભગવાનને ઉત્તમરૂપે શણગારજો. એ ઘણી ઉત્તમ વાત છે. તેથીજ તમારા જીવનની આશા પૂર્ણ થશે એ નક્કી જાણજો; ક્યારે પણ અવળે માર્ગે જશો નહિ–એવી મને શ્રદ્ધા છે.

મહારાજ અને શરદ્ મહારાજ શ્રીકાશી ગયા છે. ત્યાં મિશનનું કેટલુંક ખાસ કામ છે. મારે પણ જવાની વાત થઇ હતી. પરંતુ સામો ૩૦ મી જાન્યુઆરીનો શ્રીસ્વામીજીનો જન્મોત્સવ આવે છે, તેથી જવાનું થયું નથી. તમને મારા હાર્દિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ. શરીર સારું રાખવાનો ખૂબ જ પ્રયત્ન કરજો. એ જ. —શુભેચ્છક શિવાનંદ

શ્રીરામકૃષ્ણ મઠ, બેલુર તા. ૧૪–૨–૨૧

શ્રીમાન—

તમારો પત્ર મળતાં બધી વિગત જાણી છે. તમે ત્યાં શારીરિક અને માનસિક રીતે બહુ સારા છો એમ સાંભળી

સુખી થયો છું. મન વચમાં વચમાં કઇક ચંચળ થઈ જાય છે, તે મનનો સ્વાભાવિક ધર્મ છે. ભગવાનની કૃપાથી મન વશ થઈ જવાથી અને કોઇ કોઈ વાર ચંચળતા જણાવાથી કોઇ પણ પ્રકારનું નુકસાન થશે નહિ, બલકે તેની પ્રતિક્રિયારૂપે વળી વિશેષ બળ અનુભવાશે. ભગવાનના ભજનથી સર્વ કંઇ થઈ જશે, તેની કંઈ ચિંતા નથી. ભગવાન જ તમને જુએ છે, તમે ગમે ત્યાં ભલેને રહો, પણ તેઓ હમેશાં તમને જુએ છે, એ અવશ્ય જાણજો.

આહાર વગેરે બાબતમાં જેટલું સંયમમાં રહી શકાય તેટલું સારું છે. એમ થવાથી રોગનો ડર રહેશે નહિ, "भोगे रोगभयं"

સ્વામીજીના જન્મોત્સવ સંબંધી તમે ત્યાં પણ કંઇક કર્યું હતું, એ સાંભળી ઘણો આનંદ થયો છે. ભગવાનની ઇચ્છાથી તેમનો ઉત્સવ સર્વત્ર થાય છે. મઠમાં બીજાં વર્ષો કરતાં લોકોની સંખ્યા હાલમાં ઘણી વધારે થઈ હતી. લગભગ નવ–દસ હજાર માણસો પ્રસાદ જમ્યા હતા. છેવટે કંઇ જ રહ્યું નહોતું. શ્રી. કાલીકીર્તન, બેઠકી ગાન અને સ્વામીજીના જીવન સંબંધીના નિબંધોનું વાચન, એ બધું થયું હતું.

ખૂબ સમારંભપૂર્વક અને સરસ રીતે ભગવાનની ઇચ્છાથી બધું પાર પડ્યું હતું. વિશેષ શું લખવું? તમને બધાને મારાં હાર્દિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ. ભગવાન તમને સર્વ પ્રકારે કુશળ રાખશે. મઠના સમાચાર હમણાં ખાસ નથી. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

શ્રીરામકૃષ્ણ મઠ, બેલુર તા. ૨૫-૩-૨૧
શ્રીમાન—

તમારો પત્ર વાંચી બધી વિગત જાણી છે. મહારાજ બે મહિના શ્રીકાશીજીમાં રહીને અને ખૂબ આનંદપ્રવાહ વહાવીને મઠમાં પાછા ફર્યા છે. અહીં આવ્યા ત્યારથી તેમનું શરીર બહુ સારું નહોતું. એટલે તરત જ મદ્રાસ જવાનું નક્કી થયું છે. સંભવ છે કે હું પણ તેમની સાથે જઇશ.

એક સ્થળે દૃઢ થઈને બેસીને બેચાર માણસો–એક મનવાળા માણસો સાથે રહેવું ઘણું સારું છે, તદ્દન એકલા રહેવું એ કોઇ પણ સ્થાને ઉચિત નથી. ભગવાનના ભક્તો સાથે રહેવું ખાસ જરૂરનું છે. ભગવાનની પતિતપાવન ગુરુમૂર્તિનું હૃદયમાં ધ્યાન કરવાથી જૂના સંસ્કારોનું બળ ક્રમે ક્રમે ક્ષીણ થઇ જાય છે. ત્યાગવૈરાગ્ય અંતરમાંથી જ ઊગે છે, તેને માટે એક જ ઉપાય છે. બીજો ઉપાય નથી. ભક્તો સાથે રહેવાથી ઘણા ઘણા લાભ થાય છે. જ્યારે ભજન કરવામાં મન લાગતું નથી, ત્યારે ભગવાન સંબંધી વાર્તાલાપ અને તેમના સંબંધીના ગ્રંથોનાં વાચન, મનન ને અધ્યયનથી ઘણા લાભો થાય છે, મન ખરાબ માર્ગે દોડી શકતું નથી અને અવળે માર્ગે જતાં તરત જ પાછું ફરી જાય છે. આમ ક્રમશઃ ભગવાનની કૃપાથી એ તરફ જશે જ નહિ. કંઈ જ ડર નથી, ભગવાન તમને હંમેશાં સર્વ અવસ્થામાં જુએ છે. દૂરદૂરનાં ગામડાંમાં નિઃસહાય દરિદ્રનારાયણોની સેવા કરતાં, શારીરિક કષ્ટો વેઠતાં, આહાર અને સૂવાબેસવાનું કેટલું બધું કષ્ટ પામ્યા છો! પણ ભગવાને તે અવસ્થામાં પણ તમને જોયા છે. હાલમાં સાધન–ભજન માટે—અવશ્ય એ પણ સાધના જ છે—હૃષીકેશમાં રહો છો, તે સમયે પણ તેઓ તમને અવશ્ય જુવે છે, એમ જાણજો

અને કૃપા કરીને મન ક્રમશઃ ઉન્નત કરી દે છે અને કરી દેશે.

વધારે શું લખવું? તમને મારાં હાર્દિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ. જેટલા દિવસ ભગવાન ત્યાં રાખે, તેટલા દિવસ ત્યાં રહેજો શ્રદ્ધા, ભક્તિ, પ્રેમ, ત્યાગ, વૈરાગ્ય અને વિવેકમા પૂર્ણ થાઓ. એ જ. —શુભેચ્છક શિવાનંદ

---

શ્રીરામકૃષ્ણ મઠ, મદ્રાસ તા. ૨૨-૫-૨૧

શ્રીમાન—

તમારો પત્ર પ્રાપ્ત થતાં બધી વિગત જાણી છે. તમે ભગવાનની કૃપાથી સારા છો અને ભિક્ષા વગેરેની સારી સગવડ થઈ છે તથા ભજન વગેરે સારી રીતે કરો છો, એ જાણીને ખુશી થયો છું. હું પ્રાર્થના કરું છું કે તમે શ્રદ્ધા, ભક્તિ, પ્રેમ અને પવિત્રતામાં પૂર્ણ થાઓ અને તમારું શરીર પણ ભજનોપયોગી અને નીરોગી રહો. જ્યારે ઇચ્છા થાય ત્યારે સેવાશ્રમમા જજો. હંમેશાં જવું જ જોઇએ એવું કંઈ નથી. એટલું જાણી રાખવું જરૂરી છે કે, તે એક ભગવાનનું સ્થાન છે અને જેઓ ત્યાં છે, તેઓ બધા જ પ્રભુના આશ્રિત ભક્ત છે. તેઓ જ કાર્ય કરે છે. કામ પણ તેમનું જ છે, એટલું જ્ઞાન રહે એ જ પૂરતું છે. મારી હાર્દિક પ્રાર્થના છે કે, તમારી ઘણી ઉન્નતિ થાઓ.

આમ તો એક રીતે મારું શરીર ખરાબ નથી, પણ અહીંનાં હવાપાણી બહુ સારાં નથી, ગરમી પણ બહુ પડે છે; પરંતુ સમુદ્રની હવાને લીધે લોકો જીવી શકે છે. સાંભળું છું કે, આ હવા થોડા દિવસ પછી બંધ થઇ જશે અને તે વખતે અહીં ઘણી જ ગરમી પડશે. અમે તે વખતે બેંગલોર અથવા બીજી કોઇ ઠંડી જગાએ જઈશું.

તમને મારાં હાર્દિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ. ખાસ ચિંતા કરશો નહિ. ભગવાનની કૃપાથી ધીરે ધીરે ભગવાનનાં શ્રીચરણોમાં મન વિલીન થઇ જશે. જૂના બધા સંસ્કારો ધીરે ધીરે ક્ષીણ જઇ જશે અને મન સ્વચ્છ આનંદનો અનુભવ કરશે. બધું ભગવાનની કૃપા ઉપર આધાર રાખે છે. ભગવાનની કૃપાને માટે હંમેશાં પ્રાર્થના કરજો. ભગવાનની કૃપા સિવાય બીજો માર્ગ જ નથી. ભગવાન તમારા ઉપર કૃપા કરો. એ જ. —શુભેચ્છક શિવાનંદ

---

શ્રીરામકૃષ્ણ આશ્રમ, બેંગ્લોર તા. ૨૭-૬-૧૯૨૧

શ્રીમાન્,

તમારો પત્ર અહીં મળ્યો છે. તમે કુશળ છો, જાણી આનંદ થયો છે. સુ-વગેરે અહીં છે અને તેમના સત્સંગથી ખૂબ ખુશીઆનંદમાં છે, એ ઘણા જ આનંદની વાત છે. ભગવાન તમારી મનોવાંછના પૂર્ણ કરો. ખૂબ શ્રદ્ધા, ભક્તિ, જ્ઞાન, પ્રીતિ આપો—એજ મારી હાર્દિક પ્રાર્થના છે. ભગવાન કૃપા કરીને કોઇ અનુકૂળ સ્થાન તમારે માટે અવશ્ય નક્કી કરી આપશે. વર્ષા ઋતુમાં એ સ્થળ બહુ ખરાબ નથી, છતાં સપ્ટેમ્બર-ઓકટોબરમાં કંઇક તાવ રહે છે. જે પ્રમાણે સગવડ હોય તે પ્રમાણે કરજો. એક સ્થાનેથી બીજે સ્થાને જવું એ ભજનને માટે ખૂબ સગવડવાળું નથી. ત્યાંની અવસ્થા જોઇ જાણીને સુવ્યવસ્થા કરજો.

મહારાજ ખુશીઆનંદમાં છે. હું અને બીજાઓ પણ કુશળ છીએ. મારા હાર્દિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ સ્વીકારજો. સાંભળ્યું છે કે સી-પણ અમરનાથ જાય છે. તે ઘણી ઉત્તમ વાત છે. ભગવાન તેમનામાં શ્રદ્ધા, ભક્તિ, જ્ઞાન અને

પ્રેમની વૃદ્ધિ કરીને તેમને ધન્ય કરો. ભક્તિની પ્રાપ્તિ કરવી એ જ માનવ જીવનનો ઉદ્દેશ છે. તીર્થોમાં ફર્યા કરવાનું નથી, એ અવશ્ય જાણજો. ભગવાનના જીવન તરફ એકાગ્ર થજો. તેમના શિક્ષણ તરફ હમેશાં લક્ષ્ય રાખજો. વધારે શું બોલવું લખવું? તમારામાં ખૂબ પ્રેમ વધો. ભગવાનમા સંપૂર્ણપણે મગ્ન થઈ જાઓ. બહારના મોટા ભાગના સાધુઓને હું બહુ જાણતો નથી–ઘણાને જોયા છે, ઘણાખરા પસંદ પડ્યા નથી. એકાદ બે જણ સારા લાગ્યા હતા. એજ

શુભેચ્છક શિવાનંદ

---

શ્રીરામકૃષ્ણ આશ્રમ, બેંગ્લોર તા. ૨૭–૬–૨૧

શ્રીમાન,

તમારો પત્ર મળતા આનંદ થયો છે. તમે ખુશી આનંદમાં છો. અને શ્રીમાન–સારી રીતે મન દઇને સેવા વગેરે કરે છે, એ સાંભળી ખૂબ આનંદ થયો. અ–છોકરો ખૂબ સારો છે–સરળ છે. ભગવાન તેના ઉપર કૃપા કરો. અને તેની માર ફત તેમની સેવા કરાવી લો. તેનું કલ્યાણ થાઓ, એ મારી હાર્દિક પ્રાર્થના છે. તમારી બધી મનોવાંછનાઓ ભગવાન ધીરે ધીરે પૂરી કરશે, એમાં શંકા નથી. હા, મને મદ્રાસમાં ઇન્ફ્લુએંઝા થયો હતો. છ સાત દિવસમાં સાજો થઈ ગયો હતો. અહીં આવીને શરદી થઇ હતી, ધીરે ધીરે ભગવાનની કૃપાથી ઠીક થઇ ગયું છે. આ જગા ઠીક ઠીક ઠંડી છે. સમુદ્રની સપાટીથી ૩૦૦૦ ફીટ ઊંચે છે.

આશ્રમ પણ સુંદર છે; નિર્જન એકાંત સ્થાન છે, જગા ઘણી છે, લગભગ ૮૧ વીઘાં હશે. ખૂબ ફૂલવાડીઓ છે, આમ્રકુંજો અને અન્યાન્ય ઝાડપાન છે, શ્રીપરમહંસદેવ, સ્વામીજી અને

માતાજીની સેવા થાય છે. પરમહંસદેવનું સ્થાન અને શયન-ગૃહ ઘણું સુંદર છે. બધાં જ ઘરોમાં વીજળીની બત્તીઓ છે.

શ્રીમહારાજ ખુશીઆનંદમાં છે, હું પણ બહુ ખરાબ અવસ્થામાં નથી, બીજા છોકરાઓ પણ કુશળ છે તમને મારા હાર્દિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ મને એ તરફ આવતાં વાર થશે. અહીંથી કદાચ ત્રિવાંકુર જવું પડશે; ત્યાં નવો મઠ સ્થપાવાનો છે. મકાન બંધાવવાનું લગભગ પૂરું થયું છે. સપ્ટેમ્બર મહિનામાં ઘણે ભાગે ગૃહપ્રવેશ થશે. મારે તેટલા દિવસ સુધી ભગવાનની ઇચ્છાથી રહેવું પડશે. વળી મદ્રાસમાં દુર્ગોત્સવ થવાની વાત સંભળાય છે–તે જો માતાજીની ઇચ્છાથી થશે, તો તેટલા દિવસ પણ મારે વધારે રોકાવાનું થશે. —તમારો શુભેચ્છક શિવાનંદ

---

શ્રીરામકૃષ્ણ આશ્રમ, બેંગ્લોર સિટી. તા. ૧૨–૬–૨૧

શ્રીમાન્,

તમારો પત્ર સમયસર અહીં મળ્યો છે. મહારાજ અને હું અને બીજા કેટલાક માણસો મહારાજના સેવક સંન્યાસીઓ એપ્રિલ મહિનાની પહેલી તારીખે મઠ છોડીને ભુવનેશ્વર અને મદ્રાસ આશ્રમે થઈને આ આશ્રમમાં આવ્યા છીએ.

ત્યાં ભગવાનના આશ્રમની વાત સાંભળીને ખૂબ ખુશી થયો છું. તમે ભગવાનની સેવામાં જીવન અર્પણ કર્યું છે, તમે મહા ભાગ્યશાળી છો. ભગવાન જીવતાજાગતા જનાર્દન છે–સાક્ષાત્ જીવતા જનાર્દનની સેવા કરો છો, એથી વિશેષ શું કહેવું ? સેવાને ખાતર જે કંઇ કરો છો, તે બધું જ સાધના જાણજો. ધ્યાનજપ કરતાં કોઈ પણ પ્રકારે એ ઓછું નથી. ધ્યાનજપ ભગવાનની ઇચ્છાથી જેટલાં કરી શકો તેટલાં

કરજો. ભગવાનની સેવાનું વ્રત લીધું છે, તેઓ તમને ઠીક ઠીક આગળ વધારશે, એ અવશ્ય જાણજો. તમારા બધા અપરાધો તેઓ ક્ષમા કરશે. પૂરેપૂરું મન દઇને ભગવાનનું કાર્ય કરતા રહો. પ્રત્યેક કાર્યને ધ્યાનજપ સમજજો. તમે ભગવાનના સેવક છો, તમારું કલ્યાણ થશે જ. ભગવાન સેવકને ખૂબ ચાહે છે–એ અવશ્ય જાણજો.

તમને અને બીજા ભક્તોને મારા હાર્દિક આશીર્વાદ. અમે ભગવાનની ઇચ્છાથી શરીરે કુશળ છીએ. હોમિયોપથી ઔષધિ દરિદ્રનારાયણોને આપવામાં આવશે તે જાણીને આનંદ થયો, તે પણ ભગવાનની સેવા જ જાણજો. એજ

શુભેચ્છક શિવાનંદ

---

શ્રીરામકૃષ્ણ આશ્રમ, બેંગ્લોર સિટી તા. ૧૨–૮–૨૧

શ્રીમાન્,

તમારો પત્ર મળ્યો, વાંચી બધા સમાચાર જાણ્યા છે. તમારાં બહેનના અકાળ અવસાનના ખબર જાણી ઘણું દુઃખ થયું છે. તેનામાં ઘણા સદ્ગુણ હતા. તમે બધાં જ–ખાસ કરીને તમારાં મા–જે તેના દેહાવસાનથી અત્યંત દુઃખી થશે, તેમાં વિચિત્ર શું છે? પણ તમે જે કંઇ લખ્યું છે તે બરાબર છે–ભગવાનનો કેવો વિચાર છે, તે જાણવાનું કોઇનામાં યે સામર્થ્ય નથી. તમે અવશ્ય જોતા હતા કે તે તમને ખૂબ ચાહતી હતી, સાંસારિક બધાં કામકાજ સંભાળતી, માની ખૂબ સેવા કરતી, સતી સ્ત્રી હતી, વગેરે વગેરે બહુ ગુણવાળી હતી; પણ તેના આત્માની ઉન્નતિ કેવી રીતે થશે? આ જન્મ પરિવર્તન કરવાથી થશે કે બીજો જન્મ લેવાથી થશે–એ બધું ઘણું જ અગમ્ય છે. પ્રત્યેક જીવ ભગવાનનો જ

પ્રકાશ છે. આ સંસારમાં વિધાતાના નિયમ પ્રમાણે અનેક જીવો થોડાક સમય માટે એકઠા રહે છે, વળી એકે એકે જુદા પડી જાય છે. એ જ સંસારની રીત છે. આમાંથી મનુષ્ય બોધ શા માટે નહિ લેતો હોય ? ઘણા દિવસ સુધી એક સાથે પરસ્પરના પ્રેમપૂર્વક રહીને અર્થાત્ યથાશક્તિ સ્વાર્થત્યાગ કરીને રહેવાથી સ્વાભાવિકપણે જ તેમનામાંથી એકાદ જણુ છૂટું પડતાં બાકીનાં બધાંને દુઃખ થશે, એમાં શંકા શી છે ? પણ દુઃખનું ઓસડ દહાડા, એ ન્યાયે એ દુઃખ ધીરે ધીરે ઘણું ઓછું થઇ જાય છે. એ જ પ્રકૃતિનો નિયમ છે, એ અવશ્ય ભાવી છે. અને તેનાથી કોઈ બચી શકે તેમ નથી. આ બધો વિચાર કરીને શ્રીભગવાનની ઉપર "તેમની ઇચ્છા જ પૂર્ણ થાઓ" એમ વિચારતા રહી જે તેમના ઉપર જ નિર્ભર રહેવું યોગ્ય છે. તેથી તેમના ઉપર વિશેષ શ્રદ્ધા થશે, અને મનમાં બળનો સંચાર થશે અને એવી શ્રદ્ધા દૃઢ થશે કે પ્રત્યેકને આ પ્રમાણે જુદા પડવું જ પડશે. સંસારી સંબંધો આવા ક્ષણજીવી છે અને દોઢળા છે. જેઓ સૌના અંતરાત્મા છે, તેઓ એક માત્ર ભગવાન, કેવળ તેઓ જ એકમાત્ર નિત્ય છે, જન્મ-જરા અને મૃત્યુથી રહિત છે, થોડા દિવસ પૃથ્વીમાં લીલા કરી જાય છે, વળી પાછા આવે છે, વળી જાય છે, તેથી આમાં શોકમગ્ન થવાનું પ્રયોજન નથી. ભક્ત આવી મુશ્કેલીઓથી કદી પણ ચલિત થતો નથી. શોક વખત આવતાં અવશ્ય થવાનો, પણ તેમના ભગવાન ઉપરના વિશ્વાસથી અને ભક્તિના બળથી તે વધારે દિવસ સ્થિર રહેશે નહિ. તમારાં બહેન સંબંધી જે લખ્યું છે—તે અવશ્ય શુદ્ધ આત્મા છે, તેમના આત્માની ઊર્ધ્વ ગતિ થયેલી છે, તેમાં શંકા નથી, તમે

તેમના સંબંધમાં નિશ્ચિત રહેજો. તેમણે ભગવાનનું સાન્નિધ્ય પ્રાપ્ત કરેલું છે, એ ખાતરીથી જાણજો.

આશ્રમના સમાચારથી આનંદ થયો. મારી ઇચ્છા છે કે, જે નાના નાના છોકરાઓ હંમેશાં આશ્રમમાં આવે છે, તેઓ કંઈક સારું શિક્ષણ પ્રાપ્ત કરે અને માત્ર એકઠા થઈ ઘોંઘાટ કરીને ચાલ્યા ના જાય. રવિવારે બે-એક કલાક સુધી તમે ત્રણ ચાર જણ ગી-ની પાસે ઉપનિષદ વાચતા રહો છો, એ આનંદની વાત છે. દરરોજ થોડો વખત કોઈ ને કોઈ પ્રકારે ધર્મ-પુસ્તકનો પાઠ-સ્વાધ્યાય કરવો ખાસ જરૂરી છે. વીજળીની વ્યવસ્થા આશ્રમમાં થાય છે, એ ઉત્તમ વાત છે. મહારાજ સાંભળીને ખુશી થયા છે, અમે પણ આનંદ પામ્યા છીએ. પણ ખાતરીથી જાણજો કે, આ બધું ગૌણ છે. મુખ્ય વાત તો સાધન, ભજન, પાઠ, પૂજા એટલે કે જીવનનું ઘડતર કરવાની છે. એવી ધારણા પાકી થવાની જરૂર છે.

તમે નિયમિતરૂપે જે પ્રમાણે જપધ્યાન કરો છો, તે પ્રમાણે કરતા રહેજો, તમારી ઉન્નતિ થઈ રહી છે, તેમાં કંઈ પણ શંકા નથી; અને ક્રમેક્રમે ભગવાનની કૃપાથી વળી વિશેષ વૃદ્ધિ પામશે. તેમાં કંઈ જ શંકા નથી. ભગવાનને જેટલા બોલાવશો, તેટલા પ્રમાણમાં તેમની કૃપાથી પ્રેમભક્તિથી હૃદય ઊભરાઈ ઊઠશે, આ હું ખાતરીપૂર્વક કહું છું. તેમને બોલાવવા સિવાય બીજો કોઈ જ ઉપાય નથી. એક માત્ર તેમના નામનો જ આશરો છે. ભક્તિભર્યા પ્રેમથી માત્ર તેમનું જ નામસ્મરણ કરો. તેઓ અવશ્ય તમારા ઉપર કૃપા કરશે, હું સત્ય કહું છું એમાં કોઈ જ જાતની શંકા નથી.

અહીં અમે શરીરે કુશળ છીએ. સ્થળ આરોગ્યદાયક અને

શીતળ છે, ગરમી બિલકુલ નથી. દિવસે પણ વચ્ચે વચ્ચે ગરમ કપડું પહેરવું પડે છે. તમને આશીર્વાદ આપું છું કે, તમે ભગવાનની કૃપાથી સર્વ પ્રકારે શાંતિમાં રહો. ભગવાનમાં શ્રદ્ધાભક્તિ ક્રમેક્રમે વિશેષ દૃઢ થયા કરો. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

---

શ્રીરામકૃષ્ણ આશ્રમ, બેંગ્લોર તા. ૧૫-૯-૨૧

શ્રીમાન્,

તમારી મોકલેલ બાબા શ્રીઅમરનાથજીની ભસ્મ અને પ્રસાદી ફૂલ અને શ્રીશારદાપીઠનો પ્રસાદ પ્રાપ્ત કરીને અમે પરમ ભક્તિભાવપૂર્વક મસ્તકે ધારણ કરીને કૃતાર્થ થયા છીએ.

શ્રીપરમહંસદેવની કૃપા ભ્રમણ વખતે પગલે પગલે અનુભવી છે, તે જાણીને ઘણો જ ખુશી થયો છું. આ બધું જોઈને તેમની ભગવત્‌સત્તામાં તમને વિશેષ શ્રદ્ધાભક્તિ થશે, એમાં કંઈ જ શંકા નથી. અવશ્ય કાશ્મીરનાં કુદરતી દૃશ્યો અતિશય સુંદર છે. અમે એ બધાં જોઈ આવ્યા છીએ.

ક્યાંક લાંબો સમય એક સ્થળે રહીને ભજન સાધન કરવાની જે ઇચ્છા થઈ છે, તે મહાસદ્‌ભાગ્યની વાત છે. ભગવાનની કૃપાથી એમ જ કરજો. હું પ્રાર્થના કરું છું કે ભગવાનની ઇચ્છાથી તમારી મનોવાંછના પૂર્ણ થાઓ. ઘણા દિવસ સુધી ફર્યા કરવાથી કેટલાક દિવસ એક સ્થળે બેસવાની ઇચ્છા થાય છે—ભગવાનની કૃપાથી તમારું મન ભજનમાં લાગી જાઓ. શ્રીમાને—મીરતથી મને પત્ર લખ્યો છે. તેઓ ત્યાં કુશળ છે. તમે એકઠા રહો છો, તે ખોટું નથી. મીરત આરોગ્યપ્રદ સ્થાન છે. ચા—ને પણ ભજનસાધન કરવાની ખૂબ ઇચ્છા છે. પ્રેમી ભક્તોએ બે જણે એક સ્થાને રહેવું

ખૂબ સારું છે. મહારાજને તમારી વાત કહી છે, તેઓએ તમને હાર્દિક આશીર્વાદ આપ્યા છે. મારા પણ હાર્દિક આશીર્વાદ અને સ્નેહસ્મરણ તમે જાણજો અને બીજાઓને જણાવજો. ભગવાનની ઇચ્છાથી મારું શરીર એકંદરે સારું છે. લાગે છે કે મદ્રાસ જલદી જવાનું થશે. ત્યાં પ્રતિમામાં શ્રીદુર્ગામાતાની આરાધના થશે, આ પ્રમાણે દક્ષિણના પ્રદેશમાં ક્યારે પણ થયું નથી. એજ

તમારો શુભેચ્છક શિવાનંદ

---

શ્રીરામકૃષ્ણમઠ, ભુવનેશ્વર પૂરી તા. ૧-૧૨-૨૧

શ્રીમાન્,

તમારો ૧૪-૧૧ તારીખનો પત્ર મદ્રાસ મળ્યો હતો. અમે ૧૫-૧૧ તારીખે મદ્રાસ છોડીને ૨૧ મી તારીખે આ મઠમાં આવી પહોંચ્યા છીએ.

તમે ઘણા ખુશીઆનંદમાં છો, જાણીને ખુશી થયો છું. અને ખાવાપીવાની વ્યવસ્થા ભગવાનની કૃપાથી સારી થઈ છે, એ જાણીને વળી વિશેષ ખુશી થયા છીએ. હવે પ્રાણ ધરાય ત્યાં સુધી ભગવાનને પોકારો, ખૂબ સાધનભજન કરો. તેઓ તમને ભગવાનને બોલાવવાની શક્તિ આપો એવી અમારી હાર્દિક પ્રાર્થના છે. તેમને ચરણે પડી રહેવાથી તેઓ અવશ્ય કૃપા કરશે જ કરશે. કથામાં કહ્યું છે કે, "મોટા માણસની ચરણરજ પણ સારી." તેમના સિવાય બીજું મોટું કોણ છે? તેમને બારણે પડેલા છો, પછી કંઇ જ વિચારવાનું નથી, તેઓ તમને જુએ જ છે, એ અવશ્ય જાણજો–બધી અવસ્થામાં તેઓ તમને જુએ છે જ.

અમારા હાર્દિક સ્નેહાશિષ જાણજો. અમે ઘણે ભાગે

બે એક અઠવાડિયાંમાં કલકત્તા પહોંચી જઇશું. શરીર એકંદરે સારાં છે.

મીરત ઘણું આરોગ્યપ્રદ સ્થાન છે. ભગવાનની કૃપાથી રહેવાની અને જમવાની સારી સગવડ થઇ છે. હવે ખૂબ ભજન કરો. હવેની રાત્રિ ઘણી મોટી આવે છે, પાછલી રાત્રે ત્રણ વાગે નિયમિત રીતે ઊઠીને ભજન કરજો–એ વખત સાધનને ઘણો અનુકૂળ છે. બ્રાહ્મમુહૂર્ત દિવસના બીજા બધા સમય કરતાં સાધના માટે વિશેષ અનુકૂળ સમય છે. પત્ર વગેરે હંમેશાં ન લખી શકવાથી પણ કંઈ જ નુકસાન નથી, પોતાનું કામ કર્યે જાઓ. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

---

શ્રીરામકૃષ્ણમઠ, બેલુર તા. ૨૩-૧-૧૯૨૨

શ્રીમાન્,

તમારો પત્ર મળ્યો. અમે ૧૨મી જાન્યુઆરી ને ગુરુવારે મઠમાં આવ્યા છીએ. શ્રી. સ્વામીજીનો જન્મોત્સવ અને તિથિપૂજા–સંવત્સરી આ વખતે એક જ દિવસે ઊજવવામાં આવ્યાં છે, એટલે કે ૧૯ મી જાન્યુઆરી ને ગુરુવારે આ વખતે લોકો ખૂબ ભેગા થયા નહોતા. કારણ કે રવિવાર નહોતો. છતાં ૪૫૦૦ માણસો, ગરીબ અને તવંગર સૌએ પ્રસાદ લીધો હતો. ગીત–વાદ્યાદિ પણ સારી રીતે થયાં હતાં. ખૂબ સારી રીતે બધું થયું હતું.

તમે ભગવાનની કૃપાથી ત્યાં શારીરિક અને માનસિક રીતે ખૂબ ક્ષેમકુશળ છો, જાણીને ઘણો આનંદ થયો છે. મારી હાર્દિક પ્રાર્થના છે કે તમારામાં શ્રદ્ધા, ભક્તિ, પ્રેમ, પવિત્રતા, ત્યાગ અને વૈરાગ્ય દિવસે દિવસે ખૂબ વૃદ્ધિ પામો

અને તમે ખૂબ ઉન્નત થાઓ. વચમાં વચમાં મનને કંઈક કંઈક અશાન્તિ થાય છે, એ તો મનનો ધર્મ છે, એ તો ભક્તિ, પ્રેમ, અનુરાગ અથવા ખેંચાણ વળી વિશેષ થાય છે, તેથી ડરવાનું નથી. ભગવાન તમને બધી અવસ્થામાં જુએ છે. અમે અહીં આવ્યા પછી શરીર બહુ સારાં નથી. મહારાજ ગઇ કાલે કલકત્તા ગયા છે.

ઠંડી પછી વૃંદાવન જવાની ઇચ્છા રાખો છો એ ઉત્તમ વાત છે. ભગવાનની ઇચ્છા હોય તો જશો. ત્યાર પછી ફરીથી હરિદ્વાર જશો. એ સારી વાત છે ભગવાન હંમેશાં તમને જુએ છે, મારા હાર્દિક સ્નેહાશીર્વાદ જાણજો. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

---

શ્રીરામકૃષ્ણ મઠ, બેલુર તા. ૨૭–૧–૨૨

શ્રીમાન,

તમારો પત્ર મળતાં ખુશી થયો છું. બે અઠવાડિયાંથી અમે મઠમાં આવ્યા છીએ અને શરીર બહુ ખરાબ નથી. તમે કામ છોડીને દેશ ગયા છો અને માનસિક તૃપ્તિ અનુભવો છો. તેથી હું ઘણોજ ખુશ થયો છું. ભગવાનની સેવા સારી રીતે થશે, હવે ભજનસાધન ઉત્તમરૂપે જ થશે શરીર પણ સારું રહેશે, વણાટનું કામ શરૂ કર્યું છે, એ ઉત્તમ વાત છે. એનાથી આશ્રમના અને પડોશના ઘણા માણસોનું કલ્યાણ થશે. માતાજી તમારા ઉપર દયા કરો. વિવિધ સ્થાનોમાંથી ફૂલનાં છોડ લાવીને આશ્રમમાં ફૂલવાડી કરી છે, એ સાંભળી ખૂબ જ આનંદ થયો છે. ભગવાનને અને માતાજીને સુંદરરૂપે શણગારજો.

'સાદાઇથી રહેવું અને ઉચ્ચ પ્રકારના વિચારોનું ચિંતન

કરવું.' એજ ભારતવર્ષનો આદર્શ છે. જાડા ચોખા ખાઓ, જાડાં-ખાદીનાં કપડાં પહેરો, પવિત્ર-ધાર્મિક જીવન ગાળો અને પાંચદશ ભાઈઓને એ શીખવો, તેથી પોતાનું અને દેશનું પરમ કલ્યાણ થશે. પોતાનું જીવન ઘડાશે તો ભગવાનની ઈચ્છાથી બીજા કોઈને મોઢેથી ઉપદેશ આપવો પડશે નહિ. ઉપદેશ આપવા કરતાં દૃષ્ટાંતરૂપ થવું સારું છે.

ઉત્તમ વાત છે-થોડો સમય આશ્રમમાં ઠીક રીતે દૃઢ થઈને બેસી જાઓ, ત્યાર પછી કયારેક કયારેક જરૂરી લાગે તો મઠમાં અથવા શ્રીકાશી જજો. તેમાં કોઈ પણ પ્રકારનું નુકસાન નથી.

મ-બાબુ ઘણા મહાન માણસ છે, તેમાં જરાયે શંકા નથી. તેમને તેમની પાસે કામ કરતાં ભગવાનની કૃપાથી જીવનમાં વાસ્તવિકપણે અનેક શુભ-કાર્યો કરવાની તક મળી છે. તેમને એવા ભાવનો એક પત્ર લખજો અને તેમના છોકરાઓને પણ વચમાં વચમાં સ્નેહભર્યા પત્રો લખજો છોકરાઓ પોતાની ઈચ્છાથી તમને કંઈ પણ આપે તો તે તમે લઈ શકો છો, નહિ તો તેઓ ધારશે કે તમે તેમના ઉપર ગુસ્સે થયા છો. પણ તેમની આગળ તમે ભગવાનની કૃપાએ ઘણા ઘણા ઉપકાર નીચે છો. યુવકો ઘણા સારા છે. ભગવાન તેમનું પરમ કલ્યાણ કરો એવી મારી હાર્દિક પ્રાર્થના છે.

આશ્રમમાંથી દવા અપાય છે, એ સાભળીને ઘણો જ આનંદ થયો છે. ભગવાન જ તમને બધી શક્તિ આપશે-ભગવાનનું સ્મરણ કરીને પુસ્તક વગેરે જોઈને દવા આપજો એથી તમે અવશ્ય કૃતકૃત્ય થશો. કઠણ રોગ હશે, તો તે સમજી શકશો નહિ-એવે વખતે રોગીને બીજા કોઈ ડૉકટર પાસે જવાનું કહેજો. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

શ્રીરામકૃષ્ણમઠ, બેલુર તા. ૧૧-૫-૧૯૨૨

શ્રીમાન્,

તમને બધાને મારા હાર્દિક સ્નેહાશિષ. તમે કેદારનાથ અને બદરીનારાયણનાં દર્શન અને યાત્રા કર્યાં છે, એ સાંભળી પરમ આનંદ થયો. હું પ્રાર્થના કરું છું કે તમે નિર્વિઘ્ને દર્શનાદિ કરીને પરમ આનંદ અનુભવો અને માનવજન્મ સાર્થક કરો. ઉત્તરાખંડ ઘણું પવિત્ર સ્થાન છે. દેવદુર્લભ સ્થાન છે, જેમણે જોયું છે, તેઓ જ તેનો મહિમા જાણે છે. ત્યાંના પહાડી લોકો અને તેમના આચારવિચાર અને વ્યવહાર જોઇને ઉત્તરાખંડનો મહિમા સમજાય તેવો નથી; પરંતુ ભક્તિ, શ્રદ્ધા અને વૈરાગ્યચક્ષુઓથી જોવામાં આવતાં ભગવાનની કૃપાથી થોડુંક સમજી શકાય છે–ઉમા–મહેશ્વરની કૃપાથી સમજી શકાય છે.

વધારે શું લખવું? તમે બહુ આનંદમાં રહેજો. ખૂબ શ્રદ્ધા, ભક્તિ, પ્રેમ, વિવેક, વૈરાગ્ય તમારામાં વૃદ્ધિ પામો. અહીં એક રીતે બધું જ કુશળ છે. મહારાજનાં દર્શન નહિ થવાથી અમને કારી ઘા લાગ્યો છે. છતાં પરમહંસદેવ છે અને મહારાજ પણ તેમની પાસે છે એ સત્ય છે–નિશ્ચલ સત્ય છે.

શુભેચ્છક શિવાનંદ

---

શ્રીરામકૃષ્ણ મઠ, બેલુર તા. ૨૮-૬-૨૨

શ્રીમાન્,

તમારો પત્ર મળતાં બહુ આનંદ થયો છે. તમે ભગવાનની સેવાથી જીવનમાં બહુ આનંદ પામો છો, એ સાંભળીને અત્યંત ખુશી થયો છું. મારી હાર્દિક પ્રાર્થના છે કે તમારો પ્રેમ, ભક્તિ, શ્રદ્ધા દિવસે દિવસે બહુ વૃદ્ધિ પામો. તમે તેમના પ્રેમમાં પૂરેપૂરા નિમગ્ન થઇ જાઓ.

દીક્ષા સંબંધી પરમહંસદેવે હજી મને આજ્ઞા આપી નથી; જ્યારે થશે ત્યારે કહીશ. મહારાજની મહાસમાધિ પછી મારું મન ઘણું જ ઉત્સાહ અને ઉદ્યમશૂન્ય થઇ ગયું છે, તેથી હાલમાં દીક્ષા બાબતમાં થોડા સમય સુધી ઘણા લોકોએ રાહ જોવી જોઇશે........

જ–વગેરેને જે કરવાનું કહ્યું છે, તે કરવાથી તેમનું પરમ કલ્યાણ થશે, એટલે કે ભગવાન પતિતપાવન રાધાકૃષ્ણના નામના જપ કરવા–તેમની શ્રીમૂર્તિનું ધ્યાન ધરવું, પૂજા કરવી, તેમના ગ્રંથોનો સ્વાધ્યાય કરવો, તેમના ગુણોનું કીર્તન કરવું, ભક્તો સાથે તેમના પવિત્ર જીવનની ચર્ચા કરવી, જીવો ઉપર દયા રાખવી અને યથાશક્તિ જીવસેવા કરવી, એ કરી શકવાથી તેમનું પરમકલ્યાણ થશે.

હું કદાચ થોડા જ વખતમાં કેટલાક દિવસ માટે ક્યાંય જઇશ. તમને મારા હાર્દિક સ્નેહાશીર્વાદ છે, બીજાઓને પણ મારા સ્નેહાશિષ કહેજો. હું પ્રાર્થના કરું છું કે ભગવાન તમારું અને તમારાં સૌનું કલ્યાણ કરો. ટપાલખર્ચ હમણાં ઘણું જ વધી ગયું છે. તમે હંમેશાં પત્ર ના લખી શકો તો પણ કંઇ નુકસાન નથી. ભગવાન હંમેશાં તમારી પાસે છે અને તમને બધી જ અવસ્થામાં જુએ છે, એ હું અવશ્ય જાણું છું. તેથી તમે નિશ્ચિન્ત મને ભગવાનનું અનન્ય સ્મરણ મનન કરીને આનંદમાં જીવન ગાળો. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

---

શ્રીરામકૃષ્ણ મઠ, બેલુર તા. ૫–૭–૧૯૨૨

મા,

ઘણા દિવસો પછી તમારી ખબર જાણીને ખુશી થયો છું. મોટા મહારાજના દેહત્યાગ પછીથી અમે ઘણા જ અંતરથી

ઘવાયેલા છીએ. કોઈ કામકાજમાં ઉત્સાહ કે ઉદ્યમ કરવાનું મન જ થતું નથી. છતાં ભગવાનનું કાર્ય ક્યારે પણ બંધ થવાનું નથી. કારણ કે તેમનું કાર્ય તો યુગધર્મની સંસ્થાપનાનું છે. એ ઘણા સમય સુધી ચાલશે. મારો સ્થૂળદેહ જગતમાં રહો કે ના રહો, ભગવાનનું કાર્ય કોઈ પણ કારણે બંધ રહેવાનું નથી, કોઈ ને કોઈ માણસનો આધાર લઈને તેઓ કાર્ય કરશે, એમાં કંઈ પણ શંકા નથી.

તમે ભગવાનનું સ્મરણમનન જે પ્રમાણે કરો છો, તે પ્રમાણે કરતા રહો. ભગવાનની પૂજા, જપ, ધ્યાન, તેમના ગ્રંથોનો પાઠ એ બધાથી મનને ઘણી વાર રોકાયેલું રાખવાનો પ્રયત્ન કરજો. તેઓ તમારા ઉપર કૃપા કરીને અવશ્ય શાંતિ આપશે. ભગવાનની ઇચ્છાથી જો કોઈ સારો પ્રસંગ ઊજવનારા લોકો ના મળે તો પણ ભગવાન તમારા અંતરમાં શાંતિ આપશે. માત્ર વ્યાકુળપ્રાણે બાળકની પેઠે ભગવાનની આગળ પ્રાર્થના કરજો. પ્રેમ, ભક્તિ અને શ્રદ્ધાને માટે તેઓ વ્યાકુળહૃદયની પ્રાર્થનાઓ ખૂબ સાંભળે છે, એ અવશ્ય જાણજો. ભગવાન તેમના દિવ્ય ધામમાં દિવ્ય શરીરે હંમેશાં હયાત છે જ. મહારાજ અને તેમના બીજા ભક્તો, જેઓ સ્થૂળદેહનો ત્યાગ કરી ગયા છે, એ બધા જ એ દિવ્ય ધામમાં દિવ્ય શરીરે હંમેશાં હયાત છે, એમાં કંઈ જ શંકા નથી. તમે એવી શ્રદ્ધા રાખીને ભગવાનની પૂજા, ધ્યાન, જપ, સ્મરણ, મનન કરતા રહો–એટલે શાંતિ મળશે.

મારા હાર્દિક સ્નેહાશીર્વાદ. મારું શરીર બહુ ખરાબ નથી. આશા રાખું છું કે તમે કુશળ હશો. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

બેલુરમઠ, હાવરા ૩૦–૭–૧૯૨૨

શ્રીમાન્,

તમે ભગવાનની સેવા અને ભજનમાં આનંદ પામો છો અને દરિદ્રનારાયણની સેવા પણ કંઈક કંઈક કરીને ભગવાનની કૃપાથી કંઈક કંઈક કૃતકૃત્ય થાઓ છો, એ સાંભળીને અતિશય ખુશી થયો છું. ખૂબ આનંદમાં રહો–ભગવાનનું કાર્ય યથાશક્તિ કરો, અવશ્ય આ બધું એક માણસનું કામ નથી. છતા ભગવાન તેમની યોગમાયાના પ્રભાવથી વળી વિશેષ ભક્તોને એકત્ર કરીને બધી જોગવાઈ કરી દેશે. દવા અને પુસ્તકોની જોગવાઈ ધીરે ધીરે થઇ જશે.

ઉત્તમ ફૂલોનો સંગ્રહ થયો છે અને પ્રેમપૂર્વક તેમને શણગારો છો અને પ્રાણમાં અતિશય આનંદ પ્રાપ્ત કરો છો, એ સાંભળીને ઘણો જ આનંદ થયો. ભગવાન તમને ખૂબ ઉન્નત કરો અને તમારા સમાગમથી ઘણા લોકોનું કલ્યાણ થાઓ, એવી મારી હાર્દિક પ્રાર્થના છે.

આપણા હરિ મહારાજ (તૂર્યાનંદ સ્વામી) શ્રીકાશીધામમાં ૨૧ મી જુલાઇને દિવસે શુક્રવારે લગભગ સાત વાગે જાગૃત અવસ્થામા વૈદિક મહાવાક્યો અને પરમહંસદેવનુ નામ લેતા લેતા મહાસમાધિમાં લીન થયા છે. બધું ભગવાનની ઇચ્છાને આધીન છે.

તમને મારા હાર્દિક સ્નેહાશીર્વાદ. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

---

શ્રીરામકૃષ્ણમઠ, બેલુર ભાદરવા સુદિ ૧

મા,

ઘણા દિવસથી તમારો એક પત્ર મળ્યો હતો. આશા છે કે ભગવાનની કૃપાથી તમે શારીરિક અને માનસિક રીતે

કુશળ છે. મારી હાર્દિક પ્રાર્થના છે કે તમારામાં શ્રદ્ધા, ભક્તિ, પ્રેમ, દિવસે દિવસે વિશેષ વૃદ્ધિ પામો અને તમે હૃદયમાં શાંતિ અનુભવો. ભગવાનનું જેટલું સ્મરણ-મનન કરશો, તેટલું તેમનું અસ્તિત્વ હૃદયમાં સમજાશે અને તેટલી જ શાંતિ અનુભવાશે. પરમહંસદેવ-ભગવાન ઘણા દયાળુ છે, તેઓ વ્યાકુળ હૃદયની પ્રાર્થનાઓ ખૂબ સાંભળે છે.

સંસારાસક્ત લોકોની સાથે વ્યવહાર રાખવાથી મન ખરાબ થઈ જાય છે, એ તદ્દન સાચી વાત છે. એક વાત તમને ખાસ કહી રાખું છું કે, જ્યારે લોકોની સાથે વાર્તાલાપ કરો, ત્યારે કોઈની યે નિંદા કરશો નહિ અથવા સાંભળશો નહિ; જો ક્યારે પણ સાંભળવાનો પ્રસંગ પડે ત્યારે મૌન રહેવું અને પોતે તો કદી કોઈની નિંદા કરવી જ નહિ. આ તરફ તમે ધ્યાન રાખજો. પરનિંદા કરવાથી અથવા સાંભળવાથી મન અત્યંત મલિન અને અધોગામી થાય છે અને ભગવાનમાં ભક્તિ થતી નથી.

મા અને ભગવાનનું સ્મરણમનન કરવાથી મનમાં કોઈ પ્રકારનો ભય થતો નથી. મહારાજે દેહત્યાગ કર્યો, અમે બધા દેહત્યાગ કરીશું, જેમણે દેહ ધારણ કર્યો છે, તેઓ અવશ્ય તેનો ત્યાગ કરશે, આ બાબતમાં કંઈ જ શંકા નથી. ભગવાન નિત્ય, ભક્તવત્સલ, દયામય, પ્રેમમય છે, એ બાબતમાં પણ શંકા નથી. ભગવાનના ભક્ત, જેઓ દેહત્યાગ કરે છે, તે બધા જ દિવ્ય-શરીરે ભગવાનના દિવ્ય રાજ્યમા હયાત છે, એ નક્કી જ ભગવાનને બોલાવવાથી ભગવાનનું સ્મરણમનન કરવાથી, ભગવાન તો રાજી થશે જ, સાથે સાથે તેમની નજીકના ભક્તો પણ ખુશી થશે, એ અવશ્ય જાણજો. વધારે શું લખવું ? તમને મારા સ્નેહાશીર્વાદ છે. અવકાશે પત્ર લખજો.

મારું શરીર બહુ ખરાબ નથી. ભગવાનની ઇચ્છાથી ચાલ્યા કરે છે. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

---

શ્રીરામકૃષ્ણમઠ, બેલુર સપ્ટેમ્બર

શ્રીમાન્,

તમારો પત્ર મળ્યો છે. ભગવાનની સેવાપૂજા કરતાં કરતાં અપવિત્ર શરીર અને અપવિત્ર મન પવિત્ર થઈ જશે. પ્રેમની પૂજામાં ખાસ કોઇ નિયમ નથી. ભક્તિપૂર્ણ હૃદયે ચંદન-પુષ્પાદિ લઇને આ પ્રમાણે પ્રાર્થના કરીને તેમનાં શ્રીચરણોમાં અંજલિ અર્પણ કરજો, "ભગવાન! હું જ્ઞાનહીન છું, ભક્તિહીન છું, શ્રદ્ધાહીન છું, પ્રેમહીન, વિદ્યાહીન અને બુદ્ધિહીન છું. મારાં આ પુષ્પચંદન વગેરે આપ દયા કરીને ગ્રહણ કરો, મને પવિત્ર કરો, ભક્તિ, શ્રદ્ધા, પ્રેમ, પવિત્રતા આપો કે જેથી હું ધન્ય થઈ જાઉં. ભગવાન્, આપ દયા કરી અહીં બેઠેલા છો, આપ કૃપા કરીને અહીં સ્થિર થાઓ કે જેથી અમે પણ ધન્ય થઇએ અને દેશ પણ ધન્ય થઈ જાય." આ ભાવથી ભક્તિપૂર્ણ દીનતાથી પ્રાર્થના કરીને અંજલિ આપજો. ભોગ વગેરે આપવાને વખતે પણ આ પ્રમાણે પ્રાર્થના કરીને ભોગ ધરાવજો. સરળ ભક્તિ અને સરળ શ્રદ્ધાથી જ તેઓ પ્રાપ્ત થાય છે અને આ પ્રમાણે સેવકનો કોઈ અપરાધ તેઓ મનમાં લેતા નથી, તેની બધી ભૂલો માફ કરે છે. અને તેના જીવનને ક્રમે ક્રમે પવિત્ર કરી દે છે. પ્રેમની પૂજામાં વધારે આડંબર વગેરે કંઇ જ નથી. પૂજા વગેરે પછી ભગવાનની પાસે કંઇક સ્તોત્રનો પાઠ કરવો યોગ્ય છે. થોડુંક ભજન કરવું જરૂરી છે અને બની શકે

તેટલા નામજપ કરવા યોગ્ય છે. આ પ્રમાણે કરતા રહેવું, એથી જીવન પવિત્ર થઈ જશે. તેમની સેવાપૂજા કરતા કરતાં તમારામાંથી કામિનીકાંચનની આસક્તિ તેમની કૃપાથી દૂર થઈ જશે. વધારે શું લખવું ? મારા હાર્દિક આશીર્વાદ છે. ભગવાન તમારા ઉપર કૃપા કરો. એ જ.

શુભેચ્છક શિવાનંદ

---

શ્રીરામકૃષ્ણમઠ, બેલુર તા. ૧૯ મી–ભાદરવો

શ્રીમાન,

આજે કેટલાક દિવસથી તમારો પત્ર મળ્યો છે. મારું શરીર લગભગ ૧૨–૧૩ દિવસથી અસ્વસ્થ હતું. હમણાં કંઈક સારું છે. મઠમાં હાલ ઘણા માંદા પડેલા છે, એક પ્રકારની હોસ્પિટલ થઈ ગઈ છે એમ કહીએ તો પણ ચાલે. તેથી તમે મઠમાં આવવાની ઇચ્છાનો ત્યાગ કરજો. માગશર કે પોષ મહિનામાં લખજો; તે વખતે જોયું જશે. એટલામાં જો બહુ પીડા જણાય તો બીજે ક્યાંક જજો. ભગવાનનો આશરો લીધો છે, પછી કંઈ જ ભય નથી, તેઓ તમારી રક્ષા કરશે. ભગવાનનાં શ્રીચરણોમાં ખૂબ પ્રાર્થના કરજો–બાળકની પેઠે રુદન કરીને પ્રાર્થના કરજો. તેઓ અવશ્ય તમારી પ્રાર્થના સાંભળશે અને તમને શાંતિ આપશે. તેઓ જીવતા જાગતા ભગવાન છે–પરમ દયાળુ, પતિતપાવન અને કળિયુગનાં પાપનો નાશ કરનાર છે. આ યુગમાં જેઓ તેમનો આશરો ખરા દિલથી લેશે, તેઓ આ સંસારસાગર અવશ્ય તરીને પાર ઊતરશે, એમાં શંકા નથી. તમને મારા હાર્દિક આશીર્વાદ. ભગવાન તમારું કલ્યાણ કરો–તેઓ મંગળમય છે. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

---

શ્રીરામકૃષ્ણમઠ, બેલુર તા. ૫–આસો

શ્રીમાન્,

તમારો પત્ર મળતાં વિશેષ વિગત જાણી છે. શ્રીમાન્– તરત જ મઠમાં આવશે, એટલે કે પૂજા પહેલાં મઠમાં પ્રતિમામાં જગદંબાની પૂજા થશે, તેથી હમણાં થોડા દિવસ કામકાજની ખૂબ ભીડ રહેશે. તેઓ મઠમાં આવશે, તો તમારો પત્ર તેમને બતાવીશ, જો તેમની ઇચ્છા હોય તો તેઓ તેમનાં માતપિતાને જોવા જાય તેમાં મને કશી જ અડચણ નથી.

અમે ભગવાનનાં સાક્ષાત્ સંતાનો છીએ, અમારી આજ્ઞાથી તમે તેમની સેવા–પૂજા કરો છો–તમારી સેવા–પૂજા તેઓ અવશ્ય ગ્રહણ કરે છે, હું ખાતરીપૂર્વક કહું છું. તમે કોઈનીયે વાતો સાંભળશો નહિ. તમે દીનભાવે પ્રાર્થના કરજો કે, ' ભગવાન, હું અજ્ઞાન, મૂર્ખ, જ્ઞાનહીન, ભક્તિહીન, શ્રદ્ધાહીન અને પ્રેમહીન છું; આપ પરમ દયાળુ છો, પતિતપાવન, યુગધર્મસંસ્થાપક, યુગાચાર્ય છો; આપ દયા કરીને આ આશ્રમમાં વસેલા છો, તો દયા કરીને આ દીન દાસની યથાશક્ય સેવા-પૂજા ગ્રહણ કરો.' આ પ્રમાણે પ્રાર્થના કરીને તેમનાં શ્રીચરણોમાં પુષ્પચંદનાદિ વડે અંજલિ આપજો અને ભોગ વગેરે અર્પણ કરજો. હું નિશ્ચયપૂર્વક કહું છું કે તેઓ તમારી પૂજાની ભેટ બધી જ સ્વીકારે છે. જેઓ કહે છે કે, તમારી સેવા-પૂજા બધું વ્યર્થ જાય છે, તેઓ ઘણા ભૂલાવામાં પડેલા છે. તેઓ વિધિભક્તિ સિવાય બીજું કંઇ જ જાણતા નથી, પ્રેમભક્તિ, પ્રેમની પૂજા, પ્રેમની સેવા તેઓ કંઈ જ જાણતા નથી. તમે તેમની વાતોથી સહેજ પણ દુઃખી થશો નહિ. તેઓ ઇશ્વરાવતાર સંબંધી કશું જાણતા નથી. ભગવાન ફરીથી આ યુગમા પોતાના પાર્ષદોસહિત જન્મ્યા છે, તે સંબંધી તેઓ

તદ્દન આંધળા છે. ય....નામાં ઠીક ઠીક શ્રદ્ધાભક્તિ છે. તેમની ભક્તિથી ભગવાન સંતોષ પામીને આ આશ્રમમાં પધારેલા છે. તેમની જ ભક્તિના પ્રતાપે ત્યાં અનેક ભગવદ્‌ભક્તો થયા છે. અને તેઓ જ તેમની સેવાપૂજા કરે છે, એ હું અવશ્ય જાણું છું. તમે સહેજ પણ શંકાશીલ રહેશો નહિ. ધરાઇ ધરાઇને પ્રભુની સેવાપૂજા કરતા રહો; શાંતિ, આનંદ, વિશ્વાસ, પ્રેમ બધું જ તેઓ તમને આપશે જ. તમને મારા હાર્દિક આશીર્વાદ, ભગવાન તમને સન્માર્ગે ચલાવે છે અને ચલાવશે એમ જાણજો. એ જ.

શુભેચ્છક શિવાનંદ

---

## શ્રીરામકૃષ્ણમઠ, ભુવનેશ્વરપુરી

શ્રીમાન્,

તમારો પત્ર પ્રાપ્ત થયો. ભગવાનના આશ્રમની ક્રમે ક્રમે ઉન્નતિ થાય છે, એ સાંભળીને ખૂબ આનંદ થયો. તમે જે ભાવથી ત્યાં છો, તેજ ભાવથી રહેજો. તેથી જ તમારું કલ્યાણ થશે, એમ નક્કી જાણજો વિપત્તિમાં અને સંપત્તિમાં ભગવાન જ તમને જુએ છે, એમ જાણજો. વિપત્તિ આવતાં ભગવાનનાં ચરણોમાં ભક્તોનાં શ્રદ્ધા–ભક્તિ વિશેષ વૃદ્ધિ પામે છે–ઓછાં થતાં નથી. શ્રદ્ધા–ભક્તિ વધારવા માટે જ ભગવાન ભક્તને વિપત્તિમાં નાખે છે. તમે કયારે પણ કોઇ કારણે પાછાં પગલાં કરશો નહિ. બધાને ચાહજો, કોઈની સાથે કયારે પણ અયોગ્ય વ્યવહાર કરશો નહિ–માત્ર ભગવાનને શરણે રહ્યા કરજો. એકલા છો, તે ઉત્તમ વાત છે. ખૂબ જપ–ધ્યાન કરજો. ભગવાન સંબંધીનાં પુસ્તકોનો પાઠ કરજો, ભગવાનનાં ગુણગાન કરજો, પ્રાર્થના કરજો, ભક્તોની સાથે તેમના ગુણો અને કાર્યોની ચર્ચા કરજો,

આશ્રમનાં કામકાજ કરજો, સેવા કરજો. એમ કરવાથી અવશ્ય શાંતિમાં રહેશો.

વધારે શું લખવું? મારા હાર્દિક આશીર્વાદ જાણજો. એ જ.

શુભેચ્છક શિવાનંદ

---

ભુવનેશ્વરપૂરી તા. ૧૧-૪-૨૩

શ્રીમાન્,

તમારો પત્ર મળતાં આનંદ થયો છે. શ્રીમાન....એ મઠમાંથી મને એક પત્ર લખ્યો હતો. તેઓ ભલે મઠમાં રહે. તમારે શ્રીકેદારનાથ, બદરીનારાયણ દર્શન કરવા જવાની ઇચ્છા થઈ છે, તે ઉત્તમ વાત છે. છતાં ખૂબ ધ્યાન રાખીને ધીરે ધીરે જવું જોઈશે, પહેલા ૮-૯ દિવસ ખૂબ ગરમી વેઠવી પડશે. આ માર્ગે ખૂબ સાવધાન રહીને જવું પડશે. પૈસા સાચવીને રાખજો. રસ્તામાં ચોરનો પણ ભય છે. પી....ની વાત સાભળીને બહુ આનંદ થયો છે. મ....બાબુ બહુ સારા માણસ છે. અને સાચા ધાર્મિક છે. તમે ચારે જણ સાથે જશો તો ઉત્તમ વાત. શ્રીમાન્ ....પણ બહુ સારા માણસ છે. હું હાર્દિક આશીર્વાદ આપું છું કે, તમે નિર્વિઘ્ને ઉત્તરાખંડ વગેરેનાં દર્શન કરીને પાછા ફરજો. સ્થાન અતિશય સુંદર, અતિશય ગંભીર, અતિશય પવિત્ર અને મહા ઉચ્ચભાવોને જગાડનાર છે.

ખાવાપીવાની ચીજો ક્યાંયે મળી શકતી નથી. છતાં ભાત અથવા રોટલી, સામાન્ય દાળ અને ક્યાંક ક્યાંક બટાટા મળશે, ઘી પણ મળશે. ઘણા માણસો સુજીના લાડુ બનાવીને સાથે લઈ જાય છે અને ભૂખ લાગતાં રસ્તામાં તેનો નાસ્તો કરે છે. રસ્તે ચાલતાં ચાલતાં ખૂબ ભૂખ લાગે છે. પહાડ ચઢવા ઊતરવા ખરેખર ઘણા કઠણ છે.

હું હાર્દિક પ્રાર્થના કરું છું કે ભગવાન તમારા આ નવા સાહસમાં તમને મદદ કરો અને તમે આનંદથી દર્શન વગેરે કરીને સુખેથી પાછા આવજો. પ્રતિક્રિયાથી શરીર ખરાબ થઇ જવાનો સંભવ હોય છે. ભગવાન તમારા ઉપર કૃપા કરો, જીવનમાં ખૂબ ઉન્નતિ કરો. મ–બાબુ અને તેમનાં સ્ત્રીને મારા હાર્દિક સ્નેહાશિષ કહેજો. તેમનામાં શ્રદ્ધાભક્તિ ખૂબ વૃદ્ધિ પામો. તેઓ ઘણા સારા માણસ છે. તમે મારા હાર્દિક સ્નેહાશીર્વાદ સ્વીકારજો અને આશ્રમના સૌને જણાવજો. હું તરત જ મઠમાં જાઉં છું. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

---

શ્રીરામકૃષ્ણમઠ, બેલુર તા. ૨૧–૬–૧૯૨૩

શ્રીમાન્,

તમારો પત્ર મળતાં બધી વિગત જાણી છે. તમે ગભરાશો નહિ; નામ, જપ અને યથાશક્તિ ધ્યાન જેમ કરો છો, તેમ કરતા રહેજો. જે મન આટલા દિવસ વિષયોના ચિંતનમાં અને વિષયભોગોમાં રોકાયેલું રહ્યું છે, તેને એકદમ સંયમમાં લાવી ભગવાનને ચરણે અર્પણ કરી દેવું એ રમત નથી. છતાં ધીરે ધીરે ભગવાનનું નામસ્મરણ, જપ અને તેમના આગળ વ્યાકુલ ચિત્તે પ્રાર્થના કરતાં કરતાં ક્રમે ક્રમે તેમનામાં લીન થઈ જશો જ. ભગવાનની કૃપાથી અશક્ય વસ્તુ શક્ય બને છે, એ અવશ્ય જાણજો. ભગવાન યુગાવતાર, યુગગુરુ, ઈશ્વરાવતાર, જેઓ સૌના અંતરાત્મા છે તેમને હૃદયમાં બોલાવવાથી હૃદય ચૈતન્યમય થઇ જાય છે. તમને પણ એમજ થશે. અવશ્ય થશે, હું કહું છું તે સાચું જ માનશો. તેઓ કોઇને પાછા કાઢતા નથી–જે

બોલાવે છે તેને તેઓ મળે છે–તમે પણ પામશો. મનમાં કદી પણ નિરાશા આવવા દેશો નહિ. જ્યારે ભાગ્યવશાત્ અમારી પાસે આવેલા છો, ત્યારે અવશ્ય તમારી મનોભાવના સિદ્ધ થશે–કશી જ ચિંતા કરશો નહિ. મનનો સ્વભાવ જ ચંચળ છે, ભગવાનના નામના બળથી, પ્રાર્થનાના બળથી, તેને સ્થિર કરવું પડશે. મનમાં કેટલાયે પ્રકારના જૂના કુસંસ્કારો રહેલા છે. નામ અને સંસ્કારના બળથી તે બધાને ક્ષીણ–બળ–હીન કરવા પડશે. તમને એ પ્રમાણે થશે, કશો ડર નથી. બને તેટલો સત્સંગ કરજો. સંસારી–અસત્–માનવીઓનો પરિચય ને સમાગમ બને તેટલો ઓછો રાખજો–બલકે ત્યાગ કરજો.

મારા હાર્દિક સ્નેહાશીર્વાદ જાણજો. વચ્ચે વચ્ચે પત્ર લખજો. ભગવાનની ઇચ્છાથી અહીંના કુશળ વર્તમાન છે. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ

---

શ્રીરામકૃષ્ણમઠ, બેલુર તા. ૧૯–૧–૨૪

શ્રીમાન્,

હું કેટલાક દિવસથી તમારી નોકરી છોડવા અથવા સંસાર છોડવા સંબંધી વિચારો કરતો હતો. હું ભગવદ્ઇચ્છાથી મારી પોતાની આંખો વડે હું તમને જોઇશ, દેખતો હતો અને હજુ પણ જોઉં છું. તમારા સંબંધમાં બીજા કોણ કોણ શું શું બોલે છે, તે પણ હું સાંભળું છું ખરો, પરંતુ ભગવાનની ઇચ્છાથી નિર્ણય તો હું પોતે જ કરું છું; હું મારી અંદર એવી કોઇ પ્રેરણા જોઇ શકતો નથી અથવા અનુભવી શકતો નથી કે જેથી તમને નોકરી છોડી દેવાનું કહી શકું. નોકરી છોડી દેવી એ સહેલી વાત છે. ગુલામીખત તો લખી આપ્યું નથી જ. જ્યારે

મરજી હશે ત્યારે નોકરી છોડી શકશો, પણ મને લાગે છે કે હજુ તમારી એવી અવસ્થા થઈ નથી. હમણાં ત્યાં રહીને પહેલાં કરતાં ઇચ્છા વિશેષ પ્રબળ થઈ છે, તે હું સમજી શકું છું, તે સારી વાત છે; પણ હજી થોડો સમય નોકરી કરવી પડશે અને પરમહંસદેવના આશ્રમનાં કાર્યો કરવાં પડશે અને સાથે સાથે ગર્ભ ધારણ કરનારી માતાની પણ સંભાળ રાખવી જોઈશે.

મારા હાર્દિક આશીર્વાદ સ્વીકારજો. હું તમને જે કરવાનું કહું તે કરવાથી તમારું કયારે પણ કોઈ જાતનું અનિષ્ટ થશે નહિ, એ અવશ્ય જાણજો. પરમહંસદેવ, સ્વામીજી અને અમારા આદર્શથી તમારે જીવન ઘડવું જોઈશે, એ હમેશાં ધ્યાનમાં રાખજો. આજે વિશેષ લખી શકતો નથી. શરીર ઘણું ખરાબ છે. તમને ફરીથી મારા સ્નેહાશિષ. એ જ.

તમારો શુભેચ્છક શિવાનંદ



# अगत्यनो सुधारो

અત્યારની સખ્ત મોંઘવારીના સંજોગોને ધ્યાનમાં લેતાં ટ્રસ્ટીઓએ તારીખ ૧૫–૩–૪૨ થી કમિશનના ધોરણમાં નીચે પ્રમાણે ફેરફાર કરવાનું નક્કી કરેલું છે. એટલે આ પછીનાં પૃષ્ઠોમાં સંસ્થાના ગ્રંથોનું સૂચીપત્ર છપાયું છે અને તેમા શરૂમા જે વળતરના નવા નિયમો અપાયા છે, તે રદ સમજી નીચે પ્રમાણેના નિયમો તારીખ ૧૫–૩–૪૨ થી અમલમાં હોવાનું સમજવું.

## વળતરના નવા નિયમો

આ સૂચીપત્રમાં જણાવેલાં તમામ પુસ્તકો સિલકમાં હશે, ત્યા સુધી છાપેલા મૂલ્યે સર્વ કોઇને મળશે.

(૧) આ સૂચીપત્રમાં જણાવેલાં તમામ પુસ્તકો ( અર્થવાળી ભગવદ્‌ગીતાઓ સિવાય )માં નીચે જણાવ્યા પ્રમાણે કમિશન અપાશે.

(क) એકસામટાં રૂા. ૨૫) કે તે ઉપરાંતનાં પુસ્તકો ખરીદનારને સેંકડે ૧૦) ટકા

(ख) એકસામટાં રૂા. ૫૦) કે તે ઉપરાંતનાં પુસ્તકો ખરીદનારને સેંકડે ૧૨॥ ટકા

(ग) એકસામટાં રૂા. ૧૦૦) કે તે ઉપરાંતનાં પુસ્તકો ખરીદનારને સેંકડે ૧૮॥ ટકા

(૨) અર્થવાળી શ્રીમદ્ ભગવદ્‌ગીતાઓનું મૂલ્ય પ્રથમથી ઘણું ઓછું રખાયલું છે. આમ છતાં રૂપિયા ૨૫) કે તે ઉપરાંતનાં અન્ય પુસ્તકો સાથે તે ભગવદ્‌ગીતાઓ ખરીદનારને ૬। ટકા અને એક સાથે તેની સો કે તે ઉપરાંત વધુ પ્રતો ખરીદનારને તેમાં રૂપિયે દોઢ આનો વળતર મળશે.

દોઢ આના વળતર મળશે.

# ધ્યાન આપવા જેવી બાબતો

ક–બહારગામથી મંગાવનારે અમદાવાદના કાર્યાલયમાં લખવું. કેમકે મુંબાઈમાં બહારગામ પુસ્તકો મોકલવાની વ્યવસ્થા થતી નથી.

ખ–જવાબ મંગાવનારે જવાબીકાર્ડ અથવા સવા આનાની ટિકિટ બીડવી જરૂરી છે.

ગ–પૂરું મૂલ્ય પ્રથમથી મોકલી રૂપિયા ૮–૧૦ કે તેથી વધુનાં પુસ્તકો રેલવે પારસલથી મંગાવવાથી, પેકિંગ ઇત્યાદિ ખર્ચ (બંગાળી દશ શેર વજનના ાત અને તેથી વધુ વજનના પારસલ દીઠ આઠ આના) ચઢવા છતાં ખર્ચ બહુ જ ઓછો આવશે.

ઘ–જો વધુ પુસ્તકો રેલવે પારસલથી મંગાવવાં હોય તો રેલવે **સ્ટેશનનું નામ** અવશ્ય લખવું; અને પત્રની સાથે ચોથા ભાગની રકમ અગાઉથી મોકલવી.

ચ–ટપાલ રસ્તે વી. પી. થી મંગાવનારને ટપાલખર્ચ ઉપરાંત, રજિસ્ટર તથા વી. પી. મનીઓર્ડર ખર્ચના રૂપિયા દશ સુધીના પાંચ આના જુદા લાગે છે. એક રૂપિયાથી ઓછી રકમનાં પુસ્તક મંગાવનારે ટપાલની ટિકિટ બીડી મોકલવી.

છ–સંસ્થાનાં પુસ્તકોનું મૂલ્ય ઓછું રહેતું હોવાથી ટપાલ ખર્ચ કિંમતના પ્રમાણુમા વધી જાય છે; એથી જ્યાં રેલવે પારસલથી મંગાવવાની સગવડ થઈ શકે એમ હોય ત્યાંના બેચાર સજ્જનોએ ભેગા મળીને પુસ્તકો એકસાથે રેલવે પારસલમાં મંગાવવાથી ખર્ચમાં ઘણો ફાયદો થશે.

જ–આ સૂચીપત્રમાં જણાવ્યા સિવાયનાં બીજાં પુસ્તકો મળશે નહિ; અને મંગાવેલાં પુસ્તકોમાંથી જે આવે નહિ, તે ખલાસ સમજવાં.

૭–આ હસ્તપત્રો સુધારીને છપાય ત્યારે આગલાં ૨૬ અને તાજાંજ અમલમાં સમજવાં.

૮–સંસ્થાનું કોઈ પણ પુસ્તક અગાઉથી સંમતિ મેળવીનેજ છાપી શકાશે.

# ધ્યાન આપવા જેવી બાબતો

ક–બહારગામથી મંગાવનારે અમદાવાદના કાર્યાલયમાં લખવું. કેમકે મુંબાઇમાં બહારગામ પુસ્તકો મોકલવાની વ્યવસ્થા થતી નથી.

ખ–જવાબ મંગાવનારે જવાબીકાર્ડ અથવા સવા આનાની ટિકિટ બીડવી જરૂરી છે.

ગ–પૂરું મૂલ્ય પ્રથમથી મોકલી રૂપિયા ૮–૧૦ કે તેથી વધુનાં પુસ્તકો રેલવે પારસલથી મંગાવવાથી, પેકિંગ ઇત્યાદિ ખર્ચ (બંગાળી દશ શેર વજનના ૦।ન્ર અને તેથી વધુ વજનના પારસલ દીઠ આઠ આના) ચઢવા છતાં ખર્ચ બહુ જ ઓછો આવશે.

ઘ–જો વધુ પુસ્તકો રેલવે પારસલથી મંગાવવાં હોય તો રેલવે સ્ટેશનનું નામ અવશ્ય લખવું; અને પત્રની સાથે ચોથા ભાગની રકમ અગાઉથી મોકલવી.

ચ–ટપાલ રસ્તે વી. પી. થી મંગાવનારને ટપાલખર્ચ ઉપરાંત, રજિસ્ટર તથા વી. પી. મનીઓર્ડર ખર્ચના રૂપિયા દશ સુધીના પાંચ આના જુદા લાગે છે. એક રૂપિયાથી ઓછી રકમનાં પુસ્તક મંગાવનારે ટપાલની ટિકિટ બીડી મોકલવી.

છ–સંસ્થાનાં પુસ્તકોનું મૂલ્ય ઓછું રહેતું હોવાથી ટપાલ ખર્ચ કિંમતના પ્રમાણમાં વધી જાય છે; એથી જ્યાં રેલવે પારસલથી મંગાવવાની સગવડ થઈ શકે એમ હોય ત્યાંના બેચાર સજ્જનોએ ભેગા મળીને પુસ્તકો એકસાથે રેલવે પારસલમાં મંગાવવાથી ખર્ચમાં ઘણો ફાયદો થશે.

જ–આ સૂચીપત્રમાં જણાવ્યા સિવાયનાં બીજાં પુસ્તકો મળશે નહિ; અને મંગાવેલાં પુસ્તકોમાંથી જે આવે નહિ, તે ખલાસ સમજવાં.

૭–આ હસ્તપત્રો સુધારીને છપાય ત્યારે આગલાં ૨૬ અને તાજાંજ અમલમાં સમજવાં.

૮–સંસ્થાનું કોઈ પણ પુસ્તક અગાઉથી સંમતિ મેળવીનેજ છાપી શકાશે.

# હાલ મળતા ઉત્તમ ગ્રંથો

રૂપિયા ૨૦) સુધીનાં પુસ્તકો લેનારને દર
રૂપિયે બે આના વળતર મળશે

## ઉત્તમ ધાર્મિક ગ્રંથો

રૂપિયે ૦)=

| ગ્રંથનું નામ | પૃષ્ઠ | મૂલ્ય | બાદ |
|---|---|---|---|
| શ્રીશાંતિપર્વ-( આવૃત્તિ ૬ ઠ્ઠી ) ... ... | ૮૫૬ | ... ૬) ... | ,, |
| શ્રીમાનસ રામાયણ-૩૦ચિત્રો સાથે ... | ૧૪૦૦ | ...૪॥ ... | ,, |
| ,, ,, -બે ગ્રંથમાં ,, | ,, | ... ૫। ... | ,, |
| શ્રીતુલસીકૃત રામાયણ-( આવૃત્તિ ૮ મી ) | ૧૪૩૨ | ... ૫॥ ... | ,, |
| ,, ,, -બે ગ્રંથમાં ,, | ,, | ... ૬) ... | ,, |
| શ્રીવાલ્મીકિ રામાયણ-(આવૃત્તિ ૩ જી) | ૧૫૨૮ | ... ૫॥ ... | ,, |
| ,, ,, -બે ગ્રંથમા ( ,, ,, ) ... | ,, | ... ૬) ... | ,, |
| શ્રીમદ્ભાગવત-(૧૦મી આવૃત્તિ) ... ... | ૧૩૪૪ | ... ૫॥ ... | ,, |
| ,, ,, -( બે ગ્રંથમાં ) ... ... | ,, | ... ૬) ... | ,, |
| શ્રીભગવતી ભાગવત-( આવૃત્તિ ૨ જી ) | ૯૨૮ | ... ૫) ... | ,, |
| શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા—(આ. ૭મી) | ૮૮૮ | ... ૩) ... | ,, |
| શ્રીમનુસ્મૃતિ—મૂળ શ્લો. તથા ભા. સહિત | ૬૪૦ | ... ૨। ... | ,, |
| શ્રીતુકારામ ગાથા-ગ્રંથ ૧લો ... ... | ૮૯૬ | ... ૨। ... | ,, |
| ,, ,, -ગ્રંથ ૨જો ... ... | ૯૪૪ | ... ૨॥ ... | ,, |
| શ્રીદાસબોધ-(આવૃત્તિ ૩જી) ... ... | ૬૪૮ | ... ૨) ... | ,, |
| પ્રીતમની વાણી-(આવૃત્તિ ૨ જી) ... | ૫૬૦ | ... ૧॥ ... | ,, |
| શ્રીરામકૃષ્ણકથામૃત-બે ભાગમાં (આ. ૨જી) | ૬૬૪ | ... ૨॥ ... | ,, |
| સ્વામી રામતીર્થ-ગ્રંથ ૧ લો (આ. ૫મી) | ૫૬૪ | ... ૧) ... | ,, |
| ,, ,, -ગ્રંથ ૩ જો ... ... | ૫૨૮ | ... ૨) ... | ,, |

શ્રીવિષ્ણુસહસ્રનામાવલિ-દર્શન(આ. ૨જી)૨૨૦ ... ૦।≈... „
શ્રીવિષ્ણુસહસ્ર નામ-અર્થ સહિત આ. ૩જી ૧૨૮ ... ૦)≈... „

## હિંદુ સંતોનાં જીવનચરિત્રો

મહાત્મા સરયુદાસજી, ભૂધરભક્ત અને } ૨૫૬ ... ૦।≈... „
મહાત્મા જાનકીદાસજીનાં ચરિત્ર }
શ્રીબુદ્ધચરિત્ર તથા અન્ય સંતપુરુષો-... ૪૯૬ ... ૧। ... „
શ્રીરામકૃષ્ણ પરમહંસનું ચરિત્ર(આવૃત્તિ ૨જી)૬૦૮ ... ૧॥ ... „
સંત તુકારામ-જીવનચરિત્ર ... ... ૬૪૮ ...૨) ... „
શ્રીચૈતન્ય મહાપ્રભુ-ખંડ ૧થી૫ ત્રણ ગ્રંથમાં ૧૫૯૬...૫) ... „
શ્રીજ્ઞાનેશ્વર મહારાજ અને } ... ... ૫૦૪ ...૧॥ ... „
મહાત્મા શ્રીએકનાથ }
સ્વામી ભાસ્કરાનંદ તથા } ... ... ૪૩૨...૧॥ ... „
વિજયકૃષ્ણ ગોસ્વામી }
ભક્તચરિત્ર-( આવૃત્તિ ૨જી ) ... ... ૫૨૮...૧॥ ... „
આદર્શ ચરિત્રસંગ્રહ-ઉત્તમ ૫૨ જીવનચરિત્રો ૬૩૬...૧।॥ ... „
„ „ -ભાગ બીજો ૭૦ „ ૬૨૪...૧।॥ ... „

## મુસ્લિમ સંતોનાં જીવનચરિત્રો

મુસ્લિમ મહાત્માઓ-(આવૃત્તિ ૨ જી) ...૭૫૬...૨। ... „

## અસરકારક જીવનચરિત્રો

ભારતની દેવીઓ-ત્રણ ગ્રંથમા (ત્રીજી આવૃત્તિ) ...૬) ... „
(ત્રણે ગ્રંથનાં પૃષ્ઠ ૨૨૬૮; છૂટક દરેક ગ્રંથની કિંમત રૂપિયા ૨॥ ... „
ભારતના વીરપુરુષો-( આવૃત્તિ ત્રીજી ) ... ૩૩૬ ... ૧) ... „
શ્રીશિવાજી છત્રપતિ-( આવૃત્તિ ત્રીજી ) ...૬૧૨... ૨। ... „
વીર દુર્ગાદાસ-( આવૃત્તિ ત્રીજી ) ... ...૩૦૪...૦॥ ... „

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક પુસ્તકો

આગળ ધસો-(આવૃત્તિ ૩ જી) ... ૪૬૮ ...૧।॥ ... „
ભારતધર્મ ને અંધારા રંગમહેલનો રાજા ૫૦૪ ...૧॥ ... „

| | | | |
|---|---|---|---|
| સુખી જીવનનાં સાધન(માર્ડન કૃત) | ૩૧૨ | ૦॥≈ | ,, |
| સુખ સામર્થ્ય ને સમૃદ્ધિ-(આવૃત્તિ ૨જી) | ૩૯૬ | ૧) | ,, |
| ભાગ્યના સ્રષ્ટાઓ (આવૃત્તિ ૨જી) | ૫૬૪ .. | ૧॥ ... | ,, |
| બંકિમ નિબંધમાળા-બંકિમબાબુકૃત | ૫૮૨ | ૧॥ | ,, |
| કતલખાનું-(અપ્ટન સિંકલેરકૃત) | ૬૯૬ | ૨। | ,, |
| આદર્શ દૃષ્ટાંતમાળા-ભાગ ૧લો (આ બીજી) | ૪૩૨ | ૧। | ,, |
| ,, ,, -ભાગ ૨જો ( ,, ) | ૪૯૬ | ૧।≈ | ,, |
| શુભસંગ્રહ-ભાગ ૧ લો(આવૃત્તિ ૫મી) | ૧૯૨ | ૦। . . | ,, |
| ,, ભાગ ૨ જો ( ,, ૨ જી) | ૫૪૪ | ૧॥। | ,, |
| ,, ભાગ ૯ મો ( | ૭ ૬ | ૨) | ,, |
| સોનેરી સૂચનો-(આવૃત્તિ ૭મી) | ૨૦૮ | ૦। . | ,, |

## વૈદક અને ઐતિહાસિક ગ્રંથો

| | | | |
|---|---|---|---|
| આર્યભિષક્-(નવમી આવૃત્તિ) | ૮૨૪ | ૩) | ,, |
| વૈદક સંબંધી વિચારો-ભાગ૧લો-(આ ૨જી) | ૬૮૪ | ૧॥ | , |
| ,, ,, ,, -ભાગ૨જો | ૪૨૨ | ૧।≈ | ,, |
| ( ઉપરના બંને ગ્રંથ સાથે ખરીદનારને રૂ ૪॥ મા મળશે ) | | | |
| આયુર્વેદ નિબંધમાળા-ભાગ ૧-૨ જો | ૭૨૬ | ૨। | ,, |
| ,, ,, ભાગ ૨ જો(ચાલુ) | ૪૧૬ | ૧। | , |
| આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન-(આ ૫મી) | ૧૪૮ | ૦। | ,, |
| રાજસ્થાનનો ઇતિહાસ-૨જો | ૭૬૪ | ૨॥ | ,, |

## બોધપ્રદ ટૂંકી વાર્તાઓ

| | | | |
|---|---|---|---|
| ટૂંકી વાર્તાઓ -ગ્રંથ પહેલો-(આવૃત્તિ ૩ જી) | ૫૮૮ | ૨ . | , |
| ,, ,, -ગ્રંથ બીજો -(આવૃત્તિ ૨ જી) | ૫૭૬ | ૧॥ | ,, |
| ,, ,, -ગ્રંથ ત્રીજો (ભા ૮ મો) | ૪૯૨ | ૧॥ | ,, |
| ,, ,, -ગ્રંથ પાંચમો (ભા ૧૦ મો) | ૪૦૮ | ૧। | ,, |
| ,, ,, -ગ્રંથ છઠ્ઠો (ભા ૧૧ મો) | ૭૬૦ | ૨) | ,, |